


# فتاویٰ رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ ચોથો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી
સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (રહમ) રાંદેરી સાહબ

પ્રકાશક
મકતબા રહીમિય્યહ
મુફતી સ્ટ્રીટ, રાંદેર, સુરત.
પીન કોડ નં. ૩૯૫ ૦૦૫




**અગર તમે જાણતા ન હોય તો જાણકારોને પુછી લો. (કુર્આને હકીમ)**

આપ (સલ.)નું ફર્માન છે :- ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવીઓ સવાલ છે. સવાલ કરો કે એમાં ચાર માણસોને સવાબ મળે છે. (૧) સવાલ કરનારને (૨) જવાબ આપનાર આલિમને (૩) મસ્અલો સાંભળનારને (૪) તેને જે એઓથી મહબ્બત રાખતો હોય. (અહયાઉલ ઉલૂમ ભાગ-૧

# فتاویٰ رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ ચોથો

**હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી**
**સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (સુમ્મ) રાંદેરી સાહબ**

-: પ્રકાશક :-
**મકતબા રહીમિય્યહ**
મુન્શી સ્ટ્રીટ, રાંદેર-સુરત.
પીનકોડ નં. ૩૯૫૦૦૫.

# "ગુઝારિશાત"

બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ

અલ્હમ્દુ લિલ્લાહિ વકફા વસલામુન અલા સય્યિદિનિલ મુસ્તફા

અમ્મા બાદ !

આ પહેલાં "ફતાવા રહીમિય્યહ"નો ત્રીજો ભાગ છપાવી તેના વાંચકો અને ચાહકોની સેવામાં રૂજુઅ કર્યો ત્યારે અમે તેનો ચોથો ભાગ છપાવ્વાની તૈયારીની ખુશખબરી આપી હતી, અલ્લાહનો અપાર શુક્ર અને બેહદ એહસાન છે કે તેના ફઝલો-કરમથી આ ચોથો ભાગ પણ છપાઇને તૈયાર થઇ ગયો છે.

આશરે ૨૦ વર્ષ થયા જ્યારે '**હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી સય્યિદ અબ્દુર્રહીમ કાદરી સાહબ લાજપુરી સુમ્મ રાંદેરી**'ના અન્મોલ ફતાવાઓનો સંગ્રહ સૌ પ્રથમ ગુજરાતી ભાષામાં "**ફતાવા રહીમિય્યહ**" (પયગામ ફતાવા સંગ્રહ)ના નામથી ભાગ પહેલો અને બીજો પ્રગટ થયો હતો જેને મુસ્લિમ ગુજરાતી આલમમાં અલ્લાહે એટલો મકબુલ બનાવ્યો હતો કે ઉર્દુ, અંગ્રેઝી જાણનારા મુસ્લિમ જગતમાં તેને ઉર્દુ અને અંગ્રેઝી ઝબાનમાં પ્રગટ કરવાની માંગ થવા લાગી હતી. પરિણામે તેના ઉર્દુ અને અંગ્રેઝી એડિશનો બહાર પાડવા પડ્યા. તેઓની મકબૂલિયતનો અંદાઝો આ ઉપરથી કાઢી શકાય કે ઉર્દુ અને અંગ્રેઝીના ભાગ પહેલા, બીજા અને ત્રીજાના અનેક એડિશનો પ્રગટ કરવા પડ્યા હતા. જ્યારે ઉર્દુમાં ચોથો ભાગ ક્યારનોએ બહાર પડી ચુક્યો છે અને પાંચમા ભાગની તૈયારીનો આરંભ થઇ ગયો છે. **અલ્હમ્દુ લિલ્લાહ**, વર્ષો પહેલાં ગુજરાતીમાં પ્રગટ થએલો ભાગ પહેલો અને બીજો ઘણાં લોકો સુધી પહોંચી શક્યો ન હતો એટલે તેઓ તરફથી તેને પ્રગટ કરવાનો તકાઝો વધતો જાય છે જો કે હવે પછી પ્રથમ આ જ કામ હાથ ધરવાનો હઝરત મુફતી સાહબનો ઇરાદો પણ છે.

**આલમે ઇસ્લામના પ્રખર આલિમ હઝરત મૌલાના સય્યિદ અલી મિયાં (અબૂલ હસન અલી) નદવી સાહબે "ફતાવા રહીમિય્યહ" વિષે તથા તેના કર્તા 'હઝરત મુફતી લાજપુરી સાહબ' બાબત લખ્યું છે કે "ફિકહ વ ફતાવા પર હમારે મુલ્કમેં બરાબર કિતાબેં શાએઅ હોતી રેહતી હેં ઔર એસા હોના કુદરતી અમ્ર હે, ઇસ લિયે કે ફતાવા વ મસાઇલે ફિકહી મુસલમાનોંકી રોઝ મર્રહકી ઝરૂરત હે ઔર નયે-નયે મસાઇલ પૈદા હોતે રેહતે હેં ઔર ઉન્મેં ફૌરી તોર પર દીની રેહનુમાઇકી ઝરૂરત હે લેકિન ઇસકે લિયે ફિકહમેં મલેકએ રાસિખહ, જુઝઇય્યાત પર વસીઅ નઝર ઔર ઉસુલે ફિકહમેં ઉસ્તાદાનહ કાબિલિય્યતકી જરૂરત હે ફિર ઉસકે સાથ તકવહ ઔર એહતિયાત, ખશિય્યતે ઇલાહી, એહસાસે ઝિમ્મેદારી, ઔર મસ્લકે સલફસે બળી હદ તક વાબસ્તગી ઝરૂરી હે. જિન લોગોંકો ઇસ રાહકી મુશ્કિલોંકા ઇલ્મ ઔર ફિકહએ હન્ફીસે કામિલ મુનાસિબત હે વહ 'ફતાવા રહીમિય્યહ' કી ઇલ્મી વ અમલી કદ્રો કીમતકા અંદાઝહ કર સકતે હેં ઔર ઉસકી શહાદત દે સકતે હેં કે મુઅલ્લિફે ફાઝિલ (હઝરત મુફતી લાજપુરી સાહબ) કો અલ્લાહ તઆલાને ઉન સલાહિય્યતોંસે બેહરાવર ફર્માયા હે જો ઇસ દૌરમેં ઇસ નાઝુક ફરીઝેકો અંજામ દેનેકે લિયે શર્તે અવ્વલ હે.**

**અલ્લાહ તઆલા મુફતી સાહબકો જઝાએ ખેર અતા ફરમાએ ઔર ઉન્કો સિહ્‌હતો કુવ્વત અતા ફરમાએ હે વોહ ઇસ મુફીદ સિલસિલેકી તકમીલ કર સકેં."**

'**ફતાવાં રહીમિય્યહ**' ઔર '**સાહિબે ફતાવા રહીમિય્યહ**'ની મઝકુર ખુબીઓ અને ખુસુસિયતોના કારણે

જ ઉર્દુ-ગુજરાતી અને અંગ્રેઝી વિગેરે ઝબાનોમાં તેના તમામ ભાગો પ્રગટ કરવા તથા તેનો સ્ટોક રાખવાની માંગ વધતી જઇ રહી છે જેને પુરૂં કરવું હઝરત મુફ્તી સાહબ માટે મુશ્કિલ થઇ ગયું છે. એક તરફ ટુંકા સાધનો તો બીજી બાજુ માઝા મુકતી મોંઘવારી, કાગળો, છપાઇ અને બાઇડીંગ વિગેરેના ભાવોમાં આવતો રહેતો ઉછાળો, જેના કારણે ત્રણેય ઝબાનમાં તમામ ભાગો સ્ટોકમાં રાખવા અશક્ય થઇ પડયું છે.

અગર સાહિબે ખૈર અને દીન પ્રેમી સાહિબો પોતાની શક્તિ મુજબ 'ફતાવા રહીમિય્યહ'ની ઉર્દુ-અંગ્રેઝી અને ગુજરાતી નકલો (કોપીઓ) ખરીદી પોતાના મર્હુમોના ઇસાલે સવાબ માટે ઝરૂરતમંદ ગરીબ મુસલમાનોમાં તકસીમ કરે તો આ મુબારક કામમાં તેઓનો કીમતી સહકાર ગણાશે.

ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) એ ફર્માવ્યું છે કે :- **"કરોડો રૂપિયા ખુદાએ પાકના રસ્તામાં ખર્ચ કરવું શરઇ મસાઇલમાંથી એક મસ્અલાના રિવાજ દેવાના સવાબની બરાબરી કરી શકતું નથી."** (મકતુબાત ઇમામ રબ્બાની ફારસી ભાગ-૧, પાનું-૬૭)

ગરીબ આલિમો, મિસ્કીન તાલિબે ઇલ્મો વિગેરેમાં ઉર્દુ ફતાવા તકસીમ કરવામાં આવે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ-ભુજમાં ઘણા એવા પછાત વિસ્તારો છે જ્યાં બિદઆત અને ગૈર ઇસ્લામી રસ્મો રિવાજો ઘર કરી ગયા છે ત્યાં ગુજરાતી ફતાવા ફ્રી વહેંચવામાં આવે અને મદ્રાસ, કેરાલા, કર્ણાટક જ્યાં મુસ્લિમો અંગ્રેઝી જાણે છે તથા અંગ્રેઝી દેશો અમેરિકા વિગેરેના નિગ્રો (હબ્શીઓ) ન્યુ મુસ્લિમોમાં અંગ્રેઝીની કોપીઓ પહોંચાડવામાં આવે તો વધુ સારા પરિણામ આવી શકે છે. મત્લબ કે આ અથવા આવી બીજી કોઇ યોગ્ય વ્યવસ્થા થાય કે જેથી હઝરત મુફતી સાહબ ચેનથી આ મહાન સેવા બજાવી શકે. 'વમા તૌફીકી ઇલ્લા બિલ્લાહ'

આ ચોથા ભાગને પ્રગટ કરવાની તૈયારીમાં પણ **'જનાબ મૌલ્વી હાફિઝ યુસુફ મુસા ભડકોદ્રા વાલા સાહબ'** (ખાદિમ મદ્રસા રહીમિય્યહ તજવીદુલ કુર્આન-રાંદેર)એ ખુબ ખુબ મહેનત કરી ઝહમત ઉઠાવી છે.

અલ્લાહ તઆલા મઅ્સૂફને પુરે પુરો બદલો અતા ફર્માવે. આમીન.

**સય્યિદ અબ્દુલહક કાદરી**

(એડીટર 'હયાત' માસિક સુરત)

**નોટ :-** જ્યારે આ બીજું એડીશન પ્રગટ થઇ રહ્યું છે ત્યાં સુધીના ટુંક સમયમાં ખુદાવદના ફઝલો કરમથી ફતાવા ઉર્દુની જિલ્દ ૫-૬-૭ ના ત્રણ-ત્રણ, ચાર-ચાર એડિશનો બહાર આવી ચુક્યા છે તથા ઉર્દુ આઠમો ભાગ બહાર આવ્વાની તૈયારીમાં છે અને નવમા ભાગની તરતીબ ચાલુ છે. વળી ગુજરાતીમાં પણ ભાગ-૬ તથા ૭ ની કોશિશ ચાલુ છે.

**શૈખુલ હદીસ અલ્મુહદ્દિસુલ જલીલ હઝરત મૌલાના મુહમ્મદ**

**ઝકરિયા સાહબ (રહમતુલ્લાહ અલયહ)નો મુબારક અભિપ્રાય**

(૧) 'ફતાવા રહીમિય્યહ' કે લિયે યે નાકારહ દિલસે દુઆ કરતા હે. અલ્લાહ જલ્લ શાનુહુ અપને ફઝલો કરમસે લોગોંકો ઇસસે ઝયાદહસે ઝયાદહ તમત્તુઅ ઔર ઇન્તિફાઅ નસીબ કરે. ઔર જનાબકે લિયે વ તાબિઅ વ નાશિર ઔર ઉસમેં કિસી નૌઅકી ભી સઇ કરનેવાલેકે લિયે સદકએ જારિયહ બનાવે. ઔર આપકો દારૈનમેં ઉસ્કા બેહતરીન બદલા અતા ફર્માવે. ફક્ત વસ્સલામ.

હઝરત શૈખુલ હદીસ સાહબ, બકલમ અબ્દુર્રહીમ મોતાલા ૨૮ રજબ ૯૦ હિજરી

(૨) બિરાદરે અઝીઝ મૌલ્વી હાફિઝ સય્યિદ અબ્દુલ અહદ સલ્લમહુ મુકીમ બર્મિંગહમ (બર્તાનિયહ) અપને એક મકતૂબમેં લિખ્તે હેં.- હઝરત શૈખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબકા ગિરામી નામહ મદીનહ તય્યિબહસે મૌસૂલ હુવા હે, આપકો ભી સલામ લિખ્ખા હે, ઔર ઉસ્મેં તહરીર ફર્માયા હે કે મુફ્તી સાહબકે લિયે ભી દુઆ કરતા હું, ફિર તહરીર ફર્માયા હે,

યે ભી લિખ દે કે :- "આપકે ફતાવા રહીમિય્યહસે યહાં (મદીનહ તય્યિબહમેં) લોગોંકો બહુત ફાઇદહ હો રહા હે. મેં ભી વક્તન-ફવક્તન સુન્તા રહેતા હું."

**ઉસ્તાઝિયુલ મુઅઝઝમ હઝરત અલ્લામહ મુફતી સય્યિદ મહદી હસન (રહ.)**

**માઝી સદર મુફતી દારૂલ ઉલુમ દેવબંદનો અભિપ્રાય**

આપકા મુરસલા ફતાવા રહીમિય્યહ મુજલ્લદ પહોંચા. પુરી જિલ્દકા તો મુતાલઆ ન કર સકા લેકિન જસ્તહ જસ્તહ મકામાત ખુસુસન તવીલ જવાબાતકો બગારે પઢા. ઔર દિલસે દુઆ નિકલી કે અલ્લાહ ફહમ ઔર તલાશે મસાઇલમેં ઔર કુવ્વત અતા ફરમાયે. બહોત બેહતર ઔર કાવિશસે જવાબાત દિયે ગયે ખુસુસન જવાબાતમેં નુકૂલે મોઅતબરહકો પેશ કિયા હે, બઅઝ મુખ્તસર જવાબાત પર ભી નઝર ડાલી જો અપની જગા પર બિલ્કુલ સહીહ હે. જિસ્કી બિના પર યે કેહ સકતા હું કે મજમુઇ હૈસિયતસે ફતાવા રહીમિય્યહ અવામ હી કે લિયે નહીં બલ્કે અહલે ઇલ્મકે લિયે ભી બગૈર મેહનતકે મુફીદ હે. અલ્લાહ તઆલા મકબુલે આમ બનાયે ઔર મુજીબ સલ્લમહુકો અજ્રે અઝીમ અતા કરે કે મખ્લુક્કી એઅતેકાદી ઔર અમલી ઝિંદગીકી ઇસ્લાહ ઔર હન્ફી મઝહબકી તાઇદ વતકવિયત અહલે સુન્નત વલ્જમાઅતકે મુતાબિક કી હે. નીઝ બઅઝ મુખાલિફીને મઝહબકે એઅતેરાઝાતકે જવાબાત ભી બઅહસને વુજૂહ મુદલ્લલ દિયે ગયે હેં. મસાઇલે ફિકહિય્યહકો મુનક્કહ કિયા ગયા હે, નીઝ મોકઅ મહલ પર અહાદીસે સહીહહકો ભી દલાઇલમેં પેશ કિયા ગયા હે. અલ્હાસિલ ફતાવા રહીમિય્યહ હર એઅતેબારસે કાબિલે એઅતિમાદ હે. યે ચંદ સુતુર બમજબુરી લિખ્ખી હેં વરનહ મેં અપની જહાલત ઔર હેચ મદાની પર ખુદ શર્મસાર હું. ભલા મેં કહાં ઔર અહલે ઇલ્મકે ફતાવાકી તકરીઝ કહાં, મન આનમ કે મન દાનમ.

આખિરમેં ફિર દુઆ કરતા હું અલ્લાહ તઆલા મુઅલ્લિફે ફતાવા રહીમિય્યહકો ઔર ઝયાદહ તૌફીક અતા ફર્માયે કે મખ્લૂક્કી દીની ખિદમત કરતે રહેં, આમીન.

અહકરૂઝ-ઝમન સય્યિદ મહદી હસન કાનલ્લાહુ લૈહુ

ખાદિમ દારૂલ ઇફતા દારૂલ ઉલુમ દેવબંદ

**ઉસ્તાઝિયુલ મુકર્રમ હઝરતુલ અલ્લામ મોલાના મુહિબ્બુલ્લાહ સાહબ (રહ.)નો મુબારક અભિપ્રાય**

'ફતાવા રહીમિય્યહ' કી ઝાહિરી ઔર બાતિની ખુબિયાં મુલાહિઝહ કરકે દિલ બાગ-બાગ હો ગયા ઔર બે ઇખ્તિયાર આપકે લિયે દરબારે ખુદાવંદીમેં ઝબાનસે દુઆએ જઝાએ ખૈર નિકલી ઔર આઇન્દહ જિલ્દોંકે લિયે ઇશ્તિયાક ઔર બઢ ગયા. ખુદા આપકો ઇસ દીની ખિદમતકે લિયે હયાતે ખિઝર અતા ફરમાએ, આમીન, ફક્ત વસ્સલામ. બંદા મુહિબ્બલ્લાહ ગુફિરલહુ-બાંગલા દેશ.

૨૯ જુલાઇ ૧૯૭૪ ઇસ્વી.

**ફખ્રે મિલ્લત હઝરત મોલાના મુહમ્મદ મન્ઝૂર નોઅમાની સાહબ (દામત બરકાતુહુમ)નો અભિપ્રાય**

ફતાવા રહીમિય્યહ બઝરીયએ ડાક પહુંચા. અલ્લાહ તઆલાને હઝરતસે યે બહુત બળા કામ લિયા હે. અલ્લાહ તઆલા અહલે ઇલ્મકો ઇસ્સે ઇસ્તિફાદહકી તૌફીક દે. ફતાવાકા કોઇ મજમૂઅહ મેરે ઇલ્મમેં નહીં જિસ્મેં હર મસ્અલહ ઔર હર ફત્વેકો ઉસ્કે હક્કે મુતાબિક મુદલ્લલ કિયા ગયા હો.

વસ્સલામ

૨, રજબુલ મુરજ્જબ ૧૪૦૩ હિજરી

**દારૂલ ઉલુમ-દેવબંદના મુફતી હઝરત મુફતી નિઝામુદીન સાહબ પોતાના એક પત્રમાં લખે છે.**

હઝરત મુફતી સાહબ મદ ઝિલ્લહુકે ફતાવા બહોત મુકમ્મલ વ મુદલ્લલ હોતે હેં ઔર બહોતસે જદીદ હાલાત ઔર નવ પૈદા મસાઇલ પર મુશ્તમિલ હેં-સેર હાસિલ વ મુદલ્લલ બહસ હોનેકી વજહસે હમ સબ ખાદિમોંકે લિયે ભી બેહદ મુફીદ હે. અલ્લાહ તઆલા મવ્સુફકી ઉમ્ર ઔર દરાઝ ફર્માએ. હમ સબ્કે સરોં પર યે સાયા હમેશાં કાઇમ રહે. આમીન. સુમ્મ આમીન.

**હઝરત મોલાના અલ્હાજ મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.) શૈખુલ હદીસ દારૂલ ઉલુમ અશરફિય્યહનો અભિપ્રાય**

'આં જનાબકા હદયએ સનિય્યહ (ફતાવા રહીમિય્યહ જિલ્દ ચહારૂમ) કબ્કા મોસુલ હો ચુકા હે-માશા અલ્લાહ ! ખુબ ખુબ દુર અફશાનિયાં ફર્માઇ હેં. સબ્કે લિયે યે નિહાયત કીમતી તોહફા હે જિસ્સે **ઇમાન ઔર ઇસ્લામ** રોશન ઔર તાઝહ હો જાતા હે ઔર દીની જઝબાત ઝિન્દા હો કર ઇર્ફાની રૂહકો ખુબ ખુબ કુવ્વત મિલ જાતી હે. જઝાકુમુલ્લાહુ તઆલા ખય્રન ફિદારૈન ખય્રા, બહોત બહોત શુક્રિયહ,

૧૬ માર્ચ ૧૯૮૩ ઇસ્વી.

**હઝરત મોલાના મુફતી સઇદ અહમદ સા. પાલનપુરી (દા. બ.) ઉસ્તાદે હદીસ દારૂલ ઉલુમ દેવબંદનો અભિપ્રાય**

ફતાવા રહીમિય્યહ અનમોલ હીરોંકા કીમતી હાર હે, ગુલ્હાએ રંગારંગકા નિહાયત હસીન ગુલ્દસ્તા હે ઇસ્મેં આમ મુસલમાનોં હી કે લિયે સામાને તસલ્લી નહીં હે બલ્કે દરયાએ ઇલ્મો-ફનકે શનાવરોંકે લિયે ભી ગૈર મઅમુલી ગિઝા હે, હર ફત્વા ઇલ્મો તહકીકકી દાદ તલબ કરતા હે ઔર કારી દુઆએં દેને પર મજબુર હે. દર હકીકત કામ્યાબ મુફતી વો હે જિસ્કે ફત્વાસે લોગોંકો ઇત્મીનાન નસીબ હો, બાકી કિસી કિસમકી તિશ્નગી બાકી ન રહે. મુજે ઇસ બાતકે ઇઝહારમેં ઝરા ભી તઅમ્મુલ નહીં હે કે ફતાવા રહીમિય્યહકા હર ફત્વા તસલ્લી બખ્શ ઔર પ્યાસ બુઝાનેવાલા હે, અલ્લાહતઆલા ઇન્કો ખલ્અતે કુબુલિયતસે નવાઝે ઔર ઉમ્મતે મુસ્લિમ કો ઇસ્સે બેશ અઝ બેશ ઇસ્તિફાદહકી તૌફીક અતા ફર્માએ.

હર્રરહુ અલ્અબ્દ સઇદ અહમદ અફલ્લાહુ અન્હુ પાલનપુરી, ખાદિમ દારૂલ ઉલુમ દેવબંદ.

## જરૂરી ગુઝારિશ

(૧) તકલીદે શરઇ (૨) તન્કીદે અંબિયા વ તઅને સહાબા (૩) તફસીર બિરાંયકા શરઇ હુકમ (૪) હઝરાતે સહાબા મેઅયારે હક (૫) કુર્આનકી અઝમત ઔર તઅલીમો તરબિયતે ઔલાદ (૬) બુઝુર્ગાને દીનકે બારેમેં ગલત ફહમીકા ઇઝાલહ (૭) અઝાને કબ્ર બિદઅત છે (૮) ઇસ્લામમાં બિદઅતની કબાહત (૯) ત્રણ તલાક વિષે અગત્યનો ફત્વો (૧૦) ઔરતો માટે શરઇ પર્દો (૧૧) મૌદુદી જમાઅત વિષે બુઝુર્ગાને દીનના અભિપ્રાય વિગેરે વિગેરે નાની-નાની કિતાબો સંજોગો અનુસાર છપાવી ફ્રી વહેંચવામાં આવે છે. મઝકુર કિતાબો અવાર-નવાર છપાઇ તકસીમ થઇ રહી છે. એમાંથી અમુક કિતાબો ખતમ થવા આવી છે. એ કિતાબોની દિન-પ્રતિ-દિન વધુ પ્રમાણમાં માંગ અને જરૂરત છે. જેથી અહલે ખૈર હઝરાતથી ગુઝારિશ છે કે તવજ્જુહ કરી દામે-દિરહમે મદદ કરી છપાવી આપે તો સદકએ જારિયહના અને મોટા અજરના હકદાર બનશે. ઇન્શા અલ્લાહ.....

**મુફ્તી એસ. એ. રહીમ લાજપુરી**- મુન્શી સ્ટ્રીટ, રાંદેર, સુરત-૫.

# કિતાબુલ અકાઇદ

## બાપુ પરસ્તી અંગે એક અગત્યનો ફત્વો

(૮૭૯) સવાલ :- હાલમાં મહેસાણા ઝિલ્લાના ખેરાલુ ગામમાં બાપુ નિકળ્યા છે. જેમની 'ફૂંક' એક માઇલ સુધી પહોંચે છે અને એક માઇલના વિસ્તારની પાણીની બાટલીમાં શિફા અને રોગોને નાશ કરવાની તાસીર પૈદા કરી દેવાનું કહેવાય છે અને હઝારો-લાખો બીમારો ફૈઝયાબ થવાનું સંભળાય છે, એ બાપુને ખુદાના વલી અને તેમની ફૂંકને કરામત માનવામાં આવે છે.

બાપુ નમાઝના પાબંદ નથી, કદી પઢે છે, કદી નથી પણ પઢતા, જમાઅતના પણ પાબંદ નથી. સુન્નતના પણ પૈરવ જણાતા નથી. દાઢી રાખતા નથી, નામહરમ જવાન ઔરતો સાથે મળે છે. હાથ મુલાકાત કરે છે, લોકો એમના પગે પડે છે, સિજદો કરે છે પણ રોકતા નથી. તો શું એમને વલી અને એમની ફૂંકને કરામત માની શકાય ? (આલીપુર, લાજપુર, કરમાલી અને સુરત શહેર વિગેરેના મુસલમાનોના સવાલોનો આ ખુલાસો છે)

જવાબ :- આ ફિત્નાનો ઝમાનો છે. ખુદા બચાવે. હઝરત પીરાને પીર (રહ.) પણ એનાથી પનાહ માંગતા હતા અને ફરમાવતા હતા; 'હાઝા આખિરૂ-ઝઝમાનિ અલ્લાહુમ્મ ઇન્ના નઉઝુ બિક મિન શર્રિહી.' અર્થાત :- આ આખિરી ઝમાનો છે. હે ખુદા હમો એના શરથી તારી પનાહ માંગીએ છીએ. (મલ્ફૂઝાત મઅ ફત્હે રબ્બાની પાનું-૬૬૫)

જમ્ઉલ જવામિઅમાં હદીસ છે કે 'આખિરી ઝમાનામાં શય્તાન બુઝુર્ગોના વેશમાં આવી લોકોને ગુમ્રાહ કરશે. (ખુદાની પનાહ)

આપ (સલ.)ની વફાતથી લઇ ઇમામ મહદી (અલ.)ના ઝાહિર થવા લગી કિયામતની જે અલામતો ઝાહિર થશે તે અલામતે સુગ્રા કહેવાય છે અને ઇમામ મહદી (અલ.)થી લઇ સૂર ફૂંકવા લગી જે અલામતો ઝાહિર થશે તે અલામતે કુબ્રા ગણાય છે. લોકો હમણાંથી જ ડુલમુલ યકીન બની ગયા છે અને 'બા મુસલમાં અલ્લાહ અલ્લાહ, બા બરેહમન રામ રામ' જેવી હાલત થઇ રહી છે અને બાપુની 'ફૂંક'ના આશિકો બની જુમ્અહ કુર્બાન, નમાઝો કુર્બાન, જમાઅત કુર્બાન કરી રહ્યા છે. બેપરદગી બેશરમી, બેહયાઇનો મુઝાહિરો કરી શય્તાનની જાળમાં ફસાઇ ખુદાની લઅનતના શિકાર બની રહ્યા છે.

કયામતની અલામતે કુબ્રા શરૂ થશે. દજ્જાલ આવશે તેના કરિશ્મા ઘણા જ હૈરતનાક હશે. મુર્દા જીવતા કરવાનો કરિશ્મો બતાવશે, તેની સાથે તેની જન્નત અને તેની જહન્નમ પણ હશે, તેને માનનારાને તેની જન્નતમાં અને ન માનનારાને તેની જહન્નમમાં નાંખશે. સખ્ત દુકાળનો ઝમાનો હશે. કોઇની પાસે અનાજ ન હશે ત્યારે જેઓ તેને માનશે તેને અનાજ આપશે. વરસાદ વરસાવશે, અનાજ પકવશે. ઝમીનમાં દટાયેલા ખઝાના દજ્જાલના હુકમના તાબેઅ થઇ જશે. એવા સંજોગોમાં બાપુની ફૂંકથી પ્રભાવિત થનારાઓનું શું થશે ? કમ્ઝોર અકીદાના માણસો પોતાનું ઇમાન કઇ રીતે સંભાળી શકશે ?

એમાં કલામ નથી કે કુર્આની આયતો અને અસ્માએ ઈલાહી, તથા જાઈઝ અમલિયાત, તઅવીઝ, પલીતા, જાળફૂંક અને મંતરોથી (જે કલિમાતે શિર્કિયહ અને કુફરિય્યહથી પાક હોય, જેનો અર્થ જાણતા હોય) ઈલાજ કરી શકાય છે.

આપ (સલ.)નું ફરમાન છે :- ખુદાપાકે કોઈ બીમારી નથી ઉતારી પણ તેના માટે શિફા. (ઈલાજ,

દવા) પણ જરૂર ઉતારી. (મિશ્કાત-૩૮૭)

અને ફરમાવ્યું કે :- દરેક બીમારી માટે દવા છે. જ્યારે દવા બીમારી સુધી પહોંચે છે તો ખુદાના હુકમથી શિફા થઇ જાય છે. (મિશ્કાત-૩૮૭)

આપ (સલ.)એ આશોબે ચશ્મ (આંખની તકલીફ અને સાંપ, વીંછુ વિગેરેના ડંખ તથા ફોલી-ફુંસીઓ)ના ઈલાજ માટે જાળફુંકની ઈજાઝત આપી છે. (મિશ્કાત - ૩૮૮)

અવ્ફ ઈબ્ને માલિક (રદિ.)નું બયાન છે કે હમો ઈસ્લામ પહેલાં જાળફુંક કરતા હતા. જ્યારે ઈસ્લામ લાવ્યા તો હમોએ આપ (સલ.)ની ખિદમતમાં અર્ઝ કરી, યા રસુલુલ્લાહ! જાળફુંક વિષે શો હુકમ છે? ફરમાવ્યું કે પોતાના મંતરો મને સંભળાવો જે મંતરમાં શિર્ક ન હોય તે જાઈઝ છે. (મિશ્કાત-૩૮૮)

કલામ એમાં છે કે એક ફુંકથી હઝારો-લાખો માણસો ફેઝયાબ થાય છે, અને એક માઈલ સુધીના વિસ્તારના પાણીમાં બાપુની ફુંકથી શિફાની તાસીર પૈદા થઈ જાય છે. પ્રથમ તો એ સહીહ નથી. તવહહુમ પરસ્તી અને ઝઈફુલ એઅતેકાદી અને ખોટા યકીનનું પરિણામ છે. અગર એને સહીહ માની લેવાય તો એ આદતન મહાલ છે, ખિલાફે આદત હોવાને લીધે શરઈ ઈસ્તિલાહમાં 'ખર્કે આદત' કહેવાશે.

અગર નબીથી ઝાહિર થાય તો મુઅજિઝો કહેવાય છે. જેમકે ગઝવએ બદરમાં આપ (સલ.)એ ઝમીન પરથી રેતીની એક મુઠ્ઠી ભરી શાહતિલ વુજૂહ પઢી, તેના ઉપર દમ કરી દુશ્મનોના લશ્કર પર ફેંકી તો દરેક સિપાહીઓની આંખમાં પહોંચી જવાથી તેઓ આંખ મસળવા લાગ્યા ત્યારે સહાબા તેમને કતલ કરવા લાગી ગયા. જેને ખુદાપાકે કુર્આનમાં ફરમાવ્યું 'વમા રમય્ત ઈઝ રમય્ત વલાકિન્નલ્લાહ રમા' અર્થાત :-- અને જ્યારે આપે કાંકરીઓ મારી હતી તો આપે મારી ન હતી ખુદાએ મારી હતી. (સૂરએ અન્ફાલ)

અગર વલીથી ઝાહિર થાય તો કરામત ગણાશે. અગર ફાસિક યા કાફિરથી ઝાહિર થાય તો 'ઈસ્તિદરાજ' (શય્તાની ફંદો) ગણાશે.

પુછેલી સૂરતમાં જ્યારે બાપુ નમાઝનો પાબંદ નથી. જમાઅત સાથે નમાઝ પઢવાનો પાબંદ નથી. દાઢી રાખતો નથી. ( જે તમામ પય્ગંબરોની કદીમ-મુત્તફિકહ સુન્નત છે) તો એ ફાસિક છે. વલી થઈ શકતો નથી. અગર તેનાથી કોઈ કરિશ્મો જોવામાં આવે તો તે કરામત હોઈ શકતી નથી. ઈસ્તિદરાજ અને શય્તાની જાળ, સિફલી અમલ, જાદુ, નાપાક ઈલ્મ, વગેરે ગણાશે. માટે એની પાસે જવું, એની સોહબતમાં રહેવું, એના પાણીને તબર્રૂક સમજી પીવું જાઈઝ નથી. અકીદાની સલામતી એમાં જ છે.

**હઝરત મવ. શાહ અબ્દુલ હક સાહિબે તફસીરે હક્કાની (રહ.) ફરમાવે છે**

આમ લોકોને કરામત અને ઈસ્તિદરાજ (શય્તાની કામ)માં તમીઝ નથી. માટે બેનમાઝી, શરાબી, ફાસિકોની ખારિકે આદત (ખિલાફે આદત, અચંબાની) વાતો જોઇ તેના મુતીઅ થઇ જાય છે અને તે ખિલાફે આદત (કરિશ્મા)ને કરામત અને તે ફાસિકને વલી સમજી લે છે. એ નથી જાણતા કે વલીનો દરજ્જો મોમિન સાલેહ બનવા પછીનો છે. એટલે જ્યારે મોમિન સાલેહ બની જાય છે, ત્યારબાદ ઝાત અને સિફાતે ઇલાહીનો આરિફ થઇ લઝઝતો છોડે છે અને એકદમ ઇબાદતમાં મશ્ગુલ રહે છે ત્યારે શોકે ઇલાહીનો જઝબો તેને ખુદાની બારગાહમાં ખેંચી લઇ જાય છે ત્યારે તે ખાસાને ખુદા એટલે અવ્લિયામાં તેનો શુમાર થાય છે. ત્યાર પછી અગર તેનાથી કોઇ વાત ખિલાફે કયાસ (કરિશ્મો) ઝાહિર થાય તો તેનું નામ કરામત છે અને એ માણસ વલી છે અને જો એ દરજ્જે નહીં પહોંચ્યો બલ્કે ફક્ત મોમિન સાલેહ છે તો તેની ખિલાફે આદત વાતો કરામત નથી અને તે વલી નથી અને જે સિરેથી મોમિન સાલેહ જ નથી બલ્કે કબીરા ગુનાહોમાં મુબ્તલા છે અથવા મોમિન જ નથી તો તે હરગિઝ વલી નથી અને તેની ખિલાફે આદત વાતો (કરિશ્મા) શય્તાની જાળ છે. કરામત નથી, બલ્કે ઇસ્તિદરાજ છે. (અકાઇદે ઇસ્લામ પાનું-૧૫૪, બાબ-૧, ફસ્લ-૧૦)

ખુદાના મકબુલ બંદા તે છે જે તેની ઝાત અને સિફાતના આરિફ હોય. તેની તાઅત અને ઇબાદતના પાબંદ હોય, સુન્નતના પૈરવ હોય અને ગુનાહોથી બચનારા હોય. જેમને ખુદાપાક પોતાના ફઝલથી મુકર્રબ બનાવે, એમને અવ્લિયા અલ્લાહ કહે છે.

**અને મહાન બુઝુર્ગ અબૂ હફસ કબીર હદ્દાદ (રહ.)નું ફરમાન છે**

જેણે પોતાના અકવાલ અને અહવાલ (ઝાહિરી અને બાતિની હાલત)ને કુર્આન અને સુન્નતે રસુલ (સલ.)ના તરાઝૂમાં નહીં તોલ્યા (શરીઅતની કસોટી ઉપર નહીં પારખ્યા) અને નફસાની ખ્વાહિશને બુરા નહીં જાણ્યા તો તે ખુદાના નેક અને મહબૂબ બંદાઓની ગણત્રીમાં નથી. (કુશયરિય્યહ પાનું-૧૮) તથા (અલ્બલાગુલ મુબીન ફારસી પાનું-૪૬)

આરિફ બિલ્લાહ શૈખ બાયઝીદ બુસ્તામી (રહ.) ફરમાવે છે કે અગર તમો કોઇને જુઓ કે તેને આશ્ચર્યજનક બાબતો મળી છે. હવામાં ઉડે છે, હવામાં પલાંઠી વાળી બેસે છે, પાણી ઉપર ચાલે છે. તો તેને જ્યાં સુધી શરીઅત અને મસ્નુન તરીકાની પાબંદીમાં ખરો નહીં ઉતરે ખ્યાલમાં લાવશો નહીં. (કુશયરિય્યહ પાનું-૧૫) (અલ્બલાગુલ મુબીન પાનું-૪૬)

**મહાન બુઝુર્ગ હઝરત જુનૈદ બગદાદી (રહ.) ફરમાવે છે કે :-**

અત્તુરૂકુ ઇલલ્લાહિ તઆલા કુલ્લુહા મસ્દૂદતુન અલલ ખલ્કિ ઇલ્લા મનિકતફા અસર-ર્રસુલિ અર્થાત:- ખુદા સુધી પહોંચવાના બધા રસ્તા સુન્નતે રસુલ સિવાય બંધ અને બાતિલ છે. (કુશયરિય્યહ અરબી પાનું-૨૦) (અલ્બલાગુલ મુબીન ફારસી પાનું-૪૬)

**મહાન બુઝુર્ગ અબ્દુલ્લાહ હારિસ ઇબ્ને અસદી (રહ.) ફરમાવે છે કે :-**

'મન સહહ બાતિનહુ બિલ મુરાકબતિ વલ્ઇખલાસિ ઝય્યનલ્લાહુ ઝાહિરહુ બિલ્મુજાહદતિ વઇત્તિબાઇ-સ્સુન્નતિ' અર્થાત :- જેનું બાતિન મુરાકબહ અને ઇખ્લાસથી દુરૂસ્ત થઇ ગયું તો ખુદાપાક તેના ઝાહિરને મુજાહદહ અને ઇત્તિબાએ સુન્નતથી મુઝય્યન કરી દે છે. (કુશયરિય્યહ અરબી પાનું-૧૩ તથા અલ્બલાગુલ મુબીન પાનું-૪૬)

મહાન બુઝુર્ગ હઝરત અબૂ સઇદ ખર્રાઝ (રહ.) ફર્માવે છે :- 'કુલ્લુ બાતિનિન યુખાલિફુહુઝ-ઝાહિરૂ ફહુવ બાતિલુન' અર્થાત :- જે બાતિની કમાલાતની ઝાહિરી હાલત મુખાલિફત કરે એટલે ઝાહિર બાતિનના મુતાબિક ન હોય તો તે (બાતિન) બાતિલ અને મરદૂદ છે. (કુશયરિય્યહ પાનું-૨૪) (અલ્બલાગુલ મુબીન ફારસી પાનું-૪૫)

**હઝરત ઝુન્નુન મિસ્રી (રહ.) ફરમાવે છે કે :-**

ખુદાપાકની મહોબ્બતની અલામત એ છે કે ખુદાના હબીબ (સલ.)ની પૈરવી તેમના અખ્લાકમાં અને તેમના અમલોમાં અને તેમના ફર્માનોમાં અને તેમની સુન્નતોમાં હોય. (કુશયરિય્યહ અરબી પાનું-૯)

હઝરત અબૂયઝીદ બુસ્તામી (રહ.) એક બુઝુર્ગની શોહરત સાંભળી મળવા ગયા, બુઝુર્ગ ઘરથી નિકળી મસ્જિદમાં આવ્યા તો બુઝુર્ગને કિબ્લા તરફ થુકતા જોઇ હઝરત અબૂ યઝીદ બુસ્તામી (રહ.) મળવા વગર જ પાછા ફર્યા અને ફરમાવ્યું કે, જેને આપ (સલ.)ના આદાબ અને કિબ્લાની હુરમતનો ખ્યાલ નથી તો એમની બુઝુર્ગીની શી ખાત્રી ? (રિસાલહ કુશયરિય્યહ અરબી પાનું-૧૫)

**ગવ્સે આઝમ (રહ.) ફરમાવે છે :-**

'કુલ્લુ હકીકતિન લા યશહદુ લહશ્શર્ઉ ફહિય ઝન્દકતુન' અર્થાત :- જે હકીકત શરીઅતે મુહમ્મદી વિરૂદ્ધ હોય તે ગુમ્રાહી અને બદદીની છે. (અલ્બલાગુલ મુબીન ફારસી-૪૫)

ખુદાપાક ફરમાવે છે :- 'વઝરૂ ઝાહિરલ ઇસ્મિ વબાતિનહ' અર્થાત :- અને તમો ઝાહિરી ગુનાહને પણ છોડી દો અને બાતિની ગુનાહને પણ. (કુર્આને હકીમ, સુરએ અન્આમ)

એટલે દરેક પ્રકારના ગુનાહ છોડી દે. ઝાહિરી ગુનાહ પણ જેનો તઅલ્લુક ઝાહિરી જિસ્માની અવ્યવો (કાન, નાક, આંખ, ઝબાન, હાથ, પગ વિગેરે) સાથે છે અને અંદરૂની ગુનાહો પણ જેનો સંબંધ માત્ર દિલ અને બાતિની જઝબાતે નફસ સાથે છે. (તફસીરે મઝહરી)

બાતિનની અસર ઝાહિર ઉપર જરૂર પડે છે કારણ કે બાતિન અને ઝાહિરમાં એવો કવી (મઝબૂત) તઅલ્લુક (સંબંધ) છે કે એકની ઇસ્લાહ બીજાની ઇસ્લાહમાં અને એકની ખરાબી બીજાની ખરાબીમાં અસરકારક છે.

**હઝરત ઇમામે રબ્બાની મુજદિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે :-**

બદની ઝાહિરી નેક અમલો બજાવ્વા વગર દિલની સલામતીનો દઅવો કરવો રદ બાતિલ છે. જેવી રીતે દુનિયામાં બદન (શરીર) વગર રૂહનું હોવું નામુમકિન છે. એવી જ રીતે દિલના અહવાલ (બાતિની કમાલાત) બદની ઝાહિરી નેક અમલો વગર મહાલ છે. આ ઝમાનામાં અકસર આ પ્રકારના દઅવા કરી બેઠા છે. ખુદાપાક પોતાના હબીબ (સલ.)ના સદકામાં મુલ્હિદાનહ અકાઇદથી નજાત આપે. આમીન. (મકતૂબાતે ઇમામ રબ્બાની ફારસી ભાગ-૧, મકતૂબ-૩૯ પાનું-૫૪)

જે માણસ પાબંદ શરઅ અને મુત્તબિએ સુન્નત ન હોય તે કદી ખુદાનો દોસ્ત અને વલી હોઇ શકતો નથી. તેનાથી ઝાહિર થયેલી અચંબાની વાત કરામત હોઇ શકતી નથી. બલ્કે તે જાદુ અને ઇસ્તિદરાજ ગણાશે. રિયાઝત અને મહેનત, મુજાહિદાથી અચંબાની વાત ઝાહિર થઇ શકે છે એમાં ઇસ્લામી પણ કૈદ નથી.

**અલ્લામહ ઇબ્ને હજર (રહ.) ફરમાવે છે કે :-**

એક સૂફીનો એક જોગી સાથે મુબાહિસો થયો તો જોગી હવા ઉપર ઉડ્યો. પાછળથી સૂફીએ પોતાની ચંપલ ઉપર ફેંકી તો તે ઉડી જોગી પાસે પહોંચી ગઇ અને લોકો જોઇ રહ્યા હતા. (અલ્બસાઇર અરબી પાનું-૪૧૨)

હઝરત અબૂયઝીદ બુસ્તામી (રહ.)ને પુછવામાં આવ્યું કે એક માણસ રાતો-રાત મક્કા શરીફ પહોંચી જાય છે. તો આપે ફરમાવ્યું કે શય્તાન તો એક લેહઝા (લમ્હા)માં મશ્રિકથી મગ્રિબમાં પહોંચી જાય છે. હાલાંકે તે ખુદાની લઅનતમાં ગિરિફતાર છે. (અલ્બસાઇર પાનું-૪૧૨)

**ઇમામે રબ્બાની મુજદિદે અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહન્દી (રહ.) લખે છે કે :-**

અગર ઇત્તિબાએ રસુલ સાથે કમાલાત હોય તો ખૂબ, નહીં તો ખરાબી અને ઇસ્તિદરાજ (શય્તાની ફન્દા) સિવાય કાંઇ નથી. (મકતૂબાતે ઇમામ રબ્બાની ભાગ-૧ પાનું-૧૯૫)

**અને ફરમાવે છે કે :-**

જે માણસ શરીઅતના અહકામ ઉપર અમલ કરવામાં મઝબૂત નથી, કમ્ઝોર છે તે ખુદાની મઅરિફતથી બેનસીબ (મહરૂમ) છે અને જે કાંઇ પોતાના ખ્યાલે ફાસિદમાં રાખે છે તે હેચ છે. તેની કોઇ હકીકત નથી અને ઇસ્તિદરાજ શય્તાની કૈદ છે. જેમાં જોગી, બ્રાહ્મણ તેના સાથી છે. કિંવા એવી બાબતો તો જોગી અને બરેહમનમાં પણ હોય છે. (ભાગ-૧ પાનું-૧૦૯)

ગુજરાતના ખાસ કરી સુરત શહેરના હઝારો ભાઇઓના પીરો મુર્શદ **હઝરત મવ્લાના અલ્હાજ શાહ મુહમ્મદ હિદાયત અલી નકશબંદી મુજદિદે જય્પુરી (રહ.) ફરમાવે છે :-**

જો મુતબિએ સુન્નત ઝાહિરમેં વ બાતિનમેં હો વોહી મુત્તકી હે ઓર વોહી ખુદાકા વલી હે ઓર જો બાવુજૂદ હોશ વ તમીઝ હોનેકે પરવા છોડ હુએ હેં હરગિઝ ખુદા કા વલી નહીં હો સકતા. ચુનાન્ચે શેખ સઅદી (રહ.) ફરમાતે હે :

ખિલાફે પયમ્બર કસે રહ ગુઝીદ.
કે હરગિઝ બ મન્ઝિલ ન ખ્વાહદ રસીદ.

(તર્જુમહ) જિસ કિસીને નબી (સલ.) કે ખિલાફ રાસ્તા ઇખ્તિયાર કિયા વોહ હરગિઝ મંઝિલે મકસુદકો નહીં પહોંચેગા.

ઇસ ઝમાનેમેં અકસર પીર અપની વઝઅ વ કતઅ ખિલાફે શરીઅત રખ્તે હેં જેસે નમાઝ ન પઢના, યા ગાહે-ગાહે પઢના, દાઢી ચઢાના યા મુંડવાના યા કતરવાના, મુંછોંકો બઢા લેના, પાંઇચે ટખનોંસે નીચે રખના વગેરહ વગેરહ

શરીઅતે પાકમેં ચારોં અઇમ્મએ શરીઅત વ અઇમ્મએ તરીકતકે નઝદીક એસા શખ્સ ફાસિક હે. હદીસ શરીફમેં આયા હે કે ફાસિકકી તઅરીફ કરનેસે અર્શે મુઅલ્લા કાંપતા હે. લેકિન જાહિલ એસે લોગોંકો ખુદાકા વલી જાનતા હે. ઓર વો ફાસિક પીર અપની વિલાયતકા ઇસ્બાત જાહિલોંકી ઝુબાનસે સુનકર ખામોશ બેઠે રેહતે હેં. જાહિલ યહ કેહતે હેં મિયાં સાહબ (બાપુ) નમાઝે પંજગાના મક્કા શરીફમેં પઢતે હેં. યહાં ઇન્કો નમાઝ પઢનેકી ઝરૂરત નહીં. પસ અય અઝીઝ ! એસે લોગોંસે કે જો ફાસિક હો ઓર ખુદા ઉન્કો અપના દોસ્ત ન ફર્માએ ઉન્સે બેઅત ન હોના ચાહિએ. ઓર ઉન્કી સુહબતસે બચના ચાહિએ. ક્યું કે ફાયદા મફકુદ ઓર નુકસાન ઝાહિર હે.

**મવ્લાના રૂમી (રહ.) ફરમાતે હેં :-**

દસ્તે નાકિસ દસ્તે શય્તાન-સ્તો દેવ,
ઝાંકે અંદર દામો તકલીફ-સ્તો રેવ.

(તર્જુમહ) નાકિસકા હાથ શય્તાનકા હાથ હે, ક્યું કે ઉસ્મેં સરાસર મક્કારી ઓર તકલીફ હેં.

ઓર સુહબતમેં ઉનકે ન બેઠના ચાહિયે. અગરચે ઉન્સે અજીબ બાતેં ઝાહિર હોં કે શરીઅતમેં ઉસકો (શય્તાની દામ) કેહતે હેં. જેસે દિલોંકા હાલ બયાન કરના, દિલોં પર અસર ડાલના, ગાઇબ ચીઝોંકા બતા દેના, ખુદ ગાઇબ હો જાના, શેરકી શકલ બન જાના, હવા પર ઉડના, યેહ સબ સિફાત શય્તાને લઇન વ જોગિયાત ઓર બરહમાને હિંદ ઓર ફલ્સફએ યુનાનમે ભી હોતી હે અગર ઇનહી ચીઝોંકા નામ વિલાયત હે તો શય્તાન કુફ્ફારકો ભી વલી કેહના લાઝિમ આયેગા.

વિલાયત કુર્બે હક ઓર યકીને કામિલ ઓર કસ્રતે મહબ્બતે ખુદા વ રસુલ વ ઇત્તિબાએ હબીબે ખુદા (સલ.) કા નામ હે.

હઝરત મવ્લાના રૂમી (રહ.)ને ભી સાફ શનાખ્ત (પેહચાન) નાકિસ ઓર કામિલકી ફરમાઇ હે :-

(૧) અય બસા ઇબ્લીસ આદમ રૂએ હસ્ત,
પસ બહર દસ્તે ન બાયદ દાદ દસ્ત.

(તર્જુમહ) બહોતસે શય્તાન આદમીકી શકલમેં હે. પસ હર એક હાથમેં બગૈર તહકીક હાથ ન દેના ચાહિયે.

(૨) હરકે ઉ અઝ કશ્ફે ખુદ ગોયદ સખુન,
કશ્ફે ઉરા કશ્ફ કુન બર સર બેઝન.

(તર્જુમહ) જો કુછ વો અપને કશ્ફસે બાત કહે તો ઉસ્કે કશ્ફકી જુતી ઉસ્કે મુંહ પર માર દે.

(૩) મા બરાયે ઇસ્તિકામત આમદેમ.

ન પયે કશ્ફો કરામત આમદેમ.

(તર્જુમહ) હમ શરીઅતકે અહકામ પર મઝબૂત રેહનેકો આયે હૈં, ન કે કશ્ફો-કરામતકે વાસ્તે આયે હૈં.

ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજહ મુહમ્મદ મઅસૂમ (રહ.) ફરમાતે હૈ કે સુહબતે નાજિન્સ મુખાલિફસે બચ ઔર બિદઅતીકી સુહબતસે ભાગ ઔર જો મસ્નદે શૈખી પર બેઠા હે ઔર અમલ ઉસ્કે સુન્નતકે ખિલાફ હોં, ઝિન્હાર અલ્ફ (હઝાર) ઝિન્હાર ઉસ્સે દુર હો. બલ્કે ઉસ શહેરમેં મત રેહ. શાયદ કભી તેરા રૂજહાન ઉસ્કી તરફ હો જાએ ઔર તેરે અકાઇદમેં ફર્ક આ જાએ. વો પીર ચોર હે છુપા હુવા, ઔર જાલ હે શય્તાનકા, અગરચે ઉસ્સે ખર્કે આદત તરહ તરહકે દેખે તુ, ઔર દુનિયાસે બેતઅલ્લુક ઉસ્કો પાયે તુ, ભાગ ઉસ્કી સોહબતસે જૈસે કે ભાગતે હૈં શેરસે, મકસદ 'શરીઅત' 'તરીકત' 'મઅરિફત' સબ્કા યે હે કે બંદએ ખાકીકી બખ્શિશ હો જાએ ઔર ઉસ્કા પેહલા ઝરીઆ શરીઅતકી ઇત્તિબાઅ હે. ઔર અઅમાલે શરીઅતમેં ખુલુસ પૈદા હો જાના યે તરીકત હે. કિસીકે હાલ વ કાલ, કશ્ફો, કરામત પર ઇન્હિસાર બખ્શિશકા નહીં હે. જો હાલ યા કશ્ફ, યા ખર્કે આદાત મુત્તકીસે ઝાહિર હો વો નૂર હે. ઔર ઉસ્કો કરામત ઔર બરકત કહેંગે. ઔર જો ખિલાફે શરઅ લોગોંસે ઐસી (ખર્કે આદાત) બાતેં ઝાહિર હો ઉસ્કો ઇસ્તિદરાજ (શય્તાની જાલ) કહેંગે. (મિઅયારૂસ્સુલુક વદાફિઉલ અવ્હામિ વશ્શુકુક, મુઅલ્લફહ હઝરત મવ્લાના અલ્હાજ શાહ મુહમ્મદ હિદાયત અલી નકશબંદી મુજદ્દિદે જૈપુરી (રહ.) (પાનું-૨૯ થી ૩૩)

બાપુની ફૂંકથી ફાયદો થાય છે એ હક હોવાની દલીલ નથી. બાતિલ ચીઝથી પણ ફાયદો થાય છે. સહાબી હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.)ની અહલિયહને આંખમાં ઘણી જ તકલીફ હતી. એક યહૂદી આલિમ પાસે મંતરાવી દોરો ગળામાં બાંધવાથી આરામ થઇ ગયો. હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.)એ ગળામાંનો દોરો તોડી નાંખ્યો. અહલિયહએ કહ્યું કે મને એનાથી ઘણો ફાયદો છે. તકલીફથી મારી આંખનો દીદો જાણે નિકળી પડતો હતો તેમાં મને ઘણો આરામ છે. આપે કહ્યું કે શય્તાની અમલ છે. શય્તાન પોતાના હાથે તમારી આંખને કોતરતો હતો. જ્યારે યહૂદી અમલ કરે ત્યારે શય્તાન કોતરવાનું બંધ કરી દે છે. તમારા માટે આપ (સલ.)નો અમલ કાફી છે. તે આ છે :- અઝહિબિલ બ'સ રબ્બન્નાસિ વશ્ફિ અન્ત-શ્શાફી લા શિફાઅ ઇલ્લા શિફાઉક શિફાઅન લા યુગાદિરૂ સકમન. (મિશ્કાત-૩૮૯)

હઝરત શૈખ અબૂન્નસ્ર મુસા (રહ.)નું બયાન છે કે મારા બાજી હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) એ મારી સામે પોતાનો એક અજીબો-ગરીબ બનાવ બયાન કર્યો કે એક વખત મારે એક જંગલમાં થોડા દિવસ રહેવાનું થયું ત્યાં પાણી નહીં મળવાથી મને ઘણી જ પરેશાની થઇ. એક રાતે મારા ઉપર વાદળે છાંયો કરી દીધો અને તેમાંથી થોડું પાણી પડ્યું જેનાથી મને થોડી રાહત થઇ, ત્યાર બાદ તે વાદળામાંથી એક રોશ્ની નિકળી તમામ આકાશ ઉપર ફેલાઇ ગઇ અને તેમાંથી એક સૂરત (શકલ) ઝાહિર થઇ અને મને મુખાતબ કરી કહેવા લાગી અય અબ્દુલકાદિર ! હું તારો રબ છું. તારા ઉપર દરેક હરામ કરેલી વસ્તુ હલાલ કરૂં છું. જે દિલ ચાહે ખા અને તને જેનો શોખ હોય તે કર. આ સાંભળી મેં 'અઉઝુ બિલ્લાહિ મિનશ્શય્તાનિ ર્રજીમ' પઢ્યું. પછી કહ્યું ઓ મલ્ઉન ! દૂર થા આ તું શું બકે છે ? તો તરત જ તે રોશ્ની અંધારાથી બદલાઇ ગઇ. પછી આવાઝ આવી કે અય અબ્દુલ કાદિર ! તેં તારા ઇલ્મ અને ફહમના લીધે જે અહકામે ઇલાહી હાસિલ કર્યો છે તેના ઝરીએ નજાત હાસિલ કરી છે. (નહિંતર) આવી રીતે તારા જેવા ૭૦ બુઝુર્ગોને અત્રે ગુમ્રાહ કરી ચુક્યો છું. (અલ્બલાગુલ મુબીન ફારસી પાનું-૩૪-૩૫) ખુદાપાક મુસલમાનોને શય્તાની મકરો ફરેબથી બચાવે. આમીન બિહુરમતિ સય્યિદિલ મુરસલીન-

**શેખ સઅદી (રહ.) ફરમાવે છે :-**

(૧) દરી બહ્ર જુઝ મર્દે દાઇ ન રફત.

ગુમ આં શુદ કે દુમ્બાલે રાહી ન રફત.

અર્થાત : એટલા માટે કે એ દરિયામાં આપ (સલ.) વગર કોઇ ચાલ્યું નથી. આપ જ આવ્યા છે. આપ જ એ રસ્તાના વાકિફ અને માહિર છે. માટે આપના નકશે કદમ પર ચાલવું જરૂરી છે. જે આપ (સલ.)ના કદમ બ કદમ નહીં ચાલશે તે ભટકી જશે અને હલાક થઇ જશે.

જેવી રીતે કે જે બકરૂં ચરવાહા (હિફાઝત કરનાર)ના પાછળ નહીં ચાલે તો ભટકી જઇ [illegible] ભુકમાં બની જાય છે.

(૨) કસાંન કે ઝાં રાહ બરગશ્તહ અન્દ.

બરફતન્દ બિસ્યાર સરગશ્તહ અન્દ

અર્થાત :- જે લોકો એ રસ્તાથી ભટક્યા છે, તેઓ ગુમરાહીમાં [illegible] અને ઘણા હેરાન પરેશાન થયા.

(૩) ખિલાફે પયમ્બર કસે રહ ગુઝીદ

કે હરગિઝ બમંઝિલ ન ખ્વાહદ રસીદ.

અર્થાત : આપ (સલ.)ના તરીકા વિરુદ્ધ અગર કોઇ માણસ કોઇ રસ્તો ઇખ્તિયાર કરશે તો તે મંઝિલે મકસૂદ લગી કદી પહોંચી શકશે નહીં.

(૪) મપિન્દાર સઅદી કે રાહે સફા.

તવાં રફત જુઝ બર પયે મુસ્તફા.

અર્થાત :- હે સઅદી ! એ સમજશો નહીં કે ખુદા સુધી પહોંચવાનો રસ્તો હઝરત મુહમ્મદ (સલ.)ની પૈરવી વગર પાર કરી શકો છો ? કદાપી નહીં. (બોસ્તાં)

(૫) હઝરત શેખ અબ્દુલ કુદ્દુસ ગંગોહી (રહ.) ફરમાવે છે :-

હર કે દર રાહે મુહમ્મદ રહ ન યાફત.

તા અબદ ગર્દે અંઝી દરગહ ન યાફત.

અર્થાત :- જેણે આપ (સલ.)ના રસ્તાને પોતાનો રસ્તો નહીં બનાવ્યો તે બારગાહે ખુદાવંદીના રસ્તાની ધુળ સુધી નહીં પહોંચી શકયો.

નમાઝ ઇસ્લામનો બહુ જ અહમ રૂકન છે. હદીસમાં છે કે જેણે જાણી-બુઝીને નમાઝ તર્ક કરી તે કુફ્રના નઝદીક જઇ પહોંચ્યો. (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૩)

અમુક સહાબા (રદી.) જેમ કે હઝરત ઉમર, હઝરત ઇબ્ને મસ્ઉદ, હઝરત ઇબ્ને અબ્બાસ, હઝરત મઆઝ ઇબ્ને જબલ, હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ, હઝરત અબૂદરદા, હઝરત અબૂહુરૈરહ, હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અવ્ફ (રદી.) તો નમાઝ છોડનારને કાફિર જ માને છે. (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૩)

એક હદીસમાં છે કે જેણે નમાઝ કઝા કરી દીધી પછી પઢી તો નમાઝને ટાઇમથી, બે ટાઇમ કરવાના લીધે તેને જહન્નમમાં એક હુકબો (૮૦ વર્ષ) અઝાબ થશે. (મજાલિસુલ અબ્રાર અરબી પાનું-૩૦૧)

એક હદીસમાં છે કે જેણે બે નમાઝોને શરઇ ઉઝર વિના એક વક્તમાં જમા કરી પઢી તો તે કબીરા ગુનાહના દરવાઝે પહોંચી ગયો. (હાકિમ)

હઝરત પીરાને પીર (રહ.)નું ફરમાન છે કે જ્યારે તમો નમાઝના બારામાં સુસ્ત બની જશો, બેદરકારી કરશો તો ખુદાથી તમારો સંબંધ તુટી જશે. (ફત્હે રબ્બાની પાનું-૧૮) અને ફર્માવ્યું કે, ફર્ઝ ઇબાદતોને છોડવું ઝિન્દીક (બદ્દીન) બન્વું છે. (ફત્હે રબ્બાની પાનું-૭૧)

હઝરત ઉમરે ફારૂક (રદી.) દુશ્મનના ખંજરથી ઝખ્મી થયા. ખૂન જારી હતું પણ નમાઝ નહીં છોડી અને ફરમાવ્યું કે 'જેણે નમાઝ નહીં પઢી તેનો ઇસ્લામમાં કોઇ હિસ્સો નથી અને ગઝવએ અહઝાબમાં આપ (સલ.)ને અસરની નમાઝ પઢવાનો મૌકો દુશ્મનોએ નહીં આપ્યો અને નમાઝ કઝા થઇ ગઇ તો રહમતુલ લિલ આલમીન (સલ.)ની ઝુબાને મુબારકથી ખિલાફે આદત સખ્ત બદદુઆ નિકળી કે આ લોકોએ મને અસરની નમાઝ પઢવા નહીં દીધી. ખુદા એમના ઘરોને અને એમની કબરોને આગથી ભરી દે.(મિશ્કાત ૬૩) ત્યારે કહેવાતા બાપુ બેદરકારીથી નમાઝ કઝા કરી દે છે અને હઝારો લાખો મુસલમાનોની નમાઝ કઝા થવાનો બાઇસ (સબબ) બને છે. ઇન્ના લિલ્લાહિ વઇન્ના ઇલય્હી રાજિઉન.'

'બેબી તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા'

ઝખીરહમાં છે કે હામેલા બાઇને બાળક થવાની તૈયારી હોય, બાળકનું માથું ઝાહિર થયું હોય અને નમાઝનો સમય (ટાઇમ) હોય તો એવી હાલતમાં પણ નમાઝ માફ નથી. વુઝુ ન કરી શકતી હોય તો તયમ્મુમ કરી, બાળકને સંભાળી નમાઝ અદા કરે. કઝા કરવાની ઇજાઝત નથી. એવી જ રીતે સમંદરમાં માણસ તખ્તા ઉપર હોય તો પણ નમાઝ માફ નથી. અઅઝાએ વુઝુને પાણીમાં ભીગ્વી ઇશારાથી નમાઝ અદા કરે. કઝા કરવાની ઇજાઝત નથી. એવી જ રીતે જેના બન્ને હાથ સુન મારી ગયા હોય અને વુઝુ અથવા તયમ્મુમ કરાવનાર કોઇ ન હોય તો તયમ્મુમની નિય્યતથી મોં અને બન્ને હાથ કોણી લગી દિવાલ ઉપર મલે અને નમાઝ પઢે. કઝા કરવાની ઇજાઝત નથી. (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૨)

અમુક ફૂકહા તો એટલે લગી લખે છે કે અગર કોઇ માણસ મર્દ હોય કે ઔરત, જાણતો હોય કે સફરે હજમાં એક પણ નમાઝ કઝા થઇ જશે તો તેના માટે સફરે હજની ઇજાઝત નથી. કારણ કે જેણે એક નમાઝ કઝા કરી દીધી તો તેનો કફ્ફારો ૭૦ હજથી કમ નથી. (મજાલિસુલ અબ્રાર (અરબી) પાનું-૧૪૫) આથી નમાઝને તેના ટાઇમે પઢવાની કેટલી અહમિયત છે તે સમજી શકાય છે.

જ્યારે ઉપરોક્ત સંજોગોમાં નમાઝ કઝા કરવાની અને ટાઇમથી, બે ટાઇમ કરી પઢવાની શર્અન ઇજાઝત નથી તો બાપુને અને પાણી લેનારાઓને ફૂંક ખાતર જમાઅત છોડવાની અને નમાઝો કઝા કરવાની કઇ રીતે ઇજાઝત હોઇ શકે છે ?

જમાઅત બેદરકારીથી તર્ક કરવી ગુમ્રાહીની દલીલ છે. જે બાપુ જમાઅતનો પાબંદ ન હોય તે હદીસની રૂએ ગુમ્રાહ છે. (મિશ્કાત પાનું-૯૭)

જે બાપુ દાઢી નહીં રાખે તે ફેઅલે હરામનો મુર્તકિબ છે. (માલા બુદ્દ મિન્હુ પાનું-૧૩૦)

દુનિયામાં જેટલા પય્ગંબર (અલ.) આવ્યા. બધાય દાઢી રાખતા હતા. એક લાખ ચોવીસ હઝાર નબીઓની મુત્તફિકહ અને તાકીદી સુન્નત છે. સહાબએ કિરામની પણ મુત્તફિકહ અને ઇજમાઇ સુન્નત છે. એનાથી એઅરાઝ કરનાર, એને પસંદ નહીં કરનાર અને મઅયુબ (ઐબ) સમજનાર (ત્યારે જ તો મુંડાવી નાંખે છે) આપ (સલ.)ને ઇઝા પહોંચાડનાર છે. અને આપ (સલ.)ના ઉમ્મતી કહેવડાવ્વાનો લાયક નથી તો વલીએ બા કરામત કઇ રીતે હોઇ શકે છે ? તારિકે સુન્નત ઉપર ખુદા-રસુલની લઅનત હોય છે. (મિશ્કાત પાનું-૨૨)

**અને આપ (સલ.)નું ફર્માન છે કે :-**

**'ફમન રગિબ અન સુન્નતિ ફલય્સ મિન્ની'**

અર્થાત :- જેણે મારી સુન્નતથી એઅરાઝ કરી (મોં ફેરવ્યું) તે મારા તરીકા ઉપર હોઇ શકતો નથી. (બુખારી)

**એટલા માટે હઝરત પીરાને પીર (રહ.) લખે છે કે :-**

'વઅમ્મા બિકવ્લિક અના મિન ઉમ્મતિહી મિન ગય્રિ મુતાબઅતિન લા યન્ફઉક.'

અર્થાત :- આપ (સલ.)ની પેરવી અને ઇત્તિબાઅ વગર આપના ઉમ્મતી હોવાનો તારો દઅવો તારા માટે લાભકારક થઇ શકતો નથી. (અલ્ફત્હુ-ર્રબ્બાની મજલિસ ૨૫ પાનુ ૧૭૮)

હદીસમાં છે કે તમારામાંનો કોઇ પણ ત્યાં લગી ઇમાનદાર હોઇ શકતો નથી જ્યાં સુધી તેની મરઝિય્યાત અને ખ્વાહિશાત મારા લાવેલા ફરમાનોના તાબેઅ નહીં થઇ જાય (મિશ્કાત પાનું-૩૦)

**હઝરત ઇમામ જઅફર સાદિક (રહ.)થી મનકુલ છે કે :-**

અગર કોઇ કોમ ખુદાની ઇબાદત કરે અને નમાઝ, રોઝા, ઝકાત, હજ સૌ બજાવે, પણ આપ (સલ.)ના કોઇ અમલ (સુન્નત તરીકા) વિષે કહે કે આપે એને શા માટે કર્યુ ? (નાપસંદ કરે) અથવા આપના કોઇ અમલ (દાઢી વિગેરે)ના બારામાં દિલમાં તંગી મહસુસ કરે તો ઉપરોક્ત બધી ઇબાદતો હોવા છતાં તે મુશ્રિકના હુકમમાં છે. (તફસીરે રૂહુલ મઆની ભાગ-૫ પાનું-૬૫)

અને 'ફતાવા આલમગીરી'માં છે :-

'અવ લમ યરઝિ બિસુન્નતિન મિન સુન્નતિલ મુર્સલીન ફકદ કફર'

અર્થાત :- જે માણસ રસુલોની સુન્નતોમાંની કોઇ સુન્નતને પસંદ નહીં કરે કે કુફ્રના નઝદીક થઇ ગયો. (ભાગ-૨ પાનું-૩૬૩)

(નઝમ) ઝોંક રખ સુન્નતે ગિરામીસે, હે શર્ફ આપકી ગુલામીસે.
જો કોઇ પૈરવે રસુલ નહીં, લાખ તાઅત કરે કુબુલ નહીં.

**ઔરતો માટે ખાસ હુકમ**

જ્યારે પાંચ વખતની અફઝલુલ ઇબાદત ફર્ઝ નમાઝ જમાઅત સાથે અદા કરવા માટે પોતાના મહોલ્લાની મસ્જિદમાં ઔરતોને મર્દો સાથે ભેગા થવાની ઇજાઝત નથી. જ્યારે આઠ દિવસમાં એક દિવસ જુમ્આની નમાઝ અને ખુત્બહ માટે જુમ્આ મસ્જિદમાં મર્દો સાથે ભેગા થવાની ઇજાઝત નથી. જ્યારે વર્ષમાં બે વખત ઇદની નમાઝ પઢવા માટે ઇદગાહમાં મર્દો સાથે ભેગા થવાની ઇજાઝત નથી. જ્યારે પોતાના માં-બાપ, દીકરા-દીકરી, કાકા-મામા, ભાઇ-બહેન અને સગાવહાલા બલ્કે શોહરની જનાઝાની નમાઝ માટે મર્દો સાથે ભેગા થવાની ઇજાઝત નથી તો બાપુના દર્શન માટે અને તેની ફુંકના પાણી માટે કલાકો-કલાક બે પર્દા થઇ મર્દો સાથે ભેગા થઇ બેસવાની અને એક-બીજાને જોવાની કઇ રીતે ઇજાઝત હોઇ શકે છે ? હદીસમાં છે કે આંખો ઝિના કરે છે, આંખનો ઝિના ગૈરને જોવું-તાકવું છે. (મુસ્લિમ શરીફ ભાગ-૨ પાનુ-૩૩૬)

એક હદીસમાં છે કે ખુદાની લઅનત છે તેના ઉપર જે ઔરતને જુએ અને તેના ઉપર જેને જોવામાં આવે. (મિશ્કાત પાનું-૨૭૦)

એક હદીસમાં છે કે ઔરત છુપાવી રાખવા લાયક છે. જ્યારે તે બાહર નિકળે છે તો શય્તાન તેને તાકતો રહે છે. (અને ગુનાહમાં મુબ્તેલા કરવાની તદબીર સોચે છે. (મિશ્કાત પાનું-૨૬૬)

એક હદીસમાં છે કે ઔરત શય્તાનની સુરતમાં આવે છે અને શય્તાનની સુરતમાં જાય છે. (મિશ્કાત પાનું-૨૬૮)

મવ્લાના શાહ મુહમ્મદ હિદાયત અલી મુજદ્દિદી જય્પુરી (રહ.) ફર્માવે છે કે :-

ઔરત નામહરમ પર નઝર પળના એક તીર હે ઝહર આલુદ કે બગૈર હલાકતકે ચારહ નહીં. હલાકતસે મુરાદ નુકસાને ઇમાન ઔર રૂસ્વાઇ ઔર તબાહિયે દારૈન હે. (મિઅયારૂસ્સુલુક પાનું-૫૭)

બાપુની ફુંકથી ફાયદો થાય છે એ હક હોવાની દલીલ નથી. બાતિલ અને નાજાઇઝ ચીઝથી પણ ફાયદો થાય છે, જમ કે શરાબ, અફીણ, ગાંજો, જુગાર, વ્યાજ વિગેરે હરામ વસ્તુમાં પણ ફાયદો હોય છે. 'કુર્આન'માં છે. (હે નબી) આપને લોકો શરાબ અને જુગાર વિષે સવાલ કરે છે. આપ કહી દો કે એ બન્ને વસ્તુમાં મોટો ગુનાહ છે અને લોકો માટે ફાયદો છે, પણ એનાં ગુનાહ નફા કરતાં વધારે છે. (સુરએ બકરહ)

### શય્તાન રકમ-રકમથી લોકોને ગુમ્રાહ કરે છે

### ગુજરાતના કસ્બા 'વેસ્મા'માં એક ખજુરીના ઝાડનો કરિશ્મો.

ચાલુ સદી હિજરીમાં સુરતથી ૧૦-૧૨ માઇલ દુર કસ્બા વેસ્મામાં એક ખજુરીનું ઝાડ સુરજની ચાલ અનુસાર હરકતમાં આવતું, જ્યારે સુરજ બપોરે ઢળવા લાગતો તો ઝાડ પણ નમવા લાગતું, જ્યારે સુરજ ગુરૂબ થતો ત્યારે ઝાડ પણ ઝમીન ઉપર સુઇ જતું. સવાર જ્યારે સુરજ નિકળતો તો ઝાડ પણ હરકતમાં આવી ઉઠવા લાગતું અને બપોર પછી સુરજની ચાલ સાથે સીધું થઇ જતું અને બપોર પછી સુરજની ચાલ સાથે નમવા લાગતું અને ગુરૂબ વખત ઝમીન પર સુઇ જતું. દરરોજનાં આ કરિશ્મા જોઇ હિન્દુ અને જાહિલ મુસલમાનો આ શય્તાની હરકતને કરામત સમજી મન્નતો માનવા અને મુરાદો માંગવા, નઝરો નિયાઝના ચઢાવા, નારયલ અને ફુલ ચઢાવા લાગ્યા અને બીમારો માટે ઝાડ સાથે તઅવીઝ દોરા બંધાતા શરૂ થઇ ગયા. લાજપુરના મશહુર બુઝુર્ગ હઝરત સુફી સુલેમાન સાહબ (રહ.) આ ઝાડ પરસ્તી જોઇ રાતો રાત પોતાના અમુક શાગિર્દો સાથે જઇ ને ઝાડને પોલીસોનો પહેરો હોવા છતાં જડમુળથી કાપી નાખ્યું હતું. જુઓ (બાગે આરિફ પાનું-૪૮૧)

ખુદાપાક મુસલમાનોને શય્તાની મકરો-ફરેબથી બચાવે. આમીન બિહુરમતિ સય્યિદિલ મુરસલીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મન્નત (બાધા)નો બકરો

(૮૮૦) સવાલ :- હમારે ત્યાં એક ગૈર મુસ્લિમે પોતાની દેવીને એક બકરો ચઢાવ્વાની મન્નત માની છે. તેને ઝબહ કરવા આપણા મુસ્લિમ ભાઇને તેમની દેવીના દેવળ ઉપર બોલાવી જઇ ઝબહ કરવા માંગે છે. ત્યાં તેમાંથી ઝબહ કરનારને પોતાની ખુશીથી થોડો ગોશ્ત આપે છે તો તે ગોશ્ત મુસલમાન માટે ખાવું જાઇઝ છે કે કેમ ? તથા કોઇ પણ જાતના મહેનતાણા વગર કે ગોશ્ત લીધા વગર એમ જ ઝબહ કરવા જવું જાઇઝ છે ?

જવાબ :- દેવીના નામનો મન્નત (બાધા)નો બકરો દેવળ પાસે ઝબહ કરવું, પૈસા લઇને કે વગર પૈસે મુસલમાન માટે જાઇઝ નથી અને તેનું ગોશ્ત ખાવું હરામ છે. 'વમા ઉહિલ્લ બિહી લિગય્રિલ્લાહ'માં દાખિલ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજરે અસ્વદને બોસો આપવા વિષે શંકા

(૮૮૧) સવાલ :- ગૈર કૌમ એઅતેરાઝ કરે છે કે મુસલમાનો હજરે અસ્વદની પુંજા (ઇબાદત) કરે છે કારણ કે તેને બોસો આપે છે, એનો શું જવાબ થઇ શકે છે ?

જવાબ :- હજરે અસ્વદને બોસો (ચુમો) મુહબ્બતથી અપાય છે. નહીં કે તેને હાજત રવા સમજીને, બલ્કે ઇબાદત અને અઝમતના લીધે અપાય છે. એનો ખુલાસો ૧૪૦૦ વર્ષ પહેલાં થઇ ચુક્યો છે. ખુદાના

રસુલ (સલ.)એ 'હજરે અસ્વદ' પાસે ઉભા રહી ફર્માવ્યું હતું . 'ઇન્ની લઅ'લમુ અન્નક હજરૂન લા તઝુર્રૂ વલા તન્ફઉ, વલવ્લા અમરની રબ્બી અન ઉકબ્બિલુક મા કબ્બલ્તુક.'

અર્થાત :- હું જાણું છું કે તુ એક પથ્થર છે, ન તો તુ નુકસાન પહોંચાડી શકે છે. ન તો નફો પહોંચાડી શકે છે. અગર મારો રબ તને બોસો આપવાનો મને હુકમ ન આપત તાં હું તને બોસો ન આપત. (ઇબ્ને અબી શય્બહ)

એવી જ રીતે એની ચોખવટ કરતાં ખલીફએ સાની હઝરત ઉમરે ફારૂક (રદી.)એક વખતે તવાફ કરી રહ્યા હતા તે વખતે કેટલાક દીહાતી લોકો હાઝિર હતા. જ્યારે આ હજરે અસ્વદની નઝદીક ગયા તો તેને ચુમવા પહેલાં ઝરા થોભી ગયા અને કહ્યું કે :- ઇન્ની લઅઅલમુ અન્નક હજરૂન વલા તઝુર્રૂ વલા તન્ફઉ, વલવ્લા ઇન્ની રઅય્તુ રસુલલ્લાહિ (સલ.) કબ્બલક મા કબ્બલ્તુક'.

અર્થાત :- હું જાણું છું અને માનું છું કે તું એક પથ્થર છે. (મઅબુદ નથી) ન તો તું નુકસાન પહોંચાડી શકે છે, ન તો નફો આપી શકે છે. અગર આપ (સલ.)ને બોસો આપતાં મેં ન જોયા હોત તો હું પણ તને બોસો નહીં આપત.

વિચારો ! અગર મુસલમાનો હજરે અસ્વદને મઅબૂદ અને હાજતરવા, નફા-નુકસાનનો માલિક માનતા હોય તો આવી રીતે ખિતાબ કરી શકત ?

આથી પુરવાર થાય છે કે માત્ર મુહબ્બતના જઝબાથી બોસો અપાય છે. પોતાના બાળકને અને ઔરતને બોસો અપાય છે તો શું મઅબૂદ અને હાજત રવા સમજવાના લીધે અપાય છે ? નહીં. હરગિઝ નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુન્કિરીને હદીસ ઇસ્લામથી ખારિજ છે ?

(૮૮૨) સવાલ :- શું ફર્માવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે હદીસને ન માનનારી જમાઅત (અહલે કુર્આન)ના ફાસિદ અને બાતિલ અકીદાઓ હવે કાંઇ છુપી વાત નથી. નબી (સલ.)ની હદીસોનો સાફ ઇન્કાર કરે છે અને જુઠલાવે છે. ઇસ્લામી અરકાનમાંથી નમાઝની મઝાક ઉડાવે છે. પાંચેવ નમાઝોનો ઇન્કાર કરી ફક્ત બે-ત્રણ વખતની ફર્ઝ નમાઝના કાઇલ છે. સહીહ બુખારી શરીફ અને સહીહ મુસ્લિમ શરીફની હદીસો નકલ કરી એકદમ નીચ અંદાઝમાં મઝાક ઉડાવે છે. મઝકુર જમાઅત આવા મુહલિક અને ફાસિદ, બાતિલ ખ્યાલાતને મશ્હુર કરવામાં અને ફેલાવ્વામાં લાગેલી છે અને ભોલા-ભાલા, સાદહ ઇન્સાનોને બેહકાવી દીને ઇસ્લામની બુન્યાદ ઉખાડવામાં તન, મન, ધનથી લાગેલી છે. હવે સવાલ એ છે કે આવા ખ્યાલાત રાખનારને મુસલમાન કહી શકાય ? તેમજ મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવી શકાય? એવા લોકોના જનાઝહમાં શામિલ થવું તેમજ એમનાથી શાદી વિગેરે કરવું જાઇઝ છે કે નાજાઇઝ ?

જવાબ :- અહલે કુર્આન હોવાનો દઅવો કરનારા જેઓ હદીસોનો ઇન્કાર કરે છે અને મઝાક ઉડાવે છે. નમાઝની પણ મઝાક કરે છે. પાંચ વખતની નમાઝો ફર્ઝ હોવાનો ઇન્કાર કરે છે એઓ ઇસ્લામથી ખારિજ છે. એમની નમાઝે જનાઝા પઢવું અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવ્વું, એમનાથી શાદી-બિયાહ વિગેરે કોઇ પણ ઝાતના સંબંધો રાખવું દુરૂસ્ત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુદાના વુજુદનો ઇન્કાર કરનાર મુસલમાન છે કે નહીં ?

(૮૮૩) સવાલ :- એક મુસલમાને નીચેના કલિમાત કહ્યા છે કે 'મેં ખુદાને માન્વું છોડી દીધું છે. (મઆઝલ્લાહ) કારણ કે જેઓ ખુદાના વુજુદને નથી માનતા તે ઘણાં જ ખુશહાલ થઇ ગયા છે. જેમ કે યુરોપિયન લોકો ખુદાના વુજુદને માનતા નથી તો હવાઇ જહાઝ (વિમાનો)માં ઉડવા લાગ્યા અને હમો હજુ સુધી દીન પાછળ પડ્યા છીએ. (મઆઝલ્લાહ) તે માણસ પોતાની બેહુદા બકવાસ પર અટલ છે.

લોકો સમજાવે છે તો પણ માનતો નથી અને દલીલબાઝી કરે છે. તો એના માટે શરઇ હુકમ શું છે ? જણાવશો.

જવાબ :- મઝકુર માણસ બદઅકીદહ, મુલ્હિદ અને બદ દીન જણાય છે એના ઉપર તૌબા કરવું તેમજ ઇમાન અને નિકાહની તજદીદ લાઝિમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મંદિરમાં માલી મદદ કરવાથી ઇમાનમાં ખામી આવશે ?**

(૮૮૪) સવાલ :- ગયા વર્ષે હમારે ત્યાં એક મંદિર બનાવવામાં આવ્યું જેની સંગે બુન્યાદ હમારી મસ્જિદના મુતવલ્લી સાહબે મુકી અને બીજા મુતવલ્લી સાહબે એનું ઉદ્ઘાટન કર્યું, તેમજ બન્નેવ મુતવલ્લીઓએ એને બનાવવામાં માલી મદદ પણ કીધી અને બીજા મુસલમાનોને પણ મદદ કરવાની અપીલ કીધી અને કહ્યું કે મદદ કરવામાં કાંઇ વાંધો નથી. જેથી મુસલમાનોએ દિલ ખોલી માલી મદદ કીધી તો પુછવાનું એ કે આવા કાર્યથી એ બન્નેવ મુતવલ્લીઓનું ઇમાન બાકી રહેશે કે કેમ ? અને ઇમાન ન રહેવાની સુરતમાં એમના માટે તજદીદે નિકાહ જરૂરી છે કે નહીં ? બીજા મુસલમાનોનું મંદિરમાં માલી મદદ કરવું જાઇઝ છે કે નહીં ? જે મુસલમાનોએ માલી મદદ કીધી તેમના ઇમાનમાં કાંઇ ખામી આવશે ખરી ? જણાવશો.

જવાબ :- મંદિર બનાવ્વામાં મુસલમાનોએ ભાગ લેવું અને માલી મદદ કરવું દુરૂસ્ત નથી. સખત ગુનાહિત છે. પુછેલી સુરતમાં મુરૂવ્વત અને લિહાઝના લઇ આ કામ કરવું પડ્યું છે એમ માલમ પડે છે. જેથી ઇમાનથી નિકળી જવાનો અને નિકાહ તુટી જવાનો ફત્વો આપવામાં નહીં આવે. અલ્બત્ત ઇમાન કમ્ઝોર હોવાની અલામત છે. માટે પોતાની ભુલને કબુલ કરી અલ્લાહ તઆલાની જનાબમાં તૌબા કરવી જોઇએ. દરેક કૌમને જોઇએ કે પોતાના ખાસ મઝહબી અને ઇબાદતગાહો સંબંધિત કામોમાં બીજી કૌમની મદદ કબુલ ન કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુવો ખોદવા પર ગૈર મુસ્લિમનો મશ્વેરો લઇ તેની વાત ઉપર ભરોસો કરવું**

(૮૮૫) સવાલ :- હમારા સૌરાષ્ટ્રમાં જ્યારે જાહિલ મુસલમાન ખેડુત ખેતરમાં કુવો ખોદવાનો ઇરાદો કરે છે તો તેની તહકીક માટે કે પાણી કઇ જગ્યાએ વધુ હશે. એક કાફિર પાસે જાય છે. જ્યારે તેની પાસે જાય છે તો તે સવાલ કરે છે કે તમો શું કામ માટે આવ્યા છો ? મુસલમાન કહે છે કે કુવો ખોદવો છે. પાણી કઇ જગ્યાએ વધુ હશે ? મુસલમાન આટલું કહી ખામોશ થઇ જાય છે. ત્યારબાદ તે કાફિર પોતાની જગ્યાએ બેઠા-બેઠા તે ઝમીનની પુરી વિગત બતાવે છે. જગ્યા અને નિશાની તેમજ કુવાની જગ્યા પણ બતાવે છે. મુસલમાન એના પર અમલ કરી તે જ જગ્યાએ કુવો ખોદાવે છે. શું આવી વાતોને સાચી માની એના ઉપર અમલ કરવું જાઇઝ છે ?

જવાબ :- ઉપર મુજબની વાતો ગૈરમુસ્લિમોથી પુછવું અને એના ઉપર ભરોસો કરવું તેમજ એ મુજબ અમલ કરી ખુશ થવું કાફિરોનું કામ અને મુશ્રિકોનો અકીદો છે. તૌબા કરવી જોઇએ, નહીં તો સુએ ખાતિમાનો ભય છે. આવી વાતોને બિલ્કુલ ખ્યાલમાં ન લાવ્વું જોઇએ તેમજ એને કમાલ અને કરામત ન સમજવું જોઇએ. દજ્જાલથી તો એથી પણ વધુ અજીબ-અજીબ વાતો ઝાહિર થશે. મુર્દાઓને જીવતા કરશે. એની સાથે તેની જન્નત અને જહન્નમ હશે, પોતાના માનનારાઓને જન્નતમાં અને જુઠલાવનારને જહન્નમમાં નાંખશે. દુકાળ હશે. કોઇના પાસે ખાવા માટે અનાજ ન હશે. દાણાં-દાણાંના મુહતાજ હશે. એવા સંજોગોમાં વરસાદ વરસાવશે. અનાજ વિગેરે પૈદા કરશે અને પોતાના અનુયાયીઓને અનાજ આપશે. ઝાહિર અને પોશીદહ ખઝાના તેના હુકમના તાબેઅ હશે. વિગેરે વિગેરે..... શું એનાથી આવી વસ્તુઓ ઝાહિર થવાથી એને સાચો કહી શકાય ખરો ? નહીં, કદાપી નહીં. બલ્કે હદીસની રૂએ જે દજ્જાલની વાતોને માનશે તે કાફિર થઇ જશે અને હમેશ માટે દોઝખનો હકદાર બની જશે. હવે પછી એના પાસે જવાથી તૌબા કરવામાં

આવે અને બીજાઓને પણ સમજાવીને રોકી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હિંદુઓના તહેવાર 'હોળી'માં શરીક થવું કેવું છે ?**

(૮૮૬) સવાલ :- ઘણા ગામડાઓમાં જ્યારે 'હોળી'નો તહેવાર આવે છે તો મોટી સંખ્યામાં મુસલમાન મર્દ અને ઔરતો હોળી સળગાવતી વખતે ત્યાં જાય છે અને હોળી સળગાવ્વામાં ભાગ લે છે અને તે વખતના તમામ રિવાજો અદા કરે છે. આજુ-બાજુ ચક્કર લગાવે છે. એટલે સુધી કે અમુક તો સજદો પણ કરે છે. જ્યારે સહીહ અકીદો ધરાવનાર મુસલમાન તેમને એ કાર્યથી રોકે છે તો તેઓ જવાબ આપે છે તમારે અમારા કાર્યોથી શી નિસ્બત ? તમો હમને કાંઇ ન કહો અને અપશબ્દો કહે છે. એઓ સાથે કેવો વર્તાવ રાખવો જોઇએ. એમને કેવી રીતે સમજાવ્વા. યા તો પછી એમનાથી બિલ્કુલ સંબંધ તોડી નાંખીએ. આપ હમારી રેહનુમાઇ ફરમાવશો કે હમો ઝેહની પરેશાનીમાં ફસાએલા છે.

જવાબ :- જ્યારે કબર પરસ્તી અને તઅઝિયહદારીમાં શરીક થવું અને ભાગ લેવું જાઇઝ નથી તો 'હોળી'માં શરીક થવું અને અમલી રીતે ભાગ લેવું કઇ રીતે જાઇઝ થઇ શકે છે ? હોળીના આજુ-બાજુ ચક્કર લગાવવું, સજદો કરવું, નારયલ વિગેરે ચઢાવવું કત્અન હરામ અને મુશ્રિકાના ફેઅલ છે. આ લોકો અભણ અને દીની ઇલ્મથી નાવાકિફ છે. ઇસ્લામી તઅલીમ એઓએ પ્રાપ્ત કીધી નથી જેથી તેમના અને તેમની ઔલાદ માટે દીની તઅલીમનો બંદોબસ્ત કરવું. ઉલ્માએ હકને ઘડી ઘડી બોલાવી વઅઝ-નસીહત કરાવ્વું. નમાઝના આદી બનાવ્વું, એથી દીનની મોટી ખિદમત થશે. એનાથી નફરત હોય, પણ સંબંધ છોડવામાં તેઓના ઇસ્લામથી નિકળી જવાનો ભય છે. જેથી ઇલ્મી હિકમત અને નરમ કલામ અને સારા અખ્લાકથી એઓંને સમજાવ્વા અને તેઓ માટે દીની ઇલ્મની પ્રાપ્તિનો બંદોબસ્ત કરવું તમારો ઇસ્લામી ફરીઝો છે. આપની પુરતી કોશિશોને લઇ અગર કૌમનો એક માણસ સીધા માર્ગે આવી ગયો તો એ બીજાઓના પણ સીધા માર્ગે આવ્વાનો ઝરીઓ બનશે અને આ દીની કોશિષ ઇન્શાઅલ્લાહ તમારા માટે આખિરતનો ઝખીરો બની જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બુઝુર્ગોના વસીલાથી દુઆ માંગવા માટે કબર પર હાજરી જરૂરી છે ?**

(૮૮૭) સવાલ :- મઝાર ઉપર જઇ મઝાર સામે બેસી સાહિબે મઝારથી તુફૈલ અને તવસ્સુલ (વસીલા)થી દુઆ માંગી શકીએ કે નહીં ?

જવાબ :- બુઝુર્ગોના તુફૈલથી દુઆ માંગવું જાઇઝ છે. પરંતુ એના માટે મઝાર ઉપર હાજરી આપવી જરૂરી નથી. દુઆ કબરવાળાથી માંગવાની નથી. ખુદાથી માંગવાની છે અને ખુદાવંદ દરેક જગ્યાએ હાઝિર, નાઝિર અને મૌજુદ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**અંબિયા (અલ.) ઉપર ટીકા અને સહાબા (રદી.) ઉપર તઅન કરવાનો શરઇ હુકમ**

(૮૮૮) સવાલ :- મવ્દૂદી સાહબના અકીદહની કઇ ખરાબી હતી ? તેવણની દીની અને ઇલ્મી સેવાઓ માન્ય છે કે નહીં ? તેવણના વખાણ કરવા અને એમની સેવાઓને વખાણવી કેવી છે ? અહિંયા આ બાબતે ઘણો મતભેદ છે ! અહલે ઇલ્મ પણ એમાં સંડોવાયેલા છે ! જેથી વિગતવાર અને દલીલપૂર્વક જવાબની જરૂરત છે જેથી ખરી વાત નઝર-સમક્ષ આવી જાય અને મતભેદની ખરાબીથી લોકો બચેલા રહે. બય્યિનૂ-તૂજરૂ.

(મવ.) મુસા કરમાડી
ખાદિમ-મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટ
૮૬-સાઉથ સ્ટ્રીટ, ડ્યૂઝબરી (યુ. કે.)

જવાબ :- હામિદંવ-વમુસલ્લિયં-વ-મુસલ્લિમા-વ-બિલ્લાહિ-તવ્ફીક. જે માણસે અંબિયા (અલ.)ની

ઇસ્મતને ખંડિત કરી હોય. સહાબએ-કિરામ (રદી.)ની શાનમાં ગુસ્તાખી કરી હોય અને અહલે સુન્નત-વલ્જમાઅતના સંયુક્ત ફેસ્લાનો વિરોધ કર્યો હોય તે વખાણને પાત્ર નથી. અગર વખાણ જ કરવા હોય તો તેની અકીદહની ખરાબી તેમજ ગુમ્રાહીને પણ સ્પષ્ટ કરી દેવામાં આવે જેથી લોકો તેનાથી અંધારામાં ન રહે અને તેની પૈરવી ન કરવા લાગે. હદીસ શરીફમાં છે :- શું ફાજિર (બદકાર)ને ભાંડવાથી બચો છો ? તેનું અપમાન કરો જેથી લોકો તેને ઓળખી લીએ, જે ટેવ (અને બુરાઇ) તેમાં છે તેને બયાન કરો, જેથી લોકો એનાથી સાવચેત રહે. (તબ્રાની, ઇબ્ને હિબ્બાન, મુઅજમે-કબીર, સુનને કુબરા, ઇહયાઉલ ઉલૂમ ભા. ૩ પે. ૧૪૯, અલ્અશબાહ-વન્નઝાઇર પેજ ૬૫૫) એમ

પરંતુ તે બિદઅતી જે પોતાની બિદઅતની તરફ બુલાવે છે અને એ ખ્યાલ કરે છે કે જેની હું રગ્બત આપું છું તે હક છે. તો તે મખ્લુકની ગુમ્રાહીનાં સબબ છે. તો તેની બદી બીજા લગી પહોંચે છે. એટલા માટે તેનાથી બુગ્ઝ અને અદાવત ઝાહિર કરવું અને તેનાથી સંબંધ તોડી નાંખવું અને બિદઅતના લીધે તેની બુરાઇ કરવી અને લોકોને તેનાથી નફરત આપ્યું સવાબનું કામ છે. (મજાલિસુલ અબ્રાર પાનું-૫૭૯, મજલિસ ૮૮ ઉર્દુ)

અને હદીસમાં છે 'ઇઝા મદહલ ફાસિકુ ગઝબ-ર્રબ્બુ તઆલા વહતઝ્ઝલહુલ અર્શું' જ્યારે ફાસિકના વખાણ કરવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા ગુસ્સે થાય છે અને તેને લઇ અર્શ હાલી ઉઠે છે. (મિશ્કાત પેજ ૪૧૪)

અને અકાબિરેસલફનું કથન છે :- સલાસતુન લા ગીબત લહુમ, અલ્ઇમામુલ જાબિરૂ, વલ્મુબ્તદિઉ વલ્મુઝાહિરૂ બિફિસ્કિહી.

અર્થાત :- ત્રણ માણસોની બુરાઇ કરવી ગીબત નથી (૧) ઝાલિમ બાદશાહ (૨) બિદઅતી (બદ-અકીદહ) (૩) ખુલ્લે આમ ફાસિક. (અહ્યાઉલ-ઉલૂમ ભા. ૩ પેજ ૧૪૯)

આ એક ખુલ્લી વાત છે કે અકીદહનું ફિસ્ક અમલના ફિસ્કથી વધીને છે, જે માણસ અમલના ફિસ્કમાં સંડોવાયેલો હોય તેની બુરાઇઓને ખોલવાનો હુકમ છે તો જે માણસ અકીદહની ખરાબીમાં સંડોવાયેલ હોય તેની ગુમ્રાહીને લોકોના સામે ખોલ્વી વધુ અગત્યની વાત છે. જેથી લોકો તેની પૈરવી ન કરે અને તેને પોતાનો વડો બનાવી તેની વિચાર દ્રષ્ટિ અને તેના અકીદહથી મળતા ન થાય.

અને મવ્દૂદી સાહબની બંદઅકીદગી ખુલ્લી અને સ્પષ્ટ છે તેણે અમ્બિયાએ કિરામ (અલ.)ની અઝમતને ખંડિત કરી સહાબા (રદી.) અને અસ્લાફ (રહ.)ની શાનને ઘટાવવા માટે એક ખોટો સિદ્ધાંત 'રસૂલે-ખુદાના વગર કોઇને સત્યની કસોટી ન બનાવે, કોઇને ટીકાથી બાલાતર (પર) ન સમજે, કોઇની ઝેહની-ગુલામી (તકલીદ)માં ન રહે. દરેકને ખુદાની બનાવેલી આજ સંપૂર્ણ-કસોટી ઉપર ચકાસે અને પારખે, અને જે આ કસોટી મુજબ જે દરજ્જામાં હોય તેને તે જ દરજ્જામાં રાખે. (દસ્તૂરે જમાઅતે ઇસ્લામી, સુધારા-વધારા સાથે) કાયમ કરી સહાબએ-કિરામ અને અસ્લાફે-ઇઝામના મર્તબાને ઘટાડવા અને લોકોની નઝરોથી હેઠા પાડવાની ના-જાઇઝ કોશિશ કરી છે અને સય્યિદિના હઝરત મુઆવિયહ (રદી.)ની ઉપર તો વ્યર્થ જ ટીકા કરી છે અને ખોટા હવાલાઓ ટાંકી તેવણની તરફ ખોટા બનાવો જોડી તેવણને બદનામ કર્યા છે. ફિકહ અને તસવ્વુફની હાંસી ઉડાવી, મુહદ્દિસીનની મેહનતને વ્યર્થ બતાવી છે અને હુકુમતે-ઇલાહિય્યહનો ખોટો નઝરિય્યો કાયમ કરી ચારેવ અરકાન (નમાઝ-રોઝહ-ઝકાત-હજ)ને જિહાદનો ટ્રેનીંગ કોર્સ ઠેરવી ઇબાદતની રૂહ અને મકસદને ખતમ કરી આપ્યો, જેથી આવો માણસ અલલ ઇત્લાક વખાણને પાત્ર નથી અને એ જ કારણને લઇ ઉલ્માએ-હક હમેશા એવણને ખોટા કહેતા આવ્યા છે અને ઉમ્મતને તેવણના ઝેહરીલા લેટરેચરની અસરોથી વાકિફ કરતા રહ્યા છે.

અહલે-સુન્નત-વલ્જમાઅતનો મસ્લક છે કે કોઇ પણ નબી (અલ.)ના વિષે કોઇ એવી રજૂઆત માન્ય

નથી જે તેઓના ઉચ્ચ સ્થાનને લાયક ન હોય, પરંતુ મવ્દૂદી સાહબ ઘણી સરળતાથી અમ્બિયા (અલ.)ની શાનમાં એવા શબ્દો વાપરી નાખે છે જે તેઓની શાનને લાયક નથી હોતા, તેવણ લખે છે :-

(૧) 'મુસા (અલ.) કી મિસાલ ઉસ જલ્દબાઝ.......... બગાવત ફેલ જાએ' તરજૂમાનુલ કુર્આન સફા ૫ જિલ્દ ૨૯ અદદ ૪, અઝ મવ્દૂદી મઝહબ સફા ૨૩) *

અર્થાત :- મુસા (અલ.)નું દ્રષ્ટાંત એક ઉતાવળિયા લડાઇ-જીતનારની જેમ છે જે પોતાની સત્તાને મઝબૂત કર્યા વગર આગેકૂચ કરતો ચાલ્યો જાય અને પાછળ જંગલની આગના જેમ કબ્જે કરેલ પ્રદેશમાં બળવો ફેલાય જાય (તર્જૂમાનુલ કુર્આન પેજ ૫, વર્ષ ૨૯, અંક ૪, મવ્દૂદી મઝહબ પેજ ૨૩ ઉપરથી)

(૨) હઝરત દાઉદ (અલ.) કે ફેઅલમ ખ્વાહિશે-નફસકા કુછ દખલ થા.... કિસી ફરમાંરવાકો ઝેબ ન દેતા થા' (તફહીમુલ-કુર્આન સફા ૩૨૭ તબ્એ અવ્વલ)

અર્થાત :- હઝરત દાઉદ (અલ.)ના કૃત્યમાં મનોકામનાનો પણ થોડોક હિસ્સો હતો, તેનો સત્તાના ખોટા ઉપયોગથી પણ કાંઇક સંબંધ હતો અને તે કાંઇક એવું કૃત્ય હતું જે હકની સાથે રાજ્ય કરનાર કોઇ પણ રાજ્યકર્તાને યોગ્ય ન હતું. (તફહીમુલ-કુર્આન પેજ ૩૨૭ પહેલી આવૃત્તિ)

(૩) હઝરત દાઉદ (અલ.)ને અપને અહદકી ઈસ્રાઈલી.............. દરખ્વાસ્ત કી થી. (તફહીમાત હિસ્સા-૨ સફા ૫૮ તબ્એ-દોમ)

અર્થાત :- હઝરત દાઉદ (અલ.)ને પોતાના સમયની ઈસ્રાઈલી સોસાયટીના આમ રિવાજથી પ્રેરાઈને અવરિય્યાથી તલાકની દરખ્વાસ્ત કરી હતી. (તફહીમાત ભાગ ૨, પેજ ૫૮, બીજી આવૃત્તિ)

(૪) ઔર તો ઔર બસા અવ્કાત........... ભટકા દેગી (તફહીમાત જિલ્દ ૧, સફા ૧૬૧, તબ્એ પંજુમ)

અર્થાત : અન્ય તો અન્ય રહ્યા, ઘણી વાર પય્ગમ્બરો સુંદ્ધાને આ શરીર નફસની લૂંટના ભયો પેશ આવે છે. હઝરત દાઉદ (અલ.) જેવા મહાન પય્ગમ્બરને એક વેળા સૂચના આપવામાં આવી લા-તત્તબિઈલ-હવા ફયુદિલ્લક અન સબીલિલ્લાહ (સૂ. સાદ) મનોકામનાની પાછળ ન પડશો. નહીં તો એ તમને અલ્લાહના રસ્તાથી ભટકાવી દેશે. (તફહીમાત ભાગ ૧, પેજ. ૧૬૧ પાંચમી આવૃત્તિ)

(૫) હઝરત નુહ (અલ.)નો તઝકિરો કરતાં લખે છે. 'બસા અવ્કાત કિસી નાઝુક નફસિય્યાતી ............... જો ઈસ્લામકી મુકતઝી હય. (તફહીમુલ-કુર્આન સૂરએ હૂદ સફા. ૩૪૪ જિલ્દ ૨)

ઘણાં વખત કોઈ નાઝુક નફસિય્યાતની પળમાં નબી જેવો ઉચ્ચ અને સારો માણસ પણ પોતાની માનસીક નબ્બાઈઓથી ગભરાઈ જાય છે..... પરંતુ જ્યારે (અલ્લાહ તઆલા) સૂચવે છે કે જે બેટાએ હકને છોડી બાતિલનો સાથ આપ્યો તેને ફક્ત એટલા માટે પોતાનો સમજ્યો કે તમારી પૂંઠથી પૈદા થયો છે. ફક્ત જાહિલિય્યતની લાગણી છે ત્યારે તુરત જ પોતાના દિલના ઝખ્મથી બેપરવા બની તે વિચારશૈલી તરફ પલ્ટી જાય છે, જે ઈસ્લામનો તકાઝો છે. (તફહીમુલ-કુર્આન સુ. હુદ ભા. ૨, પે. ૩૪૪)

(૬) સય્યિદિના યુસુફ (અલ.) કે ઈર્શાદ 'ઈજઅલની-અલા ખઝાઈનિલ-અર્દિ કે બારેમેં.......... જો ઈસ્વક્ત ઈટલીમેં' મુસોલીનીકો હાસિલ હય. (તફહીમાત હિસ્સા દોમ, સફા. ૧૨૮, તબ્એ-સૌમ, સફા. ૧૨૨ તબ્એ પંજુમ)

* કહેવાય છે કે આ ઇબારત મવ. અમીન અહસન ઇસ્લાહી સાહબની છે, જે મવ્દૂદી સાહબના તર્જુમાનુલ-કુર્આનમાં પ્રગટ થઇ હતી. પરંતુ આ વાત પણ સ્પષ્ટ છે કે અગર મવ્દૂદી સાહબની નઝરમાં આ ઇબારત શંકાસ્પદ હોત તો તેવણ એના પર ટીકા કરતે પરંતુ તેવણે એમ ન કરતાં એ જ રૂપમાં પ્રગટ કરી જેથી જણાય છે કે મવ્દૂદી સાહબ ઉપરોક્ત ઇબારતથી સહમત છે.

અર્થાત :- સય્યિદિના યુસુફ (અલ.)ના ઈરશાદ 'ઈજઅલની અલા ખઝાઈ નિલઅર્દિ, મને મિસ્ર દેશના ખઝાનાઓનો ઉપરી નિયુક્ત કરી દયો. (હઝરત યુસુફ (અલ.)એ મિસ્રના બાદશાહથી આ વાત કહી હતી)ના વિષે મવ્દૂદી સાહબ લખે છે.' આ ફક્ત વઝીરે-માલિય્યાતના હોદ્દાની માંગણી ન હતી જેમ કે કેટલાક લોકો સમજે છે. બલ્કે ડિકેટટરશીપ (આપ ખુદ સત્તા)ની માંગણી હતી. અને એના પરિણામે સય્યિદિના યુસુફ (અલ.)ને જે પોઝીશન પ્રાપ્ત થઈ તે લગભગ એવી જ હતી જે આજકાલ ઈટાલીમાં મુસોલીનીને પ્રાપ્ત છે. (તફહીમાત ભાગ ૨, પેજ ૧૨૮, આવૃત્તિ ૩, પેજ ૧૨૨ આવૃત્તિ ૫.)

શું મવ્દૂદી સાહબની આ રજૂઆત 'જલ્દબાઝ ફાતેહ' (ઉતાવળિયો જીતનાર) 'ખ્વાહિશે-નફસકી બિના પર') (મનોકામનાને લઈ) 'હાકિમાના ઈક્તેદારકા ના મુનાસિબ ઈસ્તેઅમાલ' (સત્તાનો દુરૂપયોગ) 'બશરી કમઝોરીયોં સે મગ્લૂબ' (માનસિક નબળાઈઓથી દબાયેલા) 'જઝબએ-જાહિલિય્યત કા શિકાર' ( જાહિલિય્યતની લાગણીના શિકાર) ફરીઝએ-રિસાલત કી અદાઈગીમેં કુછ કોતાહિયાં કુછ કોતાહિયાં (નબુવ્વતની ઝિમ્મેદારીની અદાયગીમાં કેટલીક કોતાહીઓ) અને 'ડીકેટટરશીપ' (આપ ખૂદ-શાહી)માં બે-અદબીના છાંટા નથી?અગર આ જ રજૂઆત અને શબ્દો કોઈ માણસ મવ્દૂદી સાહબના માટે વાપરે તો એવણને (અગર તેઓ જીવંત હોત) અને એમના પ્રસંશકોને એનાથી ખોટું નહીં લાગે? અગર આ શબ્દો મવ્દૂદી સાહબની શાનના લાયક નથી તો ન્યાય કરો કે શું આવા શબ્દો અમ્બિયા (અલ.)ની શાનને લાયક બની શકે છે? અને શું તેઓના માટે આ શબ્દો લખવા યોગ્ય કહેવાય ?

ઉલ્ટી સમઝ કિસી કો ભી એૈસી ખુદા ન દે,
દે આદમીકો મૌત મગર યે અદા ન દે.

સય્યિદિના હઝરત આદમ (અલ.)ના વિષે એમનો ઇરશાદ જુઓ 'યહાં ઇસ બશરી કમ્ઝોરીકી હકીકત.... મઅસિયતકી પસ્તીમેં જા ગીરે.' (તફહીમુલ-કુર્આન જિલ્દ-૩ સફા-૧૩૩)

અર્થાત :- અહિંયા આ માનસિક નબળાઇની હકીકતને સમજી લેવી જોઇએ જે હઝરત આદમ (અલ.)થી થઇ હતી, બસ એક ક્ષણિક લાગણીએ જે શય્તાની વસ્વસાની આળ હેઠળ ઉભરી આવી હતી તેઓ પર ગફલત જમાવી દીધી અને નફસની પકડ ઢીલી પડતાં જ તેઓ ફરમાં બરદારીના ઉચ્ચ સ્થાનથી નાફરમાનીની ખાઇમાં પડી ગયા. (તફહીમુલ-કુર્આન ભા. ૩, પેજ ૧૩૩)

સય્યિદુલ મુસ્લીન હુઝુરે અકરમ (સલ.)ના વિષે લખ્યું છે. 'રસુલુલ્લાહ ન ફવ્કલ બશર હય. ન બશરી કમઝોરીયોંસે બાલાતર હય.' (તરજૂમાનુલ-કુર્આન જિલ્દ ૮૫ શુમારહ એપ્રિલ-૧૯૭૬ બઉન્વાને-ઇસ્લામ કિસ ચીઝ કા અલમ બરદાર હય)

અર્થાત :- રસુલુલ્લાહ (સલ.) ન તો માનવતાથી ઉચ્ચ છે અને ન તો માનવીય નબળાઇઓથી પર છે. (તર્જુમાનુલ-કુર્આન વર્ષ-૮૫, અંક એપ્રિલ-૧૯૭૬)

મવ્દૂદી સાહબની જ હિમ્મત છે કે તેઓ અબુલ અમ્બિયા હઝરત આદમ (અલ.) અને ખાતમુલ-અમ્બિયા હુઝુરે અકરમ (સલ.)ની શાનમાં આવા શબ્દો વાપરે. નઉઝુ બિલ્લાહિ મિન્હુ, અલ્લાહ તઆલા ઉમ્મતને આ બે અદબીથી બચાવે.

નબીઓ પછી ઉમ્મતની સૌથી પવિત્ર જમાઅત સહાબએ-કિરામ (રદી.)ની છે. આ પવિત્ર જમાઅત રસુલુલ્લાહ (સલ.) અને પુરી ઉમ્મતના દરમિયાન અલ્લાહે પસંદ કરેલ એક વાસ્તો (કળી) છે. આ વાસ્તા (કળી)ના વગર ન તો ઉમ્મતને કુર્આન હાથ આવી શકે છે અને ન તો કુર્આનના તે મઝમૂનો જેને કુર્આને રસુલુલ્લાહ (સલ.)ના બયાન પર અવલંબિત રાખ્યા છે. (લિ-તુબય્યિન-લિન્નાસિ-મા-નુઝઝિલ-ઇલય્હીમ) અને ન તો રિસાલત અને તેની કેળવણીની તેઓના વાસ્તા વગર કોઇને જાણ થઇ શકે છે. એઓ રસુલુલ્લાહ (સલ.)ના જીવનના સાથી, આપ (સલ.)ની તઅલીમાતને પોતાના બાલ-બચ્ચાં અને પોતાની જાનથી પણ

પ્યારી રાખનારા છે, આપના સંદેશને પોતાની જાનો કુરબાન કરી દુન્યાના ખૂણે-ખૂણામાં ફેલાવનારા છે. પુરૂં જીવન હરેક વસ્તુમાં, હરેક હાલમાં, હર કેફિયતમાં આપ (સલ.)ની પયરવીના પુલસીરાત એ પ્રમાણે પાર કરવા કે કોઇ પણ વાતમાં સુન્નતે-મુહમ્મદીથી કદમ આમ-તેમ ન હટે. ઘણી જ કઠીન પરીક્ષા છે. પરંતુ પયરવીની આ પરીક્ષામાં સૌ સહાબએ-કિરામ પાર ઉતર્યા અને એવા પાર ઉતર્યા કે આપ (સલ.)ના જીવનના આઇનામાં પોતાના જીવનો સજાવ્યા અને આપના જીવનનો પડછાયો બની ગયા હતા. મત્લબકે સહાબએ-કિરામ (રદી.)ને આપ (સલ.)ની સોહબતનું જે માન પ્રાપ્ત થયું છે, પુરી ઉમ્મતના નેક અમલો મળીને પણ એના મુકાબલો નથી કરી શકતા.

ઝરા વિચારો તો ખરા ! કે સહાબએ-કિરામ (રદી.)ની બે રકઅત જે તેઓએ હુઝુર (સલ.)ની સાથે અદા ફરમાવી. શું પુરી ઉમ્મતની નમાઝો મળીને પણ આ બે રકઅતના બરાબર થઇ શકે છે ? શું તે એક રોઝો જે સહાબએ-કિરામ (રદી.)એ હુઝુર (સલ.)ના સથવારામાં રાખ્યો હોય પુરી ઉમ્મતના રોઝા મળીને પણ તે એક રોઝાની તોલે આવી શકે છે ? શું તે એક હજ જે સહાબએ-કિરામ (રદી.) એ હુઝુરે અકરમ (સલ.)ની સાથે અદા કરી. પુરી ઉમ્મતની હજ મળીને પણ તેનો મુકાબલો કરી શકે છે ? સહાબએ-કિરામ (રદી.)ના તે એક યા અર્ધા શેર જવ અથવા ખજુર જે હુઝુર (સલ.)એ પોતાના મુબારક હસ્તોથી કબુલ ફરમાવ્યા. પુરી ઉમ્મત અગર પહાડ બરાબર સોનું પણ ખર્ચ કરે તો શું આ માન તેને પ્રાપ્ત થઇ શકે છે? હુઝુર (સલ.)એ પણ ઇરશાદ ફરમાવ્યું છે કે :- મારા સાથીઓને ભુંડુ ના કહો (તેઓનો દરજ્જો એ છે કે) તમારાથી કોઇ ઉહદ પહાડ બરાબર પણ સોનું ખર્ચ કરે તો તેઓના એક મુદ બલ્કે અર્ધા મુદ જવની બરાબર પણ નથી થઇ શકતો, અગર આ જમાઅતની અદાલત અને સકાહત ઉપર આ પ્રમાણે ટીકા કરવામાં આવશે તો પછી તેઓના હાથે પહોંચેલું કુર્આન, નમાઝ, રોઝહ, ઝકાત વિ. ઇસ્લામના અરકાન અને તઅલીમાતની શું પોઝીશન બાકી રહી જાય છે ?

સારાંશ કે સહાબા જે પવિત્ર જમાઅતનું નામ છે તે ઉમ્મતના સામાન્ય માણસોની જેમ નથી બલ્કે તે લોકો એક ખાસ સ્થાન અને આગવી શાનના માલિક છે અને આ સ્થાન તથા ઉચ્ચતા તેઓને કુર્આન તથા સુન્નતના સાફ-સાફ ફરમાનોએ આપી છે. અહીંયા ટૂંકમા કેટલીક આયતો અને હદીસો વર્ણવી રહ્યા છીએ.

**કુર્આની-આયતો**

(૧) કુન્તુમ-ખય્ર-ઉમ્મતિન-ઉખ્રિજત-લિન્નાસ. (છેવટ સુધી) તમો સર્વશ્રેષ્ઠ ઉમ્મત છો, જે લોકોની (સુધારણા અને ફાયદા) માટે પૈદા કરવામાં આવી છે. (સુરએ આલે-ઇમરાન)

(૨) વ-કઝાલિક જઅલ્નાકુમ-ઉમ્મતંવ્વસતન.... (છેવટ સુધી) અને હમે તમને એક જમાઅત બનાવી આપી કે જે (હરેક રીતે) સંપૂર્ણ સમ્તુલતા પર છે. જેથી તમો (વિરૂદ્ધ) લોકોના મુકાબલામાં ગવાહ રહો. (સુરએ-બકરહ)

આ બન્નેવ આયતોના અસલ સંબોધિત અને સૌથી પ્રથમ મિસ્દાક સહાબએ કિરામ છે.

(૩) વસ્સાબિકૂનલ-અવ્વલૂન-મિનલ-મુહાજિરીન.... (છેવટ સુધી) અને મુહાજિરીન તથા અન્સાર (ઇમાન લાવ્વામાં સૌથી) આગળ અને પ્રથમ છે અને (બાકી ઉમ્મતમાં) જેટલા લોકો ઇખ્લાસની સાથે તેઓની પયરવી કરવા વાળા છે. અલ્લાહ તેઓ સૌથી ખુશ થયો અને તેઓ સૌ એના (અલ્લાહ)થી ખુશ થયા અને અલ્લાહે તેઓના માટે એવા બગીચાઓ તૈયાર કરી મુકયા છે જેની નીચે નહેરો વહેતી હશે. (સુરએ-તવ્બહ)

આ આયતમાં સહાબએ-કિરામના બે વર્ગ વર્ણવેલા છે, એક સાબિકીને-અવ્વલીનનો, બીજો પછી ઇમાન લાવ્નારાઓનો અને બન્નેવ વર્ગો માટે જણાવી આપ્યું છે કે અલ્લાહ તેઓથી રાઝી છે અને તેઓ

અલ્લાહથી રાઝી છે.

અલ્લામહ ઇબ્ને અબ્દુલ બર્ર મુકદ્દમએ-ઇસ્તીઆબમાં ફરમાવે છે. વ-મન-રદિયલ્લાહુ અન્હુ-લમ-યસ્ખત-અલય્હી-અબદન-ઇન્શા-અલ્લાહુ તઆલા.

અર્થાત :- અલ્લાહ જેનાથી રાઝી થઇ ગયો ફરી કદી તેનાથી નારાઝ નહીં થાય. આ એટલા માટે કે અલ્લાહને સૌ આગળ-પાછળની વાતોનું ઇલ્મ છે, માટે તેઓ રાઝી તે જ માણસથી થઇ શકે છે કે જે ભવિષ્યમાં પણ રઝાએ ઇલાહી વિરૂદ્ધ કામ કરવાનો ન હોય. જેથી કોઇના માટે રઝાએ ઇલાહીનું એ'લાન એ વાતની ગેરંટી છે કે એનો ખાતિમો અને અંજામ પણ સારી હાલત પર થશે, અને તેનાથી રઝાએ ઇલાહીના વિરૂદ્ધ કોઇ કામ પણ ભવિષ્યમાં નહીં થાય.

(૪) ફઅન્ઝલ-લ્લાહુ-સકીનતહૂ-અલા-રસૂલિહી-છેવટ સુધી

અર્થાત :- ઉતાર્યું અલ્લાહે પોતાના તરફથી શાંતિ-સંતોષ-સુકૂન (અને ઇત્મીનાન) પોતાના રસૂલ પર અને મોમિનો ઉપર અને તેઓને જમાવી આપ્યા તકવાની વાત ઉપર (કિંવા તેઓ ઉપર તકવાની વાત ચોંટાડી આપી) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુની પુરી ખબર રાખે છે. (સુરએ-ફત્હ)

એ ચોખવટની જરૂરત નથી કે હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં જે મોમિનો હતા તે સહાબા જ હતા.

(૫) લાકિનિ-ર્રસૂલુ-વલ્લઝીન-આમનૂ-મઅહૂ-જાહદૂ.... (છેવટ સુધી)

અર્થાત :- પરંતુ રસૂલ અને જે ઇમાનવાળાઓ તેવણની સાથે છે કોશિશ કરે છે જાન અને દિલથી અલ્લાહના રસ્તામાં, તેઓના જ માટે છે ભલાઇઓ અને તેઓના જ માટે છે કામ્યાબી અને સફળતા. (સુરએ-તવ્બહ)

(૬) અલ્લઝીન-આમનૂ-વ-હાજરૂ-વ-જાહદૂ-ફી-સબીલિલ્લાહિ.... (છેવટ સુધી) જે લોકો ઇમાન લાવ્યા અને (અલ્લાહના માટે) તેમણે વતન છોડ્યું અને અલ્લાહના રસ્તામાં પોતાની જાન અને માલથી જિહાદ કર્યો તેઓ દરજ્જામાં અલ્લાહના નઝદીક ઘણાં મોટા છે અને એ જ લોકો પુરા કામ્યાબ છે. તેઓના પરવરદિગાર તેઓને ખુશ-ખબરી આપે છે પોતાના તરફથી મોટી રહમત અને મોટી ખુશ્નુદી અને (જન્નતના) એવા બગીચાઓની કે તેઓના માટે તે (બગીચાઓ)માં હંમેશની નેઅમત હશે. (સુરએ તવ્બહ)

(૭) યવ્મ-લા--યુખ્ઝિલ્લાહુ-ન્નબિય્ય-વલ્લઝીન આમનૂ-મઅહૂ. નુરૂહુમ-યસ્આ-બય્ન અય્દીહિમ વ-બિ-અય્માનિહિમ.

અર્થાત :- તે દિવસ કે અલ્લાહ રૂસ્વા નહીં કરે રસૂલને અને તેઓના સાથી મોમિનોને. તેઓનું નૂર દોડતું હશે તેઓની સામે અને તેઓની જમણી બાજુ (સુરએ-તહરીમ)

હઝરત શાહ અબ્દુલ-અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે આ આયત એ બતલાવે છે કે આખિરતમાં સહાબાને અઝાબ નહીં થાય અને એ પણ કે પયગમ્બર (સલ.)ની વફાત પછી પણ તેઓનું નૂર નષ્ટ નહીં થાય. નહીં તો નષ્ટ થયેલ નૂર તેઓના શું કામ આવી શકે ? (તોહફએ ઇસ્ના અશરિય્યહ પેજ ૫૩૮)

(૮) મુહમ્મદુ-ર્રસૂલુલ્લાહ-વલ્લઝીન-આમનૂ- મઅહૂ-અશિદ્દાઉ.... મિન-અસરિ-સ્સુજુદ.

અર્થાત :- મુહમ્મદ અલ્લાહના રસૂલ છે. અને જેઓ આપની સોહબત ઉઠાવેલા છે તેઓ કાફિરોના મુકાબલામાં સખત છે અને આપસમાં મહેરબાન છે અય સાંભળનાર, તુ તેઓને જોઇશ કે ક્યારેક રૂકૂઅ કરી રહ્યા છે. ક્યારેક સિજદો કરી રહ્યા છે. અલ્લાહની મહેરબાની અને ખુશ્નુદીની તલાશમાં લાગેલા છે. તેઓના નિશાન સિજદાની તાસીરને લઇ તેઓના ચહેરાઓ ઉપર સ્પષ્ટ છે. (સુ. ફતહ)

ઇમામ કુર્તુબી વિગેરે મુફસ્સિરીન ફરમાવે છે કે "વલ્લઝીન-આમનૂ" આમ છે તેમાં સૌ સહાબએ-કિરામની પુરી જમાઅત દાખલ છે અને એમાં સહાબએ-કિરામની તઅદીલ (આદિલ-હોવું) તેઓનો તઝકિયહ (પાકીઝા હોવું) અને તેઓના વખાણ અને ખુબી ખુદ માલિકે-કાઇનાતના તરફથી વર્ણવામાં આવી છે.

(૯) લા-યસ્તવી-મિન્કુમ-મન-અન્ફક-મિન-કબ્લિલ-ફત્હિ.. (છેવટ સુધી)

અર્થાત :- જે લોકો મક્કાની જીત પહેલાં (અલ્લાહની રાહમાં) ખર્ચ કરી ચુક્યા અને લડી ચુક્યા, સરખા નથી. તે લોકો દરજ્જામાં તેઓથી મોટા છે જેઓએ (મક્કાની જીત) પછી ખર્ચ કર્યો અને લડ્યા અને અલ્લાહે ભલાઇનો વાયદો સૌથી કરી રાખ્યો છે અને અલ્લાહને તમારા સૌ કર્મોની પુરી જાણ છે. (સૂરએ હદીદ)

આ આયતમાં પણ અલ્લાહ તઆલાએ સૌ સહાબાના વખાણ કર્યા છે અને તમામથી ભલાઇનો વાયદો ફરમાવ્યો છે.

(૧૦) વલ્લઝીન-આમનૂ- વ -હાજરૂ- વ - જાહદૂ- ફી - સબીલ્લાહિ...... લહુમ, મગ્ફિરતુંવ - વરિઝકુન - કરીમ.

અર્થાત :- અને જે લોકો ઇમાન લાવ્યા અને તેઓએ હિજરત કરી અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરતા રહ્યા અને જે લોકોએ (આ હિજરતીઓને) પોતાના ત્યાં થોભાવ્યા અને તેમની મદદ કરી. આ લોકો ઇમાનનો પુરો હક અદા કરવાવાળા છે, તેઓના માટે (આખિરતમાં) મોટી માફી છે અને (જન્નતમાં) ઘણી ઇઝ્ઝતવાળી રોઝી છે. (સુરએ-અન્ફાલ)

ઉપરોક્ત આયતમાં પણ અલ્લાહ તઆલાએ સૌ મુહાજિરીન અને અન્સારના વખાણ ફર્માવ્યા છે અને તેઓના સાચા અને પાકા મોમિન હોવાની ગવાહી આપી છે અને તેઓથી માફી અને ઇઝ્ઝતવાળી રોઝીનો વાયદો ફરમાવ્યો.

તિલ્ક-અશરતુન-કામિલતુન.

**ઇરશાદાતે રસુલ (સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ)**

(૧) હુઝુર (સલ.) ઇરશાદ ફરમાવે છે :- ઇન્નલ્લાહ નઝર ઇલા કુલુબિલ ઇબાદ, ફખ્તાર મુહમ્મદન ફબઅસહુ બિરિસાલતિહી સુમ્મ નઝર ફી કુલુબિલ ઇબાદિ ફખ્તાર લહુ અસ્હાબહુ જઅલ અન્સાર દીનિહી વવુઝરાઅ નબિય્યિહી ફમા રઆહુલ મુસ્લિમુન હસનન ફહુવ ઇન્દલ્લાહિ હસનુન વમા રઆહુલ મુસ્લિમુન કબીહન ફહુવ ઇન્દલ્લાહિ કબીહુન.

અર્થાત :- અલ્લાહ તઆલાએ બંદાઓના દિલો ઉપર દ્રષ્ટિ ફેંકી તો મુહમ્મદ (સલ.)ને રિસાલતના માટે પસંદ ફરમાવી લીધા, પછી બંદાઓના દિલો ઉપર દ્રષ્ટિ ફેંકી તો આપ (સલ.)ના સહાબાને આપ (સલ.)ના માટે પસંદ કર્યા, તેઓને આપ (સલ.)ના દીનના મદદ કર્તા અને આપ (સલ.)ના વઝીર બનાવ્યા માટે આ સહાબા અલ્લાહના દીનના મદદગાર અને હુઝુર (સલ.)ના વઝીર છે. માટે જે કામને આ મુસલમાનો સારૂં સમજે અલ્લાહના ત્યાં પણ સારૂં છે અને જે કામને તેઓ બુરૂં સમજે તે અલ્લાહના નઝદીક પણ બુરૂં છે. (ઇકામતુલ હુજ્જહ પાનું-૮) (મજાલિસુલ અબ્રાર પાનું ૧૩૦ મજલિસ ૧૮) (મુઅત્તા ઇમામ મુહમ્મદ પાનું-૧૧૨) (અલ્બિદાયહ વન્નિહાયહ પાનું-૨૨૮ ભાગ-૧૦)

(૨) અન અબ્દિલ્લાહિ બ્ને અમ્ર કાલ કાલ રસુલુલ્લાહિ (સલ.) લયઅતિયન્ન અલા ઉમ્મતી કમા અતા અલા બની ઇસ્રાઇલ હઝવન્નઅલિ બિન્નઅલિ.... મા અના અલય્હી વઅસ્હાબી - (મિશ્કાત શરીફ પાનું-૩૦)

અર્થાત :- રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું મારી ઉમ્મત ઉપર તે સર્વ હાલત આવશે જે બની ઇસ્રાઇલ

પર આવી ચુકી છે, બની ઇસ્રાઇલના ૭૨ ફિર્કા થઇ ગયા હતા, મારી ઉમ્મતના ૭૩ ફિરકા થશે તે સૌ દોઝખમાં જશે, ફક્ત એક ફિર્કો છુટકારો મેળવનાર હશે. સહાબાએ પુછયું તે ફિરકો કયો છે ? ફરમાવ્યું તે ફિરકો છે જે રસ્તા ઉપર હું અને મારા સહાબા છે.

ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે-સાની (રહ.) ફરમાવે છે કે આપ (સલ.)એ નજાત પામ્નાર જમાઅતની પેહચાન માટે ફરમાવ્યું કે જે એ રસ્તા ઉપર હોય જે પર હું અને મારા સહાબા છે.

બાહ્ય રીતે એટલું કહી દેવું બસ હતું કે 'જે રસ્તા ઉપર હું છું' સહાબાનુ નામ પણ પોતાની સાથે લીધું તેનું કારણ એ છે કે સૌ જાણી લીએ કે જે મારો રસ્તો છે તે જ મારા સહાબાનો રસ્તો છે અને નજાતનો રસ્તો સહાબાની પયરવીમાં જ છે. (મકતૂબાત ભા. ૧, પેજ ૧૦૨-૧૦૩)

(૩) અન ઉમર બ્ને ખત્તાબ કાલ સમિઅતુ રસુલુલ્લાહિ (સલ.) યકૂલુ સઅલ્તુ રબ્બી અન ઇખ્તિલાફિ અસ્હાબી મિમ બઅદી... (મિશ્કાત ૫૫૪) હુઝુર (સલ.) એ ફરમાવ્યું કે મેં મારા પરવરદિગારથી મારા પછી મારા સહાબાના મતભેદ વિષે પુછયું. અલ્લાહ તઆલાએ મારા ઉપર વહી ઉતારી કે અય મુહમ્મદ (સલ.) તમારા સહાબા મારા નઝદીક એવા છે જેમ કે આકાશના તારલાઓ, કેટલાક તારલા બીજાઓથી વધીને છે પણ નુર તથા રોશ્ની સૌમાં જ છે માટે જે માણસ તેઓની મતભેદવાળી વાતમાં જેને પણ પસંદ કરશે મારા નઝદીક હિદાયત પર હશે. પછી આપે ફરમાવ્યું 'અસ્હાબી કન્નુજુમ ફબિઅય્યિહિમ ઇકતદય્તુમ ઇહતદય્તુમ'-

અર્થાત :- મારા સહાબા તારલાઓની જેમ છે, માટે જેની પણ પૈરવી કરશો હિદાયત મેળવશો. (મિશ્કાત પેજ ૫૫૪)

(૪) અન અબીબુરદહ અન અબીહી કાલ રફઅ યઅની-ન્નબિય્યુ (સલ.) રઅસહુ ઇલ-સ્સમાઇ ફકાલ અન્નુજૂમુ અમનતુલ લિસ્સમાઇ ફઇઝા ઝહબતિ-ન્નુજૂમુ અત સ્સમાઅ મા તૂઅદુ, વઅના અમનતુલ લિઅસ્હાબી ફઇઝા ઝહબ્તુ અન,અતા અસ્હાબી મા યુઅદૂન, વઅસ્હાબી અમનતુલ લિઉમ્મતી ફઇઝા ઝહબ અસ્હાબી, અતા ઉમ્મતી મા યુઅદૂન. (રવાહુ મુસ્લિમ) (મિશ્કાત શરીફ પાનું-૫૫૨)

અર્થાત :- હુઝુરે અકરમ (સલ.)એ આકાશ તરફ માથું ઉઠાવીને ફરમાવ્યું તારલાઓ આકાશની હિફાઝતનું કારણ છે, જ્યારે એ જતા રહેશે ત્યારે આકાશ ઉપર જે-જે આફતો આવ્વાની છે તે આવી જશે અને હું મારા સહાબાના માટે હિફાઝત છું જ્યારે હું ચાલ્યો જઇશ ત્યારે સહાબા ઉપર જે-જે મુસીબતો-બલાઓ આવ્વાની છે તે આવી જશે અને મારા સહાબા મારી ઉમ્મતના માટે હિફાઝત છે જ્યારે સહાબા નહીં રહે ત્યારે ઉમ્મત પર જે-જે ફિત્નાઓ-બિગાડ આવ્વાના છે તે તુટી પડશે. (મિશ્કાત પેજ ૫૫૨)

(૫) અકરિમુ અસ્હાબી ફઇન્નહુમ ખિયારૂકુમ, સુમ્મલ્લઝીન યલૂનહુમ, સુમ્મલ્લઝીન યલૂનહુમ.

અર્થાત :- મારા સહાબાનું માન જાળવો કારણ કે તેઓ તમારા સૌમાં શ્રેષ્ઠ છે, પછી તેઓ જેઓ તેવણના પછી છે, પછી તે લોકો જે તેઓના પછી છે. ત્યારપછી જુઠ ફેલાઇ જશે. ત્યાં સુધી લોકો કસમ ખવડાવ્યા વગર કસમ ખાવા લાગી જશે, વગર બોલાવ્યે ગવાહી આપ્વા તૈયાર થઇ જશે. (મિશ્કાત ૫૫૨)

(૬) મા મિન અહદિમ મિન અસ્હાબી યમૂતુ બિઅર્ઝિન ઇલ્લા બુઇસ કાઇદન વ નુરલ લહુમ યવ્મલ કિયામતિ,

અર્થાત :- મારા સહાબામાંથી કોઇ પણ સહાબી જે જગ્યાએ વફાત પામશે તે કયામતના દિવસે તે જગ્યાવાળાઓ માટે સરદાર અને નુર બનીને ઉઠશે. (મિશ્કાત-૫૫૪) (તિર્મિઝી ભા. ૨, પેજ ૨૨૬)

સહાબાની આ ફઝીલતો અને ગુણોના કારણે અહલે-સુન્નત વલ્જમાઅતનો સર્વ સંમત અકીદો છે કે મોટામાં મોટો વલી પણ સામાન્ય સહાબીના દરજ્જાને પહોંચી નથી શકતો.

ઇમામે-રબ્બાની મુજદ્દિદે-અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે કોઇ વલી કોઇ સહાબીના દરજ્જાને પહોંચી નથી શકતો, "ઉવૈસ કરની" પોતાની ઉચ્ચ શાન છતાં હુઝુર (સલ.)ની સોહબ્બત મેળવી ન શક્યા એટલે સામાન્ય સહાબીના દરજ્જાને પહોંચી ન શક્યા, કોઇ માણસે હઝ. અબ્દુલ્લાહ ઇબ્ને મુબારક (રહ.)થી પુછયું કે હઝરત મુઆવિયહ (રદી.) અફઝલ (શ્રેષ્ઠ) છે યા ઉમર ઇબ્ને અબ્દુલ-અઝીઝ (રહ.) ? જવાબ આપ્યો કે હુઝુર (સલ.)ના સથવારામાં હઝરત મુઆવિયહ (રદી.)ના ઘોડાની નાકમાં જે ધૂળ પેઠી તે પણ ઉમર ઇબ્ને અ. અઝીઝ (રહ.)થી કેટલાય દરજ્જા બેહતર છે. (મકતૂબાતે-ઇમામ રબ્બાની મુજદ્દિદે અલ્ફે-સાની પેજ ૨૦૫ દફતર પહેલું, મકતૂબ નં. ૨૦૭)

અલ્લાહુ અકબર ! હુઝુર (સલ.)ની સોહબતની શું શાન છે ? એટલા માટે જ અહલે-સુન્નત વલ્જમાઅતનો અકીદો છે કે સહાબએ-કિરામ ખાસ કરીને મુહાજિરીન અને અન્સારથી બદગુમાની રાખવી, તેઓને ભુંડુ કહેવું, કુર્આન મજીદનાં ચોખ્ખાં વિરોધ અને શરીઅતે ઇલાહીથી ખુલ્લી બગાવત (બળવો) છે, એવા માણસના કુફ્રનો ભય છે. (ખુલફાએ રાશેદીન પેજ ૬)

પીરાને પીર શેખ અ. કાદિર જીલાની (રહ.) ફરમાવે છે :- અહલે સુન્નત સર્વ સંમત છે કે જે મતભેદ સહાબામાં આપસમાં થયાં છે તે વિષે ચુપકીદી સેવવી અને તેઓની બુરાઇઓના વર્ણનથી બચવું વાજિબ છે અને તેઓના સદ્‌ગુણો અને ફઝીલતોને વર્ણવા અને ઝાહેર કરવા યોગ્ય છે. (ગુન્યતુ-ત્તા લિબીન પેજ. ૫૪)

અલ્લામહ ઇબ્ને હુમામ પોતાની પ્રખ્યાત કિતાબ "મુસામરહ"માં ફર્માવે છે :- અહલે-સુન્નત-વલ્જમાઅતનો અકીદો તમામ સહાબએ-કિરામનો તઝકિયહ (કિંવા ગુનાહોથી પાક ગણવા) એ રીતે તે સૌને આદિલ (નેક) હોવાને સાબિત કરવામાં આવે અને તેઓ પર કોઇ પણ જાતના ટોણાથી બચવામાં આવે અને તેઓના વખાણ, તઅરીફ કરવામાં આવે જેમ કે અલ્લાહે તેઓના વખાણ ફરમાવ્યા. (મુસામરહ પેજ. ૧૩૨, મકામે સહાબા પેજ. ૭૨)

અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ (રહ.) "અકીદએ-વાસ્તિય્યહ"માં ફરમાવે છે :- અહલે સુન્નત-વલ જમાઅતના બુન્યાદી અકીદાઓમાં એ પણ દાખલ છે કે તેઓ પોતાના દિલો અને ઝબાનોને સહાબાના વિષે ચોખ્ખી રાખે જેમ કે અલ્લાહ તઆલાએ આ આયતમાં ફર્માવ્યું 'વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ.....' (શર્હે અકીદએ વાસ્તિય્યહ પેજ ૪૦૩. મકામે સહાબા પેજ ૭૯)

અલ્લામહ સફારીની ફરમાવે છે :- અહલે સુન્નત-વલ્જમાઅતનો એ વાત પર ઇજમાઅ (સર્વમતી) છે કે હરેક માણસ ઉપર વાજિબ છે કે તે સર્વ સહાબાને પાક-સાફ સમજે, તેઓ માટે અદાલત (નેકી) સાબિત કરે, તેઓ ઉપર ટીકા કરવાથી બચે અને તેઓની તઅરીફ તથા વખાણ કરે. એટલા માટે કે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ પોતાની કિતાબે અઝીઝમાં કેટલીય આયતોમાં તેઓની તઅરીફ અને વખાણ કર્યા છે. (અકીદએ-સફારીની ભાગ-૨, પેજ ૩૩૮, મકામે સહાબા પેજ ૮૦)

અકાઇદની પ્રખ્યાત દર્સી કિતાબ "શર્હે-અકાઇદ"માં છે કે :- (ઇસ્લામનો અકીદો એ છે કે) સહાબએ-કિરામની યાદ ભલાઇ અને ખુબી વગર ન કરવામાં આવે (શર્હે-અકાઇદે-નસફી પેજ-૧૧૬)

એ જ પ્રમાણે અકાઇદની પ્રખ્યાત દર્સી કિતાબ "શર્હે-મવાકિફ"માં અલ્લામહ સય્યિદ શરીફ જુર્જાની (રહ.)એ મકસદે-સાબેઅમાં લખ્યું છે કે :- તમામ સહાબાની તઅઝીમ કરવી અને તેઓ ઉપર ટીકા કરવાથી બચવું વાજિબ છે એટલા માટે અલ્લાહ મોટો છે અને તેણે પોતાની કિતાબમાં ઘણી જગ્યાએ આ લોકોની તઅરીફ (વખાણ) કર્યા છે (આયતો નકલ કરવા પછી લખે છે) અને રસુલુલ્લાહ (સલ.) આ લોકોથી મહબ્બત ફરમાવતા હતા અને આપ (સલ.)એ ઘણી હદીસોમાં એઓના વખાણ કર્યા છે. (શર્હે-મવાકિફ)

પરંતુ મવ્દૂદી સાહબને આ ફૈસ્લાઓની કાંઇ પડી નથી. બલ્કે તેમણનો ઘડેલ "સિદ્ધાંત"

"રસૂલે-ખુદાના વગર કોઇ પણ માણસને હકની કસોટી ન બનાવે, કોઇને ટીકાથી ઉચ્ચ ન સમજે". (છેવટ સુધી)ના હેઠળ તેઓના નઝદીક સહાબા ઉપર ટીકા કરવી ફક્ત જાઇઝ જ નહીં, બલ્કે જરૂરી છે. તેઓ લખે છે :-

(૧) "આ સૌથી વધીને આશ્ચર્યજનક વાત આ છે કે ઘણી વેળા સહાબા (રદી.) પર પણ માનસિક-નબળાઇઓનો કાબૂ થઇ જતો હતો અને તેઓ એક-બીજા ઉપર ચોટ કરી જતા હતા". (તફહીમાત, ભાગ-૨. પેજ-૨૯૩)

(૨) "સત્ય તો એ છે સામાન્ય માણસો ન તો નબ્વી કાળમાં કસોટીના મુસલમાન હતા, ન તો ત્યારપછી ક્યારેય તેઓને કસોટીના મુસલમાન હોવાનું માન પ્રાપ્ત થયું. કસોટીના મુસલમાન તો તે કાળમાં તેઓ જ હતા અને અત્યારે પણ છે, જેઓ કુર્આન-હદીસના ઉલૂમ પર નઝર રાખતા હોય અને જેઓની નસે-નસમાં કુર્આનનું ઇલ્મ અને હુઝુર (સલ.)નું પાક જીવન પ્રસરી ગયું હોય, બાકી રહ્યા સામાન્ય માણસો તો ત્યારે પણ કસોટીના મુસલમાનોની પૈરવી કરતા હતા અને આજે પણ છે". (તફહીમાત ભા. ૧, પેજ ૩૦૯, તર્જુમાનુલ-કુર્આન જુલાઇ-૧૯૪૩)

અલ્લાહ તઆલા તો તમામ સહાબા માટે ફર્માવે છે 'વલા-કિન્નલ્લાહ-હબ્બબ-ઇલયકુમુલ-ઇમાન.... અને લા-યસ્તવી મિન્કુમ-મન-અન્ફક... વકુલ્લંવ-વઅદલ્લાહુલ હુસ્ના અને તમામ મુહાજિરીન તથા અન્સાર વિષે ઇરશાદ છે યુબશ્શિરૂહુમ - રબ્બુહુમ - બિરહમતિમ મિન્હુ - વ - રિદવાનિવં - વ - જન્નાતિલ્લહુમ - ફીહા - નઇમુમમુકીમ અને ફબિઅય્યિહિમ - ઇકતદય્તુમ ઇહતદય્તુમ, પરંતુ મવ્દૂદી સાહબને તમામ સહાબા મિઅયારી મુસલમાન (કસોટીના-મુસલમાન) નથી દેખાતા, મત્લબ કે અહિંયા પણ મવ્દૂદી સાહબે સામાન્ય સહાબાઓની ટીકા કરી. એ સત્ય છે કે સહાબએ-કિરામમાં આપસમાં દરજ્જાનો ફરક હતો પરંતુ સહાબામાં સામાન્યમાં સામાન્ય દરજ્જાનો સહાબી પણ પછીના મોટામાં મોટા વલી અને કુતુબથી અફઝલ છે. એ જ અહલે-હકનો અકીદો છે, જેમ કે પહેલાં લખાઇ ચુક્યું છે.

(૩) મવ્દૂદી સાહબે "તફહીમુલ-કુર્આન"માં સુરએ-આલે-ઇમ્રાનની આયત "વલકદ-અફ —લ્લાહુ અન્હુમ"ની તફસીર કરતાં લખ્યું છે "જે સોસાયટીમાં વ્યાજ ખાવાની ટેવ હોય છે તેમાં વ્યાજ ખાવાને લઇ બે ઝાતના અખ્લાકી-રોગ પૈદા થઇ જાય છે, વ્યાજ લેનારમાં લાલચ-તમઅ-ખુદગર્ઝી અને બીજો વ્યાજ દેનારમાં તિરસ્કાર, ગુસ્સો અને દુશ્મનાવટ તથા અદેખાઇ પૈદા થઇ જાય છે. ઉહદની લડાઇમાં આ બન્નેવ રોગોનાં થોડો ભાગ શામિલ હતો." (તફહીમુલ-કુર્આન ભા. ૧ પેજ ૨૮૮)

મત્લબકે અત્યાર સુધી મઆઝલ્લાહ હુઝુર (સલ.)ની સોહબતથી સહાબાના વિચાર અને સીરત કાર્યવૃત્તિમાં પુરેપુરો પલ્ટો ન આવ્યો હતો અને જાહિલિય્યતના યુગમાં વ્યાજુ લેણ-દેણનો જે રિવાજ હતો તેનો અસર જંગે-ઉહદ સુધી બાકી હતો (મઆઝલ્લાહ)

મવ્દૂદી સાહબના એક સાથી મૌ. સદરૂદ્દીન ઇસ્લાહી લખે છે.

(૪) વરસોની તઅલીમ-તરબિયત પછી રસુલુલ્લાહ (સલ.) તેઓ (સહાબા)ને મેદાને-જંગમાં લાવ્યા અને તેઓની શૈલીમાં ભારે પલ્ટો આવી ચુક્યો હતો તે છતાં ઇસ્લામની આરંભકાળની લડાઇઓમાં સહાબએ-કિરામ અલ્લાહના રસ્તામાં જિહાદની સ્પ્રીટ સમજવામાં વારંવાર ભૂલો કરતા હતા. (તર્જુમાનુલ-કુર્આન ૧૯૫૭, પેજ ૨૯૨, મવ્દૂદી મઝહબ પેજ ૫૯)

આજ મૌલ્વી સદરૂદ્દીન સાહબ હઝરત અબુબક્ર (રદી.) પર ટીકા કરતાં લખે છે :- અગરચે ગૈરત માણસાઇનું સર્વશ્રેષ્ઠ મોતી છે તે છતાં ઇસ્લામ તેને સમતુલતાની હદથી બહાર જવા નથી દેતો અને ઇન્સાનને આદેશ આપે છે કે તે ક્યારેય નફસની લાગણીઓથી દબાઇ ન જાય, જે કાંઇ કરે અને કહે નફસાનિય્યત અને લાગણીઓથી ખાલી હોય, ફક્ત ખુદાપાકની ખુશ્નૂદી હાસિલ કરવા માટે અને તેના ઇન્સાફના નિઝામને

કાયમ રાખવા માટે ઇસ્લામની આ એટલી નાઝુકમાં નાઝુક માંગણી છે અને એટલી નાઝુક છે કે એક વખત સિદ્દીકે-અકબર જેવો બે-નફસ પરહેઝગાર અને પગથી લઇ માથા સુધી ઇખ્લાસવાળો માણસ પણ એને પુરી કરવામાં ચુકી ગયો. (તરજુમાનુલ-કુર્આન જાન્યુ. ૧૯૫૮, મવ્દૂદી મઝહબ પેજ ૬૬)

(૫) હઝરત અમ્ર ઇબ્ને-આસ (રદી.) ખરેખર મોટા દરજ્જાના બુઝુર્ગ છે અને તેઓએ ઇસ્લામની કીમતી સેવાઓ કરી છે અલ્બત્ત તેઓથી આ બે કામ એવા થઇ ગયા છે કે જેને ખોટા કહ્યા સિવાય છૂટકો નથી. (મવ્દૂદી મઝહબ પેજ ૮૪)

અને મહાન સહાબાઓ પર "ખિલાફતો-મુલુકિય્યત"માં ટીકાઓ કરી છે હાલાંકે હદીસમાં સહાબાને ટીકાનું નિશાન બનાવ્વાથી સાફ સાફ મનાઇ આવી છે અને તે ઉપર સખ્તથી સખ્ત વઇદો (ધમકીઓ) આવી છે, હદીસમાં છે.

(૧) અન અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલ કાલ કાલ રસુલુલ્લાહિ (સલ.) અલ્લાહ, અલ્લાહ ! ફી અસ્હાબી....

અર્થાત :- મારા સહાબા સંબંધી અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો. તેઓને મારી વફાત પછી ટીકા-ટોણાનું નિશાન ન બનાવશો, જેણે તેઓથી મોહબ્બત કરી. નિઃશંક મારી મોહબ્બતને લઇ તેઓથી મોહબ્બત કરી અને જેણે તેઓથી દુશ્મનાવટ રાખી તેણે મારાથી દુશ્મનાવટને લઇ તેઓથી દુશ્મનાવટ રાખી અને જેણે તેઓને દુઃખ પહોંચાડ્યું તેણે મને દુઃખ પહોંચાડ્યું અને જેણે મને દુઃખ પહોંચાડ્યું તેણે અલ્લાહને દુઃખ પહોંચાડ્યું અને જેણે અલ્લાહને દુઃખ પહોંચાડ્યું, કરીબ છે કે અલ્લાહ તેને અઝાબમાં પકડી લેશે. (તિર્મિઝી શરીફ ભાગ ૨, પેજ ૨૨૬, મિશ્કાત ૫૫૪)

આ હદીસ પર વિચાર કરો, હુઝુર (સલ.)એ સહાબાને "મારા સાથીઓ" ફરમાવ્યા અને તેઓથી મહોબ્બતને પોતાની સાથે મોહબ્બત અને તેઓથી દુશ્મનાવટને પોતાની સાથે દુશ્મનાવટની નિશાની બતાવી, તે છતાં પણ સહાબએ-કિરામને મુક્ત-ટીકાનું નિશાન બનાવવા અને તેઓ પર નુકતા-ચીની કરવું શું રસુલુલ્લાહ (સલ.)થી બગાવતના હુકમમાં નથી (મઆઝલ્લાહ)

(૨) તિર્મિઝી શરીફ માં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝુરે અકરમ (સલ.)એ ફરમાવ્યું ઇઝા રઅય્તુમુલ્લઝીન યસુબ્બુન અસ્હાબી ફકૂલુ લઅનતલ્લાહિ અલા શર્રિકુમ-

અર્થાત :- જ્યારે તમો એવા લોકોને જુઓ જે મારા સહાબાને ભૂંડુ બોલે છે તો તમો તેઓને કહો, ખુદાની લઅનત છે તમારા આ બદકૃત્ય ઉપર, (તિર્મિઝી શરીફ ભાગ ૨, પેજ ૨૨૭, મિશ્કાત પેજ-૫૫૪)

(૩) લા તસુબ્બુ અસ્હાબી ફલવ અન્ન અહદુકુમ અન્ફક મિસ્લ ઉહદિન ઝહબમ, મા બલગ મુદ્દ અહદિહિમ વલા નસીફહુ.

અર્થાત :- મારા સહાબાને બુરૂં ન કહો (કારણ કે તેઓનો દરજ્જો એ છે કે) અગર તમારામાંથી કોઇ ઉહદ પહાડ બરાબર સોનું ખર્ચ કરે (ખૈરાત કરે) તો તેઓના એક મુદ્દ બલ્કે અર્ધા મુદ્દ (જવ)ની બરાબર પણ નથી થઇ શકતો (મુસ્લિમ શરીફ પેજ ૩૧૦, મિશ્કાત પેજ ૫૫૩)

(૪) અન ઉવય્મીર બિન સાઇદત અન્નહુ (સલ.) ઇન્નલ્લાહ ઇખ્તારની વખ્તારલી અસ્હાબન....

અર્થાત :- હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહે મને ચૂંટી કાઢયો અને મારા માટે સહાબા ચૂંટી કાઢ્યા, તેઓને મારા વઝીર અને સહાયક બનાવ્યા, જે તેઓને બુરૂં કહે તેના ઉપર અલ્લાહની, ફરિશ્તાઓની અને તમામ લોકોની લઅનત અને અલ્લાહ તઆલા તેનો કોઇ ફર્ઝ અને કોઇ નફિલ કબૂલ ફરમાવશે નહીં. (મઝાહિરે હક ભા. ૪, પે. ૫૭૮)

(૫) "ગુન્યતુત્તાલિબીન"માં હદીસ છે :- કાલ રસુલુલ્લાહિ (સલ.) ફી રિવાયતિ અનસ ઇન્નલ્લાહ

અઝ-વજલ્લ ઇખ્તારની વખ્તારલી અસ્હાબી ફજઅલહુમ અન્સારી.....

અર્થાત :- હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે હુઝુરે અકરમ (સલ.) એ ફરમાવ્યું કે અલ્લાહે મને પસંદ કર્યો અને મારા માટે મારા સહાબાને પસંદ કર્યા અને તેઓને મારા સહાયક અને સગા બનાવ્યા, છેવટ યુગમાં એક જમાઅત પૈદા થશે જે સહાબાના દરજ્જાને કમ કરશે (ઓછો આંકશે) માટે તમો તેઓની સાથે ન ખાઓ અને ન તો પીઓ, ન તો તેઓ (ની ઔરતો)થી નિકાહ કરો, ન તેઓની સાથે નમાઝ પઢો, ન તો તેઓના જનાઝાની નમાઝ પઢો, તેઓ ઉપર ખુદાની લઅનત ઉતરેલી છે. (ગુન્યતુત્તાલિબીન ભાગ ૧, પેજ ૫૪)

(૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે લા તસુબ્બુ અસ્હાબુ મુહમ્મદિન ફલ્મકામુ અહદિહિમ.

અર્થાત :- બુરૂં ન કહો મુહમ્મદ (સલ.)ના સહાબાને તેઓમાંથી એકનું એક પળ ઇબાદત કરવું બેહતર છે તમારામાંથી કોઇકના જીવન-પર્યંત ઇબાદત કરવાથી (મઝાહિરે-હક ભા. ૪, પેજ-૫૭૯)

(૭) હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી એક બીજી રિવાયતમાં છે, આપે ફરમાવ્યું જેમાં દસ નિશાનીઓ હોય તે અહલે સુન્નત વલ્જમાઅતમાંથી છે એમાંથી એક નિશાની આ છે :- વલા યઝકુરૂ અહદમ મિનસ્સહાબતિ બિસૂઇન, સહાબામાંથી કોઇને બુરાઇની સાથે યાદ ન કરે અને ન તો કોઇની એબ બયાન કરે. (તકમિલએ-બહરૂર્રાઇક ભા. ૪, પે. ૧૮૩)

અબુદાઉદ અને તિર્મિઝી શરીફમાં હઝરત સઇદ (રદી.)થી રિવાયત છે કે તેમણે સાંભળ્યું કે કેટલાક લોકો સરકારી હાકિમોની સામે હઝરત અલી (રદી.)ને બુરૂં કહે છે. તો હઝરત સઇદ ઇબ્ને ઝૈદ રદી.એ ફરમાવ્યું અફસોસ હું જોઇ રહ્યો છું કે તમારા સમક્ષ હુઝુર સ. અ. વ.ના સહાબાને બુરૂ કહેવાય રહ્યું છે અને તમો તે ઉપર નકીર નથી કરતા અને એને રોકતા નથી (સાંભળી લ્યો) મેં હુઝુર સ.અ.વ.ને પોતાના કાનોથી આ કહેતા સાંભળ્યા છે. (અને હદીસ બયાન કરતા પહેલાં ફરમાવ્યું) એ પણ સમજી લ્યો કે મને કોઇ જરૂરત નથી કે હું હુઝુર સ.અ.વ.ની તરફ કોઇ એવી વાત જોડું જે આપ સ.અ.વ.એ ન ફરમાવી હોય કે કયામતના દિવસે જ્યારે હુઝુર સ.અ.વ.થી મળું ત્યારે આપ (સ.અ.વ.) મારાથી તેની પકડ ફરમાવે (આટલું કહ્યા પછી હદીસ બયાન કરી) અબુબક્ર જન્નતમાં છે. ઉમર જન્નતમાં છે, ઉસ્માન જન્નતમાં છે. અલી જન્નતમાં છે. તલ્હા જન્નતમાં છે. ઝુબૈર જન્નતમાં છે. સઅદ ઇબ્ને માલિક જન્નતમાં છે. અ. રેહમાન ઇબ્ને ઔફ જન્નતમાં છે. અબુ ઉબય્દહ ઇબ્ને જર્રાહ જન્નતમાં છે. આ નવ હઝરાતે સહાબાના નામો ગણાવી દસમું નામ ન લીધું. જ્યારે લોકોએ પુછ્યું દસમા કોણ છે, તો કહ્યું સઇદ ઇબ્ને ઝૈદ (અર્થાત પોતાનું નામ શરૂઆતમાં નમ્રતાના લઇ બયાન ન કર્યું, લોકોના આગ્રહ પર ઝાહિર કર્યું) ત્યાર પછી સઇદ ઇબ્ને ઝૈદ રદી.એ ફરમાવ્યું ખુદાની કસમ સહાબએ કિરામ રદી.માંથી કોઇ એકનું રસુલુલ્લાહ સ.અ.વ.ની સાથે કોઇ જિહાદમાં શરીક થવું જેમાં તેનો ચેહરો ધુળવાળો બન્યો હોય, સહાબા સિવાયમાંથી દરેક માણસની જીવનભરની ઇબાદત અને અમલથી બહેતર છે. ચાહે તેને હઝરત નુહ અલ.ના જેટલી ઉમર મળી હોય. (અબુદાવુદ શરીફ ભા. ૨, પેજ ૨૯૧)

(૯) અદીએ ઇબ્ને આયશાથી રિવાયત કરી છે (હુઝુર સ.અ.વ.એ ફરમાવ્યું) મારી ઉમ્મતમાંથી બુરામાં બુરા માણસો તે છે જે મારા સહાબાની બુરાઇ કરવામાં નિડર હોય. (મઝાહિરે હક ભા. ૪ પેજ ૫૮૩)

(૧૦) હુઝુર સ. અ. વ. ફરમાવે છે કે બંદાનુ ખુદાથી એ હાલતમાં મળવું કે તે તમામ માણસોના ગુનાહોનું પોટલું બાંધી માથા પર લઇ ગયો હોય એનાથી બેહતર છે કે ખુદાના દરબારમાં એ હાલમાં રજુ થાય કે મારા સહાબામાંથી કોઇ એક સહાબાની દુશ્મનાવટ અને વેર દિલમાં રાખતો હોય, કારણ કે એવા

માણસની કયામતના દિવસે બખ્શીશ નહીં થાય. (નુઝહતુલ મજાલિસ ભાગ ૨ પેજ ૨૪૩)

(૧૧) હઝરત ઇબ્ને અબ્બાસ રદી. ફરમાવે છે કે નબીએ કરીમ સ.અ.વ.એ ફરમાવ્યું જે માણસ મારા સહાબા તથા પાક બીવીઓ અને અહલે બયતથી મહબ્બત રાખશે અને તેઓમાંથી કોઇની એબ નહીં બયાન કરે અને કોઇ ઉપર ટીકા પણ નહીં કરે અને તેઓની મહબ્બત દિલમાં લઇ દુન્યાથી રૂખ્સત થશે તો તે કયામતના દિવસે મારી સાથે હશે. (નુઝહતુલ મજાલિસ, ભા. ૨, પેજ ૨૪૩)

સુરએ હશ્રમાં અલ્લાહ તઆલાએ રિસાલત કાળના મૌજુદ તમામ અને પછી આવનારા મુસલમાનોના ત્રણ વર્ગ કરી બયાન કર્યા છે. પહેલો મુહાજિરીન જેમના વિષે અલ્લાહ તઆલાએ આ ફેસ્લો ફરમાવ્યો **'ઉલાઇક હુમુ સ્સાદિકુન'** અર્થાત એ લોકો જ સત્યવાદી છે. બીજો અન્સારનો જેમના ગુણો અને ફઝીલતો બયાન કર્યા પછી કુર્આને ફરમાવ્યું અર્થાત એ લોકો જ સફળતા પ્રાપ્ત કરનાર છે. **'ઉલાઇક હુમુલ મુફલિહુન'** ત્રીજો વર્ગ તે લોકોનો છે જે મુહાજિરીન અને અન્સારના પછી કયામત સુધી આવનારા છે. તેઓના વિષે ફરમાવ્યું અર્થાત અને તે લોકો જેઓ પછી એવું **'વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ'** કહેતા આવ્યા કે હમારા પરવરદિગાર હમારી પણ મગફિરત કર અને હમારા તે ભાઇઓની જે હમારાથી પહેલાં ઇમાન લાવ્યા અને હમારા દિલોમાં ઇમાન લાવનારાઓ માટે કાંઇ દુશ્મનાવટ ન મુકજે. (સુરએ હશ્ર)

ઇઝાલતુલ ખિફાઅમાં હઝરત શાહ મુહદિસ દહેલ્વી રહ.એ આ આયતની તફસીરમાં કેટલીક રિવાયતો નકલ ફરમાવી છે, આપ નકલ ફરમાવે છે હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ રદી.થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું લોકોના (મુસલમાનોના) ત્રણ વર્ગો છે. બે વર્ગ તો ગુજરી ચુક્યા, હવે ફક્ત એક બાકી રહી ગયો છે. જેથી તમારી શ્રેષ્ઠ હાલત આ છે કે જે વર્ગ બાકી રહી ગયો છે. તેમાં શામિલ થઇ જાઓ ત્યાર પછી તેવણે **'લિલ્ફુકરાઇલ મુહાજિરીન લ્લઝીન...'** પુરી આયત તિલાવત કરી અને ફરમાવ્યું કે આ મુહાજિરીનનો વર્ગ છે અને આ વર્ગ ગુજરી ગયો, પછી **'વલ્લઝીન તબવ્વઉદાર વલ્ઇમાન'** તિલાવત કરી અને ફર્માવ્યું. આ અન્સારનો વર્ગ છે. એ પણ ગુજરી ગયો, ત્યારપછી વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ... ની તિલાવત કરી અને કહ્યું કે પેલા બન્નેવ વર્ગ તો ગુજરી ચુક્યા, હવે આ એક વર્ગ બાકી રહ્યો છે માટે તમારી શ્રેષ્ઠ હાલત એ છે કે આ ત્રીજા વર્ગમાં તમારી ગણત્રી થાય. (ઇઝાલતુલ ખિફા મકસદે અવ્વલ ભાગ ૨, પેજ ૨૪૫-૨૪૬)

હઝરત ઝહ્હાક રહ.થી **વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ**....ની તફસીરમાં નકલ કરવામાં આવ્યું છે કે લોકોને આદેશ મળ્યો હતો કે સહાબાના માટે ઇસ્તિગ્ફાર કરે પરંતુ હવે જુઓ લોકો કેવી બિદઅત કરી રહ્યા છે. (ઇઝાલતુલ ખિફા ભાગ ૨, પેજ ૨૪૫)

હઝરત આયશા રદી.થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું કે મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો હતો કે હુઝુર સ.અ.વ.ના સહાબા માટે ઇસ્તિગ્ફાર કરે પરંતુ લોકોએ (ઇસ્તિગ્ફાર કરવાના બદલે) તેઓની બુરાઇ કરવી શરૂ કરી દીધી એવું કહી તેવણે પણ **વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ**.... તિલાવત કરી. (ઇઝાલતુલ ખિફા. ભા. ૨, પેજ. ૨૪૬)

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદી.થી રિવાયત છે કે તેવણે એક માણસને સાંભળ્યો કે મુહાજિરીનમાંથી કોઇ એક પર ટીકા કરી રહ્યો છે તો તેવણે તેની સામે આ આયત પઢી અને તેનાથી પૂછયું આ તો મુહાજિરીનનું **લિલ્ફુકરાઇ લ્લઝીન ઉખ્રિજુ મિન દિયારિહિમ**.... વર્ણન છે શું તું એ જમાઅતમાંથી છે ? તેણે કહ્યું નહીં. પછી આ આયત પઢી. **વલ્લઝીન તબવ્વઉ દાર વલઇમાન**.... અને ફરમાવ્યું આ અન્સારનું વર્ણન છે શું તું આ જમાઅતમાંથી છે ? તેણે કહ્યું નહીં પછી આ આયત પઢી **વલ્લઝીન**.... અને ફરમાવ્યું શું તું આ જમાઅતમાંથી છે ? તેણે કહ્યું હાં, આશા તો એવી જ રાખું છું. આપે ફરમાવ્યું નહીં આ જમાઅતમાંથી તે માણસ નથી બની શકતો જે પહેલી બન્નેવ જમાઅતોને ભાંડતો હોય. (ઇઝાલતુલ

ખિફાઅ ભાગ-૨ પેજ ૨૪૬)

એક બીજી સનદથી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદી.થી રિવાયત છે કે તેવણને ખબર મળી કે કોઇ માણસ હઝરત ઉસ્માન રદી. પર ટીકા કરે છે આપે તેને બોલાવ્યો અને પોતાની સામે બેસાડ્યો અને તેની સમક્ષ આ આયત પઢી અને પુછ્યું શું તું આ લોકોમાંથી છે ? તેણે કહ્યું નહીં. પછી આ આયત પઢી વલ્લઝીન તબવ્વઉદ્દાર વલઇમાન....અને પુછ્યું શું તું આ લોકોમાંથી છે ? તેણે કહ્યું નહીં. પછી આ આયત પઢી વલ્લઝીન જાઉમિ મ બઅદિહિમ અને પુછ્યું શું તું આ લોકોમાંથી છે ? તેણે કહ્યું હાં, આશા તો એવી જ રાખુ છું કે તેઓમાંથી બનું. હઝરત ઇબ્ને ઉમરે ફરમાવ્યું. નહીં ખુદાની કસમ તેઓમાંથી તે માણસ નથી થઇ શકતો. જે મુહાજિરીન અને અન્સાર પર ટીકા કરતો હોય અને તેના દિલમાં તેઓની દુશ્મનાવટ હોય. (ઇઝાલતુલ ખિફા ભાગ ૨, પેજ ૨૪૬)

અબુ ઉરવહ ઝુબૈરી કહે છે કે એક દિવસ હમો ઇમામ માલિક રહ.ની સેવામાં હાજર હતા કે લોકોએ એક માણસની વાત કરી જે સહાબએ કિરામને બુરૂં કહેતો હતો, ઇમામ માલિક રહ.એ આ આયત મુહમ્મદુ-ર્રસુલુલ્લાહ....લિયગીઝ બિહિમુલ કુફ્ફાર.... તિલાવત ફરમાવી અને પછી ફરમાવ્યું જે માણસના દિલમાં રસુલુલ્લાહ સ.અ.વ.ના સહાબામાંથી કોઇકના માટે ક્રોધ હોય તે આ આયતની હેઠળ છે કિંવા તેનું ઇમાન ભયમાં છે. કેમ કે આયતમાં કોઇક સહાબીથી ક્રોધ કાફિરોની નિશાની ગણવામાં આવી છે. (મકામે સહાબા પેજ-૪૦)

અને ઇમામ માલિક રહ. ફરમાવે છે જે માણસ સહાબાથી દુશ્મનાવટ રાખે અને તેઓને બુરૂં કહે તેનો મુસલમાનોમાં કોઇ હક નથી. (મઝાહિરે હક ભાગ ૪, પેજ ૫૮૭)

ઇમામ અહમદ ઇબ્ને હમ્બલ રહ.થી પુછવામાં આવ્યું કે જે માણસ અમીર મુઆવિયહ અને અમ્ર ઇબ્નુલ આસની ઐબ બયાન કરતો હોય શું તે રાફઝી છે ? ફરમાવ્યું આ વાતની તે માણસ જ હિમ્મત કરી શકે છે જેના દિલમાં ખબાસત છુપાએલી હોય અને જે માણસ પણ કોઇ સહાબીની ઐબ બયાન કરતો હોય તેના દિલમાં ખબાસત છુપાએલી હોય છે. (અલ્બિદાયહ-વન્નિહાયહ ભાગ ૮, પેજ ૧૩૯, તઅલીમુલ-કુર્આન, રાવલપિંડી ૧૯૬૮ ઉપરથી)

અને ઇમામ અહમદ ઇબ્ને હમ્બલ (રહ.) ફરમાવે છે. કોઇ માણસના માટે જાઇઝ નથી કે તેઓ (સહાબા)ની કોઇ બુરાઇ બયાન કરે અને તેઓ ઉપર કોઇ ઐબ યા કોઇ ખોટનો હુકમ લગાવે, જે માણસ એવું કરે તેને શિક્ષા કરવી જરૂરી છે અને તેવણના શાગિર્દ મય્મૂની (રહ.) ફરમાવે છે કે મેં ઇમામ અહમદ (રહ.)ને કહેતાં સાંભળ્યા કે લોકોને શું થઇ ગયું છે કે તેઓ હઝરત મુઆવિયહ (રદી.)ની બુરાઇ કરે છે, હમો અલ્લાહથી આફિયતના તલબગાર છીએ અને પછી મને કહ્યું કે જ્યારે તમો કોઇ માણસને જૂઓ કે તે સહાબાની યાદ બુરાઇની સાથે કરી રહ્યો છે તેના ઇસ્લામને શંકાસ્પદ સમજો. (અસ્સારિમુલ-મસ્લૂલ, મકામે-સહાબા પેજ ૭૭ ના હવાલાથી)

ઇમામ અબુઝુરઅહ રાઝી (રહ.) જેઓ ઇમામ મુસ્લિમ (રહ.)ના મહાન ઉસ્તાદોમાંથી છે ફરમાવે છે જ્યારે તમે કોઇ માણસને જુઓ કે તે સહાબએ કિરામમાંથી કોઇની પણ ખોડ બયાન કરી રહ્યો છે તો સમજી લ્યો કે તે ઝિન્દીક છે એટલા માટે કે કુર્આન હક છે, રસૂલ હક છે, અને જે કાંઇ રસૂલ લઇને આવ્યા તે બરહક છે અને આ ચીઝો હમારા સુધી પહોંચાડનાર સહાબા જ છે. તો જે માણસ તેઓને ખંડિત કરે છે તે કિતાબ અને સુન્નતને ખતમ કરવા માંગે છે માટે એને જ ખંડિત કરવું વધુ યોગ્ય છે, તેના ઉપર ગુમ્રાહી અને ઝિન્દીક હોવાનો હુકમ લાગુ કરવો બિલ્કુલ સહીહ અને દુરૂસ્ત છે. (ફત્હુલ-મુગીસ પેજ ૩૭૫, મઝાહિરે હક. ભા.૧, પેજ. ૫૭૮)

શેખ શિબ્લી (રહ.) ફર્માવે છે જેણે રસુલુલ્લાહ (સલ.)ના સહાબાનું માન ન જાળવ્યું તે હુઝુર (સલ.)

પર ઇમાન જ નથી લાવ્યો. (મકતૂબાતે-ઇમામ રબ્બાની. ભાગ ૩, પેજ ૪૩, મકતૂબ ૨૪)

એ જ પ્રમાણે એક બીજા બુઝુર્ગ સહલ ઇબ્ને અબ્દુલ્લાહ તસ્તરી (રહ.) ફરમાવે છે કે તે માણસ રસુલુલ્લાહ (સલ.) પર ઇમાન નથી લાવ્યો જે આપ (સલ.)ના સહાબએ-કિરામની તઅઝીમ અને આપના સહાબાની ઇઝઝત ન કરતો હોય. (શમીમુ-ર્રિયાઝ તરજુમએ શિફાએ-કાઝી અયાઝ. ભાગ ૨ પેજ ૫૮)

હાફિઝ ઇબ્ને કસીર (રહ.) ફરમાવે છે. દર્દનાક અઝાબ છે તે લોકો માટે જે હઝરાતે સહાબાથી યા તેઓમાંથી કોઇકથી દુશ્મનાવટ રાખે અથવા તેઓને બુરૂં કહે, એવા લોકોને કુર્આન પર ઇમાનથી શું લેવા દેવા ? જેઓ એવા લોકોને બુરૂં કહેતા હોય જેમનાથી અલ્લાહે રાઝી હોવાનું એ'લાન કરી આપ્યું. (ઇબ્ને કસીર, બહવાલાએ મકામે સહાબા પેજ ૪૩)

હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે હમો સહાબાને ફક્ત ભલાઇથી જ યાદ કરીશું, તેઓ હમારા દીની ઇમામ છે અને પેશ્વા છે. તેઓને બુરૂં કહેવું હરામ છે અને તેઓની તઅઝીમ હમારા પર વાજિબ છે (તફહીમાતે-ઇલાહિય્યહ, ભાગ ૧, પેજ ૧૪૮)

હઝરત શાહ અબ્દુલ અઝીઝ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે નિઃશંક સહાબએ-કિરામની જમાઅત પણ અમ્બિયા (અલ.)ના હુકમમાં ગણાશે. માટે જેવી રીતે કોઇ નબી પર ટીકા નહીં થઇ શકે અને તેઓની વાત માનવી જરૂરી હોય છે, પાકી અને કત્ઇ દલીલોને લઇ, એ જ પ્રમાણે સહાબએ કિરામ પર પણ ટીકા કરવાની નિય્યત સુદ્ધાં કરવી બદદીની અને ખુલ્લી ગુમ્રાહી છે. (તુહફએ-ઇસ્ના-અશરિય્યહ, પેજ-૫૨૯)

ઇમામ સુફયાન સૌરી (રહ.) ફરમાવે છે :- જેણે એવું ગુમાન કર્યુ કે અલી (રદી.), શૈખૈન (રદી.), અબુબક્ર-ઉમર (રદી.)થી ખિલાફતના વધુ હકદાર હતા. તેણે અબુબક્ર-ઉમર (રદી.) અને તમામ મુહાજિરીન અને અન્સારને ભૂલમાં સમજ્યા અને હું નથી સમજતો તે સૌને ભૂલમાં સમજ્યા પછી તેનું કોઇ નેક કામ આસ્માન પર જઇ શકે. (ઇઝાલતુલ-ખિફા પેજ-૨૪૪, મકસદ અવ્વલ, ફસ્લે ચહારૂમ)

અલ્લામહ ઇબ્ને-તૈમિય્યહ (રહ.) ફરમાવે છે :- દિલોની સૌથી મોટી નાપાકી અને રોગ એ છે કે માણસના દિલમાં તે લોકોના તરફથી ખોટ હોય જેઓ મોમિનોમાં સર્વશ્રેષ્ઠ અને અમ્બિયા (અલ.) પછી અવ્લિયાના સરદાર અને સરતાજ હતા, એટલા જ માટે ફય્અ (માલે-ગનીમત)માં તે જ લોકોનો હિસ્સો રાખવામાં આવ્યો જેઓ મુહાજિરીન અને અન્સાર તથા પહેલા ઇમાન લાવ્વાવાળાઓના તરફથી દિલમાં ખોટ ન રાખતા હોય અને તેઓના માટે દુઆ તથા ઇસ્તિગફાર કરતા હોય, (અર્થાત) અને તે લોકોના માટે પણ (માલે-ગનીમત છે) જેઓ મુહાજિરીનના પછી આવ્યા અને દુઆ માંગ્યા કરે છે કે અય મારા પરવરદિગાર, હમને અને હમારા તે ભાઇઓને બખ્શી દીએ જેઓ હમારાથી પહેલા ઇમાન લાવ્યા છે અને હમારા દિલોમાં ઇમાનદારોના માટે દ્વેશ કાયમ ન થાય. અય હમારા પરવરદિગાર, બેશક તું મોટો મહેરબાન અને ઘણા જ રહમવાળો છે. (મિન્હાજુસ્સુન્નહ, બહવાલએ તારીખે-દઅવતો-અઝીમત ભાગ ૨, પેજ ૨૯૯-૩૦૦)

અને આપ ફરમાવે છે હુઝુરે અકરમ (સલ.) પછી ઉમ્મતમાં સૌથી અફઝલ હઝરત અબુબક્ર (રદી.) છે અને તેવણ પછી હઝરત ઉમર (રદી.), તેવણ પછી હઝરત ઉસ્માન (રદી.) અને તેવણ પછી બીજા સૌ સહાબા લોકોમાં સૌથી અફઝલ છે, કોઇના માટે શોભાસ્પદ નથી કે તેઓનું નામ ઝરાક પણ બુરાઇની સાથે લિએ, યા તેઓ ઉપર ટીકા કરે, યા તેઓની ઐબ શોધે અને જે માણસ એવું કરે ઇસ્લામી રાજ્ય પર શરીઅતની રૂએ વાજિબ છે કે તે એવા ખબીસને સઝા આપે અને તેને માફ ન કરે, તેનાથી તવ્બહ કરાવે. અગર તે સાચા દિલથી તવ્બહ કરે તો સ્વીકારી લે, અગર તવ્બહ ન કરે તો સઝા ચાલુ રાખે અને તેને કૈદ કરી દે ત્યાં સુધી કે તવ્બહ કરી લીએ અથવા મરણને શરણ થાય. (અસ્સારિમુલ-મસ્લૂલ પેજ ૫૭૩)

હાફિઝ ઝહબી (રહ.) ફરમાવે છે કે સહાબાના ફઝાઇલથી તે જ માણસ જાણકાર છે જે તેઓના જીવન-ચરિત્રથી વાકિફ હોય, હુઝુર (સલ.)ની હયાતીમાં અને વફાત પછી તેઓની ઇમાનમાં આગેકૂચ, અને કાફિરોથી જિહાદ અને દીનને ફેલાવ્વું અને ઇસ્લામી-શઆઇરનું એ'લાન, અલ્લાહ તઆલા અને તેના રસૂલનો કલિમો બુલંદ કરવું અને ફર્ઝો તથા સુન્નતોની તઅલીમ અને જો તેઓ ના હોત તો દીનની કોઇ પણ નાની-મોટી વાત હમારા સુધી ન પહોંચી હોત અને આપણે કોઇ સુન્નત યા ફર્ઝથી વાકિફ ન થાત અને ન તો હુઝુર (સલ.)ની હદીસો અને અહેવાલ હમારા સુધી પહોંચતે, માટે જે માણસ તેઓની શાનમાં ગુસ્તાખી કરે તે દીનથી નિકળી ગયો અને મુસલમાનોના તરીકાથી બહાર થયો એટલા માટે કે કોઇ ઉપર ટીકા ત્યાં સુધી નથી થતી જ્યાં સુધી તેની બુરાઇઓને દિલમાં જગ્યા ન આપે અને દિલમાં દુશ્મનાવટ ન હોય અને જ્યાં સુધી તે ફઝીલતોનો જે અલ્લાહ તઆલાએ કુર્આનમાં વર્ણવેલી છે તેનો ઇન્કાર ન કરે અને જ્યાં સુધી તે ખૂબીઓ અને સોહબતનો જે હુઝુર (સલ.)ની સાથે તેઓને હતી ઇન્કાર ન કરે અને એટલા માટે પણ સહાબાનો ટીકાકાર દીનથી નિકળી ગયો કે આ સહાબા જ હદીસ અને કુર્આનના બેહતરીન અને શ્રેષ્ઠ નકલ કરનારા છે અને દરમિયાની કડી પર ટીકા અસલ પર ટીકા ગણાય છે અને નકલ કરનારા પર ઐબ લગાડવી નકલ થયેલ પર ઐબ લગાડવા બરાબર છે અને આ વાતો તે માણસ માટે છે જે વિચાર કરે અને નિફાક, ઝિન્દકહ અને ઇલ્હાદથી તેનો અકીદો પાક હોય, (છેવટ સુધી) (શરીઅતો-તરીકતકા તલાઝુમ પેજ ૨૨-૨૩, હઝરત શૈખુલ-હદીસ મવ. ઝકરિય્યા સા. કૃત)

ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે-સાની (રહ.) ફરમાવે છે કે :- આવા બુઝુર્ગોને બુરાઇથી યાદ કરવું અને તેઓથી બદઝન હોવું ઇન્સાફ અને દીનદારીથી કેટલું દૂર છે ? (મકતૂબાતે-ઇમામ રબ્બાની, ભાગ ૩, પેજ ૪૮ ફારસી)

મુનાઝિરે-ઇસ્લામ હઝરત મવ. મુર્તુઝા હસન સાહબ-ચાંદાપુરી ફરમાવે છે :- ઇમામોને બુરૂં કહેવાથી માણસ નાનો રાફઝી બને છે અને સહાબાની શાનમાં ગુસ્તાખી કરવી અસલ રાફઝી પણું છે. (તન્કીહુ-ત્તન્કીદ પેજ ૧૦)

સારાંશ કે સહાબએ-કિરામ (રદી.) હુઝુર (સલ.)ની સોહબતથી ફૈઝ ઉઠાવેલ છે. આપ (સલ.)ની સોહબતથી તેઓનું દિલ રોશન અને બાતિન બિલ્કુલ સાફ થઇ ચુક્યું છે. માટે તેઓની શાનમાં ગુસ્તાખી કરીને પોતાની આકિબત બરબાદ નહીં કરવી જોઇએ.

છેલ્લે હઝરત ઇમામ રબ્બાની મુજદ્દિદે-અલ્ફે-સાની (રહ.)નું કથન જે દિલની સ્લેટ પર કોતરવાના લાયક છે તે જુઓ :- સાથે જ તે રઝાઇલ કિંવા બદ-ખસ્લતો જે શફકત અને મહેરબાનીથી વિરૂદ્ધ છે અને ખરાબ અખ્લાકમાંથી છે, તે લોકોના હકમાં જે હઝરતે ખય્રૂલ-બશર (સલ.)ની સોહબતના શર્ફથી મુશર્રફ થયેલા છે, હસદ, દુશ્મનાવટ અને દ્વેશ કેવી રીતે શક્ય થઇ શકે છે. જેઓ સૌ ઉમ્મતોમાંથી શ્રેષ્ઠ ઉમ્મતની શ્રેષ્ઠ વ્યક્તિઓ છે અને સર્વે મઝહબોને મન્સૂખ (ખત્મ) કરનાર મઝહબના આગળ પડતા લોકો છે, જેઓ (સહાબા)નો યુગ સર્વે યુગોમાં શ્રેષ્ઠ યુગ હતો અને તેઓ (સહાબા)ના સાથી હુઝુર (સલ.) સર્વે નબીઓ અને રસુલોથી ફઝીલતવાળા હતા. અગર આ લોકો (સહાબા) બુરી ટેવોથી ટેવાયેલા હોય જેનાથી ઉમ્મતે-મરહૂમહની કમીના વ્યક્તિને શર્મ આવતી હોય (અગર ખુદા ન કરે આ બુરી ટેવો સહાબામાં હોય તો) પછી આ લોકો (સહાબા) ઉમ્મતમાં શ્રેષ્ઠ કેવી રીતે કહેવાશે ? અને આ ઉમ્મત સર્વે ઉમ્મતોમાં શ્રેષ્ઠ ઉમ્મત કેવી રીતે બનશે ? અને ઇમાનમાં સૌથી આગળ અને વધીને હોવું અને જાન-માલને સૌથી વધીને ખર્ચ કરવું કેમ કરી ફઝીલત અને શ્રેષ્ઠતાનું કારણ કહેવાશે ? અને શ્રેષ્ઠ યુગ (ખૈરૂલ-કુરૂન)ની શી તાસીર બાકી રહેશે ? અને હઝરતે ખય્રૂલ-બશર (સલ.)ની સોહબતની શી ફઝીલત રહેશે ? તે લોકો જે આ ઉમ્મતના વલીઓની સોહબતમાં થોડીક મુદત રહે છે તેઓ આવી ખરાબ ટેવોથી છૂટકારો મેળવી લે છે તો તે લોકો જેઓએ હઝરતે અફઝલુલ-મુર્સલ (સલ.)ની સોહબતમાં પોતાની ઝિંદગીઓ પસાર કરી હોય

અને દીનની મદદ તથા સહકાર માટે પોતાની જાન-માલને ખર્ચ કર્યો હોય, શું એ શક્ય છે કે એ લોકો માટે આવી બુરી ટેવોનો વિચાર સુદ્ધાં કરવામાં આવે. સિવાય એના કે હઝરત ખય્રૂલ-બશર (સલ.)ની અઝમત અને બુઝુર્ગી નઝરો સમક્ષ ન રહે, અને આપ (સલ.)ની સોહબત ઉમ્મતના એક વલીની સોહબતથી પણ કમતર સમજવામાં આવે (અલ્લાહ એવી વાતોથી બચાવે) હાલાંકે એ વાત માન્ય છે કે ઉમ્મતનો કોઇ વલી સહાબીના દરજ્જાને નથી પહોંચી શકતો તો આ ઉમ્મતના નબીના દરજ્જાને કેવી રીતે પહોંચી શકશે? (મકતૂબાતે ઇમામ રબ્બાની ફારસી ભાગ-૪, પેજ-૪૫-૪૬, મકતૂબ-૪, મકતૂબાતે ઇમામ રબ્બાની ઉર્દૂ ભાગ ૩, પેજ ૬૧, મકતૂબ ૨૪)

મરહૂમ અકબર ઇલ્હાબાદીએ ખૂબ કહ્યું છે

દુરફશાનીને તેરી કત્રોંકો દરિયા કર દિયા

દિલકો રોશન કર દિયા, આંખોકો બીના કર દિયા

ખુદ ન થે જો રાહ પર, ઔરોંકે હાદી બન ગએ

ક્યા નઝર થી જિસને મુર્દોકો મસીહા કર દિયા

### ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન (રદી.) અને મવ્દૂદી

ખલીફએ-રાશિદ હઝરત ઉસ્માન (રદી.) મહાન દરજ્જાના અને ઉચ્ચ બુઝુર્ગીવાળા સહાબી છે, આગળ પ્રથમ પંક્તિના મુસલમાનોમાં છે, જેઓના માટે ખુસુસી એ'લાન છે **રઝિયુલ્લાહુ અન્હુમ વરઝૂ અન્હુ, અસ્સાબિકુન-સ્સાબિકુન, ઉલાઇકલ મુકર્રબુન, ફી જન્નાતિન નઇમ.** આપ ઘણા જ પવિત્ર અને શર્માળ હતા. આપે બે હિજરતો કરી અને બન્નેવ કિબ્લા તરફ નમાઝ પઢી, ઘણા જ ધીરજવાન અને સહનશીલ હતા. ઇસ્લામ પહેલાં પણ આપે કદી મુર્તિપુંજા નથી કરી. તમામ ગઝવાત (ઇસ્લામી-યુદ્ધો)માં હુઝુર (સલ.)ની સાથે રહ્યા. ગઝવએ-બદ્રમાં હુઝુર (સલ.)ની સંમતીથી આપ (સલ.)ની સાહબઝાદી હઝરત રૂકય્યહ (રદી.)ની તીમારદારી (દેખભાલ)ના કારણે શરીક ન થઇ શકયા, પરંતુ આપ (સલ.)એ આપને શરીક ગણ્યા અને શરીક થનારાઓની જેમ હિસ્સો આપ્યો અને બય્અતે-રિઝવાનના ટાંણે જ્યારે નબીએ કરીમ (સલ.)એ આપને મક્કા-મુકર્રમહ મોકલ્યા અને અહિંયા આપ (સલ.)એ મવ્ત અને જિહાદ ઉપર સહાબાથી બૈઅત લીધી તો હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે ઉસ્માન (રદી.) અલ્લાહ અને તેના રસૂલના કામમાં છે, પછી આપ (સલ.)એ પોતાના જમણા હાથ પર ડાબા હાથને મુકી ફરમાવ્યું કે આ ઉસ્માનનો હાથ છે અને આપ (સલ.)એ તેઓ તરફથી ગેરહાજરીમાં બય્અત કરી, જેથી આપ પણ આ બય્અતે રિઝવાનમાં શામિલ છે. જેના માટે અલ્લાહ તઆલાએ પોતાની ખુશ્નૂદીની બશારત સંભળાવી. (સૂરએ ફત્હ)

આપ (રદી.)ના ઇસ્લામથી મુશર્રફ થતાં વેંત રસુલુલ્લાહ (સલ.)એ પોતાની સાહબઝાદી હઝરત રૂકય્યહ (રદી.)નો નિકાહ આપ (રદી.)ની સાથે કર્યો. જ્યારે કાફિરોએ મુસલમાનોને દુઃખ પહોંચાડવા માટે કમર કસી તો આપ (રદી.) હઝરત રૂકય્યહ (રદી.)ની સાથે હિજરત કરી હબ્શહ (એબીસીનિયા) ચાલ્યા ગયા, રસુલુલ્લાહ (સલ.)એ ફર્માવ્યું હઝરત ઇબ્રાહીમ (અલ.) અને હઝરત લૂત (અલ.) પછી ઉસ્માન પહેલા માણસ છે જેમણે પોતાના ઘરવાળા સાથે હિજરત કરી. તેમની વફાત પછી હુઝુર (સલ.)એ પોતાની બીજી સાહબઝાદી હઝરત ઉમ્મે કુલ્સુમ (રદી.)થી નિકાહ કરાવ્યો, જ્યારે તેવણનો પણ ઇન્તિકાલ થયો તો ફરમાવ્યું મારી બીજી કોઇ બેટી હોત તો હું તેનો નિકાહ પણ ઉસ્માનની સાથે કરત, આ આપ (રદી.)ની ખુસુસિય્યત છે કે વગર માંગણીએ નબી (સલ.)એ પોતાની બેટી નિકાહમાં આપી, આપે ઇસ્લામની માલી-સેવા પણ ઘણી જ કરી અને હુઝુર (સલ.)ની ઘણી ઘણી સારી દુઆઓ મેળવી, ગઝવએ-તબૂકના મૌકા પર જિહાદના શસ્ત્ર-સરંજામ વગર આપ (સલ.) અને સહાબાના ખાવા-પીવાનો સામાન કેટલાક ઉંટો પર લદાયેલો હાજર કર્યો તે વખતે હુઝુર (સલ.)એ આસ્માન તરફ હાથ ઉઠાવી ત્રણ વખત ફરમાવ્યું

કે અય અલ્લાહ ! હું ઉસ્માનથી રાઝી છું.' તુ પણ એમનાથી રાઝી રેહ. અને સહાબાથી ફરમાવ્યું કે તમો પણ એમના માટે દુઆ કરો, જેથી રસુલુલ્લાહ (સલ.)ની સાથે સૌએ દુઆ માંગી અને તે વેળા જ આપ (સલ.)એ ફરમાવ્યું કે આજના પછી ઉસ્માન જે ચાહે કરે, કોઇ કામ તેવણને નુકસાન-કર્તા નહીં હશે. (મિશ્કાત પેજ ૫૬૧)

એક મુદ્દત સુધી વહી લખવાની સેવા આપની પાસે રહી, તમામ નેક કામોમાં ખુદાપાક તરફથી આપને મોટી તવ્ફીક મળેલી હતી, નમાઝે તહજ્જુદની એ હાલત હતી કે રાતે ઘણું જ થોડું સુતા હતા અને લગભગ પુરી રાત ઇબાદત કરતા હતા. તહજ્જુદમાં રોજ રાત્રે એક કુર્આન શરીફ પુરૂં કરવાની આદત હતી, હમેંશ રોઝા રાખતા હતા. મનાઇ ફરમાવેલ દિવસો (બન્નેવ ઇદ અને અય્યામે તશ્રીક) સિવાય કોઇ દિવસ રોઝો ખંડક ન થતો, જે દિવસે શહીદ થયા ત્યારે પણ રોઝો હતો. સદકહ-ખૈરાત કરવામાં પોતાનો નમુનો પોતે જ હતા, હર જુમ્અહના એક ગુલામ આઝાદ કરતા હતા, હઝરત સિદ્દીકે અકબર (રદી.)ના ખિલાફતકાળમાં ભયંકર દુકાળ પડ્યો ત્યારે હઝરત ઉસ્માન (રદી.)ના એક હઝાર ઉંટ અનાજથી લદાયેલા આવ્યા, આપે તે સૌને ગરીબોમાં વહેંચી આપ્યા. (ખુલફાએ-રાશિદીન પેજ ૧૧૯-૧૨૦-૧૨૧નો ટૂંક સાર)

હઝરત ઉમર (રદી.)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું કે ખિલાફતનો હકદાર તે લોકોથી વધુ કોઇ નથી, જેઓથી રસૂલુલ્લાહ (સલ.) વફાત સમયે રાઝી હતા, પછી આપે હઝ. અલી (રદી.), હઝ. ઉસ્માન (રદી.), હઝ. ઝુબૈર (રદી.), હઝ. તલ્હા (રદી.), હઝ. સઅદ (રદી.) અને હઝ. અ. રેહમાન બિન ઔફ (રદી.)ના નામો લીધા. (સહીહ બુખારી શરીફ)

જેથી હઝરત અ. રેહમાન બિન ઔફ (રદી.)એ ઘણા વિચાર વિમર્શ અને મહાન સહાબા તેમજ અગણિત લોકોથી સલાહ-મશ્વેરો કર્યા પછી હઝરત ઉસ્માન (રદી.)ને ત્રીજા ખલીફા રૂપે પસંદ કર્યા અને હઝરત અલી (રદી.) સહિત તમામ સહાબાએ સર્વ સંમતીથી આપથી બય્અત કરી, ઇમામે-રબ્બાની, મુજદ્દિદે અલ્ફે-સાની (રહ.) ફરમાવે છે :- અને હઝરત ઉસ્માન (રદી.)ની ખિલાફત સહાબએ કિરામની સર્વ-સંમતીથી સાબિત થઇ ચુકી છે. એટલા માટે જ ઉલ્મા ફરમાવે છે કે જેટલી સર્વ-સંમતી હઝરત ઉસ્માન (રદી.)ની ખિલાફત પર થઇ, ત્રણે ખુલફા હઝરાતમાંથી કોઇની ખિલાફત ઉપર નથી થઇ. તેનું કારણ એ છે કે તેવણની ખિલાફતના આરંભમાં જ એક ઝાતનો ખચકાટ હતો તેથી તે સમયના લોકોએ એ વિષે ઘણી સાવચેતીથી ધ્યાન આપ્યું. (મકતૂબાત ફારસી, ભાગ ૩, પેજ ૪૫, મકતૂબાત ઉર્દુ ભાગ ૩, પેજ ૬૩)

આપ (રદી.)ના ખિલાફત કાળમાં પણ ઘણા શહેરો અને ઇલાકાઓ ઇસ્લામની આણ હેઠળ આવ્યા. દા. ત. હમ્દાન, આઝરબાઇઝાન, કેરવાન, સ્પેન, સાઇપ્રિસ, ગાઝરૂન, સફેદ કિલ્લો, સૈરજાન, માઝન્દરાન, નીશાપુર, તૂસ, અબસ, હિરાત, બલ્ખ, મસીસહ, કોન્સ્ટેન્ટિનોપલ, કુરતબા.

કહેવાય છે કે આપના ખિલાફત કાળમાં એટલા વધુ પ્રમાણમાં માલે-ગનીમત હાથ લાગ્યો કે ઘોડાની કીમત એક હઝાર દિરહમ અને ઉંટની કીમત એક હઝાર દિરહમ સુધી પહોંચી ગઇ હતી અને આપની ખિલાફતનો યુગ હઝરત ઉમર (રદી.)ની ખિલાફતના યુગની જેમ (ખુશહાલીમાં) હતો, મત્લબ કે આપની ખૂબીઓ ઘણી જ છે, આપ (સલ.)એ પણ આપની ખૂબીઓ વર્ણવી છે. હદીસમાં છે :-

(૧) હઝરત તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદી.) રિવાયત ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ.)એ ઇર્શાદ ફરમાવ્યું કે જન્નતમાં દરેક નબીનો એક રફીક હશે અને જન્નતમાં મારા રફીક હઝરત ઉસ્માન (રદી.) છે. (મિશ્કાત પેજ ૫૬૧)

(૨) હઝરત આયશા સિદ્દીકહ (રદી.) રિવાયત કરે છે કે એક વખત મારા ઘરમાં સાદ પર સુતેલા હતા કે આપની મુબારક પિંડલી ખુલી ગઇ એ જ હાલતમાં હઝરત અબુબક્ર (રદી.)એ આવ્વાની રજા માંગી આપ (સલ.)એ રજા આપી દીધી, પછી હઝરત ઉમર (રદી.) તશ્રીફ લાવ્યા અને હાજરીની રજા

માંગી આપ (સલ.)એ રજા આપી દીધી. ત્યાર પછી હઝરત ઉસ્માન ગની (રદી.) હાજર થયા અને અંદર આવ્વાની રજા માંગી આપ (સલ.) એ રજા આપી અને પિંડલી ઢાંકી લીધી, હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે તે સૌના ગયા પછી મેં પિંડલી ઢાંકી લેવાનું કારણ પુછ્યું તો આપ (સલ.)એ ફરમાવ્યું કે હું એવા માણસથી કેમ શર્મ ન કરૂં જેનાથી ફરિશ્તાઓ શર્મ કરતા હોય. (મિશ્કાત પેજ ૫૬૦)

(૩) હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે ઉસ્માન (રદી.) મારી ઉમ્મતમાં સૌથી વધુ શર્માળ અને કરીમ તથા સખી છે. (નુઝહતુલ-મજાલિસ ભાગ-૨ પેજ-૨૭૩) હઝરત ઉસ્માન (રદી.) ફરમાવે છે કે મેં મારા જમણા હાથથી ક્યારેય પોતાની શર્મગાહને નથી અડકી, કેમ કે મેં એ હાથથી હુઝુર (સલ.)નો મુબારક હાથ પકડ્યો હતો. (નુઝહતુલ-મજાલિસ ભાગ ૨ પેજ ૨૭૩)

(૪) હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે એક વેળા હમારા ઉપર એવા ચાર દિવસ પસાર થયા કે ખાવાની કોઇ વસ્તુ નસીબ ન થઇ. હુઝુર (સલ.) હમારી પાસે તશરીફ લાવ્યા અને કહેવા લાગ્યા આયશા! શું તમને મારા જવા પછી ખાવાની કોઇ વસ્તુ નસીબ થઇ ? મેં કહ્યું કે નહીં. આપ (સલ.) વુઝુ ફરમાવી નમાઝ માટે નિકળ્યા, ક્યારેક એક ખુણામાં નમાઝ પઢતા, તો ક્યારેક બીજા ખુણામાં અને દુઆ કરી રહ્યા છે. જ્યારે દિવસ પૂરો થવા આવ્યો (સાંજ પડવા લાગી) ત્યારે હઝરત ઉસ્માન (રદી.) આવ્યા અને કહેવા લાગ્યાં કે હુઝુર (સલ.) ક્યાં તશરીફ લઇ ગયા ? મેં પુરી વાત વિગતવાર કહી. આપ (રદી.)એ સાંભળી રડવા લાગ્યા, પછી ઘરે જઇ અમારા માટે આટો અને ખજૂર મોકલાવી. પછી કહેવા લાગ્યા કે એના રાંધવામાં તો વાર લાગશે હું તૈયાર ખાણું મોકલાવું છું અને તુરત જ હમારા માટે ભુંજેલો ગોશ્ત અને રોટી મોકલાવી, એટલામાં આપ (સલ.) તશરીફ લઇ આવ્યા અને ફરમાવ્વા લાગ્યા. આયશા ! શું તમારી પાસે કોઇ જગ્યાએથી ખાણું આવ્યું, મેં હઝરત ઉસ્માન (રદી.)ના આવ્વાનું અને તેમણની હમ્દર્દી અને ખાણું મોકલવાનું વર્ણન કર્યું. આ સાંભળી આપ ઘણા જ ખુશ થયા અને ઘરમાં બેસ્યા સુદ્ધાં નહીં અને મસ્જિદમાં જઇ હાથ પહોળા કરી ફરમાવ્વા લાગ્યા. ઇલાહી! હું ઉસ્માનથી ખુશ છું, તું પણ એમનાથી ખુશ થઇ જા. ઇલાહી! હું ઉસ્માનથી ખુશ છું તું પણ એવણથી ખુશ થઇ જા! ત્રણ વખત આપે આ શબ્દો ફરમાવ્યા.

હઝરત અબુ-સઇદ ખુદરી (રદી.) ફરમાવે છે કે મેં નબીએ કરીમ (સલ.)ને શરૂ રાતથી લઇ છેવટ રાત સુધી હઝરત ઉસ્માનના માટે દુઆ કરતાં નિહાળ્યા છે.

જનાબ નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું ઉસ્માન ! ખુદાપાકે તમારા આગલા-પાછલા ગુનાહ અને કિયામતના દિવસ સુધી થનાર સૌ બખ્શી દીધા. (નુઝહતુલ-મજાલિસ ભાગ ૨, પેજ ૨૬૭-૨૬૮)

(૬) હઝરત અલી. (રદી.) ફરમાવે છે કે આયત 'ઇન્નલ્લઝીન સબકત લહુમ મિન્નલ હુસ્ના' હઝરત ઉસ્માન (રદી.)ના માટે ઉતરી છે. (નુઝહતુલ-મજાલિસ, ભાગ ૨, પેજ ૨૬૮)

(૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે ઉસ્માન (રદી.) એવા સિત્તેર હઝાર માણસોની સિફારિશ કરશે જેઓ દોઝખના અઝાબના હકદાર બની ચુક્યા હશે, આપ (રદી.) તેઓની સિફારિશ કરી જન્નતમાં લઇ જશે. (નુઝહતુલ મજાલિસ ભાગ ૨, પેજ ૨૬૮)

(૮) હઝરત અબુ હુરૈરહ (રદી.) અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)એ હઝ. ઉસ્માનથી ફરમાવ્યું કે અય ઉસ્માન ! તમો ઝુન્નુરૈન (બે-નુરવાળા) છો. તેવણે અર્ઝ કરી અય રસુલે ખુદા ! (સલ.) આપે મારૂં નામ ઝુન્નુરૈન કેમ રાખ્યું ? ફરમાવ્યું એટલા માટે કે બળવાખોરો જ્યારે તમને શહીદ કરશે ત્યારે તમે સૂરએ નૂર પઢી રહ્યા હશો. (નુઝહતુલ મજાલિસ ભાગ ૨, પેજ ૨૮૧)

(૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે આં હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે કયામત કાયમ થશે ત્યારે ઉસ્માન (રદી.) હશ્રના મેદાનમાં લાવ્વામાં આવશે અને તેમની નસોમાંથી લોહીના ફુવ્વારા ઉડી રહ્યા હશે. લોહીનો રંગ તો લોહી જેવો જ હશે, પરંતુ તેની સુવાસ કસ્તૂરી જેવી હશે. તેવણને

નૂરની બે કિમતી જોડ પહેરાવ્વામાં આવશે અને પુલ-સિરાત પર એક મિમ્બર મુકવામાં આવશે જેના ઉપર તેઓ બિરાજમાન થશે અને ઇમાન વાળાઓ એમના નુરમાં પુલ-સિરાત પાર કરશે પરંતુ આપના દુશ્મનો માટે એમાં કોઇ હિસ્સો નહીં હશે. (નુઝહતુલ-મજાલિસ ભાગ ૨, પેજ ૨૭૧)

(૧૦) એક દિવસ રસૂલુલ્લાહ (સલ.), હઝરત અબુબક્ર (રદી.), હઝરત ઉમર (રદી.) અને હઝરત ઉસ્માન (રદી.) ઉહદ પહાડ ઉપર તશરીફ લઇ ગયા, પહાડમાં ધ્રુજારી પૈદા થઇ. હુઝુર (સલ.)એ પગ મુબારક પહાડ પર માર્યો અને ફરમાવ્યું અય ઉહદ ! થંભી જા. તારા ઉપર બીજું કોઇ નથી ફક્ત એક નબી, એક સિદ્દીક અને બે શહીદ છે. (બુખારી શરીફ પેજ ૫૨૩)

(૧૧) હઝરત આયશા સિદ્દીકા (રદી.) ફરમાવે છે કે એક દિવસ આં હઝરત (સલ.)એ ફર્માવ્યું. અય ઉસ્માન ! ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા તમને એક પહેરણ પહેરાવશે, પછી અગર લોકો તમારા ઉપરથી પહેરણ ઉતારવાનો ઇરાદો કરે તો તેઓ (ના કહેવા)ને લઇ એ પહેરણને ઉતારશો નહીં (કિંવા ખિલાફતથી પદભ્રષ્ટ કરવા માંગે તો પદભ્રષ્ટ થશો નહીં) (તિર્મિઝી શરીફ ભાગ ૨, પેજ ૨૧૧, મિશ્કાત શરીફ પેજ ૫૨૨)

(૧૨) મુર્રહ બિન કઅબ (રદી.)થી રિવાયત છે કે મેં રસુલુલ્લાહ (સલ.)ને ફરમાવતા સાંભળ્યા કે મારા પછી તમારામાં ફિત્નાઓ અને બનાવો બનશે અને તેને ઘણી અગત્યતાની સાથે બયાન ફરમાવ્યા, એટલામાં હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદી.) કપડું ઢાંકીને ત્યાંથી પસાર થયા. આપ (સલ.)એ ફર્માવ્યું તે દિવસે આ માણસ સીધા રસ્તા પર હશે (તિર્મિઝી ભાગ ૨, પેજ ૨૧૧, મિશ્કાત પેજ ૫૬૨)

અને 'આયતે-તમ્કીન' **અલ્લઝીન ઇમ મક્કન્નાહુમ ફિલ અર્ઝિ** માં આ વસ્તુ આવેલ છે કે મુહાજિરીનમાંથી જે માણસ પણ ખલીફા થશે તેની ખિલાફત પસંદીદહ હશે અને ખિલાફત-કાળમાં એવા જ કામો કરશે જે ખુદાની મરઝી પ્રમાણે હશે. (ખુલફાએ-રાશિદીન પેજ ૧૪૦)

(૧૩) એક હદીસમાં છે કે જનાબ રસુલુલ્લાહ (સલ.)એ ઇર્શાદ ફરમાવ્યો મારૂં મન થાય છે કે હું કોઇનાથી એક ભેદની વાત કહું, અર્ઝ કરવામાં આવ્યું કે અબુબક્ર અને ઉમર મજૂદ છે, ફરમાવ્યું નહીં, અર્ઝ કરવામાં આવ્યું. ઉસ્માન મજૂદ છે. ફરમાવ્યું હાં, અને તેઓને એકાંતમાં લઇ જઇ ફરમાવ્યું જેનાથી હઝરત ઉસ્માન (રદી.)નો ચહેરો બદલાઇ ગયો, જ્યારે હઝરત ઉસ્માન (રદી.)ની શહાદતનો દિવસ આવ્યો અને બળવાખોરોએ આપને ઘેરી લીધા તો આપે ફરમાવ્યું જે ભેદની વાત રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવી હતી તે આ હતી કે તે દિવસે મઝબૂત રહેજો, હવે હું કરાર નહીં તોડું.

(૧૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે ફરમાવે છે કે આં હઝરત સલ્લલ્લાહું અલયહી વસલ્લમે ફરમાવ્યું તમારા લોકોના દરમિયાન ફિત્ના પૈદા થશે અને ત્યારે આ એટલે હઝરત ઉસ્માન (રદી.) મઝલૂમ કતલ થશે. (તિર્મિઝી ભાગ ૨, પેજ ૨૧૨, મિશ્કાત ૫૫૨)

(૧૫) રિવાયત છે કે એક દિવસ હઝરત ઉસ્માન (રદી.)ના ચેહરા તરફ હઝરત અલી (રદી.)એ જોયું અને ઘણા રડ્યા અને કહ્યું અય ઉસ્માન ! તમને ઝાલિમો કત્લ કરશે, આપ તે દિવસે મઝબૂત રહેજો અને પોતાના ઉપરથી ધીરજ અને સહનશિલ્તાનો લિબાસ અલગ ન કરશો.

(૧૬) અબુ હબીબહ (રદી.) ફરમાવે છે કે જ્યારે હઝરત ઉસ્માન (રદી.) ઘેરામાં હતા, ત્યારે હઝરત અબૂ-હુરૈરહ (રદી.)એ આપથી વાત-ચીતની રજા માંગી, આપે રજા આપી, વાતચીત પછી હઝરત અબુ-હુરૈરહ (રદી.) ઉભા થયા, અને ખુદાની તઅરીફ-વખાણ પછી ફરમાવ્યું. મેં હુઝુર (સલ.)થી સાંભળ્યું આપ ફરમાવતા હતા, મારા પછી તમારા દરમિયાન ફિત્નાઓ અને મતભેદો ઉભા થશે, એક માણસે રસુલુલ્લાહ (સલ.)થી અર્ઝ કરી હમો ત્યારે કોની પૈરવી કરીએ ? હુઝુર (સલ.)એ ફરમાવ્યું કે તમારા ઉપર અમીરની અને તેના સાથીઓની પૈરવી જરૂરી છે અને હુઝુર (સલ.) હઝરત ઉસ્માન (રદી.) તરફ

ઇશારો કરી રહ્યા હતા. (મિશ્કાત શરીફ પેજ ૫૬૨, ૫૬૩)

(૧૭) બુખારી શરીફમાં એક મૌકા પર હુઝુર (સલ.)એ ફર્માવ્યું તેવણ (હઝ. ઉસ્માન રદી.)ને જન્નતની ખુશ-ખબરી આપી દો. સાથે-સાથે એ પણ કે તેવણે એક આઝમાઇશમાંથી પસાર થવું પડશે. (બુખારી શરીફ પેજ ૧૦૫૨)

છેવટમાં વર્ણવેલી હદીસોથી સમજાય છે કે આં હુઝુર (સલ.)ને પહેલથી જ જાણ થઇ ચુકી હતી કે બનાવો અને ફિત્નાઓ ઉભા થશે અને હઝરત ઉસ્માન (રદી.) ખલીફા બનાવ્વામાં આવશે. આ કસોટીઓ અને આઝમાઇશોમાંથી પસાર થશે અને ત્યારે હઝરત ઉસ્માન (રદી.) રાહે હક પર હશે અને આપ (સલ.) તેવણને ફિત્નાઓ પૈદા થવાના સમયે પોતાના હોદ્દા પર ધીરજ અને સહનશિલ્તાથી કાયમ રહેવાની વસિય્યત ફરમાવી રહ્યા છે. હવે ઝરા સમજ-વિચારથી કામ લ્યો કે શું સામાન્ય અકલવાળો માણસ જેના દિલમાં (ઇમાનનું) નુર છે તે એવો વિચાર સુદ્ધાં કરી શકે છે કે રસુલુલ્લાહ (સલ.) એક એવા માણસને હોદ્દા પર ચિટકી રહેવાની તાકીદ ફરમાવે જે પોતાના હોદ્દાનો ખોટો ઉપ્યોગ કરનારો હોય અને જરૂરી ધોરણ ઉપર પુરો ઉતરતો ન હોય. (અલ્લાહ હિફાઝત ફરમાવે) આમીન..

માટે ઇન્સાની સઆદતમંદી અને નેક બખ્તી એમાં જ છે કે હઝરત ઉસ્માન (રદી.)ની ઉચ્ચ શાનમાં ગુસ્તાખી કરી પોતાની આકિબત બરબાદ અને ખરાબ ન કરે. આપ (રદી.)ના તરફથી દિલો સંપૂર્ણ સાફ હોય અને આપની મહબ્બત હમારા દિલોમાં હોય, આપ (રદી.)થી દ્વેશ અને નફરત તથા આપની શાનમાં ગુસ્તાખીના પરિણામો ઘણાં જ ખરાબ આવી શકે છે. એક હદીસમાં છે, હઝરત જાબિર (રદી.) ફર્માવે છે કે એક જનાઝો રસુલુલ્લાહ (સલ.)ની ખિદમતમાં હાજર કરવામાં આવ્યો કે નમાઝ પઢાવે. આપ (સલ.)એ નમાઝ ન પઢાવી. આપ (સલ.)થી અર્ઝ કરવામાં આવી કે આપે ક્યારેય આમ નથી કર્યું. આપ (સલ.)એ ફરમાવ્યું એ ઉસ્માન (રદી.)થી દ્વેશ રાખતો હતો. (તેથી) અલ્લાહ એનાથી દ્વેશ રાખે છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨, પેજ ૨૧૨)

બહરહાલ હદીસથી જણાય છે કે આપ (રદી.) છેવટ સુધી હક પર રહેશે અને આપની શહાદત મઝલૂમીની હાલતમાં થશે અને આ એક આઝમાઇશ અને કસોટી હશે, પરંતુ મવ્દૂદી સાહબે એમની શાનમાં પાયા વગરની કેવી કેવી ગુસ્તાખીઓ કરી છે તે જૂઓ. લખે છે.

(૧) હઝરત ઉસ્માન (રદી.) જેમના ઉપર આ મહાન-કાર્યનો બોજ મુકવામાં આવ્યો હતો તે ખુસુસિય્યતો ધરાવતા ન હતા જે એમના મહાન પૂર્વજોને મળી હતી, જેથી જાહિલિય્યતને ઇસ્લામી સંયુક્ત-નિઝામની અંદર ઘુસી જવાનો રસ્તો મળી ગયો. (તજદીદો-અહયાએ-દીન પેજ ૩૬)

(૨) પરંતુ એમના (હઝ. ઉમર રદી.)ના પછી જ્યારે હઝરત ઉસ્માન (રદી.) જાનશીન બન્યા તો ધીરે ધીરે તે પોલીસીથી હટતા ગયા, તેવણે લગાતાર પોતાના સગાઓને મોટા-મોટા અને અગત્યના હોદ્દાઓ અર્પણ કર્યા અને તેઓ સાથે બીજી એવી છૂટછાટ વર્તી જે મોટા ભાગે લોકોમાં ટીકાનું નિશાન બની. (ખિલાફતો-મુલુકિય્યત પેજ ૯૭, ત્રીજી આવૃત્તિ-૧૯૭૪)

(૩) હઝરત ઉસ્માન (રદી.)ની પોલીસીનો આ પેહલૂ નિઃશંક ખોટો હતો અને ખોટું કામ બહરહાલ ખોટું જ છે, ચાહે ગમે તેણે કર્યુ હોય, એને ખ્વાહ મખ્વાહ વાતો બનાવી ખરૂં સાબિત કરવાની કોશિશ કરવી ન અકલ અને ઇન્સાફનો તકાઝો છે અને ન તો દીનની પણ એ માંગણી છે કે કોઇ સહાબીની ભૂલને ભૂલ ન માનવામાં આવે. (ખિલાફતો-મુલૂકિય્યત પેજ ૧૦૭, ત્રીજી આવૃત્તિ)

(૪) આ સિલ્સિલામાં ખાસ કરીને બે વસ્તુઓ એવી હતી જે ઘણા દૂરગામી અને ભયાનક પરિણામ ઉપજાવનારી હતી, એક એ કે હઝરત ઉસ્માન (રદી.)એ હઝરત મુઆવિયહ (રદી.)ને લગાતાર લાંબા ગાળા સુધી એક જ રાજ્યની ગર્વનરી પર રહેવા દીધા, તેઓ હઝરત ઉમર (રદી.)ના ખિલાફત કાળથી

ચાર વરસથી દમિશ્કની અમલદારી પર નિમાયેલા ચાલ્યા આવ્યા હતા. હઝરત ઉસ્માન (રદી.)એ ઉબુલ્લહથી રૂમની સરહદ સુધી અને અલ્જઝીરહથી સ્વેત સમુદ્રના તટ સુધીનો પુરો ઇલાકો એમની અમલદારીમાં વધારી, પોતાના પુરા ખિલાફતકાળ (૧૨ વરસ)માં એમને એ જ રાજ્ય ઉપર રહેવા દીધા.... બીજી વસ્તુ જે એથી પણ વધુ ફિત્નો પૈદા કરનારી સાબિત થઇ તે ખલીફાના સેક્રેટરીની અગત્યની પોસ્ટ પર મરવાન બિન હકમની નિમણૂંક હતી. (ખિલાફતો-મુલૂકિય્યત પેજ ૧૦૬ ત્રીજી આવૃત્તિ)

(૫) મને એ માનવામાં ઝરાક પણ ખચકાટ નથી કે તેવણે (હઝરત ઉસ્માન રદી.એ) આ ભૂલ નેક નિય્યતોની સાથે પોતાને હક બજાનિબ (ખરા) સમજતાં જ કરી હતી, પરંતુ હું એને ફક્ત એક ભૂલ જ સમજું છું. એને ઇજતિહાદી (વૈચારિક) ભૂલ માનવામાં મને સખત વાંધો છે. (અસ્હાબુ-ન્નબી પેજ ૨૦૧)

### હઝરત મુઆવિયહ (રદી.) અને મવ્દૂદી

હઝરત મુઆવિયહ (રદી.) મહાન સહાબી છે. ખિદમતે નબવીમાં રહી તાલીમ અને તરબિયત મેળવી. હિબ્રૂલ ઉમ્મત હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી.) આપને ઉમ્મતના ફકીહોમાં ગણતા હતા જેમ કે બુખારી શરીફમાં છે કે એક વેળા હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ હઝરત મુઆવિયહ (રદી.) વિષે ફરમાવ્યું કિવા એમણે ઠીક કહ્યું છે તેઓ તો પોતે ફકીહ છે (મિશ્કાત શરીફ પેજ ૧૧૨)

એક બીજી રિવાયતમાં છે કે આપે ફરમાવ્યું કે એમને (હઝરત મુઆવિયહને એમની હાલત પર) છોડી દયો એટલા માટે કે તેઓ હુઝુર (સ.અ.વ.)ની સોહબતમાં રહ્યા છે. (મિશ્કાત શરીફ પેજ ૧૧૩) મત્લબ કે હુઝુર (સ.અ.વ.)થી ખુસુસી રીતે ફૈઝ હાસિલ કર્યો છે.

સોહબતે નબવીમાં આપ (રદી.)એ હુઝુર (સ.અ.વ.)ના ઇર્શાદાતનો મોટો હિસ્સો યાદ કર્યો.હદીસની કિતાબોમાં એકસો ત્રેસઠ હદીસો આપથી રિવાયત થયેલી છે. જેમાંથી ચાર બુખારી-મુસ્લિમમાં છે અને ચાર ફક્ત બુખારીમાં છે અને પાંચ ફક્ત મુસ્લિમમાં છે. બાકીની બીજી હદીસના કિતાબોમાં છે. (તહઝીબુલ અસ્માઅ નવવી પેજ ૧૩૩)

ઇસ્લામ સ્વીકાર્યા પછી ગઝવએ હુનૈનમાં હુઝુર (સ.અ.વ.)ની સાથે શરીક રહ્યા. વહી લખવાની સેવા પણ આપી. હઝરત અબુ સુફિયાન રદી.એ દરબારે રિસાલતમાં હાજર થઇ અર્ઝ કરી કે મુઆવિયહને પોતાના કાતિબ બનાવી લ્યો આપ (સ.અ.વ.)એ મંઝૂર ફરમાવી લીધું. (મુસ્લિમ શરીફ ભાગ ૨, પેજ ૩૦૪)

વહી લખવાની સાથે હઝરત મુઆવિયહ (રદી.) નબીએ કરીમ (સ.અ.વ.)ની ખાસ સેવા પણ અંજામ આપતા હતા ત્યાં સુધી કે ઉમ્રએ જીઇરરાનહના મોકા પર આપ સ.અ.વ.ના બાલ મુબારક પણ હઝરત મુઆવિયહ રદી.એ કાપ્યા જેમ કે સહીહ મુસ્લિમમાં છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે હઝરત મુઆવિયહ (રદી.)એ મને કહ્યું કે શું તમને ખબર છે કે નબીએ કરીમ (સ.અ.વ.)ના બાલ મુબારક કાતરથી મેં કાપ્યા હતા. (મુસ્લિમ શરીફ ભાગ ૧, પેજ ૪૦૮)

હઝરત મુઆવિયહ (રદી.)ની મોટી ફઝીલત એ છે કે હુઝુરે અકરમ (સ.અ.વ.)એ આપના માટે ખુસુસી દુઆ ફર્માવી :- અલ્લાહુમ્મ જ અલ્હુ હાદિયમ મહદિય્યન વહદિ બિહી.... અય અલ્લાહ મુઆવિયહને હિદાયત દેનાર અને હિદાયત પામનાર બનાવ અને તેમના થકી (લોકોને) હિદાયત આપ. (તિર્મિઝી શરીફ ભાગ ૨, પેજ ૨૨૫)

અબુ ઇદરીસ ખોલાની કહે છે કે હઝરત ઉમર (રદી.)એ ઉમૈર બિન સઅદને હિમ્સની ગવર્નરીથી હટાવી હઝરત મુઆવિયહને ગવર્નર બનાવ્યા (તો લોકો કહેવા લાગ્યા કે ઉમરે ઉમૈરને હટાવ્યા અને મુઆવિયહને ગવર્નર બનાવ્યા) ત્યારે હઝરત ઉમેરે ફરમાવ્યું કે તમો મુઆવિયહની વાત ભલાઇ વગર ન

કરો કારણ કે મેં નબીએ કરીમ (સ.અ.વ.)ને ફર્માવતા સાંભળ્યા છે કે અલ્લાહુમ્મહદિ બિહી. અય અલ્લાહ મુઆવિયહના થકી લોકોને હિદાયત આપ. (તિર્મિઝી શરી ભાગ ૨, પેજ ૨૨૫)

એક બીજી હદીસમાં છે કે નબીએ કરીમ (સ.અ.વ.)એ તેમને દુઆ આપી અને ફરમાવ્યું અય અલ્લાહ મુઆવિયહને હિસાબ કિતાબ સીખાડ અને તેમને જહન્નમના અઝાબથી બચાવ. (અલ ઇસ્તીઆબ તહતલ ઇસાબહ ભાગ ૩, પેજ ૩૮૧, મજમઉઝ-ઝવાઇદ, ભાગ ૯, પેજ ૩૫૬)

મશહુર સહાબી હઝરત અમ્ર ઇબ્નુલ આસ (રદી.) બયાન કરે છે કે મેં નબીએ કરીમ સ.અ.વ.ને ફરમાવતા સાંભળ્યા અય અલ્લાહ મુઆવિયહને કિતાબ સીખાડી દે અને શહેરોમાં એમના માટે વર્ચસ્વ આપી દે અને એમને અઝાબથી બચાવી લે. (મજમઉઝ-ઝવાઇદ ભાગ-૯, પેજ ૩૫૬, હઝરત મુઆવિયહ પેજ ૨૩૦)

નબીએ કરીમ સ.અ.વ.એ આપની અમલદારી અને ખિલાફતની પોતાની ઝિંદગીમાં પેશીનગોઇ ફરમાવી હતી અને તેના માટે દુઆ પણ કરી હતી જેમ કે ઉપરોક્ત હદીસથી જણાય છે અને હઝરત મુઆવિયહ પોતે પણ ફરમાવે છે કે એક વખત હું નબી સ.અ.વ.ના માટે વુઝુનુ પાણી લઇ ગયો. આપ સ.અ.વ.એ પાણીથી વુઝુ ફરમાવ્યું અને વુઝુ કરવા પછી મારા તરફ જોઇ ફરમાવ્યું અય મુઆવિયહ અગર તમને અમલદારી સુપર્દ થાય (અને તમને અમીર બનાવવામાં આવે) તો તમો અલ્લાહથી ડરતા રહેજો અને ન્યાય કરજો.(અલઇસાબહ ભાગ ૩, પે. ૪૧૩) આ રિવાયતોંથી ચોખ્ખું જણાઇ આવે છે કે હઝરત મુઆવિયહ (રદી.)નો નબવી દરબારમાં શું દરજો હતો અને આપ (સ.અ.વ.) એમનાથી કેટલી મહબ્બત ફરમાવતા હતા. એક રિવાયતમાં છે કે નબીએ કરીમ (સ.અ.વ.) સવારી પર સવાર થયા અને હઝરત મુઆવિયહને પોતાની પાછળ બેસાડ્યા, થોડી વાર પછી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું અય મુઆવિયહ તમારા બદનનો કયો ભાગ મારા બદન સાથે લાગી રહ્યો છે. તેવણે અર્ઝ કરી યા રસુલુલ્લાહ મારૂં પેટ (અને છાતી) આપના મુબારક બદનની સાથે અડકી રહ્યાં છે, આ સાંભળી આપ સ.અ.વ.એ દુઆ આપી અય અલ્લાહ એને ઇલ્મથી ભરી દે (તારીખુલ ઇસ્લામ અઝ હાફિઝ ઝહબી ભાગ ૨, પેજ ૩૧૯)(હઝરત મુઆવિયહ પેજ ૨૩૨)

આ ખુસુસિય્યતોને લઇ હઝરત સિદ્દીકે અકબર (રદી.)એ પોતાના ખિલાફત કાળમાં એમને આગવું સ્થાન આપ્યું. હઝરત ઉમર રદી.એ એમને શામ વિગેરેના ગવર્નર બનાવ્યા અને છેવટ સુધી એના ઉપર રહેવા દીધા. દુન્યા જાણે છે કે હઝરત ઉમર રદી. પોતાનાં વાલીઓ અને ગવર્નરોની નિમણુંકમાં ઘણી જ સાવચેતી વર્તતા હતા જ્યાં સુધી કોઇ માણસ પર સંપૂર્ણ વિશ્વાસ ન હોય કોઇ જગ્યા યા ઇલાકાના અમીર ન બનાવતા. વળી જેને ગવર્નર બનાવતા તેની પુરી દેખરેખ રાખતા. અગર ઝરા પણ માન્ય દરજાથી ઓછા દરજાનાં જોતા પદભ્રષ્ટ કરી દેતા, તેવણનું આપને શામના ગવર્નર બનાવ્વું અને છેવટ સુધી આ પદ પર રહેવા દેવું બતલાવી રહ્યું છે કે તેમને આપ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. હઝરત ઉમરે ફારૂક રદી. ના પછી હઝરત ઉસ્માન રદી.નો યુગ આવ્યો તે પણ આપ પર પુરો વિશ્વાસ રાખતા હતા અને અગત્યના કામોમાં આપની સલાહ લેતા અને તે પર અમલ કરતા હતા. એવણે પણ આપને એટલું જ નહીં કે શામની ગવર્નરીના હોદ્દા પર ફક્ત રહેવા દીધા બલ્કે આપની સુંદર રાજનિતી અને તદબ્બુરના લઇ આસપાસના બીજા ઇલાકાઓ જોર્ડન, હિમ્સ, કિન્નસરીન અને પેલેસ્ટાઇનને પણ આપની ગવર્નરીમાં આપી દીધા.

હઝરત ઉસ્માન (રદી.)ના ખિલાફત-કાળમાં આપ (રદી.)એ ઘણી જ જીતો મેળવી, આપના ગઝવાતની પેશીનગોઇ નબવી ઝુબાનથી પહેલા જ મળી ચુકી હતી. હદીસે પાકમાં છે, હઝરત ઉમ્મે-હરામ (રદી.) ફર્માવે છે કે નબીએ—કરીમ (સલ.)એ ફરમાવ્યું મારી ઉમ્મતમાં સૌથી પહેલું સૈન્ય જે દરીયાઇ લડાઇ લડશે તેણે પોતાના માટે જન્નત વાજિબ કરી લીધી. (બુખારી પેજ ૪૧૦, કિતાબુલ જિહાદ)

બીજી રિવાયતમાં હઝરત અનસ (રદી.) ફર્માવે છે કે એક વેળા આં હુઝુર (સલ.) ઉમ્મે હરામ (રદી.)ના ઘરે તશરીફ લાવ્યા અને સુઇ ગયા, જ્યારે જાગ્યા તો મુસ્કુરાવા લાગ્યા, ઉમ્મે હરામ (રદી.)એ હસ્વાનું અને મુસ્કુરાવાનું કારણ પુછયું તો આપે ફરમાવ્યું મારી ઉમ્મતના કેટલાક લોકો સમુદ્ર પર અલ્લાહના રસ્તામાં વહાણો ઉપર સવાર છે જેવી રીતે કે રાજા તખ્ત પર બેઠેલા હોય, હઝરત ઉમ્મે-હરામ (રદી.)એ અરજ કરી યા-રસુલુલ્લાહ ! દુઆ ફરમાવો કે મને પણ અલ્લાહ તેઓમાંથી બનાવે. આપ (સલ.)એ દુઆ ફરમાવી અય અલ્લાહ ! ઉમ્મે હરામને તેઓમાંથી બનાવ (બુખારી શરીફ ભાગ ૧, પેજ ૪૦૩) આ ગઝવો (લડાઇ) જેના માટે રસુલુલ્લાહ (સલ.)એ જન્નતની ખુશખબરી આપી હઝરત મુઆવિયહ (રદી.)ની સરદારી હેઠળ થયો. ઇમામ તબરી લખે છે કે હઝરત અમીર મુઆવિયહ (રદી.)એ સન ૨૮ હિજરીમાં સાયપ્રસ પર પહેલો દરિયાઇ હુમ્લો કર્યો અને સાયપ્રસ આપે જીતી લીધું અને આ લડાઇમાં આની સાથે હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)ની અહલિયહ મુહતરમહ ઉમ્મે હરામ (રદી.) (જેમના માટે હુઝુર સલ.એ શિર્કતની દુઆ ફરમાવી હતી) હઝરત મિકદાદ (રદી.) હઝરત અબુદરદાઅ (રદી.) અને હઝરત શદ્દાદ બિનઓસ રદિયલ્લાહુઅન્હુમ જેવા મહાન સહાબા પણ શરીક હતા (તારીખે તબરી ભાગ ૩ પેજ ૩૧૫)

મત્લબ કે મોટી-મોટી સેવાઓ આપી અને એક તે સમય આવ્યો કે હઝરત અલી (રદી.)ની શહાદત પછી હઝરત ઇમામ હસન (રદી.)એ આપથી સુલેહ કરી લીધી અને આપ (રદી.)ને તે સમયથી વિશાળ હુકુમતના ખલીફા સ્વીકારી લીધા એ રીતે પુરી ઉમ્મત આપના ઝંડા નીચે એકત્ર થઇ ગઇ અને ઇમામ હુસૈન (રદી.) ૧૯-૨૦ વરસ આપની ખિલાફત હેઠળ રહ્યા અને આપે એમના તરફથી વાર્ષિક સાલિયાણું કબુલ ફરમાવ્યું. જન્નતના યુવાનો બન્નેવ સરદાર ઇમામ હસન અને ઇમામ હુસૈન (રદી.)નું આપની ખિલાફત માની લેવું અને આપની ખિલાફતમાં રહેવું હઝરત મુઆવિયહ (રદી.)ની ખિલાફતે-હક્કહ હોવાની મોટી શહાદત છે.

**ખુદાનો ખોફ :-** તિર્મિઝી શરીફમાં હઝરત અબુ હુરૈરહ (રદી.)થી હદીસ છે કે ત્રણ માણસો કિયામતના દિવસે રજૂ થશે. આલિમે કુર્આન, દૌલતમંદ, અલ્લાહના રસ્તામાં કતલ થનાર, છેવટે પોતાની રિયાકારીને લઇ તેઓને જહન્નમમાં મોકલવામાં આવશે કારણ કે તેઓના આ કામો ખુદા ખાતર ન હતા. બલ્કે દુન્યવી ખ્યાતી મેળવ્વા હતા, જ્યારે આપની સામે આ હદીસ બયાન કરવામાં આવી આપ એટલા રડયા કે પાસેવાળા સમજ્યા કે મરી જશે, પછી હોશમાં આવી આ આયત પઢી મન કાન યુરીદુલ હયાત દુન્યા વઝીનતહા.

સાદગી અને ઝુહદ, (દુન્યાથી બે રગ્બતી) જ્યારે પુરા ઇસ્લામી જગતના અમીરૂલ-મુઅમિનીન હતા ત્યારે હઝરત ઉમર ફારૂક (રદી.)ની જેમ આપના કપડાં ઠીંગડા મારેલા હતા અને એમાં જ દમાશકસના બઝારોમાં ફરતા હતા, યુનુસ બિન હલબીદહ ફર્માવે છે કે મેં મુઆવિયહ (રદી.)ને દમાશકસના બઝારમાં એ હાલતમાં જોયા કે આપના ગીરેબાનમાં ઠીંગડા લાગેલા હતા. (અલ્બિદાયહ વન્નિહાયહ ભાગ ૮, પેજ ૧૩૮)

અબી જમીલહ કહે છે કે મેં હઝરત મુઆવિયહ (રદી.)ને ખુત્બો દેતી વખત જોયા કે આપના કપડાઓમાં પેવંદ (ઠીંગડા) લાગેલ હતા, (અલ્બિદાયહ વન્નિહાયહ, ભાગ ૮, પેજ ૧૩૩)

**ન્યાય :-** હઝરત સઅદ બિન વક્કાસ (રદી.) તે દસ ખુશ નસીબોમાંથી છે જેમને દુન્યામાં જ નબવી ઝબાનથી જન્નતની બશારત મળી ચૂકી હતી, તેવણ ફરમાવે છે, મારી આંખોએ હઝરત ઉસ્માન (રદી.) પછી આ દ્વારવાળા (હઝરત મુઆવિયહ (રદી.)થી વધીને હકથી ફેસલો કરનાર નથી જોયા) (અલ્બિદાયહ, ભાગ ૮, પેજ ૧૩૩)

ઇમામ અઅમશના સમક્ષ હઝરત ઉમર બિન અ. અઝીઝ (રહ.)ના અદલ-ઇન્સાફનું વર્ણન કરવામાં આવ્યું તો ફરમાવ્યું તમે હઝરત મુઆવિયહ (રદી.)ને જોઇ લેતે તો ખબર પડતે, લોકોએ કહ્યું તેવણની સહનશિલ્તાની, તો ફરમાવ્યું નહીં, બલ્કે તેવણના અદલ-ઇન્સાફની. (મિન્હાજુસ્સુન્નહ ભાગ ૩ પેજ ૧૫૮)

હઝરત કબીસહ બિન જાબિર (રદી.)નું કથન છે કે મેં કોઇ એવો માણસ નથી જોયો જે હઝરત મુઆવિયહ (રદી.)થી વધીને સહનશિલ, એમનાથી વધીને સરદારીને લાયક, એમનાથી વધીને બાવકાર, એમનાથી વધુ નરમદિલ અને ભલાઇના માટે એમનાથી વધુ છુટા હાથનો હોય. (અલ્બિદાયહ ભાગ ૮, પેજ ૧૩૫, તારીખુલ-ખુલફા પેજ ૧૪૯)

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુબારકથી પુછવામાં આવ્યું કે હઝરત મુઆવિયહ અને હઝરત ઉમર બિન અ. અઝીઝમાં કોણ અફઝલ છે ? આપે કહ્યું ખુદાની કસમ તે ધુળ જે હુઝુર (સલ.)ના સ્થવારામાં હઝરત મુઆવિયહ (રદી.)ના ઘોડાની નાકમાં પેઠી એવા સો કરતાં બેહતર છે જેમાંનો દરેક ઉમર બિન અ. અઝીઝ જેવો હોય. (ફતાવા હદીસિય્યહ પેજ-૨૬૧)

એક માણસે મઆની બિન ઇમ્રાનથી કહ્યું કે (અદલ-ઇન્સાફમાં) ઉમર બિન અ. અઝીઝને હઝરત મુઆવિયહ (રદી.)થી શું નિસ્બત છે ? તો તેવણને ગુસ્સો આવી ગયો અને કહ્યું કે નબી (સલ.)ના સહાબા ઉપર બીજાને વિચાર નથી કરી શકાતો અને હઝરત મુઆવિયહ (રદી.) તો આપ (સલ.)ના સહાબી છે અને સાળા પણ છે અને કાતિબ પણ છે અને વહીએ-ઇલાહીમાં આપ (સલ.)ના અમીન પણ છે. (શમીમુ-ર્રિયાઝ તરજુમએ શિફાએ-કાઝી અયાઝ ભાગ ૨ પેજ ૫૬)

અલ્લામહ શહાબુદ્દીન ખફ્ફાજી ફરમાવે છે :-

વમંય યક્નુ યત્અનુ ફી મુઆવિયહ,
ફઝાક કલ્બુન મિન કિલાબિલ હાવિયહ.

અર્થાત :- જે માણસ હઝરત મુઆવિયહ રદી. પર ટીકા કરે છે તે હાવિયહ (દોઝખ)ના કુતરાઓમાંથી એક કુતરો છે. (શમીમુ-ર્રિયાઝ)

ઇબ્રાહીમ ઇબ્ને સઅદ ઝોહરી કહે છે કે મેં હઝરત અબુ ઉમામહથી પૂછ્યું કે હઝરત મુઆવિયહ અને હઝરત ઉમર ઇબ્ને અ. અઝીઝમાંથી કોણ અફઝલ છે. તો તેવણે ફરમાવ્યું હમો હુઝુર સ.અ.વ.ના સહાબાની બરાબર કોઇને સમજતા નથી. અફઝલ હોવું તો દુરની વાત રહી. (અર્રવજતુન્નદિય્યહ, શર્હુલ અકીદતિલ વાસ્તિયહ લિ ઇબ્ને તૈમિય્યહ પેજ ૪૦૫,અઝ મકામે સહાબા પેજ ૨૯)

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી સા. થાનવી (રહ.) લખે છે **અલ્જવાબ** :- હદીસમાં છે. લા તસુબ્બુ અસ્હાબી.... અને હદીસમાં છે કે લા તમુસ્સુ ન્નારૂ મુસ્લિમન.... અને હદીસમાં છે કે ફમન અહબ્બહુમ ફબિહુબ્બિ અહબ્બહુમ.... અને હઝરત અબુ સુફિયાન તથા હઝરત મુઆવિયહ રદી. નિ:શંક સહાબી છે એટલે ઉપરોક્ત હદીસો તેવણને પણ શામિલ છે માટે એમનું માન અને મહબ્બત વાજિબ છે અને એમને બુરૂ કહેવું તથા એમનાથી દુશ્મનાવટ અને નફરત રાખવું નિ:શંક હરામ છે અને એમનાથી જે કંઇ નકલ કરવામાં આવે છે તે નકલ સહીહ માની લીધા પછી તે કામો ઉપર તેઓથી નેકીઓ બલ્કે ખુદ એક સહાબિય્યતનો વસ્ફ ગાલિબ છે જેમ કે નબીએ કરીમ સ.અ.વ.નો ઇર્શાદ 'ફલવ અન્ન અહદકુમ' બતાવી રહ્યો છે અને તેથી જ લા તમુસ્સુ-ન્નાર.... ફરમાવ્યું છે. માટે જે ખ્યાલ અને વસ્વસો બે ઇખ્તિયાર દિલમાં ઉત્પન્ન થાય તે માફ છે અને જે અકીદો તથા તઅલ્લુક ઇખ્તિયારી હોય તેની ઇસ્લાહ વાજિબ છે અને જે માણસ ઇખ્તિયારી રીતે બદગુમાની તથા બદઝબાની અથવા દુશ્મનાવટ અને નફરત રાખશે તે માણસ નબવી અહાદીસનો ખરેખર વિરૂદ્ધ અને અહલે સુન્નત વલ્જમાઅતથી બહાર છે, જેમકે અહલે સુન્નતની કિતાબોથી ઝાહિર છે, માટે તેની ઇમામત પણ મકરૂહ છે અને વગર જરૂરતે તેની સાથે મેળ-મેળાપ

રાખવો મમ્નુઅ છે. શર્હે અકાઇદે નસ્ફિય્યહમાં છે "વમા વકઅ બય્નહુમ મિનલ મુનાઝિઆતિ." (ફતાવા અશ્રફિય્યહ ભાગ. ૨ પેજ ૪૧-૪૨)

આ છે ઉલ્માએ હકના કથનો હઝરત મુઆવિય્યહ (રદી.) વિષે, પરંતુ મવ્દુદી સાહબે બિલ્કુલ પાયા વગરની વાતો તેમના તરફ જોડી એમના દરજ્જાને ઘટાડવાની વ્યર્થ કોશિષ કરી છે. તેવણ લખે છે.

(૧) એક બીજી ઘણી જ ખરાબ બિદઅત હઝરત મુઆવિયહના યુગમાં શરૂ થઇ કે તેવણ પોતે અને તેવણના આદેશથી ગવર્નરો ખુત્બાઓમાં મિમ્બરની ઉપર હઝરત અલી રદી. પર ગાળગલોચની વર્ષા વરસાવતા હતા ત્યાં સુધી કે મસ્જિદે નબવીમાં મિમ્બરે રસુલ પર બિલ્કુલ રવ્ઝએ નબવીની સામે હુઝુર સ.અ.વ.ના સૌથી મહબુબ સગાને ગાળો આપવામાં આવતી હતી અને હઝરત અલીની ઔલાદ તથા એમના નઝદીકના સગાઓ પોતાના કાનોથી આ ગાળો સાંભળતા હતા. કોઇના મૃત્યુ પછી તેને ગાળો આપવી શરીઅતના બાજુએ રહી ઇન્સાની અખ્લાકના પણ વિરૂદ્ધ છે અને ખાસ કરીને જુમ્આના ખુત્બાને આ ગંદકીથી ખરાબ કરવો દીન અને અખ્લાકની રીતે પણ ઘણું દુષ્ટ કૃત્ય હતું. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૨ ત્રીજી આવૃત્તિ)

(૨) માલે ગનીમતની વહેંચણીમાં પણ કિતાબુલ્લાહ અને સુન્નતે રસુલુલ્લાહના ચોખ્ખા આદેશોનો વિરોધ કર્યો. કિતાબ અને સુન્નતની રૂએ પુરા માલે ગનીમતનો પાંચમો ભાગ બય્તુલ માલમાં દાખલ થવો જોઇએ અને બાકી ચાર ભાગ તે સૈન્યમાં વહેંચાવા જોઇએ જેણે લડાઇમાં હિસ્સો લીધો હોય પરંતુ હઝરત મુઆવિયહએ હુકમ આપ્યો કે માલે ગનીમતમાં સોનું-ચાંદી એમના માટે અલગ કાઢી લેવામાં આવે પછી બાકી માલ શરઇ કાયદા મુજબ વહેંચવામાં આવે. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૨ ત્રીજી આવૃત્તિ)

(૩) ઝિયાદ ઇબ્ને સુમય્યહનો ઇસ્તિલ્હાક (પોતાના બાપની સાથે તેમનું કુળ મેળવવું) પણ હઝરત મુઆવિયહના તે કૃત્યોમાંથી છે જેમાં તેમણે રાજદારી લાભો મેળવવા માટે શરીઅતના એક સર્વ માન્ય કાયદાનો ભંગ કર્યો હતો. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૨)

(૪) હઝરત મુઆવિયહએ પોતાના ગવર્નરોને કાનૂનથી પર ગણ્યા અને તેમને ઝયાદતીઓ પર શરઇ આદેશો મુજબ કારરવાઇ કરવાથી સાફ ઇન્કાર કર્યો. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૩)

(૫) આ બધી કારરવાઇયો એ વાતનું અમલી એલાન હતી. હવે ગવર્નરો અને સિપાહ સાલારોને ઝુલ્મની ખુલ્લી છુટ છે અને રાજકિય વિષયોમાં શરીઅતના કોઇ આદેશના તેઓ પાબંદ નથી. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૧)

(૬) હઝરત મુઆવિયહએ પોતાના રાજ્ય કાળમાં મુસલમાનને કાફિરનો વારિસ ગણ્યો અને કાફિરને મુસલમાનનો વારિસ ન ગણ્યો. હઝરત ઉમર ઇબ્ને અ. અઝીઝે આવીને આ બિદઅતને ખત્મ કરી. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૬૧)

(૭) યઝીદની વલી અહદી માટે આરંભિક ચળવળ કોઇ ખરી નિય્યતની બુનિયાદ પર થઇ ન હતી, બલ્કે એક બુઝુર્ગ હઝરત મુગીરહ ઇબ્ને શોઅબહએ બીજા બુઝુર્ગના વ્યક્તિગત ફાયદાની અપીલ કરી આ ઠરાવને જન્મ આપ્યો અને એ બન્નેવ સાહેબોએ એનાથી આંખ આડા કાન કર્યા કે તે આ રીતે ઉમ્મતે મોહમ્મદિયહને કયા રસ્તા પર નાંખી રહ્યા છે. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૪૧)

(૮) એ ઉપર હઝરત મુઆવિયહએ કહ્યું અત્યાર સુધી તમારા લોકોથી દરગુઝર કરતો રહ્યો છું. ખુદાની કસમ ખાયને કહું છું કે અગર તમારામાંથી કોઇએ મારી વાતના જવાબમાં એક શબ્દ પણ કહ્યો તો બીજી વાત તેની ઝબાનથી નિકળવાનો વખત નહીં આવે તે પહેલાં જ તલ્વાર એના માથા પર પડી ચૂકી હશે. (ખિલાફતો મુલુકિય્યત પેજ ૧૪૪)

અને બીજા પણ કેટલાક બઝારૂ શબ્દો જે આજકાલના ખુદ ગર્ઝ રાજકારણીઓ માટે વાપરવામાં આવે છે તેવણે હઝરત મુઆવિયહ રદી. વિષે લખ્યા છે. ખિલાફતો મુલુકિય્યતના આ પૃષ્ઠોના વાંચન પછી એવી લાગણી થાય છે કે મૌદુદી સાહબે હઝરત મુઆવિયહ (રદી.)ને આજના યુગનાં એક નફસ પરસ્ત, ચીલા ચાલુ અને ચાલ્બાઝ રાજકરણી સમજ્યા છે (મઆઝલ્લાહ સુમ્મ મઆઝલ્લાહ) મૌદુદી સાહબે હઝરત મુઆવિયહ (રદી.) વિષે જે કાંઇ લખ્યું છે ઉલ્માએ હક્કાનીએ તેના જવાબો લખ્યા છે. વિગતવાર જવાબ માટે જુઓ ઇઝહારે હકીકત બ જવાબે ખિલાફતો મુલુકિય્યત, લેખક હઝરત મૌલાના ઇસ્હાક સા. સિદ્દીકી (રહ.) અને હઝરત મુઆવિયહ ઔર તારીખી હકાઇક, લેખક મૌલાના મોહમ્મદ તકી ઉસ્માની ઝીદ મજદહુ વિગેરે વિગેરે.

મૌદુદી સા. હવે આ દુન્યામાં નથી રહ્યા તેથી કેટલાક લોકોનો ખ્યાલ છે કે એમની વફાત પછી એમના ઉપર ટીકા અને આલોચનાનો કલમ ખુશ્ક કરી લેવામાં આવે, એટલા માટે કે શરીઅતનો હુકમ છે કે મૃત્યુ પામેલાઓની બુરાઇ બયાન ન કરો, બલ્કે તેઓની તઅરીફ અને ખુબીઓનું વર્ણન કરો. તેઓનું આ કથન ખુદ તેઓની વિરૂદ્ધ દલીલ છે. એટલા માટે કે મવ્દુદી સાહબે પણ તે મુકદ્દસ વ્યક્તિઓ પર ટીકા કરી છે જે અલ્લાહને પ્યારી થઇ ચુકી છે, અગર ઉલ્માએ હક્કાની મવ્દુદી સાહબના વિષે કાંઇક લખે તો એ નથી વેઠાતું અને મવ્દુદી સા. સહાબએ કિરામ તથા મહાન પુર્વજોના માટે જે કાંઇ લખે તે બધું વેઠી લેવાય છે. આખર ઇસ્લામી ગય્રત ક્યાં ચાલી ગઇ ? સહાબા અને અસ્લાફની મહબ્બત ક્યાં દફન થઇ ગઇ. અને હમારો ખ્યાલ તો એ છે કે તેઓની આ માંગણી ઘણી જ અયોગ્ય અને ખોટી વિચાર સરણીના આધારિત છે, એટલા માટે કે મવ્દુદી સા.ની ઝાત પર ટીકા ન પહેલાં હતી, ન હમણા છે. (અગર માની લ્યો દુશ્મનાવટ હોતે તો એમની વફાત પર ખુશ થવું સમજદારી અને અકલમંદીની વાત નથી.

"મુરા બ મર્ગે અદૂ જાએ શાદમાની નેસ્ત"

"કે ઝિન્દગાનિયે મા નીઝ જાવેદાની નેસ્ત"

(કિવા મને શત્રુના મૃત્યુ પર ખુશી નથી એટલા માટે કે હમારૂં જીવન પણ અમર નથી)

ટીકા એમના વિચારો, ખોટી માન્યતાઓ અને ખોટા રસ્તે દોરવનાર લેટરીચર પર છે જે અહલે સુન્નત વલ્જમાઅતથી અલગ, અનોખી વિચારસરણીની શકલ ઇખ્તિયાર કરી ચુક્યું છે અને તેમની આ પુંજીને સમૃધ્ધ સ્નાન બલ્કે આ ઝેહરીલા લેટરીચર અને ખ્યાલોને પીઠ પર લાદી ચાલનારાઓ મૌજુદ છે અને તેમના નાયબો તથા માનનારાઓ આ બધી વાતોને હક સમજીને તેના પ્રચાર તથા પ્રસારમાં કૃત નિશ્ચયી છે, માટે જ્યાં સુધી આ સડેલી લાશને લઇને ચાલનારાઓ મૌજુદ છે ત્યાં સુધી સમ્તોલ અને ન્યાયી ટીકાનું હોવું ટીકાને પાત્ર નથી બલ્કે આવશ્યક છે.

કેટલાક લોકોનો ખ્યાલ છે કે હમે ફક્ત મૌદુદી સાહબની ચળવળના હામી છે. હમારૂ તેમના વિચારો તથા માન્યતાઓથી સંમત હોવું જરૂરી નથી. એ પણ એક ઝાતનો ધોકો છે અગર વાસ્તવિક્તા એ જ હોત તો જ્યારે મવ્દુદી સા.ના વિચારો અને ઝેહરીલા લેટરીચર પર ટીકા થઇ રહી છે તથા તેમની ગુમ્રાહીને ખુલ્લી પાડવામાં આવી રહી છે તો એમના હમ ખ્યાલ કેમ ઉશ્કેરાય જાય છે અને તેમના તરફથી સંરક્ષણ કેમ કરવામાં આવે છે. હકીકત તો એ છે કે કોઇ પણ ચળવળના બાનીના વિચારો અને ખ્યાલોથી આંખ આડા કાન નથી થઇ શકતા, બલ્કે તેના વિચારો જ ચળવળની જાન હોય છે. મવ્દુદી સા.ના કથન મુજબ "કોઇ ચળવળના સ્થાપક લીડરની માન્યતાઓ તથા વિચારોથી કોઇ પણ હાલતમાં આંખ આડા કાન નથી થઇ શકતા અને વાસ્તવમાં એ વસ્તુ જ દરેક ચળવળની ખરી જાન હોય છે" (અઝ અલ્ફુર્કાન પેજ ૧૧૯ ખાકસાર તહરીક નં. ૧૩૫૮ હિજરી)

કહેવાય છે કે તેવણ ઘણા જ તેજસ્વી અને સમજદાર હતા, હમને પણ તેમની તેજસ્વીતા અને

સમજદારીથી ઇન્કાર નથી પરંતુ તેજસ્વી તથા સમજદાર હોવું અહલે હક હોવાની દલીલ નથી. હદીસમાં છે યુકાલુ લિર્રજુલિ મા અઅકલુહુ વઅઝરફહુ.... અર્થાત એવું પણ થાય છે કે એક માણસની નુમાઇશી વાતોથી લોકો એટલા બધો અસર લે છે કે આશ્ચર્યથી કહે છે કે કેટલો મોટો અકલમંદ છે, કેટલો સમજદાર છે, કેટલો દિલેર છે અને હકીકત એ હોય છે કે તેના દિલમાં રાઇના દાણા બરાબર પણ ઇમાન નથી હોતુ.

એ પણ કહેવાય છે કે એમનું વાંચન ઘણું બહોળું હતું અને એમની દીની જાણકારી ઘણી વિશાળ હતી હમને માન્ય છે કે તેમનું વાંચન બહોળું હતું, પરંતુ અગર તેમનું ઇલ્મ સહીહ હોત તો સલ્ફે સાલેહીન અને અહલે સુન્નતની વિરૂદ્ધ ન કરતે અને શીઇય્યતની હિમાયત ન કરતે; ફિકહની કિતાબો તથા શરઇ ઉલુમની હાંસી ન ઉડાવતે. સહાબએ કિરામ રદી.ના પાક વ્યક્તિત્વ પર ટીકા ટીપ્પણી ન કરતે, પહેલાં બુઝુર્ગોની સેવાઓને ખંડિત ન કરતે અને તેઓની બુરાઇ બયાન ન કરતે અને આ હદીસના મિસ્દાક ન બનતે કે "ઉમ્મતના પાછલા લોકો આગલા લોકો પર આઝાદ ટીકાઓ અને તેઓ ઉપર લઅનત તથા મલામત કરવા લાગે" માટે હકીકતમાં આ ઇલ્મ નથી બલ્કે જહાલત છે. હદીસમાં છે "ઇન્ન મિનલ ઇલ્મિ લજહલન" અર્થાત :- કેટલુંક ઇલ્મ જહાલત હોય છે.

શેખ સઅદી રહ. ફરમાવે છે 'ઇલ્મે કે રહ બહક નનુમાયદ જહાલતસ્ત.' કિંવા જે ઇલ્મ રાહે હક ન બતાવે તે ઇલ્મ નથી, બલ્કે જહાલત છે.

કહેવાય છે કે મવ્દુદી સા.ના લેખોથી લોકોને ખાસ કરી નવી પેઢીના તે નવયુવાનોને જે નવી તાલીમ પામેલા છે તેમને ઘણાં દીની ફાયદા પહોંચ્યાં અને એ રીતે એવણે ઇસ્લામની ઘણી સેવાઓ કરી છે, હમને પણ ઇન્કાર નથી કે તેવણે સેવા કરી છે પરંતુ મવ્દુદી સાહબે અંબિયાએ કિરામ (અલ.)ની જે શાન ઘટાડી છે અને સહાબએ કિરામ (રદી.) પર જે ટીકાઓ કરી છે તેણે એમની તમામ સેવાઓને ધોઇ નાખી છે.

"ચું ખુદા ખ્વાહદ કે પર્દએ કસ દરદ
મયલશ અંદર તઅનએ પાકાં બરદ"

સાથ સાથ હુઝુર સ.અ.વ.ના આ ફરમાને મુબારકને પણ નઝર સમક્ષ રાખો. આપ (સ.અ.વ.) ફર્માવે છે, ઇન્નલ્લાહ લયુઅય્યિદુ હાઝદ્દીન બિર્રજુલિલ ફાજિર..... અર્થાત:- આ દીને હકની મદદ અલ્લાહ તઆલા ફાસિક અને ફાજિરથી પણ કરાવી લે છે. (મિશ્કાત શરીફ પેજ ૫૩૪)

અને હમને એ પણ માન્ય છે કે એમના લેખોથી નવો તાલીમ પામેલ વર્ગને ફાયદો પહોંચ્યો છે પરંતુ એની સાથે તેઓના દિલોમાં અંબિયાએ કિરામ (અલ.) તથા હઝરાતે સહાબા (રદી.) તથા અસ્લાફે ઇઝામ (રહ.)ની જે મહાનતા હોવી જોઇએ તે બાકી નથી રહી અને તે લોકોથી જે મવ્દુદી સાહબના લેટરીચરના વખાણ કરનારા છે હમારી એક અરજ છે કે તેઓ એકાંતમાં બેસી વિચાર કરે. (૧) શું જમાઅત ઇસ્લામીમાં પ્રવેશ મેળવ્યા પહેલાં પણ હઝરાતે સહાબએ કિરામ ખાસ કરી હઝરતે ઉસ્માન અને હઝરત મુઆવિયહના વિષે તમને એ બદગુમાની હતી જે હમણાં છે ? (૨) ઉલમાએ ઉમ્માનની વિષે જે બદગુમાની તમને હમણાં છે, શું તે જમાઅતમાં દાખલ થયા પહેલાં પણ હતી ? અગર એનો જવાબ નકારમાં છે અને નિ:શંક નકારમાં જ હશે તો વિચારો કે આ લેટરીચરથી તમને ફાયદો પહોંચ્યો યા બીજું કંઇ ?

ઇન્સાનની કામ્યાબી અને સઆદતમંદી એમાં જ છે કે તે પોતાના દિલને દરેક ઝાતની બુરાઇ તથા મેલથી પાક સાફ રાખે અને દિલમાં અંબિયા, સહાબા તથા અસ્લાફે ઇઝામથી મોહબ્બત પૈદા કરે અને તેમની અઝમત કરે.

ઇલાહી મને અને મારા તમામ દોસ્તો તથા સગા-વહાલાઓને અને તમામ મુસલમાનોને સિરાતે મુસ્તકીમ પર કાયમ રાખ અને હઝરત રસુલે મકબુલ (સ.અ.વ.) તથા આપના તમામ સહાબા અને અહલે બયતની સંપૂર્ણ મોહબ્બત અતા ફરમાવ અને તેઓની સાથે કયામતના દિવસે ઉઠાડ. આમીન વસલ્લલ્લાહુ

અલા ખૈરિ ખલ્કિહી મુહમ્મદિવં વ આલિહી વ અસ્હાબિહી વ અઝવાજિહી વ અહલિ બય્તિહી વ અહલિ તાઅતિહી અજમઇન બિરહમતિક યા અરહમ-ર્રાહિમીન.ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સહાબએ કિરામ (રદી.)ના મેઅયારે હક હોવા વિષે ખુલાસો**

(૮૮૯) સવાલ :- શું ફરમાવે છે ઉલ્માએ દીન નીચેના મસ્અલામાં કે સહાબએ કિરામ (રદી.) મેઅયારે હક છે કે નહીં ? કેમ કે મૌદુદી જમાઅત એમને મેઅયારે હક માનવા તૈયાર નથી. સહાબાના મેઅયારે હક હોવાનો શું મત્લબ છે ? જણાવશો. જો મેઅયારે હક હોય તો એ વિષેની દલીલો કઇ-કઇ છે ? ખુલાસાથી જણાવશો.

જવાબ :- હામિદવં વમુસલ્લિયંવ વમુસલ્લિમા ! બેશક ! સહાબએ કિરામ (રદી.) મેઅયારે હક છે. એનો મત્લબ એ છે કે એવણના અકવાલ અને અફઆલ (કારકિર્દીઓ) હક અને બાતિલની કસોટી છે. એઓએ જે હુકમ આપ્યો, જે પણ દીની કામ કર્યું તે હમારા માટે મશ્અલે રાહ (દીની માર્ગદર્શક) હુજ્જત અને કામ્યાબીનો ઝરીઓ છે. એમના મેઅયારે હક હોવાની દલીલો બેશુમાર છે. ખુદાવંદનું ફર્માન છે :- વમંય યુશાકિકિ-ર્રસુલ મિમ બઅદિ મા તબય્યન લહુલ હુદા.... અર્થાત :- અને જે માણસ અમ્રે હક ઝાહિર થયા પછી રસુલ (સલ.)ની વિરૂદ્ધતા કરશે અને મુસલમાનોના રસ્તો છોડી બીજા માર્ગે ચાલશે તો હમો તેને જે કંઇ તે કરે છે કરવા દઇશું અને તેને જહન્નમમાં દાખલ કરીશું અને જહન્નમ ઘણી જ બુરી જગ્યા છે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે યાદ રાખવું જોઇએ કે જેણે મુઅમિનીનના વિરૂદ્ધ રસ્તો ઇખ્તિયાર કર્યો તે દોઝખનો હકદાર બન્યો અને આ આયતના નુઝુલ સમયે ફક્ત મોમિન સહાબા જ હતા. (તોહફએ ઇશ્ના અશરિય્યહ પાનું-૬૦૦)

જેથી સ્પષ્ટ થાય છે કે સહાબા (રદી.)નો તરીકો હક અને હિદાયતવાળો છે અને તે હમારા માટે નમુનો છે. જેથી જે પણ એમના તરીકા વિરૂદ્ધ ચાલશે તે ગુમ્રાહ થઇ જશે.

કુર્આનમાં બીજી જગ્યાએ છે :- 'હુવલ્લઝી યુસલ્લી અલય્કુમ વમલાઇકતુહુ લિયુખ્રિજકુમ મિનઝ્ઝુલિમાતિ ઇલન્નૂર' તે (ખુદાવંદ) અને તેના ફરિશ્તા તમારા ઉપર રહમત મોકલે છે. જેના લઇ હક તઆલા તમને અંધેરીમાંથી નૂરની તરફ લઇ આવે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવે છે કે આ આયતના મુખાતબ સહાબા (રદી.) છે. (કે અલ્લાહ તઆલાએ એઓને અંધારાથી કાઢી નાંખ્યા) અને જેઓએ એમની તાબેદારી કીધી તેઓ પણ અંધારાથી નિકળી ગયા,કારણ કે જગ ઝાહિર છે કે જે કોઇ અંધારી રાત્રીએ મશ્અલ (દીવો) લઇને નિકળે તો જે માણસ એનો સાથી હોય તે પણ અંધારાથી છુટકારો પામે છે. આથી સાબિત થાય છે કે સહાબાના તરીકા ઉપર ચાલનાર જ કામ્યાબ થશે અને જે એમનાથી રૂગરદાની કરશે ગુમ્રાહ થઇ જશે.

ખુદાપાક ફર્માવે છે :- 'લાકિનિ-ર્રસુલુ વલ્લઝીન આમનૂ મઅહુ જાહદૂ બિઅમ્વાલિહિમ વઅન્ફુસિહિમ વઉલાઇક લહુમુલ ખૈરાત, વઉલાઇક હુમુલ મુફ્લિહુન.'

અર્થાત :- હાં, પરંતુ રસુલે મકબૂલ (સલ.) અને આપના સાથી જે મુસલમાન (સહાબાની જમાઅત) છે, તેઓએ (આ મારા હુકમને સ્વીકાર્યો) પોતાના માલો અને જાનોથી જિહાદ કર્યો. એમના જ માટે તમામ ખૂબીઓ છે, (કે એમની જાની-માલી કુર્બાનીથી દીને ઇસ્લામ ચમક્યું) અને એ જ જમાઅત ફલાહયાબ (સફળ થનાર) છે. (સુરએ તવ્બહ પારો-૧૧)

હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.) ફર્માવે છે 'વલા શક્ક અન્ન તાબિઉલ મુફલિહિ મુફલિહુન' યઅની ઝાહિર છે કે કામ્યાબનો તાબેઅ પણ કામ્યાબ જ હોય છે. (તોહફએ ઇશ્ના અશરિય્યહ પાનું-૬૦૧)

અને ખુદાપાકનું બીજું ફર્માન છે :- 'વલાકિન્નલ્લાહ હબ્બબ ઇલય્કુમુલ ઇમાન, વઝય્યનહુ ફી કુલૂબિકુમ વકર્રહ ઇલય્કુમુલ કુફ્ર વલ્ફુસુક વલ ઇસ્યાન, ઉલાઇક હુમુ-ર્રાશિદૂન.'

અર્થાત :- પરંતુ ખુદાપાકે મહબૂબ કરી દીધું તમારા (સહાબા) માટે ઇમાન, કિંવા તમારા દિલોમાં ઇમાનની મહબ્બત ફૂટી ફૂટીને ભરી દીધી અને ઇમાનને તમારા દિલોમાં સજાવી આપ્યું અને તમારી અંદર કુફ્ર અને ફિસ્ક તથા નાફર્માનીની પુરી કરાહિય્યત અને નફરત પૈદા કરી દીધી. 'ઉલાઇક હુમુ-ર્રાશિદૂન' એ જ છે તેઓ જે રાહે રાસ્ત પર છે ખુદાના ફઝલ અને ઇન્આમથી, અને ખુદા બહુ જાણનાર અને મોટી હિકમતવાળો છે. (સુરએ હુજૂરાત)

હઝરત શાહ સાહબ (રહ.) ફરમાવે છે :- વતાબિઉ ર્રાશિદિ રાશિદૂન' યઅની ભલાનાં તાબેઅ પણ ભલો હોય છે. (તોહફએ ઇસ્ના અશરિય્યહ પાનું-૬૦૧)

મખ્લુકાતમાં અંબિયા (અલ.) પછી મુકદ્દસ અને બુઝુર્ગતરીન હઝરાત ખુલફાએ રાશિદીન અને સહાબા (રદી.) છે. જેમની શાનમાં ખુદાપાકે કુર્આનમાં ઘણી જગ્યાએ 'રઝિયલ્લાહુ અન્હુમ વરઝૂ અન્હુ' ફરમાવ્યું. (અલ્લાહ એમનાથી રાઝી થઇ ગયા અને તેઓ અલ્લાહથી રાઝી થઇ ગયા.)

અલ્લામહ ઇબ્ને અબ્દુલ બર 'ઇસ્તીઆબ'ના મુકદ્દમહમાં ફરમાવે છે, 'વમન રઝિયલ્લાહુ અન્હુ લમ યસ્ખત અલય્હી અબદન ઇન્શાઅલ્લાહુ તઆલા'. યઅની અલ્લાહ જેનાથી રાઝી થઇ ગયો પછી તેનાથી કદી નારાઝ થશે નહીં, ઇન્શાઅલ્લાહ. (મકામે સહાબા પાનું-૪૩-૪૪)

કેમ કે અલ્લાહ તઆલાને આગલી-પાછલી દરેક વસ્તુઓનો ઇલ્મ છે, તે રાઝી એવા માણસથી થઇ શકે છે જે ભવિષ્યમાં પણ રઝાએ ઇલાહીના વિરૂદ્ધ કામ કરનાર ન હોય. જેથી કોઇના માટે રઝાએ ઇલાહીનું એ'લાન એની ઝમાનત છે કે એનો ખાતિમો અને અંજામ પણ નેક હાલત ઉપર થશે. એમનાથી કોઇ કામ ભવિષ્યમાં પણ રઝાએ ઇલાહીના વિરૂદ્ધ નહીં થાય. આવી મુકદ્દસ (પાક બાઝ) જમાઅત હમારા માટે મેઅયારે હક કેમ ન હોય ? અને એમના અકવાલ અને અફઆલ હમારા માટે મશ્અલે રાહ અને હુજ્જત શા માટે ન બને ? એને વારંવાર પઢો અને સોચો કે મૌદુદી જમાઅત કેવી ગુમ્રાહી તરફ લોકોને લઇ જવા માંગે છે. ખુદા બચાવે.

ખુદાવંદનુ ત્રીજું ફરમાન છે :- 'યવ્મ લા યુખ્ઝિલ્લાહુન્નબિય્ય- વલ્લઝીન આમનુ-મઅહ....' અર્થાત:- તે દિવસે રૂસ્વા નહીં કરશે અલ્લાહ તઆલા નબી (સલ.)ને અને એમના સાથી મોમિન સહાબાને, એમનું નૂર દોડતું રહેશે એમની આગળ અને એમની સીધી બાજુ, મઝકુર આયત એ વાત પર દલાલત કરે છે કે આખિરતમાં એમને કાંઇ અઝાબ નહીં થશે અને એ કે પચમ્બર (સલ.)ની વફાત પછી પણ એમનું નૂર નષ્ટ નહીં થાય....(તુહફએ ઇસ્ના અશરિય્યહ ઉર્દુ-પાનું-૫૩૦) (ફારસી પાનું-૫૪૦)

અને ખુદાપાક આપ (સલ.)ના સહાબા (હઝરત અબૂબક્ર (રદી.), હઝરત ઉમર (રદી.), હઝરત ઉસ્માન (રદી.), હઝરત અલી (રદી.) વિગેરેની શાનમાં ફરમાવે છે :- ફઅન્ઝલલ્લાહુ સકીનતહુ અલા રસુલિહી વઅલલ મુઅમિનીન વઅલ્ઝમહુમ કલિમત ત્તકવા વકાનૂ અહક્ક બિહા વઅહલહા, વકાનલ્લાહુ બિકુલ્લિ શય્ઇન અલીમા. અર્થાત :- પસ નાઝિલ કર્યું ખુદાપાકે પોતાના તરફથી સુકૂન (ઇત્મીનાન) પોતાના અને એ મુ'મિનીન (સહાબા) પર અને તેમને તકવા ઉપર જમાવી દીધા અને એ મુ'મિનીન (સહાબા) એના સૌથી વધુ મુસ્તહિક હતા અને તેના અહલ (લાયક) હતા અને ખુદાપાક દરેક વાતનો પુરો ઇલ્મ રાખે છે. (જે હકદાર અને લાયક હોય છે તેને જ મુન્તખબ કરે છે.) (સુરએ ફતહ)

અને જે ચીઝ કોઇ ચીઝની સાથે લાઝિમ હોય છે, તેનાથી કદાપી જુદી થતી નથી. જેમ કે આગ, હરારત (ગરમી) વગરની હોતી નથી જ્યાં આગ હશે ત્યાં ગરમી જરૂર થશે.

અને ખુદાપાક ફરમાવે છે :- "કુન્તુમ ખય્ર ઉમ્મતિન"...

અર્થાત :- તમો (સહાબા ખાસ કરી ખુલફાએ રાશિદીન) બેહતરીન ઉમ્મત છો. (સુરએ આલે ઇમ્રાન)

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) મઝકુર આયતથી ખિલાફતે રાશિદહ ઉપર ઇસ્તિદલાલ કરી ફરમાવે છે કે આ આયતથી સાબિત થઇ ગયું કે સહાબએ કિરામની મુઅઝઝમ અને મુકદ્દસ જમાઅત 'ખય્ર ઉમ્મતિન ઉખ્રિજત લિન્નાસ'ની મિસ્દાક હતી. (ઇઝાલતુલ ખિફા)

આયતમાં 'કુન્તુમ' વારિદ છે. 'કુન્તુમ'ની જગ્યાએ 'અન્તુમ' પણ આવી શકતું હતું, પણ અન્તુમના બદલે..કુન્તુમ લાવ્વાનો નુકતો એ છે કે તમામ ઉમ્મત અને તેનો દરેક ગિરોહ અને દરેક ફર્દ મુરાદ નથી બલ્કે ખાસ સહાબએ કિરામ છે અથવા તે જે સહાબાના નકશે કદમ ચાલનારા અને તેમની જેમ અમલ કરનારા છે.

ખુદાનું ફરમાન છે :- "વલ્લઝીન આમનૂ વહાજરૂ વજાહદૂ ફી સબીલિલ્લાહિ વલ્લઝીન આવવ વનસરૂ ઉલાઇક હુમુલ મુ'મિનૂન હક્કા, લહુમ મગફિરતુંવ વરિઝકુન કરીમ."

અર્થાત :- અને જેઓ ઇમાન લાવ્યા અને હિજરત કરી અને ખુદાની રાહમાં જિહાદ કરતા રહ્યા અને જેઓએ (અન્સારે) પોતાને ત્યાં જગ્યા આપી અને તેમની મદદ કરી. એઓ ઇમાનનું પુરૂં હક અદા કરનારા છે એમના માટે (આખિરતમાં) મોટી મગ્ફિરત અને (જન્નતમાં) મોટી મુઅઝઝઝ રોઝી છે. (સુરએ અન્ફાલ)

ખુદાનું ફરમાન છે :- "ઇન્નમલ મુ'મિનૂનલ્લઝીન આમનૂ બિલ્લાહિ વરસૂલિહિ, સુમ્મ લમ યરતાબૂ વજાહદૂ બિઅમ્વાલિહિમ વઅન્ફુસિહિમ ફી સબીલિલ્લાહિ, ઉલાઇક હુમુસ્સાદિકૂન".

અર્થાત :- પૂરા મુ'મિન તે છે જેઓ અલ્લાહ પર અને તેના રસુલ પર ઇમાન લાવ્યા પછી શકમાં નહીં પડયા અને પોતાના માલ અને જાનથી ખુદાના રસ્તામાં મશક્કત ઉઠાવી. એઓ જ સાચા છે. (સુરએ હુજુરાત)

ખુદાએ પાકનું ફરમાન છે :- "લકદ રઝિયલ્લાહુ અનિલ મુ'મિનીન...."

અર્થાત :- ખુદા રાઝી થઇ ગયા તે મુ'મિનો (સહાબા)થી જેઓ અય નબી તમોથી કીકળ (બાવળ)ના ઝાડ નીચે (જાનની બાઝીની) જાનની કુર્બાનીની બય્અત કરતા હતા. (સુરએ ફતહ)

અને ખુદાનું ફરમાન છે :- અલ્લઝીન આમનૂ વહાજરૂ વજાહદૂ ફી સબીલિલ્લાહિ બિઅમ્વાલિહિમ વઅન્ફુસિહિમ. અઅઝમુ દરજતન ઇન્દલ્લાહ, વઉલાઇક હુમુલ ફાઇઝુન....

અર્થાત :- જે લોકો (સહાબા) ઇમાન લાવ્યા અને હિજરત કરી અને ખુદાના રસ્તામાં પોતાનો માલ અને જાન કુર્બાન કર્યો તેઓ ખુદાના નઝદીક બહું મોટા અને ઉંચા દરજાના છે અને તેઓ મુરાદે પહોંચનારા છે અને તેઓ જ કામ્યાબ છે. ખુદાપાક એમને બશારત આપે છે પોતાની મહેરૂબાનીની અને રઝામંદીની અને જન્નતની કે તેમાં પાયદાર નેઅમતો છે, તેમાં સદા રહેશે. ખુદાના નઝદીક મોટો અજર છે. (સુરએ તવ્બહ)

એ બશારતોમાં ખાસ કરી ખુલફાએ અરબઅહ હઝરત અબુબક્ર (રદી.), હઝરત ઉમર (રદી.), હઝરત ઉસ્માન (રદી.), હઝરત અલી (રદી.) શામિલ છે.

અને ખુદાનું ફરમાન છે :- 'અસ્સાબિકુનલ અવ્વલુન'....

અર્થાત :- સૌથી પહેલાં (ઇમાન લાવનારા) મુહાજિરીન અને અન્સાર અને જેઓએ તેમની નેકીઓમાં

ઇત્તિબાઅ કરી. ખુદાપાક તેમનાથી રાઝી છે અને તેઓ ખુદાથી રાઝી છે....

મઝકુર આયતમાં ખુદાપાકે અસ્હાબે મુહાજિરીન અને અન્સાર (રદી.) માટે ચાર બાબતો બયાન ફરમાવી છે. (૧) ખુદા તેમનાથી રાઝી છે. (૨) તેઓ ખુદાથી રાઝી છે. (૩) જન્નતની બશારત (૪) તેઓ તેમાં હમેશા રહેશે. 'ઝાલિકલ ફવ્ઝુલ અઝીમ' (અને એ મોટી કામ્યાબી છે) (સુરએ તવ્બહ) ખુદાપાકની મરઝી અને ખુશ્નુદીથી કોઇ મોટો મરતબો હોય શકતો નથી.

અને ખુદાપાકે ખુલફાએ રાશિદીન વગૈરહ સહાબએ કિરામ (રદી.)ના તરીકાને સિરાતે મુસ્તકીમ ફરમાવી તેને ઇખ્તિયાર કરવા અને તેના ઉપર કાયમ રહેવાની દુઆ તલ્કીન ફરમાવી. એટલું જ નહીં પણ અફઝલુલ ઇબાદાત કિંવા નમાઝની દરેક રકઅતમાં એની દુઆ કરવાને લાઝિમ કરી દીધું કે 'ઇહદિનસ સિરાતલ મુસ્તકીમ, સિરાતલ લઝીન અન્અમ્ત અલય્હીમ.'

અર્થાત :- હે ખુદા આપ હમને સીધો (દીનનો) માર્ગ બતાવી દીયો, તે બુઝુર્ગોનો માર્ગ જેમને ઇન્આમોથી નવાઝયા છે. (સુરએ ફાતિહા) એ 'મુન્અમ અલય્હીમ' (ઇન્આમોથી નવાઝવામાં આવેલી) જમાઅતમાં ખુલફાએ રાશિદીન અને સહાબા (રદી.) પણ શામિલ છે.

ખુદાનું ફર્માન છે :- 'વમંય્યુતિઇલ્લાહ વર્રસૂલ ફઉલાઇક મઅ-લ્લઝીન અન્અમલ્લાહુ અલયહિમ મિનન્નબિય્યીન વસ્સિદ્દીકીન વશ્શુહદાઇ વસ્સાલિહીન'

અર્થાત :- અને જે કોઇ અલ્લાહ અને રસુલની તાબેદારી કરશે, એવા લોકો તે બુઝુર્ગોની સાથે હશે જેમને ખુદા પાકે (ખાસ) ઇન્આમોથી નવાઝ્યા છે. (તે બુઝુર્ગો કોણ છે ?) નબીઓ, સિદ્દીકો, શુહદા અને સાલિહીન છે. (સુરએ નિસાઅ)

(૧) હુઝુરે અકરમ (સલ.) પોતે સહાબએ કિરામ (રદી.)ને મેઅયારે હક બતાવતા ફરમાવે છે :- મારી ઉમ્મત ઉપર તે સર્વે હાલતો આવશે જે બની ઇસ્રાઇલ પર આવી ચુકી છે. બની ઇસ્રાઇલના ૭૨ ફિર્કા થઇ ગયા હતા. મારી ઉમ્મતના ૭૩ ફિર્કા થશે તે સૌ દોઝખમાં જશે. ફક્ત એક ફિર્કો છુટકારો મેળવનાર હશે. સહાબાએ પુછ્યું તે ફિર્કો કયો છે ? ફરમાવ્યું તે તે ફિર્કો છે જે રસ્તા ઉપર હું અને મારા સહાબા છે. (મિશ્કાત શરીફ પાનું-૩૦)

આ હદીસમાં હુઝુર (સલ.)એ 'મા અના અલય્હી વઅસ્હાબી' (જેના ઉપર હું અને મારા સહાબી છે) ફરમાવ્યું. ફક્ત 'મા અના અલય્હી' નહીં ફર્માવ્યું. શું આ સહાબએ કિરામ (રદી.)ને મેઅયારે હક ઠેરવ્વું નથી ?

(૨) અને ફર્માવ્યું :- અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઇ-ર્રાશિદીનલ મહદિય્યીન, તમસ્સકૂ બિહા વ અઝઝુ અલય્હા બિન્નવાજિઝ....

અર્થાત :- તમો મારી સુન્નતને અને મારા હિદાયત યાફતા ખુલફાએ રાશિદીનના તરીકાને મઝબુત પકડી રાખશો અને દાંતોથી મક્કમ દબાવી રાખશો. કિંવા છુટવા નહીં પામે. (મિશ્કાત પાનું-૩૦)

ઉપરની હદીસમાં ખુલફાએ રાશિદીનના તરીકાને 'સુન્નત' કહેવું એની દલીલ છે કે જેવી રીતે હુઝુર (સલ.)ની સુન્નત હુજ્જત છે એ જ પ્રમાણે ખુલફાએ રાશિદીનની સુન્નત પણ હુજ્જત છે.

અલ્લામા તુરપુશ્તી આ હદીસની શર્હ કરતા ફરમાવે છે :- અર્થાત :- હુઝુરે અકરમ (સલ.)એ પોતાના તરીકાને સુન્નત ફરમાવ્યો અને સાથે સાથે ખુલફાએ રાશિદીનના તરીકાને પણ સુન્નતથી તઅબીર કર્યો., એ એટલા માટે કે હુઝુર (સલ.) જાણતા હતા કે મારા ખલીફા મારી સુન્નતને સામે રાખી જે કંઇ ઇસ્તિમ્બાત કરશે એમાં ખતા (ભુલ) નહીં કરશે. યા તો પછી એટલા માટે એમના તરીકાને સુન્નત કહ્યું કે હુઝુર (સલ.)ની અમુક સુન્નતો ખુલફાએ રાશિદીનના ઝમાનામાં મશ્હુર થનાર છે. પહેલાંથી જ હુઝુર

(સલ.)એ તમ્બીહ ફરમાવી દીધી જેથી કોઇ એને રદ ન કરે. (ફુતુહાતે વહબિય્યહ પાનું-૧૯૮)

એનાથી સાફ રીતે સાબિત થાય છે કે ખુલફાએ રાશિદીનનો તરીકો યકીનન હમારા માટે હુજ્જત અને મેઅયારે હક છે. એના મુકાબલામાં મૌદુદીએ જે લખ્યું છે તેને ધ્યાનમાં લો 'હત્તા કે ખુલફાએ રાશિદીન કે ફેસ્લે ભી ઇસ્લામમેં કાનૂન નહીં કરાર પાયે જો ઉન્હોંને કાઝીકી હેસિયત કે કિયે થે. (તર્જુમાનુલ કુર્આન જાન્યુઆરી સન ૫૮ ઇસ્વી બહવાલા મૌદુદી મઝહબ પાનું-૬૬)

ખુલફાએ રાશિદીન અને સહાબએ કિરામ (રદી.) વિષે એમના એ ખ્યાલાત છે કે એમના ફેસ્લા ઇસ્લામી કાનૂન અને મેઅયારે હક નથી અને પોતાની જમાઅત વિષે ઇર્શાદ કરે છે. 'જો ગિરોહ કુર્આનકી નુસુસે કત્ઇય્યહસે મુરત્તબ કિયે હુએ ઇસ દસ્તુરે જમઅતે ઇસ્લામી કે અંદર હેં ઉન્હેં હમ ઉમ્મતે મુસ્લિમહ કે અંદર શુમાર કરતે હેં ઔર જિન લોગોંને ઇન હુદુદકો ફાંદ લિયા હે ઉન્હેં દાઇરએ ઉમ્મતકે બાહિર સમજને પર મજબુર હેં. (તર્જુમાનુલ કુર્આન સફા-૨૭૭ જિલ્દ-૨૬)

શું આ પોતાની જમાઅતને મિઅયારે હક બનાવ્વાના દઅવા નથી ? સહાબા તો મેઅયારે હક ન બની શકે પરંતુ એઓ અને એમની જમાઅત મઅયારે હક છે. (મઆઝલ્લાહ, સુમ્મ મઆઝલ્લાહ) ખુદા બુરા અકીદાથી બચાવે. આમીન.

(૩) અને ફરમાવ્યું :- ઇકતદૂ બિલ્લઝય્નિ મિમ બઅદી અબીબક્રિન વ ઉમર.

અર્થાત :- મારા પછી અબુબક્ર (રદી.) અને ઉમર (રદી.)ની ઇકતિદા કરશો. (મિશ્કાત શરીફ પાનું-૫૬૦) હુઝુરે અકરમ (સલ.) તો ઇકતિદા કરવાની વસિય્યત ફરમાવે છે અને જમાઅતે ઇસ્લામી (મૌદુદી જમાઅત) એને ઝેહની ગુલામી બતાવે છે. 'બેબીં તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા'.

(૪) અને ફર્માવ્યું :- અન ઉમર બિન ખત્તાબ (રદી.) કાલ સમિઅતુ રસુલુલ્લાહિ (સલ.) યકૂલુ સઅલ્તુ રબ્બી અન ઇખ્તિલાફિ-અસ્હાબી મિમ બઅદી...

અર્થાત :- હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) ફરમાવે છે કે મેં હુઝુર (સલ.)ને ફરમાવતા સાંભળ્યા કે મેં મારા પરવરદિગારથી મારા પછી મારા સહાબાના મતભેદ વિષે પુછ્યું તો ખુદાવંદે મારી ઉપર વહી ઉતારી કે અય મુહમ્મદ ! તમારા સહાબા મારા નઝદીક એવા છે જેમ કે આકાશના તારલાઓ, કેટલાક તારલા બીજાઓથી વધીને છે, પણ નૂર તથા રોશની સૌમાં છે. માટે જે માણસ તેઓની મતભેદવાળી વાતમાં જેને પણ પસંદ કરશે. તે મારા નઝદીક હિદાયત પર હશે. હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે આપે ફરમાવ્યું કે 'અસ્હાબી કન્નુજૂમ ફબિઅય્યિહિમ ઇકતદય્તુમ ઇહતદય્તુમ.' (મારા સહાબા તારલાઓની જેમ છે માટે જેની પણ પૈરવી કરશો હિદાયત મેળવશો. (મિશ્કાત પાનું-૫૫૪)

મઝકુર હદીસમાં અલ્લાહ તઆલાની વહીના શબ્દો 'ફહુવ ઇન્દી અલા હુદન' (તે મારા નઝદીક હિદાયત પર હશે) અને હુઝુર (સલ.)ના શબ્દો 'અસ્હાબી કન્નુજૂમ ફબિઅય્યિ હિમ ઇકતદય્તુમ ઇહતદય્તુમ' (મારા સહાબા તારલાઓની જેમ છે જેની પણ પૈરવી કરશો હિદાયત મેળવશો) શું સહાબા (રદી.)ના મેઅયારે હક હોવાની ખુલ્લમ-ખુલ્લી અને સાફ દલીલ નથી ?

(૫) અને ફર્માવ્યું :- ઇન્નલ્લાહ નઝર ઇલા કુલૂબિલ ઇબાદ....

ખુદાએ બંદાઓના દિલોને જોઇ (તેમાંના અફઝલ તરીન) હઝરત મુહમ્મદ (સલ.)ને રિસાલતના માટે મુન્તખબ કર્યા, પછી બંદાઓના દિલો ઉપર નઝર નાંખી તો (તેમાંની અફઝલ તરીન હસ્તીઓ) આપના સહાબા (રદી.)ને મુન્તખબ કર્યા. આપ (સલ.)ના દીનના મદદગાર અને નબીના વઝીર બનાવ્યા તો જે કામોને એઓ પસંદ કરે તે ખુદાના નઝદીક પણ પસંદીદહ છે અને જેને એ બુઝુર્ગો નાપસંદ કરે તે ખુદાના નઝદીક પણ પસંદીદહ નથી. આ રિવાયત મરફૂઅન અને મવ્કૂફન મરવી છે. જુઓ (મુઅત્તા ઇમામ

મુહમ્મદ પાનું-૧૧૨) (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮ પાનું-૧૩૦) (ઇકામતુલ હુજ્જહ પાનું-૮) એની સનદ સહીહ છે. (અલ્બિદાયહ વન્નિહાયહ ભાગ-૧૦ પાનું-૨૨૮)

(૬) અને ફરમાવ્યું :- 'મા મિન અહદિમ મિન અસ્હાબી યમૂતુ બિઅર્ઝિન ઇલ્લા બુઇસ કાઇદંવ વનુરલ્લ લહુમ યવ્મલ કિયામતિ'.

અર્થાત :- મારા સહાબામાંથી કોઇ પણ સહાબી જે સર ઝમીનમાં વફાત પામશે. કયામતના દિવસે તે ઝમીનવાળાઓના માટે કાઇદ (રેહબર) અને નૂર બનીને ઉઠશે. (મિશ્કાત શરીફ પાનું-૫૫૪) (તિર્મિઝી શરીફ ભાગ-૨ પાનું-૨૨૬)

(૭) અને ફરમાવ્યું :- ઇન્નલ્લાહ જઅલલ હક્ક અલા લિસાનિ ઉમર વ કલ્બિહિ (અલ્લાહ તઆલાએ હઝરત ઉમર (રદી.)ની ઝુબાન અને કલ્બ (દિલ) ઉપર હકને જારી કર્યું છે. (મિશ્કાત-૫૫૭) માલુમ પડ્યું કે હઝરત ઉમર (રદી.)ની ઝુબાન મુબારકથી હકના વિરૂદ્ધ કોઇ વાત નથી નિકળી શકતી. પછી એમની વાત મેઅયારે હક કેમ ન હોય ?

હઝરતે ઉમરે ફારૂકના ઝરીએ ઇસ્લામને ઘણી તાકત પહોંચી.

(૮) આપ (સલ.)એ ફરમાવ્યું :- પહેલી ઉમ્મતોમાં મુહદ્દસ થતા હતા. અગર મારી ઉમ્મતમાં કોઇ મુહદ્દસ છે તો ઉમર છે. (મુહદ્દસ તેને કહે છે કે જેના દિલ પર ગૈબી અસ્રાર (ભેદ) ઇલ્હામ હોય છે.)

હઝરત ઉમર (રદી.)ના મુબારક ઝાતથી અકસર ગૈબી ભેદો ઝાહિર થતા હતા. આપ (સલ.)એ ફરમાવ્યું કે અગર મારા પછી કોઇ નબી હોત તો ઉમર હોત.

(૯) અને ફરમાવ્યું કે :- ઉમર (રદી.) જે રસ્તે હોય શય્તાન તેને છોડવા પર મજબુર થઇ જાય છે. (મિશ્કાત વિગેરે)

(૧૦) રવા અબૂ નુઐમિન મિન હદીસિ ઉર્વતલ કિનદિય્યિ અન્ન રસુલલ્લાહિ (સલ.) કાલ સતુહદસુ બઅદી અશયાઉ, ફઅહબ્બુહા ઇલય્ય અંય યલ્ત્ઝિમુ મા અહદસ ઉમરૂ.

અર્થાત :- રસુલે ખુદાનું ફરમાન છે કે :- મારા પછી કટલીક વસ્તુઓ નવી ઝાહિર થશે તે પૈકી ઉમર (રદી.)એ જારી કરેલી વસ્તુને લોકો ઇખ્તિયાર કરે. એ મને વધુ પસંદ છે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૩૯)

(૧૧) આપ (સલ.)નું ફરમાન છે કે :- દરેક નબી માટે બે શખ્સ આસ્માનવાળામાંથી અને બે ઝમીનવાળામાંથી વઝીર હોય છે, તો આસ્માન પર રહેનારાઓમાં મારા વઝીર જિબ્રઇલ અને મીકાઇલ છે અને ઝમીનના રહેનારાઓમાં અબુબક્ર (રદી.) અને ઉમર (રદી.) મારા વઝીર છે.

શૈખુલ ઇસ્લામ મુહદ્દિસ બદરૂદ્દીન અય્ની સહીહ બુખારીના શારેહ બિનાયહ શર્હે હિદાયહમાં લખે છે કે :- સીરતુલ ઉમરે લા શક્ક ફી ફઅલિહા સવાબુન વફી તરકિહા ઇકાબુન લિઅન્ના ઉમિરના બિલ ઇકતિદાઇ બિહિમા લિકવ્લિહી (અલ.) ઇકતદૂ બિલ્લઝય્નિ મિમ બઅદી અબી બકરિન વ ઉમર. ફઇઝા કાનલ ઇકતિદાઉ બિહિમા મામુરમ બિહી યકુનુ વાજિબન વતારિકુલ વાજિબિ યસ્તહિકકુલ ઇકાબ વલ ઇતાબ.

અર્થાત :- બેશક ! હઝરત ઉમર (રદી.)ની સીરત અને સુન્નતના મુવાફિક અમલ કરવામાં સવાબ છે અને તેને છોડવામાં ઇકાબ છે કારણ કે હમને તેમની ઇકતિદાનો હુકમ છે. દલીલ એ છે કે આપ (સલ.)નું ફર્માન છે મારા પછી અબુબક્ર અને ઉમરની ઇકતિદા કરશો જ્યારે તેમની ઇકતિદાનો હમને હુકમ છે તો તેમની ઇકતિદા હમારા ઉપર વાજિબ છે અને વાજિબનો તર્ક કરનાર ઇકાબ અને ઇતાબનો મુસ્તહિક છે (ફતાવા કિયામુલ મિલ્લતિ વદ્દીન પાનું-૩૭૮)

ઉલ્માએ રબ્બાની તો એમની પૈરવીને વાજિબ અને એમના અકવાલ અને અમલને મેઅયારે હક ઠેરવે છે અને મૌદુદી એને ઝેહની ગુલામી અને એનાથી પણ વધીને બુતપરસ્તી કરાર આપે છે.

'બેબીં તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા'.

અને આપનું ફર્માન છે :- ખયરૂલ કુરૂની કરની.... અર્થાત :- સૌ ઝમાનાથી બેહતર મારો ઝમાનો છે. કિંવા સહાબાની જમાઅત બેહતરીન જમાઅત છે. તેમના પછી તાબેઇનની, પછી તબએ તાબેઇનની અને ઉમ્મતનો ઇજમાઅ છે. 'અસ્સહાબતુ કુલ્લુહુમ અદુલ', અર્થાત :- તમામ સહાબા આદિલ સિકહ (વિશ્વાસ પાત્ર છે.)

અને ફરમાવ્યું જે ચીજને તમારા માટે ઇબ્ને મસ્ઉદ (રદી.) પસંદ કરે, હું પણ તમારા માટે તેને પસંદ કરૂં છું અને તેના ઉપર રાઝી છું. (મુસ્તદરકે હાકિમ ભાગ-૩, પાનું-૩૨૯) (મઝાહિરે હક પાનું-૬૮૯-૬૯૦, ભાગ-૪)

અને ફરમાવ્યું :- જે વસ્તુને તમારા માટે અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.) પસંદ નહીં કરે હું પણ તેને તમારા માટે પસંદ કરતો નથી. (ઇસ્તીઆબ ભાગ-૧, પાનું-૩૫૯)

અને ફરમાવ્યું :- કોઇને વિના મશ્વરે અમીર બનાવત તો ઇબ્ને મસ્ઉદને બનાવત. (મિશ્કાત ૫૭૮)

હવે હઝરત ઇબ્ને મસ્ઉદની સહાબાના બારામાં શી વસિય્યત છે તે જુઓ. ફરમાવે છે :- તમારામાંથી કોઇને ઇકતિદા કરવી હોય તો હઝરત મુહમ્મદ (સલ.)ના સહાબાની ઇકતિદા કરે. ખુદાપાકે એ બેહતરીન જમાઅતને પોતાના મુકદ્દસ તરીન રસુલની સુહબત અને દીનની હિફાઝત માટે પસંદ કરી હતી, માટે તમો પણ એમની બુઝુર્ગી ઓળખો અને તેમના નકશે કદમ ચાલો કારણ કે તેઓ સીધા અને ચોખ્ખા માર્ગ ઉપર હતા. (મિશ્કાત-૩૨) (અલ્મુવાફિકાત ભાગ ૪ પાનું-૭૮)

જુઓ ! હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) સહાબાની જમાઅતને કેટલા દરજ્જે ઇત્તિબાઅના કાબિલ ફરમાવી રહ્યા છે, પણ મૌદુદી અને એના સાથી એને ઝેહની ગુલામી અને બુત પરસ્તી કહે છે.

ખુદાપાક તો ખુલફાએ રાશિદીન અને ઉલિલ અમ્રિ મિન્કુમની ઇતાઅતનો હુકમ આપે છે અને તેમના તરીકાને સિરાતે મુસ્તકીમ બતાવે છે અને તેના ઉપર ચાલવાની અને તેના ઉપર કાયમ રહેવા માટે દુઆની તલ્કીન કરે છે અને રસુલે ખુદા (સલ.) તેમના તરીકાને હક અને નજાત આપનારો ફરમાવે છે. તેમના તરીકા ઉપર ચાલવાનો તાકીદી હુકમ આપે છે અને ફરમાવે છે કે ખુલફાએ રાશિદીન હિદાયત ઉપર છે અને ફરમાવે છે કે મારા પછી અબુબકર (રદી.) અને ઉમર (રદી.)ની ઇકતિદા કરશો અને ફરમાવે છે કે મારા સહાબા પૈકી જેમની પણ ઇકતિદા કરશો હિદાયત પર રહેશો અને ઇબ્ને મસ્ઉદની પસંદ કરેલ ચીજને પોતાની પસંદીદહ અને નાપસંદીદહને નાપસંદ માને છે, ત્યારે ગુમ્રાહ લોકો સહાબાના અમલ અને ફર્માનને હુજ્જત અને મેઅયારે હક માનવા તૈયાર નથી અને નફસાની ખ્વાહિશ પર અમલ કરે છે. આથી ખુદાપાકના ઇર્શાદો અને રસુલે ખુદા (સલ.)ના મુતઅદ્દદ ફરમાનોની ખિલાફ વરઝી અને તૌહીન લાઝિમ આવે છે. ખુદાની પનાહ !

ઉલ્ટી સમજ કિસીકો ભી એસી ખુદા ન દે
દે આદમીકો મોત મગર એસી અદા ન દે

કુર્આન શરીફનું ખુદાની કિતાબ હોવાના અને આપ (સલ.)ની નુબુવ્વત અને દલાઇલે નુબુવ્વતના ચશ્મદીદ (આંખે જોયેલા) ગવાહ સહાબા ખાસ કરી મુહાજિરીન અને અન્સાર છે. એઓએ અને એમના તાબિઇનોએ આખી દુનિયાની સામે એ બાબતની આંખો દેખી શહાદત આપી કે આ કુર્આન તે જ કિતાબ છે. જેને આપ (સલ.) કિતાબુલ્લાહ ફરમાવતા હતા અને એ કે આપ (સલ.)ના નુબુવ્વતના એ'લાનને

હમાંએ પોતાના કાને સાંભળ્યું અને આપના મુઅજિઝહ શક્કુલ કમર વિગેરે અને નુબુવ્વતની દલીલોને પોતાની આંખે જોઇ.

અને ઝાહિર છે કે જ્યારે કોઇ બનાવના આંખે દેખા ગવાહને મજરૂહ, ગૈર મુઅતબર ઠેરવી દેવામાં આવે તો બનાવ મશ્કુક બલ્કે જુઠો બની જાય છે.

ખુલફાએ રાશિદીન અને સહાબા (રદી.) રસુલે મકબુલ (સલ.)ના શાગિર્દે રશીદ હતા. ઉસ્તાદનું શું કહેવું ? એક લાખ ચોવીસ હઝાર જેટલા પયગમ્બરો, રૂહાની તબીબો, હાઝિક હકીમોના સરદાર અને ખાતિમુન્નબિય્યીન હતા.

એક ફારસી શાઇર ફરમાવે છે.

(શેઅર) હાઝિકશ ગો કે હકીમે હાઝિકસ્ત,
સાદિકશ દાં કે અમીનો સાદિકસ્ત,
દર ઇલાજશ સેહરે મુત્લક રા બેંબી,
દર મિઝાજશ કુદરતે હક રા બેંબી.

અર્થાત :- આપ (સલ.) ને હાઝિક (માહિર) સમજો. બેશક આપ તબીબે હાઝિક છે. આપને સાચા યકીન કરો કે આપ સાચા અને અમીન છે અને આપના રૂહાની ઇલાજ અને તઅલીમાં તરબિયતમાં જાદુની તાસીર જોશો અને આપ (સલ.)ના મિઝાજમાં કુદરતનો કરિશ્મો જોશો.

આપ (સલ.)ના સહાબા (રદી.) આપની ઉમ્મત અને આપ (સલ.)ની વચ્ચે મોટો વાસ્તો છે. એમની જ કોશિશો, જાંફસાની અને જાંનિસારીના લીધે તમામ દુનિયાના લોકોને ઇસ્લામની દઅવત મળી છે અને ખુદાપાકે તેમને પોતાના બંદાઓ ઉપર હુજ્જત બનાવ્યા. ખુદાનું ફરમાન છે :- વકઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતંવ વસતલ લિતકૂનૂ શુહદાઅ અલન્નાસિ વયકુન-ર્રસુલુ અલય્કુમ શહીદા....

અર્થાત :- અને (હે મુસ્લિમો) અમે તમને એક એવી જ ઉમ્મત (જમાઅત) બનાવી દીધી છે કે જે (દરેક દ્રષ્ટિએ) સર્વશ્રેષ્ઠ અને સીધા માર્ગ હોય જેથી તમે કાફિરો પર (કયામતમાં) સાક્ષી બનો (કે નબીઓએ પોત પોતાની ઉમ્મતોને તબ્લીગ કરી દીધી હતી અને તમારા માટે રસુલુલ્લાહ (સલ.) સાક્ષી થાય. (સુરએ બકરહ પારો-૨)

અને ઉમ્મતની ગરદન ઉપર એમ (સહાબા)નું એહસાન છે. જેથી શરીઅતે તેમની અઝમત, મહબ્બત અને તેમની ઇતાઅત અને તેમના માટે દુઆએ મગ્ફિરત હમો ઉપર લાઝિમ કરી દીધી. એમના બારામાં ખુદાનું ફરમાન છે :- વલ્લઝીન જાઉ મિમ બઅદિહિમ....

મુસ્નદે અહમદ અને મુઅજમે તબ્રાની વિગેરેમાં છે કે કતાદહ ઇબ્ને નુઅમાન જે સહાબએ બદરિય્યીનમાંથી છે. એક વખત ઇશાની નમાઝથી ફારિગ થઇ પોતાના ઘરે જવા લાગ્યા તો રાતનું અંધારૂ અને વરસાદનું ઝોર હતું માટે આપ (સલ.)એ એક લાકડી આપી તે રોશની થઇ ગઇ અને તેની રોશનીમાં ઘરે પહોંચી ગયા. જ્યારે લાકડી આપની સુહબત અને આપનો મુબારક હાથ લાગવાથી રોશન થઇ ગઇ. તો આપ (સલ.)ના સુહબત યાફતહ (શાગિર્દો સફર, હજરના સાથીઓ) હઝરાતે સહાબાનું નૂરે ઇમાની કેવું હશે ?

જુઓ શાગિર્દો કેવા બન્યા ?

અકબર મર્હુમ ફરમાવે છે. ખરેખર (શેઅર)

દુફર્શાનીને તેરી કત્રોંકુ દરિયા કર દિયા,

દિલ્કો રોશન કર દિયા આંખોંકો બીના કર દિયા,
ખુદ ન થે જો રાહ પર ઔરોંકે હાદી બન ગએ,
ક્યા નઝર થી જિસ્ને મુર્દોંકો મસીહા કર દિયા.
(ઝાલિક ફઝલુલ્લાહિ યુ'તીહિ મંય્યશાઅ)

જે શાગિર્દો (સહાબા)ને ઉસ્તાદ તરફથી સનદ (સર્ટીફિકેટ) મળી હોય કે જે તરીકા ઉપર એઓ છે તે હક છે એમની ઇત્તિબાઅ કરો, એમના તરીકાને લાઝિમ કરી લો. દાંતોથી પકડી રાખો. એઓ જે કામને પસંદ કરે છે તે કામ ખુદાના નઝદીક પણ પસંદીદહ છે. તેઓમાંથી જેમની પણ તમો પૈરવી કરશો, હિદાયત પર રહેશો. આવા ભરોસાપાત્ર અને મુકદ્દસતરીન બુઝુર્ગો વિષે આવો નાપાક ખ્યાલ રાખવો કે આપ (સલ.)ની તાલીમ અને મંશા વિરૂદ્ધ અમલ જારી કરી બિદઅતી બન્યા એ રવાફિઝાનહ ઝેહનિય્યત નથી તો બીજું શું છે ?

હઝરાતે સહાબા (રદી.)એ રસુલે મકબૂલ (સલ.)ની સોહબતમાં રહી દીને હક સીખ્યું અને હાસિલ કર્યું અને તેને બઐનિહી (હુબહુ) બીજાઓને પહોંચાડ્યું. આપ (સલ.)ની તઅલીમ અને મન્શા વિરૂદ્ધ કોઇ ગલત હુકમ આપ (સલ.)ની તરફ મન્સૂબ કરવાને હરામ અને મોટામાં મોટી ગુમ્રાહી સમજતા હતા. માટે દીન નકલ કરવામાં અને બીજા લગી પહોંચાડવામાં ખુલફાએ રાશિદીન (રદી.) અને સહાબા (રદી.)ની જમાઅત મિઅયારે હક અને તેમનો અમલ હુજ્જત છે. આપ (સલ.)ના શાગિર્દો (સહાબએ કિરામ) ઉપર એઅતેમાદ (વિશ્વાસ) રાખવામાં ન આવે અને તેમના અમલ અને તેમના બયાન કરેલ દીની અહકામો અને અઅમાલોને હક માનવામાં ન આવે તો તમામ દીન ઉપરથી ભરોસો ખતમ થઇ જશે, જેમ કે રવાફિઝનો હાલ છે.

આ કેટલી બધી મોટી નાદાની અને ગુમ્રાહી છે કે જે જમાઅત ઉમ્મત અને તેના હાદિયે બરહક રસુલે મકબૂલ (સલ.) દરમિયાન (વચ્ચે) દીન અને હિદાયત હાસિલ કરવાનો ઝરીઓ હોય તેના ઉપર તન્કીદ કરી તેને મખ્દૂશ અને તેના અમલને નાકાબિલે વિશ્વાસ ઠેરાવ્વામાં આવે, એનાથી મોટી ગુમ્રાહી બીજી શું હોઇ શકે છે ?

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે. મેં કોઇ કૌમને જોઇ નથી જે રસૂલુલ્લાહ (સલ.)ના સહાબાથી બેહતર હોય (ઇન્સાફ મઅ કશ્શાફ પાનું-૫)

ખલીફએ રાશિદ હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવે છે કે આં હઝરત (સલ.)એ અમુક તરીકા જારી ફરમાવ્યા અને આપ (સલ.) પછી આપના જાનશીન વુલાતુલ અમ્ર (ખુલફાએ રાશિદીન) હઝરાતે અમુક તરીકા જારી કર્યા છે તેને ઇખ્તિયાર કરવું કિતાબુલ્લાહની તસ્દીક છે અને ખુદાની તાઅતની તઅમીલ અને તકમીલ છે અને ખુદાના દીનની તકવિયત અને મદદ છે અને જેણે તેના ઉપર અમલ કર્યો તે હિદાયત પામ્યો અને જેણે તેની મદદ ચાહી તે મન્સુર (સફળ) થયો અને જેણે મુખાલિફત કરી અને એ સિવાય બીજો તરીકો ઇખ્તિયાર કર્યો તો ખુદાપાક તેને જે કાંઇ કરે છે કરવા દેશે (ઢીલ આપશે) અને તેને જહન્નમમાં જોંકી દેશે. (જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૨ પાનું-૧૮૭)

હઝરત અમ્રિ-બ્ને અ. અઝીઝ (રહ.) વફાત ૧૦૧ હિજરી)ના મકતૂબે ગિરામીને મુહદ્દિસીન (રહ.) એ સનદની સાથે રિવાયત કરી છે. જેમાં આપ ફરમાવે છે કે :- હઝરાતે સહાબા (રદી.)એ પોતાના માટે જે રાઇ અને માન્યતા પસંદ કરી છે તમો પણ પોતાના માટે તેને જ પસંદ કરો અને તેને પોતાનો મસ્લક બનાવી લેશો. કારણ કે આપ (સલ.) ખુદાના તરફથી જે ઇલ્મ લાવ્યા હતા. સહાબએ કિરામ તેનાથી પુરી રીતે વાકિફ અને જાણકાર હતા અને દીનના બારામાં તેમને સંપુર્ણ બસીરત હાસિલ હતી. જેથી દરેક

બાબતની હકીકત લગી પહોંચી જતા હતા અને દીનની હકીકતને સમજવા માટે તમારાથી વધુ શક્તિમાન હતા અને દીની ઇલ્મ અને સમજ-બૂજમાં બીજાઓ ઉપર ઘણી જ ફઝીલત ધરાવતા હતા, છતાં અગર તમે સમજતા હોય કે (સહાબા અને તમારા મતફેરમાં) તમે હક પર છો એનો અર્થ એ થશે કે તમો પોતાને સહાબાની જમાઅતથી આગળ વધી ગએલા માનો છો. દેખીતું છે કે આ ખ્યાલ કેટલો મુર્ખાઇ ભર્યો અને ગુમ્રાહના છે. (અબુદાવુદ ભાગ-૨ પાનું-૨૮૫)

જલીલુલ કદ્ર સહાબી હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) શહાદત આપે છે કે :- આપ (સલ.)ના સહાબા હિદાયત અને સિરાતે મુસ્તકીમ ઉપર હતા. (મિશ્કાત પાનું-૩૨)

હઝરત હસન બસરી (રહ.)નું બયાન છે કે આ સહાબાની જમાઅત પુરી ઉમ્મતમાં સૌથી વધુ નેક દિલ સૌથી વધુ ગેહરા ઇલ્મની માલિક, સૌથી વધુ સાદગી પસંદ (બેતકલ્લુફ) હતી. ખુદાપાકે પોતાના રસુલ (સલ.)ની રિફાકત (સુહબત)ના માટે એને પસંદ કરી હતી. તે આપ (સલ.)ના અખ્લાક અને આપ (સલ.)ના તરીકા (સુન્નત)ની મુશાબહત પૈદા કરવા અને ઇત્તિબાઅની કોશિશમાં લાગી રહેલી હતી. તેને ધુન હતી તો એની જ, તલાશ હતી તો એની જ, આઇ 'કઅબા'ના રબની કસમ છે કે એ જમાઅત સિરાતે મુસ્તકીમ ઉપર કાઇમ હતી. (અલ્મુવાફિકાત ભાગ-૪, પાનું-૭૮) (તર્જુમાનુ-સ્સુન્નહ ભાગ-૪, પાનું-૪૬)

હઝરત મુહમ્મદ ઇબ્ને સીરીન (રહ.) જલીલુલ કદ્ર તાબેઇ છે. એમને હજનો એક મસ્અલો પુછવામાં આવ્યો. આપે જવાબમાં કહ્યું કે હઝરત ઉમર (રદી.) અને હઝરત ઉસ્માન (રદી.) એને મકરૂહ સમજતા હતા. અગર એ ઇલ્મ છે કિંવા રસુલે મકબુલથી મન્કુલ છે તો એ બુઝુર્ગો મારાથી વધુ તેના જાણકાર હતા અને જો એ તેમની રાય (ઇજતિહાદ) હતી તો તેમની રાય મારી રાયથી અફઝલ છે. (જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૨, પાનું-૩૧)

ઇમામ અવ્ઝાઇ (રહ.) ફરમાવે છે કે ઇલ્મ તો તે જ છે જે આપ (સલ.)ના સહાબાથી મન્કુલ છે અને જે તેમનાથી મન્કુલ ન હોય તે ઇલ્મ જ નથી. (જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૨, પાનું-૨૯)

ઇમામ આમિર શઅબી (રહ.)નું બયાન છે કે :- અય લોકો જે વાતો તમારી સામે સહાબા (રદી.)થી નકલ કરવામાં આવે તેને ઇખ્તિયાર કરી લો અને જે પોતાની સમજથી કહે તેને નફરતની સાથે છોડી દો. (જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૨, પાનું-૩૨)

હાફિઝ ઇબ્ને તૈમિય્યહ (રહ.) લખે છે કે હમણાંથી લઇ કિયામત સુધી મુસલમાનોની પાસે જે કાંઇ ખૈર છે ઇમાન, ઇસ્લામ, કુર્આન, ઉલૂમ, મઆરિફ, ઇબાદતો, દુખુલે જન્નત અને જહન્નમથી નજાત, કુફ્ફાર પર ગલ્બો, ખુદાના નામની બુલંદી એ સૌ સહાબએ કિરામની કોશિશોની બરકત છે. જેઓએ દીનની તબ્લીગ કરી અને ખુદાના રસ્તામાં જિહાદ કર્યો જે મુ'મિન પણ ખુદા પર ઇમાન લાવ્યો તેના ઉપર સહાબા (રદી.)નું એહસાન કિયામત લગી રહેશે. શીઆ વિગેરેને પણ જે કાંઇ ખૈર હાસિલ છે તે સહાબા (રદી.)ની બરકત છે અને સહાબએ કિરામની ખૈર ખુલફાએ રાશિદીનના ખૈરની તાબેઅ છે કે તેઓ દીન અને દુનિયાની દરેક ખૈરના ઝિમ્મેદાર અને સરચશ્મા હતા. (મિન્હાજુ-સ્સુન્નહ ભાગ-૩, પાનું-૨૪૫)

અને લખે છે કે :- આજે મુસલમાનો પાસે ઇલ્મ અને દીનનો જે કાંઇ સરમાયો (પુંજી) અને ખૈરો બરકતનો જે કાંઇ ઝખીરો તથા શઆઇરે ઇસ્લામની બુલંદી અને ઇસ્લામની ઇશાઅત, અમલે ખૈરની જે કાંઇ તૌફીકે ખૈર છે તે સૌ સહાબએ કિરામની જદ્દો જહદ, જાંફસાની, ઇખ્લાસ, ઇસાર, કુરબાનીનો નતીજો અને તેમની પાક ઝાતોની બરકત અને નૂરાનિયત છે. (મિન્હાજુ-સ્સુન્નહ ભાગ-૩, પાનું-૨૪૫) (તારીખે દઅવતો-અઝીમત ભાગ-૨, પાનું-૩૦૬-૩૦૭)

હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.)ની પણ એ જ માન્યતા છે કે :- ફિર્કએ નાજિયહ (નજાત પામનાર જમાઅત)ની ઓળખ બાબત આપ (સલ.)નું ફરમાન છે :- 'અલ્લઝીન હુમ

અલા મા અના અલયહી વઅસ્હાબી' એટલે નજાત પામનાર ફિરકો તે છે જે એ તરીકા ઉપર હોય જેની ઉપર હું અને મારા અસ્હાબ છીએ. બઝાહિર એ ફરમાવી દેવું કાફી થઇ જાત કે જેની ઉપર હું છું. અસ્હાબનો ઝિક્ર પણ પોતાની સાથે ફરમાવ્યા, એનું કારણ એ છે કે સૌ જાણી લીએ કે મારો તરીકો તે જ છે જે મારા અસ્હાબનો છે. માટે નજાતનો તરીકો સહાબા (રદી.)ની જ ઇત્તિબાઅની સાથે વાબસ્તહ (સંબંધિત) છે. જવી રીતે ખુદાપાક ફરમાવ્યું કે :- 'વમંય્યુતિઇ-ર્રસૂલ ફકદ અતાઅલ્લાહ' (અર્થાત) જેણે રસુલ (સલ.)ની ઇતાઅત કરી તેણે ખુદાપાકની ઇતાઅત કરી 'એટલે રસુલની ઇતાઅત એ જ ખુદાની ઇતાઅત છે અને આપ (સલ.)ની નાફરમાની ઠીક હક તઆલાની નાફરમાની છે. એવી જ રીતે આપ (સલ.)ની ઇત્તિબાઅનો દાવો કરવો અને સાથે જ સહાબાના તરીકાની પૈરવીની મુખાલિફત કરવી એ દાવો રદ બાતિલ છે. બલ્કે એવી ઇત્તિબાઅ હકીકતમાં આપ (સલ.)ની નાફરમાની ગણાશ, તો એવી સુરતમાં નજાતની ક્યાં ગુંજાઇશ રહી ? વયહસબૂન અન્નહુમ અલા શય્ઇન, અલા ઇન્નહુમ હુમુલ કાઝિબુન (અર્થાત) તેઓ ગુમાન કરે છે હમો કોઇ હકીકત ઉપર છોએ પણ જાણી લો કે તેઓ જૂઠા છે (કુર્આને હકીમ) એવો હાલ એમનો છે અને એમાં કોઇ શંકા નથી કે તે ફિર્કો જેણે આપ (સલ.)ના સહાબાની તાબેદારીને લાઝિમ કરી લીધી છે તે જ અહલે સુન્નત વલ્જમાઅત છે. ખુદાપાક તેમની કોશિશને મશ્કૂર ફરમાવે. (મકતુબાત ભાગ-૧, પાનું-૧૦૩, મકતુબ નં. ૮૦)

હઝરત શાહ અ. અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :- હક અને બાતિલની કસોટી (મેઅયાર) સહાબા (રદી.) અને તાબેઇન (રહ.)ની સમજ છે. જે બાબતને તેઓએ આ હઝરત (સલ.)ની તઅલીમથી કરાઇને હાલી અને મકાલીને સામે રાખી સમજ્યું છે. અને તેમાં કોઇ ગલ્તી પુરવાર નહી થઇ તેને માન્ય રાખવું વાજિબ છે. (ફતાવા અઝીઝી ભાગ-૧, પાનું-૧૫૭)

અને ફરમાવે છે :- એ જમાઅત યકીનન અંબિયાઓનો હુકમ ધરાવે છે. 'બિલ્યકી ઇ જમાઅત હુકમે અંબિયા ખ્વાહન્દ બૂદ'. તો એઓની બદગોઇ કરવી, તેમની ઇહાનત અને હિકારત કરવી (હલ્કા સમજવા) હરામ છે. ફર્ક માત્ર એટલો જ છે કે અંબિયા (અલ.)માં હિકારતના અસ્બાબ સિરેથી હતા જ નહીં અને સહાબા (રદી.)માં હતા તો મટી ગયા અને એ મટેલા અસ્બાબની હેસિયત એવી છે કે જાણે હતા જ નહીં. જેથી તૌબહ કરી લેનારની નિસ્બત ગુનાહ તરફ કરવી (ગુનેહગાર સમજવું) હરામ છે. કારણ કે સહાબાની તૌબહ કબુલ હોવા અને ખુદાપાકનું તેમનાથી રાઝી થઇ જવાની શહાદત કુર્આન આપે છે. (તોહફએ ઇશ્ના અશરિય્યહ ફારસી પાનું-૬૬૧, ઉર્દુ પાનું-૫૨૯)

યકીનન સહાબએ કિરામની જમાઅત પણ મોઅતબર અને હુજ્જત હોવામાં અંબિયા (અલ.)ના હુકમમાં છે. જેવી રીતે દલાઇલે કત્ઇય્યહ યકીનિય્યહના લીધે કોઇ નબી ઉપર તન્કીદ કરવામાં આવતી નથી. એવી જ રીતે સહાબએ કિરામ પર તન્કીદ કરવાનો ઇરાદો પણ કરવો બદીની અને ખુલ્લી ગુમ્રાહી છે અને એમનો કોલ અને અમલ હમારા માટે મેઅયારે હક છે.

અને મૌલાના સનાઉલ્લાહ પાનીપતી (રહ.) લખે છે કે :- આ હઝરત (સલ.)નું ફરમાન છે કે 'અકરિમુ અસ્હાબી'

અર્થાત :- મારા સહાબાનો ઇકરામ અને ઇઝ્ઝત કરો.

ખુદાનું ફરમાન છે :- 'ઇન્ન અકરમકુમ ઇન્દલ્લાહિ અત્કાકુમ'

અર્થાત :- સૌથી મોટો તે જ બુઝુર્ગ છે જે સૌમાં મુત્તકી અને અકરમ છે અને ઉમ્મતનો એના ઉપર ઇજમાઅ છે કે પુરી ઉમ્મતમાં સહાબા જ સૌથી વધુ મુત્તકી અને અકરમ છે. સહાબાને આ શર્ફ બીજા કોઇ સબબના લીધે નથી. બલ્કે માત્ર એ જ સબબથી છે કે આપ (સલ.)ની હમનશીની અને ફૈઝ સોહબતના કારણે વિલાયતમાં સૌથી વધુ સબ્કત લઇ ગયા.

ખુદાનું ફર્માન છે :- વસ્સાબિકુન-સ્સાબિકુન ઉલાઇકલ મુકર્રબૂન....

અર્થાત :- જેઓ ઇમાનમાં સબ્કત લઇ ગયા છે તેઓ (સહાબા) અલ્લાહની કુર્બત (મુકર્રબ હોવા)માં સૌથી આગળ વધી ગયા છે અને તે જ લોકો ખુદાના મુકર્રબ બંદા છે.

મસ્અલો :- બીજા આમ બંદાઓની બનિસ્બત અવ્લિયાએ કિરામ (ખુદાના મુકર્રબ બંદા)ને તેમની ઇબાદતનો સવાબ વધુ મળે છે. આપ (સલ.)નું ફરમાન છે કે અગર તમારામાંનો કોઇ માણસ ઉહદ પહાડ બરાબર પણ ખુદાના રસ્તામાં સોનું ખેરાત કરે તો તે મારા સહાબા (રદી.)ના એક શેર જવ ખેરાતની બરાબરી કરી શકતું નથી. આ હદીસ સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં હઝરત અબૂસઇદ ખુદરી (રદી.)થી મરવી છે. (ઇર્શાદુ-ત્તાલિબીન ફારસી પાનું-૭-૮)

શૈખુલ ઇસ્લામ હઝરત મવ. મદની (રહ.)નું ફરમાન :-

"સહાબએ કિરામ રિઝવાનુલ્લાહિ અલયહિમ અજમઇનકુ તમામ અહલે સુન્નત વલ્જમાઅત ગૈર મઅસુમ માનતે હૈં મગર યેહ કાબિલે તસ્લીમ નહીં હૈ કે મિઅયારે હક સિર્ફ મઅસુમ હી હો સકતા હૈ જિસ્સે અલ્લાહ તઆલાને અપની રઝાકા ઇઝહાર કર દિયા ઉસ્કે જન્નતી ઔર મુખલ્લદ ફિલ જન્નહ હોનેકા એઅલાન કર દિયા વોહ ક્યું ન મિઅયારે હક હોગા" (ફર્મુદાતે હઝરત મદની સફા-૧૪૫)

આપનું બીજું ફરમાન :- સહાબએ કિરામમેં જો ભી કમાલાત ઔર ભલાઇયાં હૈં ખ્વાહ અઝ કિસ્મે ઇલ્મ હો યા અઝ કિસ્મે અમલ, વો સબ જનાબે રસુલુલ્લાહ (સલ.) હી કી તુફૈલ ઔર આપ (સલ.) કે ઇત્તિબાઅ હી સે હૈં બિઝ્ઝાત કુછ નહીં હૈ મગર જબ કુર્આન ઔર અહાદીસે સહીહાને ઉનમે મુજિબાતે મેઅયારિયત, હક્કાનિયત કી ખબર દે દી તો આજ હમકો ઉન્કી મેઅયારિયતમેં કલામ ઔર તઅમ્મુલ કરના યકીનન કત્ઇય્યાતકા ઇન્કાર હોગા જો કે ઇન્કારે કિતાબુલ્લાહ હૈ. (સફા-૧૪૬)

આપનું ત્રીજું ફરમાન :- સહાબએ કિરામકા ઇત્તિબાઅ જનાબે રસુલુલ્લાહ (સલ.) હી કા ઇત્તિબાઅ હૈ જિસ્કો જનાબે રસુલુલ્લાહ (સલ.)ને હમ પર વાજિબ કિયા હૈ ઉન્કા ઇત્તિબાઅ બહૈસિયતે રિસાલત નહીં હૈ બલ્કે બહૈસિયતે નકલો ફહમ ઇર્શાદાતે નબવિય્યહ કિયા જાતા હૈ ઔર ઇસી તરહ બાદ વાલે અઇમ્મહ (ઇમામો) કા ઇત્તિબાઅ ભી જનાબે રસુલુલ્લાહ (સલ.) હી કા ઇત્તિબાઅ હૈ જો કે બહૈસિયતે નકલો ફહમ હી કિયા જાતા હૈ. મુતાએ મુત્લક તો સિર્ફ અલ્લાહ તઆલા હી હૈ (સફા-૧૪૬)

અને મુહદ્દિસ બહરૂલ ઉલૂમ (રહ.) લખે છે કે :- વમા હદસ મિનલ ખુલફાઇ-ર્રાશિદીન ફસુન્નતુન બિલા શકકિન યજિબુલ અખ્ઝુ બિહા વઇત્તિબાઉહા બિન્નસ્સિલ કાતિઇ.

અર્થાત :- અને ખુલફાએ રાશિદીનના તરફથી જે તરીકો જારી થયો તે પણ બિલા શક સુન્નત છે અને નસ્સે કત્ઇથી વાજિબુલ ઇત્તિબાઅ છે. (રસાઇલુલ અરકાન પાનું-૧૩૮)

અને આપનું બીજું બયાન છે કે :- લા શક્ક ફીહિ લિઅન્ન સુન્નતલ ખુલફાઇ-ર્રાશિદીન કસુન્નતિહી (સલ.) ફિલ્લુઝૂમિ વલ્ઇસાઅતિ ફિ-ત્તર્કિ.

અર્થાત :- એમાં શક નથી કે ખુલફાએ રાશિદીનની સુન્નત આપ (સલ.)ની સુન્નત જેવી જ છે અમલ કરવાના સવાબમાં અને તર્ક કરવાની બુરાઇમાં, દલીલ એ છે કે આપ (સલ.)નું તાકીદી ફરમાન છે કે મારી સુન્નત અને ખુલફાએ રાશિદીનની સુન્નતને લાઝિમ કરી લો અને દાંતોથી મઝબૂત પકડી રાખો. (રસાઇલુલ અરકાન પાનું-૧૩૮)

મુહદ્દિસ અલ્લામહ કશ્મીરી (રહ.) લખે છે કે :- ખુલફાએ રાશિદીનકા મન્સબ ઇજતિહાદસે ઉપર ઔર તશ્રીઅસે નીચે હૈ કિંયુ કે સાહિબે શરીઅતને હમેં ઇસકી ઇકતિદાએ મુત્લક્કા હુકમ ફરમાયા હૈ. (અન્વારૂલ બારી ભાગ-૧, પાનું-૧૯૧)

ઉસુલે ફિકહની મોઅતબર અને મશ્હુર કિતાબ "ઉસુલુ શ્શાશી"માં છે :- સવાઉન કાન મિર્રસુલિલ્લાહી (સલ.) અવ મિન અસ્હાબિહી.

અર્થાત :- આપ (સલ.)નો તરીકો અને આપના સહાબા (રદી.)નો તરીકો સુન્નત અને ઇબાદત હોવામાં બરાબર છે. કિંવા બંને તરીકા ઉપર સુન્નતનો ઇત્લાક સહીહ છે. કારણ કે આપ (સલ.)નું ફરમાન છે કે મારી સુન્નત અને ખુલફાએ રાશિદીનની સુન્નતને પોતાના માટે લાઝિમ કરી લો અને તેને દાંતથી મક્કમ પકડી રાખો. (પાનું-૧૦૪)

સારાંશ કે આ સિવાય બીજી બેશુમાર દલીલો છે જેનાથી રોઝે રોશનની જેમ સાબિત થાય છે કે સહાબએ કિરામ (રદી.) ઉમ્મતના માટે હક અને બાતિલ, ખૈર અને શર, સુન્નત અને બિદઅત અને સવાબ અને ઇકાબ વિગેરે ઉમુરના પરખવાની કસોટી અને મિઅયારે હક છે. જે કામો એમણે કર્યા તે હક અને સુન્નત તથા નજાતનો સબબ છે અને એમનો હર કોલ અને અમલ હમારા માટે કામ્યાબીનો ઝરીઓ અને તે જ હમારા માટે તરક્કી અને સઆદતની રાહ છે, પરંતુ મોદુદી જમાઅત એને નથી માનતી બલ્કે એને ઝેહની ગુલામી અને બુતપરસ્તી ઠેરવે છે, અને અજીબ વાત એ છે કે મોદુદી સા. રસુલે ખુદા સિવાય બીજા કોઇને મિઅયારે હક માનવા તૈયાર નથી. પરંતુ પોતે પોતાની ઝાત અને પોતાની જમાઅતને મેઅયારે હક તસ્લીમ કરાવવા માટે એડી-ચોટીનું ઝોર લગાવે છે. સહાબાને મેઅયારે હક અને તન્કીદથી બાલાતર ન માની એમની ઝાત પર બેજા અને બેધળક તન્કીદ કરે છે. જેમ કે એક જગ્યાએ લખ્યું છે. 'ઇન સબસે બઢ્હ કર અજીબ બાત યે હે કે બસા અવ્કાત સહાબએ કિરામ રિઝવાનુલ્લાહિ અલયહિમ અજમઇન પર ભી બશરી કમઝોરિયોંકા ગલ્બા હો જાતા થા.' (તફહીમાત ૨૯૪ તબ્એ ચહારૂમ)

અને એક જગ્યાએ એમના એક સાથીએ લખ્યું છે કે :- "મગર ફિર ભી ઇસ્લામકી ઇબ્તિદાઇ લડાઇયોંમે સહાબએ કિરામ (રદી.) જિહાદ ફી સબીલિલ્લાહકી અસ્લી સ્પ્રીટ સમજનેમેં બાર-બાર ગલ્તિયાં કર જાતે થે." (તર્જુમાનુલ કુર્આન હિજરી ૫૭ સફા ૨૯૨ બહવાલા મોદુદી મઝહબ સફા-૫૯)

જંગે ઉહદની હારના સબબો ગણાવતા લખ્યું છે :- જિસ સોસાયટીમેં સુદખોરી હોતી હે ઉસકે અંદર સુદખોરીકી વજહસે દો કિસમકે અખ્લાકી મર્ઝ પૈદા હોતે હેં. સુદ લેને વાલેમેં હિરસ વ તમઅ, બુખ્લ, ખુદ ગરઝી ઔર દુસ્રા સુદ દેને વાલેમેં નફરત, ગુસ્સા ઔર બુગ્ઝ વ હસદ પૈદા હો જાતી હે. મેદાને ઉહદકી જંગમેં ઇન દોનો બીમારિયોંકા કુછ ન કુછ હિસ્સા શામિલ થા. (તફહીમુલ કુર્આન જિલ્દ-૧, સફા-૨૮૮ સુરએ આલે ઇમ્રાન)

અને પોતાના વિષે લખે છે કે :- "અલ્લાહકે ફઝલસે મુજે કિસી મુદાફિઅતકી હાજત નહીં ઔર મેરે રબકી મુજ પર યે ખાસ ઇનાયત હે. ઉસ્ને મેરે દામનકો દાગોંસે મહફુઝ રખ્ખા હે "ઔર લિખા હે કે:- "સીધી બાત યે હે કે જબ હમ યકીનસે યે કેહતે હેં કે હક સિર્ફ યે હે (યઅની જમાઅતે ઇસ્લામી) તો ઇસ્સે અઝ ખુદ યે બાત લાઝિમ હોતી હે કે ઇસ નઝરિય્યહકે ખિલાફ જો કુછ હે બાતિલ હેં. (તર્જુમાનુલ કુર્આન જિલ્દ-૨૬ સફા-૭૭) ગોયા પોતાની ઝાત અને પોતાની જમાઅતને તો મેઅયારે હક સમજે છે. પરંતુ સહાબાના મેઅયારે હક હોવાને ઝેહની ગુલામી ઠેરવે છે.

ઉન્કી ઇસ બાતિની ખબાસતકી હકીમુલ ઇસ્લામ હઝરત મૌલાના કારી તૈયબ સા. દા. બ. મોહતમિમ દારૂલ ઉલુમ દેવબંદને નિશાનદહી ફરમાઇ હે. ચુનાંચે કારી સા. સહાબાકે મેઅયારે હક હોનેકે સિલ્સિલેમેં ફરમાતે હે :- "અંદરીં સુરત મૌદુદી સા. કા. દસ્તુર જમાઅતકી બુન્યાદી દફઅમેં ઉમુમ વ ઇત્લાકકે સાથ યે દઅવા કરના કે રસુલે ખુદાકે સિવાય કોઇ મેઅયારે હક ઔર તન્કીદસે બાલાતર નહીં હે જિસમેં સહાબા સબસે પહેલે શામિલ હોતે હેં, ફિર ઉન પર જરહ વતન્કીદકા અમલી પરવાઝ ભી ડાલ દેના હદીસે રસુલકા મહઝ મુઆરિઝહ હી નહીં બલ્કે એક હદ તક ખુદ અપને મેઅયારે હક હોનેકા ઇદ્દઆ હે જિસ પર સહાબા તકકો પરખનેકી કોશિશ કર લી ગઇ, ગોયા જિસ ઉસુલકો શદ્દો-મદસે તહરીકકી બુન્યાદ કરાર દિયા ગયા થા અપને હી બારેમેં ઉસે હી સબસે પેહલે તોડ દિયા ગયા ઔર સલફ વાખલફકે લિયે રસુલકે સિવા ખુદ મેઅયારે હક બન બેઠનેકી કોશિશ કી જાને લગી. (મૌદુદી દસ્તુર વ અકાઇદકી હકીકત સફા-૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# કિતાબુલ ઇલ્મ

**ઔરતો માટે શરઇ પર્દો**

(૮૯૦) સવાલ :- ઔરત પરાયા મર્દો સામે આવે. આઝાદીની સાથે મળે, હંસી-મઝાક અને દિલ્લગીની વાતો કરે. એકાંતમાં બેસે. આવી બેપર્દગી, બે ગૈરતીના કૃત્ય ધણી જુએ પણ રોકે નહીં. રાઝી હોય. એવા માટે શરીઅતનો શું હુકમ છે ?

જવાબ :- ઔરતો માટે પરદાનો હુકમ હકીકતમાં ખુદાપાકની ગૈરતનો તકાઝો છે. અગર ઇસ્લામી શરીઅતમાં પરદાનો હુકમ ન હોત તો શરીઅતમાં એક પ્રકારની ખામી હોત. પર્દાથી તે જ કૌમ મહરૂમ છે જે નુબુવ્વતના નૂરથી મહરૂમ છે. અઝવાજે મુતહહરાત તમામ ઉમ્મતની માંઓના દરજામાં હતી છતાં તેમને માટે ખુદાપાકનો હુકમ હતો. "વર્કન ફી બુયુતિકુન્ન વલા તબર્રજન તબર્રૂજલ જાહિલિય્યતિલ ઉલા." (સુરએ અહઝાબ)

અર્થાત :- પોતાના મકાનોમાં અચળ બેસી રહે અને જાહિલિય્યતના તરીકા અનુસાર રખડે નહીં. (સુરએ અહઝાબ પારો-૨૨)

અને આપ (સલ.)નું ફરમાન છે કે ઔરતને પોતાના ઘરોથી બાહર જવાનો હક નથી પણ ત્યારે જ કે તે મજબૂર અને લાચાર બની જાય (એટલે શરઇ અને તબઇ ઉઝર પેશ આવે) અને સહાબાને જેઓ ઉમ્મતના સર્વશ્રેષ્ઠ અને પાકબાઝ માણસો હતા હુકમ હતો "વઇઝા સઅલ્તુમુહુન્ન મતાઅન ફસ્અલૂહુન્ન મિંવ વરાઇ હિજાબ. ઝાલિકુમ અઝકા લકુમ વઅત્હર."

અર્થાત :- જ્યારે તમને પય્ગમ્બર (સલ.)ની બીવીયોથી કોઇ ચીઝ માંગવી હોય તો પરદામાં રહીને માંગશો. આ તરીકો તમારા દિલો અને તેમના કુલૂબના પાક રહેવાનો બેહતરીન ઝરીઓ છે. (સુરએ અહઝાબ પારો-૨૨)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલ્મા (રદી.)નું બયાન છે કે હું અને હઝરત મય્મુના (રદી.) આપ (સલ.)ની ખિદમતમાં હાજર હતા. એટલામાં નાબીના (આંખથી મઅઝુર) સહાબી અબ્દુલ્લાહ ઇબ્ને ઉમ્મે મકતૂમ (રદી.) આપની ખિદમતમાં આવી રહ્યા હતા. આપે અમને પરદો કરવાનો અને હટી જવાનો હુકમ આપ્યો. મેં કહ્યું, યા રસુલુલ્લાહ ! એ તો નાબીના છે. અમને જોઇ શકતા નથી. આપે ફરમાવ્યું કે તમો તો આંધળા નથી ? તમો તો જોઇ શકો છો.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશહ સિદ્દીકહ (રદી.) અબૂ અબ્દુલ્લાહ સાલિમ (રદી.)ની સામે (જે ઘણાં જ દીનદાર ગુલામ હતા) આવતાં (તેમના નઝદીક ગુલામથી પર્દો કરવો જરૂરી ન હતો) એક દિવસે આવીને કહ્યું કે મને આજે ખુદાએ આઝાદ કરી દીધો છે. તો હઝરત આઇશહ (રદી.)એ મુબારક બાદી આપી તરત જ પર્દો નાંખી દીધો અને પછી કદી સામે આવ્યા નહીં. (નસઇ શરીફ ભાગ-૧, પાનું-૧૪)

આપ (સલ.)ના ખાદિમે ખાસ હઝરત અનસ (રદી.)નું બયાન છે કે બુલૂગતની હદે પહોંચી કિંવા બાલિગ હોવાની અલામત ઝાહિર થતાં સવારે જ મેં આપ (સલ.)ની ખિદમતે અકદસમાં હાઝિર થઇ બાલિગ હોવાની ખબર કરી તો આપે ફરમાવ્યું કે હવે તમો ઘરમાં ઔરતોની પાસે જશો નહીં. (જમ્ઉલ ફવાઇદ, મિશ્કાત શરીફ પાનું-૨૬૯)

હઝરત અનસ (રદી.)થી વધુ નેક અને પાકબાઝ છોકરો કોણ હોય શકે છે ? અને અઝવાજે

મુતહ્હરાત દુનિયાની અફઝલ તરીન ઔરતો હોવા છતાં ખાદિમે ખાસના ઉપર પાબંદી લગાડી પરદાનો હુકમ જારી કરી દીધો. જ્યારે આ ફિત્નાના ઝમાનાના લોકો આમ કહેતાં શરમાતા નથી કે દિલ પાક સાફ હોવું જોઇએ. રસ્મી પરદાની ઝરૂરત નથી. દિલનો પરદો કાફી છે એ શરીઅત ઉપર એઅતેરાઝ કરવું છે. શું આ ઝમાનાના લોકોના દિલો આપ (સલ.) અને આપની પાક બીવીઓ અને પવિત્ર બેટીઓ અને આપના ભરોસાના ફર્માબરદાર ખાદિમે ખાસ હઝરત અનસ (રદી.)થી પણ નઉઝુ બિલ્લાહ વધુ પાક હોય શકે છે?

મશ્હુર બુઝુર્ગ હઝરત શૈખ નસીર આબાદી (રહ.)ને પુછવામાં આવ્યું કે લોકો પરાઇ ઔરતો સાથે બેસે છે અને કહે છે કે તેમની સાથે બેસવામાં અને તેમને જોવામાં અમારી નિય્યત પાક હોય છે. આપે ફરમાવ્યું "મા દામતિલ અશ્બાહુ બાકિયતુન ફઇન્નલ અમ્ર વન્નહય બાકિન, વત્તહલીલુ વત્તહરીમુ મુખાતબુમ બિહી."

અર્થાત :- જ્યાં સુધી ઇન્સાનનું શરીર બાકી છે, અમ્ર અને નહીં (શરઇ હુકમ) પણ બાકી છે અને હરામ, હલાલ હોવાની સાથે મુખાતબ છે. (બવાદિરૂ ન્નવાદિર પાનું-૭૦૨)

ના મહરમ મર્દ-ઔરતનું એક બીજાને જોવું ઝિના અને બદકારીનું પહેલું પગથિયું છે. એનાથી મોટી-મોટી ખરાબીઓ, બેહયાઇઓ અને બદકારીઓનો દરવાઝો ખુલે છે. એટલા માટે ખુદાપાકે મુસલમાન મર્દ અને ઔરતને હિદાયત ફરમાવી કે બદનઝરીથી બચતા રહો અને શહવતને કાબુમાં રાખો.

ખુદાપાકનું ફરમાન છે :- "કુલ લિલ્મુઅમિનીન યગુઝ્ઝૂ મિન અબ્સારિહિમ વયહફઝૂ ફુરૂજહુમ ઝાલિક અઝકા લહુમ, ઇન્નલ્લાહ ખબીરૂમ બિમા યસ્નઉન."

અર્થાત :- આપ મુસલમાન મર્દોને કહી દો કે પોતાની નિગાહ નીચી રાખે અને પોતાની શરમગાહોની હિફાઝત કરે. આ (તદબીર) તેમના હકમાં દિલની સફાઇ અને પાકબાઝીની છે. બેશક ખુદાપાક સૌ જાણે છે જે કાંઇ બંદાઓ કરે છે. (સુરએ નૂર)

અને ફરમાવે છે :- "વકુલ લિલ્મુઅમિનાતિ યગ્ઝુઝન મિન અબ્સારિહિન્ન વયહફઝન ફુરૂજહુન્ન". (સુરએ નૂર)

અર્થાત :- અને (એવી જ રીતે) મુસલમાન ઔરતોને પણ કહી દો કે પોતાની નિગાહ નીચી રાખે અને પોતાની શરમગાહોની હિફાઝત કરે. (સુરએ નૂર પારો-૧૮)

મઝકૂર આયતે કરીમહની તફસીરમાં અલ્લામહ ઇબ્ને કસીર (રહ.) લખે છે કે આ આયતમાં મોમિન ઔરતોની દિલની સફાઇ અને પાકીઝગી માટે અને મોમિન મરદોની ગૈરત માટે તથા મોમિન ઔરતોને કાફિર અને મુશ્રિક ઔરતોથી મુમ્તાઝ કરવા માટે ખુદાપાકે અહકામ નાઝિલ કર્યા છે. પહેલો હુકમ આ છે કે પોતાની નિગાહોને નીચી રાખે, કિંવા નામહરમ મર્દોને જોવાથી બચે.

"વ ઝિનલ અય્નિ મિન કિબારિસ્સગાઇરિ વહુવ યુઅદ્દી અલલ કુર્બિ ઇલલ કબીરતિલ ફાહિશતિ." (અહયાઉલ ઉલૂમ ભાગ-૩, પાનું-૯૮)

આંખનું ઝિના સગીરા ગુનાહોમાં બહું મોટો ગુનોહ છે. એનાથી જ કબીરો ગુનોહ પણ થઇ શકે છે. (અહયાઉલ ઉલૂમ ભાગ-૩ પાનું-૯૮)

જે માણસ પોતાની આંખ ઉપર કંટ્રોલ નથી કરી શકતો તે પોતાના દીનની પણ હિફાઝત કરી શકતો નથી.

હઝરતે ઇસા (અલ.)નું ફરમાન છે કે તાકવાથી (નઝર જમાવ્વાથી) બચો કારણ કે એનાથી દિલમાં શહવતનું બીજ પડે છે અને ફિત્ના માટે એટલું કાફી છે. (અહયાઉલ ઉલુમ ભાગ-૩, પાનું-૯૮)

"કાલ દાઉદ (અલ.) લિઇબ્નિહી (અલ.) યા બુનય્ય અમ્શી ખલ્ફલ અસદિ વલ્અસ્વદિ, વલા તમ્શી

ખલ્ફલ, મંઅતિ."

હઝરત દાઉદ (અલ.) એ હઝરત સુલેમાન (અલ.)ને કહ્યું કે વાઘ અને સાંપની પાછળ જશો પણ નામહરમ ઔરતની પાછળ જશો નહીં. (કારણ કે એ વાઘ અને સાંપથી વધુ ખતરનાક છે.)

અને હઝરત યહ્યા (અલ.)ને કોઇએ પુછ્યું કે ઝિનાની શરૂઆત ક્યાંથી થાય છે ? આપે ફરમાવ્યું કે નામહરમને જોવા અને લલ્ચાવાથી.

હઝરત ફુઝૈલ (રદી.)નું કથન છે કે ઇબ્લીસ કહે છે કે નઝર (નામહરમને જોવું) મારૂં કદીમનું તીર કમાન છે કે કદી ખતા કરતું નથી. (તીર-કમાન નિશાન ચુકતું નથી)

"યકૂલુ ઇબ્લીસ હુવ કવ્સિલ કદીમત વસહમિય લ્લઝી લા અખ્તઉ બિહી યઅની ન્નઝર"

વકાલ રસુલુલ્લાહિ (સલ.) અન્નઝરૂ સહમુન મસ્મૂમુન મિન સિહામિ ઇબ્લીસ."

અને હદીસમાં છે કે નામહરમને જોવું ઇબ્લીસના તીરોમાંનું એક તીર ઝહેર આલૂદ (ઝહરે પીવડાવેલું) છે (અહ્યાઉલ ઉલૂમ ભાગ-૩, પાનું- ૯૮-૯૯)

"અન જરીર બિન અબ્દુલ્લાહ કાલ સઅલ્તુ રસુલુલ્લાહિ (સલ.) અન નઝરિલ ફુજાઅતિ ફઅમરની અન અસરિફ બસરી."

હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદી.)નું બયાન છે કે મેં આપ (સલ.)ને નામહરમ ઔરત ઉપર અચાનક નઝર પડી જવા બાબત પુછ્યું તો મને હુકમ આપ્યો કે હું નઝર ફેરવી લઉં. (મુસ્લિમ શરીફ) (મિશ્કાત શરીફ પાનું-૨૬૮)

"અન બરીરત કાલ-કાલ રસુલુલ્લાહિ (સલ.) લિઅલિય્યિન યા અલી લા તત્બિઉ ન્નઝરત ન્નઝરત ફઇન્ન લકલ ઉલા વલય્સત લકલ આખિરહ."

હદીસમાં છે કે આપ (સલ.)એ હઝરત અલી (રદી.)ને હિદાયત ફરમાવી કે અય અલી ! નઝર પછી નઝર નાંખશો નહીં, કારણ કે પહેલી (વગર ઇરાદાની અચાનક નઝર) કાબિલે મુઆફ છે. બીજી માફ નથી. (મિશ્કાત પાનું-૨૬૯) (અબુદાવુદ શરીફ વિગેરે)

"કાલ અબૂબકરિન (રદી.) ઇન્નમા અરાદ-ન્નબિય્યુ (સલ.) બિકવ્લિહી લકન નઝરતલ ઉલા ઇઝા લમ તકુન અન કસદિન ફઇમ્મા ઇઝા કાનત અન કસદિન ફહિય વસ્સાનિયતુ સવાઉન" (અહકામુલ કુર્આન જિલ્દ-૩, પાનું-૩૮૮)

યઅની અગર પહેલી નઝર શરઇ ઇજાઝત વગર ઇરાદા પૂર્વક હશે તે કાબિલે મુઆખિઝહ છે. (અહકામુલ કુર્આન ભાગ-૩, પાનું-૩૮૮)

આપ (સલ.)નું ફર્માન છે :- "ઇય્યાકુમ વલજુલૂસ અલ-ત્તુરૂકાતિ...."

અર્થાત :- ખબરદાર ! લોકોના જવા-આવ્વાના રસ્તે બેઠક બનાવશો નહીં. સહાબાએ કહ્યું કે એના વગર હમને ચાલવું મુશ્કિલ છે. (લેન-દેન) અને તિજારતી મામલાનો મફાદ હશે ના આપ ફરમાવ્યું કે અગર લાચારી હોય તો એ શર્તે ઇજાઝત છે કે રસ્તાનો હક અદા કરો. સહાબા (રદી.) એ પુછયું કે રસ્તાનો હક શું છે ? આપે ફરમાવ્યું કે નઝર ઉપર કંટ્રોલ રાખવો વિગેરે વિગેરે. (તફસીરે મવાહિબુર્રહમાન ભાગ-૪, પાનું-૧૫૭)

હદીસમાં છે કે :- "કાલ લઅનલ્લાહુ-ન્નાઝિર વલ્મનઝૂર ઇલયહી." (મિશ્કાત-૨૭૦)

અર્થાત :- ના મહરમ ઔરતને જોનાર ઉપર ખુદાની લઅનત છે અને જેને જોવામાં આવે તેના ઉપર પણ ખુદાની લઅનત છે. (મિશ્કાત પાનું-૨૭૦)

અને આપ (સલ.)નું ફરમાન છે કે :- "ઇન્નલ મર્અત તુકબિલુ ફી સુરતિ શય્તાનિન વતુદબિરૂ ફી સુરતિ શય્તાનિન." (મિશ્કાત શરીફ પાનું-૨૬૮)

અર્થાત :- ઔરત (ના મહરમની) સામેથી આવે છે તો શય્તાનની સુરતમાં હોય છે અને પાછળથી પણ શય્તાનની સુરતમાં હોય છે. (મિશ્કાત પાનું-૨૬૮)

ઉપરોક્ત ખરાબી અને શય્તાની શરારતો તથા દીનને રૂહાની બીમારીઓથી મહફૂઝ રાખવા માટે ખુદાપાકે હુકમ આપ્યો :- "વકર્ન ફી બુયૂતિકુન્ન". (સુરએ અહઝાબ)

અર્થાત :- પોતાના ઘરોમાં ઠરીને બેસો. (સુરએ અહઝાબ પારો-૨૨)

અને આપ (સલ.)નું ફરમાન છે :- "લય્સ લિન્નિસાઇ નસીબુન ફિલ્ખુરૂજિ ઇલ્લા મુઝતર્રતન".

અર્થાત :- ઔરતોને ઘરથી બાહર નિકળવાનો હક નથી પણ ત્યારે જ કે (તબ્ઇ અને શરઇ જરૂરતથી) મજબૂર અને લાચાર થઇ જાય. (તબ્રાની)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે :-

આપ (સલ.)ની હિદાયત છે કે ઔરત એવી જરૂરતે કે જેના વગર છુટકો જ ન હોય ઘરથી નિકળે, કારણ કે ઔરત સતર છે. શરમ અને છુપાવી રાખવાની ચીઝ છે. જ્યારે ઘરથી નિકળે છે તો શય્તાન પાછળ પડી જાય છે. (જેથી તેની ઇસ્મત અને આબરૂ ખત્રામાં પડી જાય છે) (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨, પાનું-૩૬૫)

"મજાલિસુલ અબ્રાર"માં છે કે ઔરત જ્યાં સુધી મર્દોથી છુપેલી રહેશે તેનું દીન મહફૂઝ રહેશે કારણ કે આપ (સલ.)ની દીકરી બીબી ફાતેમા (રદી.)ને પુછવામાં આવ્યું કે ઔરત માટે મોટી ખુબીની વાત શું છે ? જવાબ આપ્યો કે તે કોઇ મર્દને નહીં જુએ અને તેને કોઇ મર્દ નહીં જુએ. આ જવાબથી આપ (સલ.) એટલા બધા ખુશ થયા કે તેમને પોતાની છાતી સાથે વળગાડી દીધા.

એટલા માટે આપના સહાબા (રદી.) દરોદીવારના શિગાફ (સુરાખ) બંધ કરી દેતા હતા કે ઔરતો મર્દોને નહીં ઝાંકે (મજલિસ ૯૮, પાનું-૫૬૩)

આપ (સલ.)નું ફરમાન છે :- બેશક ખુદાપાક ગૈરત કરે છે અને મોમિન પણ ગૈરત કરે છે. ખુદાની ગૈરત એ છે કે મોમિન એવું કૃત્ય કરે જેને ખુદાએ તેના ઉપર હરામ કર્યું છે અને હદીસમાં છે કે હું મોટો ગૈરતમંદ છું અને કોઇ મર્દ નથી કે જે ગૈરત કરતો ન હોય. પણ જેનું દિલ ઉંધુ હોય તે જ ગૈરતથી મહરૂમ છે અને બે ગૈરતીથી બચવાનો તરીકો એ છે કે તેની ઔરતો (ઔરત અને માં-બહેનો)ની પાસે કોઇ મર્દ આવે નહીં અને રસ્તા ઉપર નિકળે નહીં. કારણ કે ઔરતોનું નિકળવું બે ગૈરતીનું કામ છે. માટે મર્દોને લાઝિમ છે કે ઔરતોને ઘરથી નિકળવા નહીં દે અને તેમને અમુક ખાસ ખાસ જગ્યા સિવાય જવાની રજા ન આપે. માં-બાપને મળવા, તેમની બીમાર પુરસી માટે, તેમને કોઇ સદમો પહોંચે તો તઅઝિયત માટે અને મહરમ સગાઓની મુલાકાતે, દાઇના કામ માટે, મય્યતને ગુસલ આપવા માટે રજા આપે, ઇબ્ને હુમામ (રહ.) ફરમાવે છે કે જ્યાં જવાની ઇજાઝત છે તે એ શર્તે કે બની ઠનીને એવી હાલતમાં ન નિકળે કે મર્દોને તેની તરફ જોવાની રગ્બત થાય. (મજાલિસુલ અબ્રાર પાનું-૫૬૨-૫૬૩ મજલિસ-૯૮)

હઝરત હસન બસ્રી (રહ.) ફરમાવે છે કે તમને ગૈરત નથી આવતી કે તમો માં-બહેનોને બઝારમાં ગુમવા અને રખડવા માટે છોડી દો છો કે આમ લોકોને અથડાયને ચાલે. અને એવા બે ગૈરત લોકો માટે બદદુઆ ફરમાવી. "કબ્બહલ્લાહુ મન લા યુગારૂ"

અર્થાત :- ખુદા તેનો નાશ કરે જે ગૈરત નથી રાખતો (અહયાઉલ ઉલૂમ ભાગ-૨, પાનું-૪૮)

એવો બે ગૈરત માણસ દય્યુસ કહેવાય છે. હદીસમાં છે કે ત્રણ પ્રકારના માણસો જન્નતમાં દાખલ

થશે નહીં. તે પૈકી એક દય્યુસ છે. પુછવામાં આવ્યું કે દય્યુસ કોણ છે ? ફરમાવ્યું કે જેને પરવા નથી કે તેની ઔરત, માં, બહેનો વિગેરે પાસે કોણ આવ-જા કરે છે. (તબ્રાની)

સારાંશ કે ફિત્નાના ખોફથી નઝર (નિગાહ) પર શરીઅતે પાબંદી લગાડી છે કે નઝર નીચી રાખે. નામહરમ ઉપર વિના ઇરાદે અચાનક નઝર પડી જાય તો તરત નઝર ફેરવી લે. ફરી વાર જોશે તો ગુનેહગાર થશે. અગર પહેલી નઝર ઇરાદા પૂર્વક હશે તો માફ નથી. ગુનાહિત છે. (અહકામુલ કુર્આન ભાગ-૩, પાનું-૩૮૮)

નામહરમ તરફ તાકવાથી દિલમાં નાજાઇઝ-જિન્સી મેલાન રગ્બત પૈદા થાય છે, જે ઝિનાનો પહેલો કદમ છે અને ઝિના સુધી પહોંચાડનાર વાતો ઝિનાના હુકમમાં થઇ જાય છે. એટલા માટે ખુદાપાકનો તાકીદી હુકમ છે કે "લા તકરબુઝ-ઝિના."

અર્થાત :- ઝિનાની નઝદીક પણ જશો નહીં. (સુરએ બની ઇસ્રાઇલ)

ના મહરમને જોવું, તાકવું, વાતો કરવી, પાસે બેસવું, દિલી રગ્બત સાથે વાતો સાંભળવી, હાથ લગાડવું, પાસે જવું ઝિનાની પાસે જવા સમાન છે. માટે એનાથી બચવાનો ખુદાપાકે હુકમ આપ્યો છે.

હદીસમાં છે કે આંખ ઝિના કરે છે અને તેનું ઝિના ગૈરને જોવું છે. કાન ઝિના કરે છે અને તેનું ઝિના વાતો સાંભળવી છે. (એટલે લગી કે જવાન ઔરત માટે જાઇઝ નથી કે ગૈરને સલામ કરે) હાથ ઝિના કરે છે અને તેનું ઝિના ગૈરને પકડવું, હાથ લગાડવું છે. પગ ઝિના કરે છે અને તેનું ઝિના ચાલવું છે. (મુસ્લિમ શરીફ વિગેરે)

હદીસમાં છે કે જે ઔરત ખુશ્બુ લગાડી નિકળે છે તે ઝાનિયહ છે. (અહકામુલ કુર્આન ભાગ-૩) (નિસાબુલ એહતિસાબ કલમી બાબ-૨૩ પાનું-૫૪)

એ હુકમ મર્દ ઔરત બન્ને માટે છે કારણ કે જેવી રીતે મર્દોની નઝરો અજનબી ઔરતો પર પડી ખયાનત કરે છે. એવી જ રીતે ઔરતોની નઝરો પણ અજનબી મર્દો પર પડી ખિયાનતની મુરતકિબ થાય છે અને જેવી રીતે મર્દો માટે ઔરતોની અંદર કશીશ છે. (કિવા લોહી ચુંબક જેવી ખેંચવાની તાસીર છે) એવી જ રીતે ઔરતો માટે પણ મર્દોની અંદર કશીશ.મેલાન, રગ્બત છુપેલી છે. તેને જગાડનાર નઝર બાઝી વિગેરે છે. માટે એના ઉપર પાબંદી લગાડી છે.

આપ (સલ.)નું ફરમાન છે :- "કાલ રસુલુલ્લાહિ (સલ.)મા તરકતુ બઅદી ફિત્નતન અઝર્રૂ અલ રિજાલિ મિન-ન્નિસાઇ."

અર્થાત :- મારા પછી કોઇ ફિત્નો મર્દો માટે ઔરતોના ફિત્નાથી વધુ નુકસાનકારક ન હશે. (મિશ્કાત પાનું-૨૬૭)

બીજી એક રિવાયતમાં છે કે ફર્માવ્યું :-

"તત્કુ-ન્નિસાઅ ફઇન્ન અવ્વલ ફિત્નતુ બની ઇસ્રાઇલ કાનત ફિન્નિસાઇ."

ઔરતોથી ડરીને બચીને રહો. બની ઇસ્રાઇલમાં પહેલા ફિત્ના ઔરતોના લીધે બર્પા થયા હતા. (મિશ્કાત શરીફ પાનું-૨૬૭)

આ ઝમાનો શર અને ફિત્ના ફસાદનો છે. જેની પેશીનગોઇ આપ (સલ.)એ ફરમાવી છે કે યહુદ અને નસારાના જેમ છેવટે આ ઉમ્મત પણ બગડી જશે એટલે લગી કે યહુદ-નસારામાંના કોઇ નાપાક માણસે પોતાની માં સાથે મોં કાળું કર્યું હશે તો મારી ઉમ્મતના બદતરીન લોકોમાં એવા બેહયા અને બે ગૈરત નિકળશે અને એવા કૃત્યમાં મુબ્તલા થઇને રહેશે. આ ઝમાનો પણ એવા ફિત્ના અને બે ગૈરતીનો છે.

હદીસમાં છે કે ઔરત કોઇ મર્દના સાથે તન્હાઇ (એકાંત)માં ન રહે જો કે તે મર્દ તેનો બાપ હોય, કારણ કે શય્તાની ફિત્નાથી અમન નથી.

રિવાયતમાં છે કે હઝરત હસન (રદી.) અને હઝરત હુસૈન (રદી.) ઉમ્મહાતુલ મુઅમિનીન (સાવકી નાની માં) તરફ નઝર કરતા ન હતા. (તફસીરે મવાહિબુ-ર્રહમાન સુરએ નૂર પાનું-૧૪૬)

'મિઅયારૂ-સ્સુલુકમાં છે કે :-- ના મહરમ ઔરતસે પર્દા ન હોના બહોતસી ખરાબિયાં પૈદા કરતા હે, નફસે શય્તાનસે કિસીકો ઇત્મીનાન ન હુવા હે ઔર ન હો સકતા હે. ચુનાંચે હઝરત આઇશહ સિદ્દીકહ (રદી.) ઔર અમીરૂલ મુઅમિનીન હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.) એક મકાનમેં યેહી દોનોં બાપ ઔર બેટી બેઠે હુએ થે. ઔર યે દોનોં ઝાતે મુબારક વો હેં જિન્કી પાકીઝગી ઔર બુઝુર્ગીમેં કુર્આને પાકમેં કઇ જગહ આયત નાઝિલ હુઇ હેં. તો હઝરત નબીએ કરીમ (સલ.)ને ઇન દોનોં (બાપ-બેટી) કો તન્હા બેઠા હુવા દેખકર યેહ ફરમાયા અય અબુબક્ર ! શૈતાન દુર નહીં હે. તન્હા બેટી કે સાથ ભી ન બેઠા કરો, બલ્કે તીસરે આદમીકો સાથ લે લિયા કરો.' (સફા-૧૬૪)

ખુદાપાકનું ફરમાન છે :-

"યા અય્યુહ ન્નબિય્યુ કુલ લિઅઝવાજિક વબનાતિક વનિસાઇલ મુઅમિનીન યુદનીન અલયહિન્ન મિન જલાબીબિહિન્ન, ઝાલિક અદના અંય્યુઅરફન ફલા યુઅઝય્ન" (સુરએ અહઝાબ)

અર્થાત :- અય પય્ગમ્બર (સલ.) આપ કહી દો કે પોતાની બીવીઓને અને બેટીઓને અને મુસલમાનોની બીવીઓને કે માથા ઉપરથી ચાદર (ઓઢણી)ને (ચેહરો છુપાવવા માટે) નીચે થોડી લટકાવેલી રાખે કે જેથી જલ્દી ઓળખાઇ જશે (કે પરદાનશીન છે) તો ઇઝાથી પણ બચી જશે. (પારો-૨૨) (સુરએ અહઝાબ)

"જિલ્બાબ" આખા શરીરને છુપાવી લે એવી ચાદરને કહે છે. "ખુમાર" (દુપટ્ટો યા ઓઢણી) તો આમ હાલતો અને હમેશા માટે હોય છે અને જ્યારે જરૂરતથી ઘરથી બાહર નિકળવું પડે તો જિલ્બાબ (ચાદર યા જાલીદાર બુરકા)ની જરૂરત હોય છે.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) મઝકુર આયતે કરીમાની તફસીરમાં ફરમાવે છે કે ખુદાપાકે મુસલમાન ઔરતોને હુકમ આપ્યો કે જ્યારે તેમને પોતાના ઘરોથી જરૂરતન અને મજબુરન નિકળવું પડે તો ચાદર પોતાના માથાથી લઇ ચેહરા લગી ઢાંકી લઇ એક આંખ ખુલ્લી રહેવા દે. (રૂહુલ મઆની પાનું-૮૯, ભાગ-૨૨)

અને હઝરત અબૂ ઉબય્દહ સલ્માની (રહ.)ને મઝકુર આયતની તફસીર પુછવામાં આવી તો આપે પોતાનું માથું અને ચેહરો ચાદરથી ઢાંકી એક ડાબી આંખ ખુલ્લી રહેવા દીધી. (તફસીરે ખાઝિન અને તફસીરે ઇબ્ને કસીર)

અલ્લામહ ઉસ્માની (રહ.) ફરમાવે છે કે મઝકુર આયત નાઝિલ થવા પછી મુસલમાન ઔરતો પુરૂં શરીર અને ચેહરો છુપાવી જરૂરતથી એવી રીતે નિકળતી કે ફક્ત એક આંખ ખુલ્લી રાખતી. આથી પુરવાર થાય છે કે ફિત્નાના ટાઇમે ઔરતે પોતાનો ચેહરો પણ છુપાવી રાખવો જોઇએ. (ફવાઇદે ઉસ્માની-સુરએ અહઝાબ પાનું-૫૬૮)

અહકામુલ કુર્આનમાં છે કે :- કાલ અબૂ બકરિન ફી હાઝિહિલ આયતિ દલાલતુન અલા અન્નલ મર્અતશ્શાબ્બત મઅમુરતુન બિસત્રિ વજહિહા અનિલ અજનબિય્યિન.

અર્થાત :- મઝકૂર આયત દલાલત કરે છે કે જવાન ઔરતે ગૈર મહરમ મર્દથી પોતાનો ચહેરો છુપાવવો જરૂરી છે. (ભાગ-૩, પાનું-૪૫૮)

**હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો ફત્વો**

જવાબ :- ઔરતકા ચેહરા નમાઝમેં પર્દેકા હુકમ નહીં રખતા. મગર ગૈર મહરમોંકે સામને આને જાનેમેં પર્દેકા હુકમ રખતા હે ક્યું કે ચેહરા હી અસલ શય હે જો જાઝિબે નઝર ઔર મુહય્યિજે જઝબાત હે. (કિફાયતુલ મુફતી સફા-૩૮૮, જિલ્દ-૫)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશહ (રદી.)નું બયાન છે કે હજ્જતુલ વિદાઅમાં મર્દો હમારી સામે આવી જતા તો હમો મોઢા ઉપર ચાદર લટકાવી દેતાં અને જ્યારે સામેથી હટી જતા તો મોઢું ખોલી દેતા હતાં (કારણ કે એહરામની હાલતમાં મોઢું છુપાવવું મના છે) (અબુદાઉદ ભાગ-૧, પાનું-૨૬૧)

અબુદાવુદમાં છે કે :- કાલ જાઅત ઇમ્રઅતુન ઇલ ન્નબિય્યિ (સલ.) યુકાલુ લહા ઉમ્મુ ખલ્લાદિન વહિય મુતનક્કિબતુન તસ્અલુ અન ઇબ્નિહા વહુવ મકતૂલુન ફકાલ બઅઝુ અસ્હાબિ ન્નબિય્યિ (સલ.) જિઅતિ તસ્અલીન અન ઇબ્નિક વઅન્ત મુતનકકિબતુન ફકાલત અન અરઝઉ ઇબ્ની કુલ્ન અરઝઉ હયાઇ....

લડાઇમાં એક નવજવાનની શહાદતની વાત ફેલાઇ તો તેની માં પરેશાન હાલ તહકીક કરવા બુરકામાં નિકળી, કોઇએ કહ્યું કે આવી પરેશાનીમાં પણ બુરકો છોડ્યો નહીં, તેણીએ કહ્યું કે મેં છોકરો ગુમાવ્યો છે. શર્મો-હયા અને ગૈરત ગુમાવી નથી. (અબુ દાવુદ ભાગ-૧, પાનું-૩૪૪)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત સવ્દહ (રદી.)ના ભાઇ જે બાપની બાંદીના પેટથી હતા. બીજાનો દઅવો હતો કે તેના નુત્ફાનો છે. આપ (સલ.)એ તેનો દઅવો રદ કરી દીધો અને હઝરત સવ્દહ (રદી.)નો ભાઇ સાબિત થયો. છતાં આપ (સલ.)એ એહતિયાતન હઝરત સવ્દહ (રદી.)ને હુકમ આપ્યો. "ઇહતજિબી મિન્હુ."

અર્થાત :- એનાથી પરદો કરો.

હદીસમાં છે કે :- "ફમા રઆહા હત્તા લકિયલ્લાહ."

અર્થાત :- તે છોકરો મરતે દમ લગી પોતાની બહેન હઝરત સવ્દહ (રદી.)ને મળી શક્યો નહીં. (મિશ્કાત શરીફ પાનું-૨૮૭)

"વન્નિસાઉ યખ્રૂજન મુતનકકિબાતિન...."

ગરજ કે આપ (સલ.) અને સહાબા (રદી.)ના મુબારક ઝમાનામાં ઔરતો પરદા નશીન હતી. જરૂરતન બાહર નિકળતી તો નિકાબ (બુરકો) નાંખી નિકળતી. (અહ્યાઉલ ઉલૂમ ભાગ-૨, પાનું-૪૯)

કાલ રસુલુલ્લાહિ (સલ.) ઇય્યાકુમ વદદુખૂલ અલ ન્નિસાઇ ફકાલ રજુલુન યા રસુલુલ્લાહિ અરઅય્તલહમ્વ કાલ અલહમ્વુ અલમવ્ત. (મિશ્કાત શરીફ પાનું-૨૬૮)

આપ (સલ.)એ ફરમાવ્યું કે (ના મહરમ) ઔરતો પાસે જવાથી બહું બચો, એક સહાબીએ પુછયું કે દેવર-જેઠ માટે પણ એ હુકમ છે ? ફરમાવ્યું કે દેવર-જેઠ તો "મૌત" છે. એટલે જેવી રીતે મૌતથી ડરવામાં આવે છે. દેવર-જેઠ વિગેરે ધણીના નઝદીકના ના મહરમ સગાઓથી પણ ડરીને રહેવું જોઇએ. (મિશ્કાત શરીફ પાનું-૨૬૮)

ખુદાના પયગમ્બર (સલ.) જેને મૌત બતાવે છે આજે તેને ઉમ્મતની અકસરિયત હયાત સમજે છે. બલ્કે દેવર-જેઠ-બેહનોઇ-નન્દોઇ-કાકાભાઇ-મામાભાઇ-ફોઇભાઇ-માસીભાઇ વિગેરેથી પરદો કરવાને અંબ માને છે. તેમની સાથે આઝાદીથી મળવા, હંસી દિલ્લગીની વાતો કરવાને, તેમની સાથે એકાંતમાં રહેવા અને મુસાફરી કરવાને ખુબી અને ખુશઅખ્લાકી સમજાય છે. આવી રીતે આપ (સલ.)ના ફરમાન વાજિબુલ ઇઝઆનની ખુલ્લી રીતે ખિલાફ વરઝી થઇ રહી છે. છતાં ઇલ્મિયત, દીનદારી, તકવા અને પરહેઝગારીને ઝરાએ આંચ આવતી નથી. અફસોસ ! ગુનાહ કરેં ઔર કમાલ સમજેં. બતાવો દુનિયામેં ક્યા રહા હે ?

એનાથી વધીને દિલેરી શું થઇ શકે ? શરમાવ્વા અને ભુલ સુધારવાના બદલે ખોટી દલીલો અને દિલના પરદાનો દાવો કરી આપ (સલ.) અને બનાતે તાહિરાત અને અઝવાજે મુતહ્હરાતથી પણ વધુ પોતાના દિલ ઉપર કાબુ ધરાવનાર સમજે છે. (નઉઝુ બિલ્લાહિ મિન ઝાલિક)

હદીસમાં છે કે એક વખત આપ (સલ.)ની નિગાહ એક અજનબી ઔરત પર પડી ગઇ. તેનાથી દિલ મુતઅસ્સિર થયું, તેને દુર કરવા તરત જ ઘરે આવી પોતાની બીવી હઝરત સવ્દહ (રદી.) સાથે હમ બિસ્તર થયા. (મિશ્કાત પાનું-૨૬૯)

એમાં ઉમ્મતને તઅલીમ છે કે જયારે કોઇ માણસને આવો પ્રસંગ ઉપસ્થિત થાય તો આવી રીતે અમલ કરી તબીઅતને શાંત કરી લે.

ઔરતને જોવાથી તબીઅતનું મુતઅસ્સિર થવું કુદરતી અને ફિત્રતે ઇન્સાનીને આભારી છે અને તે વગર ઇરાદે પ્રથમ નઝરે હોવાથી માફ છે. કાબિલે મુઆખિઝહ નથી.

આ ફિત્રી ખ્વાહિશ જે મર્દ અને ઔરતના નફસમાં એક બીજા માટે છે. તે ખુદાની પૈદા કરેલ છે. તેણે પોતાની મસ્લિહત અને હિકમત અનુસાર અમુક મકસદે એ ખ્વાહિશને ઇન્સાનના નફસમાં પૈદા કરી છે. એનો જાઇઝ ઉપ્યોગ બાઇસે સવાબ અને નાજાઇઝ ઉપ્યોગ મૂજિબે અઝાબ છે.

મત્લબ કે જ્યારે આપ (સલ.)નું પવિત્ર દિલ મુતઅસ્સિર થયું તો બીજાઓના દિલોની શું હકીકત છે ? માટે જ્યાં જેટલો ફિત્નાનો ભય હશે તેટલો પરદાનો હુકમ સખ્ત થતો જશે.

**હકીમુલ ઉમ્મત હઝરત મવ્લાના થાનવી (રહ.) લખે છે :-**

**આમ ઔરતોંકો નસીહત**

જિસ્સે શરઅ (શરીઅત)મેં પરદા હે ચાહે વો પીર હો ઔર ચાહે કૈસા હી નઝદીકકા નાતાદાર જૈસે દેવર, જેઠ, ખાલા, ફુફી યા ચિચા યા મામુંકા બેટા યા બેહનોઇ યા નન્દોઇ યા મુંહ બોલા ભાઇ-બાપ, ઇન સબસે ખૂબ પરદા કરો. (કસ્દુ સ્સબીલ પાનું ૨૫)

અને લખે છે કે :- જવાન ઔરતકો ગૈર મહરમ કે સામને મુંહ ખોલ્ના દુરૂસ્ત નહીં. ન ઐસી જગા ખળી હો જહાં કોઇ દુસ્રા દેખ સકે. ઇસ્સે મઅલુમ હુવા કે નઇ દુલ્હનકી મુંહ દિખાઇકા જો દસ્તૂર હે કે કુમ્બેકે સારે મર્દ મુંહ દેખતે હેં, જો હરગિઝ જાઇઝ નહીં ઔર બળા ગુનાહ હે. (બેહિશ્તી ઝેવર ભાગ-૩, પાનું-૭૫)

**મુફતીએ અઅઝમ હઝરત મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ સા. (રહ.)નો ફત્વો**

સવાલ . એક શખ્સને અપની ઔરતકો અપને બળે ભાઇસે પરદા કરનેકા હુકમ દિયા જિસ્કી વજહસે ઉસ્કી વાલિદહ નારાઝ હો ગઇ હે, ઔર અલગ હો જાનેકા કેહતી હે તો ઇસ તરહ વાલિદહકી નારાઝગીસે કયામતમેં ક્યા હોગા ? (મુખ્તસર)

જવાબ :- હદીસ શરીફમેં શોહરકે ભાઇ (દેવર-જેઠ) કો ઔરતકે લિયે 'મવ્ત' સે તઅબીર ફરમાયા હે જિસ્કા મત્લબ યે હે કે ઉસ્સે પરદા કરના લાઝિમ હે. ઇસ પર વાલિદહકી નારાઝગી ઇસ્કે હકમેં મુઝિર નહીં હે. ફક્ત મુહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ દેહલી. (કિફાયતુલ મુફતી જિલ્દ-૫, સફા-૩૯૦)

**આપનો બીજો ફત્વો :-**

સવાલ :- એક મકાનમેં ચાર ભાઇ ઔર ઉન્કે વાલિદૈન ઇકથ્થે રેહતે હેં. મકાન તંગ હોનેકી વજહસે ઉસ્મેં હિસ્સે નહીં હો સકતે. અલાવહ અઝી ખુરદો નોશમેં ભી જુદાઇ નામુમકિન હે ક્યું કે કોઇ રોઝગારી, કોઇ તાલિબે ઇલ્મ, કોઇ બે રોઝગાર, અબ પરદા કિસ તરહ કરના ચાહિયે ? 'વજહ' વ 'કફફબ્ન' વ

'રિજલૈન' કી ઇસ્તિસ્ના જાઇઝ હે યા નહીં ? જવાઝકી સુરતમેં કબાહત યે હે કે ઇન્સાનકા ચેહરા દેખનેમેં હી બદ ખ્યાલી પૈદા હોતી હે ઔર અદમે જવાઝકી સુરતમેં ઘરકે કારોબાર મુશ્કિલ, ઉસ્કે અલાવહ બસા અવ્કાત બીવીયાં દુસ્રે ભાઇઓંકી નઝર પડ જાતી હે. (મુખ્તસર)

જવાબ :- ઐસી હાલતમેં ઔરતોંકો ઘરમેં એહતિયાતસે રેહના ઔર હત્તલ ઇમ્કાન ખુલે મુંહ સામને હોનેસે બચના લાઝિમ હે. ઇમ્કાની કોશિષ કર લે ઔર મજબુરીસે અહયાનન સામના હો જાયે તો સફાઇયે કલ્બકી હાલતમેં ઉસ્કી મઆફીકી ઉમ્મીદ હો સકતી હે. મુહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ દેહલી. (કિફાયતુલ મુફતી જિલ્દ-૫, સફા-૩૯૧)

પહેલી દલીલ :- બે પરદગી અને ફિત્નાના સંભવને લીધે ઔરતોને જમાઅતની નમાઝ માટે મસ્જિદ અને ઇદગાહમાં જવાની ઇજાઝત પણ નથી. મકરૂહે તહરીમી છે. "બહરૂ ર્રાઇક"માં છે :- વલા યહઝુર્નલ જમાઆતિ લિકવ્લિહી તઆલા વર્કન ફી બુયૂતિકુન્ન.

અર્થાત :- ઔરતો જમાઅતોમાં ન જાય. કારણ કે ખુદાપાકનું ફર્માન છે :- વકર્ન ફી બુયૂતિકુન્ન. ઔરતો પોતાના ઘરમાં જમીને બેસી રહે.

બીજી દલીલ :- આપ (સલ.)નું ફરમાન છે કે 'ઔરતની નમાઝ ઘરની સહેનમાં પઢવા કરતાં ઘરની કોઠડીમાં બેહતર છે અને મસ્જિદમાં પઢવા કરતાં ઘરની સહેનમાં બેહતર છે અને તેમના ઘરો તેમના માટે બેહતર છે. એટલે જેટલી મખ્ફી, (છુપી) જગ્યામાં નમાઝ પઢશે તેટલી અફઝલ છે અને 'કાફી'માં છે કે આ ફિત્ના ફસાદ (ખરાબી)ના ઝમાનામાં ફત્વો એ છે કે ઔરતો માટે મસ્જિદમાં નમાઝ પઢવું મકરૂહ છે અને જ્યારે મસ્જિદમાં નમાઝ માટે જવું મકરૂહ છે. તો મજલિસોમાં જવું બતરીકે અવ્લા મકરૂહ ગણાશે.' (ભાગ-૧, પાનું-૩૫૮)

ત્રીજી દલીલ :- અને અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમરે ફારૂક (રદી.)એ ઔરતોની હાલતમાં તબ્દીલી જોઇ મસ્જિદમાં નહીં જવાનો હુકમ જારી કર્યો અને સહાબા (રદી.)એ પણ આપના ફેસ્લા સાથે ઇત્તિફાક કર્યો અને હઝરત આઇશહ (રદી.)એ તાઇદ કરતાં ફરમાવ્યું કે અગર આપ (સલ.) ઔરતોની આ હાલત જોતે તો એમને મસ્જિદમાં આવ્વાથી જરૂર મના કરી દેતે, જેમ કે બની ઇસ્રાઇલની ઔરતોને મના કરી દેવામાં આવી હતી. (સહીહ બુખારી ભાગ-૧ સિપારો-૪, પાનું-૧૨૦) (સહીહ મુસ્લિમ ભાગ-૧, પાનું-૧૮૩)

અલ્લામહ અય્ની શારેહે બુખારી (રહ.) લખે છે કે હઝરત આયશા (રદી.)નું ફર્માન આપ (સલ.)ની વફાત પછી ટુંક મુદ્દત પછીનું છે.

'વ અમ્મલ યવ્મુ ફનઉઝુ બિલ્લાહિ મિન ઝાલિક'. (ઉમ્દતુલ કારી)

અર્થાત :- અને આજે તો ખુદાની પનાહ ! (ઉમ્દતુલ કારી)

મઝકુર હાલત તો નવ્મી સદી હિજરીની ૫૦૦ વરસ પહેલાંની છે. આજે તો ચૌદમી સદી છે. આ ઝમાનાની બેહયાઇ, બેશરમી, બેગૈરતી અને ફિત્નાનું શું કહેવું ?

ચોથી દલીલ :- એ છે કે હઝરત ઉમ્મે હુમૈદ (રદી.)એ આપ (સલ.)ની ખિદમતમાં હાજર થઇ અર્ઝ કરી કે મને આપની સાથે નમાઝ પઢવાનો ઘણો શૌક છે. આપે ફરમાવ્યું કે તમારો શૌક બરાબર છે, પણ તમારી નમાઝ બંધ કોઠડીમાં સહેન (ખુલ્લા ચોગાન)ની નમાઝથી બેહતર છે અને સહેનની નમાઝ ઘરના ઇહાતાની નમાઝથી બેહતર છે અને ઇહાતાની નમાઝ મહોલ્લાની મસ્જિદની નમાઝથી બેહતર છે અને મહોલ્લાની મસ્જિદની નમાઝ મારી મસ્જિદ (મસ્જિદે નબવી)ની નમાઝથી બેહતર છે. આ ઝરીન હિદાયતને માન આપી હઝરત ઉમ્મે હુમૈદ (રદી.)એ ઘરના તારીક ખૂણામાં નમાઝની જગ્યા બનાવી મરતાં

દમ સુધી ત્યાં જ નમાઝ પઢતા રહ્યાં. (તરગીબો તરહીબ ભાગ-૧, પાનું-૧૮૭)

આ તે મુબારક અને બાબરકત ઝમાનાનો ફેસ્લો છે કે આપ (સલ.) મોજૂદ હતા. વહીનો ઝમાનો હતો. નવા-નવા ઇસ્લામી અહકામ નાઝિલ થતા હતા. નમાઝ અને રોઝાના નવા-નવા મસાઇલ શીખવાની ખાસ જરૂર હતા. આપ (સલ.)ની સાથે આપની ઇકતિદામાં નમાઝ પઢવાનો કોને શોખ ન હશે ? ખોફે ખુદા અને તકવા તહારતનો એ આલમ હતો કે કોઇ કદાચ શય્તાની ફન્દામાં આવી ગુનોહ કરી લે તો આપ (સલ.)ની ખિદમતમાં હાઝિર થઇ ખુશામદ કરતા કે શરઇ સઝા આપી સંગ્સાર કરી હમોને પાક કરી દો. વિચારો કે આ ફિત્નાના ઝમાનામાં શું હુકમ હોવો જોઇએ ?

**કુર્આન અને હદીસની રોશનીમાં જે હુકમ હોવો જોઇએ તે વાંચો**

ફકીહ-મુહદ્દિસ અલ્લામહ બદરૂદ્દીન અય્ની શારિહે બુખારી (રહ.) લખે છે કે :-

અર્થાત :- આ ઝમાનામાં ફત્વો એના ઉપર છે કે ઔરત જવાન હોય કે ઝઇફહ જમાઅત સાથે નમાઝ પઢવા માટે મસ્જિદમાં નહીં જાય. જુમ્અહ, ઇદૈન, ઇસ્તિસ્કા અને વઅઝની મજલિસોનો પણ એ જ હુકમ છે. (અય્ની શર્હે કન્ઝ ભાગ-૧ પાનું-૪૦)

અને દુર્રે મુખ્તારમાં છે :- ઔરતોનું મસ્જિદમાં જમાઅતની નમાઝમાં શામિલ થવું જુમ્અહની નમાઝ હોય કે ઇદની, તેમજ વઅઝની મજલિસમાં જવું મકરૂહ છે. જો કે ઔરત 'ઉમર રસીદહ' હોય અને રાતનો ટાઇમ હોય. ફિત્નાના લીધે મકરૂહ છે અને એ જ મુફતા બિહી છે. (શામી ભાગ-૧ પાનું-પ૨૯)

ફતાવા આલમગીરીમાં છે :- આ ઝમાનામાં ફત્વો એના ઉપર છે કે ઔરતોએ જમાઅતથી નમાઝ પઢવા માટે મસ્જિદમાં જવું મકરૂહ અને મના છે કારણ કે ફિત્નાનો ઝમાનો છે. (ભાગ-૧ પાનું-પ૬)

વિચારો કે જ્યારે મસ્જિદમાં અને ઇદગાહમાં જમાઅત સાથે નમાઝ પઢવા જવાની ઇજાઝત નથી. તો બુઝુર્ગોની મઝારોની ઝિયારત માટે જવું, ઉર્સ-સન્દલના મેળામાં શામિલ થવું કઇ રીતે જાઇઝ હોય શકે છે ? એવી ઔરતો લઅનતની મુસ્તહિક અને સખ્ત ગુનેહગાર થાય છે.

**મવ. અહમદ રઝાખાન સાહબ બરેલ્વી પણ નાજાઇઝ અને મૂજિબે લઅનત સમજે છે.**

**મવ. અહમદ રઝાખાન સાહબનો ફત્વો**

અર્ઝ (સવાલ) :- હુઝુર ! અજમેર શરીફમેં ખ્વાજહ સાહબકે મઝાર પર ઔરતોંકા જાના જાઇઝ હે યા નહીં ?

ઇર્શાદ (જવાબ) :- 'ગુન્યહ' મેં હે યેહ ન પુછો કે ઔરતોંકા મઝારાત પર જાના જાઇઝ હે યા નહીં ? બલ્કે યેહ પુછો કે ઉસ ઔરત પર કિસ કદર લઅનત હોતી હે અલ્લાહકી તરફસે ઔર કિસ કદર સાહિબે કબ્રકી જાનિબસે, જિસ વક્ત વો ઘરસે ઇરાદહ કરતી હે. લઅનત શરૂઅ હો જાતી હે ઔર જબ તક વાપસ આતી હે મલાઇકહ લઅનત કરતે રેહતે હેં. સિવાય રવ્ઝએ અન્વર (સલ.) કે કિસી મઝાર પર જાનેકી ઇજાઝત નહીં. (મલ્ફૂઝાત હિસ્સા-૨ સફા-૧૧૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઓલાદને દીનથી અંજાણ રાખવાના ઝિમ્મેદાર માં-બાપ જ છે**

(૮૯૧) સવાલ :- બાદ સલામ મસ્નૂન ! આજ કાલ લોકોનું ઝહન આમ તોર પર એ ...ો રહ્યું છે કે પોતાની અવ્લાદના માટે દુન્યવી તઅલીમને દીની તઅલીમથી વધુ ઉચ્ચ સમજે છે. મોટી મોટી ડીગ્રીઓ અપાવ્વાને મોટી કામ્યાબી સમજે છે અને એમને દીની તઅલીમથી મહરૂમ રાખે છે. ન એમના અખ્લાકની દુરૂસ્તીની ફિકર છે, ન તો એમને દીનદાર બનાવ્વાનો ખ્યાલ છે. એ વિષે શરઇ હિદાયત શું છે ? ઉમ્મીદ છે કે ખુલાસાવાર જવાબ આપી આભારી કરશો.

જવાબ :- 'હામિદવં વમુસલ્લિયન વમુસલ્લિમા'- અવ્લાદ હમારા પાસે ખુદા તઆલાની અમાનત

છે. હમારે એમના સાથે તે જ વર્તણુંક રાખવું જોઇએ જે એમની જિસ્માની અને રૂહાની તરબિયતના માટે ઝરૂરી હોય. બચ્ચાની પૈદાઇશનો હેતુ હક તઆલાની મઅરિફત (ઓળખાણ) અને ઇતાઅત (ફરમાંબરદારી) છે અને તેની તરબિયતનો મકસદ દીન અને રૂહાનિયતનું હાસિલ કરવું છે. ઔલાદને નાની-નાની અને મામૂલી વાતોની તઅલીમ આપવી અને અદબ શિખવાડવું એક સાઅ (સાડા ત્રણ કિલો અનાજ) ખેરાત કરવાથી પણ અફઝલ છે.

આંહઝરત (સલ.)નો ઇર્શાદ છે :- 'લઅંય્યુઅદ્દિબ-ર્રજુલુ વલદહુ ખય્રુલ લહુ મિન અંય્યતસદ્દક બિસાઇન.' (તિરમિઝી શરીફ)

એટલે આદમીનું પોતાની ઔલાદને અદબ સિખવ્વું એક સાઅ (અનાજ) ખૈરાત કરવાથી બેહતર છે.

એક બીજી હદીસમાં હુઝુર (સલ.)એ ફરમાવ્યું :- "મા નહલલ વાલિદુવં વલદહુ મિન નહલિન અફઝલુ મિન અદબિન હસનિન." (તિરમિઝી શરીફ) એટલે કોઇ વાલિદે પોતાની ઔલાદને નેક અદબથી અફઝલ (શ્રેષ્ઠ) કોઇ અતિયો અતા નહીં કર્યો.

અને ફરમાવ્યું :- "મુરૂ અવ્લાદકુમ બિસ્સલાતિ વહુમ અબ્નાઉ સબ્ઇ સિનીન વઝરિબુહુમ અલય્હા વહુમ અબ્નાઉ અશ્ર સિનીન વફર્રિકૂ બય્નહુમ ફિલ મઝાજિઇ." (અબૂદાઉદ શરીફ) યઅની લોકો ! પોતાની ઔલાદને નમાઝનો હુકમ કરો જ્યારે સાત વર્ષની થાય અને એમને નમાઝના છોડવા પર મારો જ્યારે તે દસ વર્ષની થઇ જાય અને તે વખતે (એટલે જ્યારે દસ વર્ષની થઇ જાય) સુવાની જગ્યા જુદી-જુદી કરી આપો. (આ એ કારણથી કે બચ્ચુ દસ વર્ષની ઉંમર પછી બુલૂગતના કરીબ અને મુરાહિક શુમાર કરવામાં આવે છે. એવા સમયે એહતેમાલ છે કે કોઇના સાથે એનું બદન મસ કરી લે અને આ અદબના વિરૂદ્ધ છે.) હમારા મુશ્ફિક અને મહેરબાન પય્ગમ્બરે ખુદા (સલ.)એ ઔલાદની પૈદાઇશથી ઘણા સમય અગાઉ તેના અખ્લાક અને અઅમાલની દુરૂસ્તી અને તરબિયતનો એહતિમામ કર્યો છે.

**હિદાયત** છે કે બાપ ઔલાદ હાસિલ કરવા માટે કોઇ ઝલીલ અને રઝીલ બદઅખ્લાક બુરા તરીકાવાળી (બદ અત્વાર) ઔરતને પસંદ ન કરે, બલ્કે શરીફ, પાકબાઝ, દીનદાર ઔરતને પોતાના માટે પસંદ કરે. ઇર્શાદ છે :- 'અન અબીહુરૈરત (રદી.) કાલ કાલ રસુલુલ્લાહિ (સલ.) તુન્કહુલ મર્અતુ લિઅર્બઇન લિમાલિહા, વલિહસ્બિહા, વલિજમાલિહા, વલિદીનિહા ફઝફર બિઝાતિ દીન તરિબત યદાક.' (મિશ્કાત શરીફ પાનું-૨૬૭)

એવી જ રીતે છોકરીના માં-બાપને હિદાયત છે કે ફાસિક અને ફાજિર અને બદચલણ છોકરાથી પોતાની છોકરીના નિકાહ ન કરે. બલ્કે દીનદાર, મુત્તકી, પરહેઝગારથી કરે. જેમ કે ઇર્શાદ છે, અગર એવા માણસની તરફથી નિકાહનો પય્ગામ આવે કે તમોને એનો દીન અને એના અખ્લાક પસંદ હોય તો એનાથી નિકાહ કરી દો, નહીં તો (અગર એ હિદાયત પર અમલ ન કરવામાં આવ્યો તો) ઝમીનમાં ફિત્નો થશે અને ફસાદ ફેલાશે.

અન અબી હુરૈરત (રદી.) કાલ રસૂલુલ્લાહિ (સલ.) 'ઇઝા ખતબ ઇલય્કુમ મન તરઝવ્ન દીનહુ વખુલ્કહુ ફઝવ્વિજૂહુ અન લા તફઅલુહુ તકુન ફિત્નતુન ફિલ અર્ઝિ વફસાદુન અરીઝ.' (મિશ્કાત શરીફ પાનું-૨૬૭)

જ્યારે કે આ પ્રમાણે વાલિદૈન નેક અને દીનદાર હશે તો ઔલાદ પણ સાલેહ (નેક) જ હશે. ઇલ્લા મા શા અલ્લાહ ! 'સુહબતે સાલેહ તુરા સાલેહ કુનદ' (નેક આદમીની સુહબત તને નેક બનાવશે)

**ઔલાદ નેક હોવાની બીજી હિદાયત :-** મુબાશરત કિંવા સુહબતના સમયે આ દુઆ પઢવામાં આવે.

'બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્ન શશયતાન વજન્નિબિ શશયતાન મા રઝકતના' ઇલાહી અગર આ સુહબતથી કોઇ બચ્ચું દેવાવાળો હોય તો હમોને તે વખતે શયતાનથી મહફૂઝ ફરમાવ અને ગંદા શહવાતી જઝબાતથી બચાવ અને તમામ બુરાઇના ખ્યાલાતથી હમારા દિલો દિમાગને મહફૂઝ રાખ. જેથી હમારા તે સમયના બૂરા ખ્યાલોનો અસર થવાવાળા બચ્ચાના દિલો-દિમાગ ઉપર ન પડે.

**ત્રીજી હિદાયત :-** બચ્ચું પૈદા થાય તો નવડાવી-ધોવાડીને એના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં તકબીર કહેવામાં આવે. અઝાનમાં પહેલાં ચાર વાર 'અલ્લાહુ અકબર' કહીને અલ્લાહ રબ્બુલ આલમીનની મોટાઇ અને શાનને બચ્ચાના કાનમાં ફૂકીને બતાવ્વામાં આવે છે કે દુનિયામાં કોઇ તાકત ખુદાએ વાહિદ અને કહહારની તાકતથી વધીને નથી. તે જ બધાંથી શ્રેષ્ઠ છે તેના પછી બે વાર 'અશહદુ અન લાઇલાહ ઇલ્લલ્લાહુ' કહીને ખુદાવંદ કુદદુસની વહદાનિયત (એક હોવું) કાનમાં પહોંચાડીને બચ્ચાના દિલ અને દિમાગને અપીલ કરવામાં આવે છે કે મુસલમાનને તૌહીદની તબ્લીગમાં કોઇનો પણ ખોફ માનિઅ ન હોવો જોઇએ. આ તૌહીદના એલાન પછી બે વખત 'અશહદુ અન મુહમ્મદ-ર્રસુલુલ્લાહ' કહીને તે પાક ઝાતની પાકીઝહ સિફાતને ઝાહિર કરવામાં આવે છે કે જેમના કદમોની તુફૈલ હમો કુફ્ર અને શિર્કના અંધારાથી નિકળી ઇમાન અને તૌહીદની દૌલતથી માલામાલ થયા. જે કાંઇ પણ છે તે એમની જુતીઓનો સદકો છે. આ એઅતેકાદી મસાઇલ કિંવા બારી તઆલાના મૌજૂદ હોવા, બારી તઆલાની તૌહીદ અને રિસાલતના મસ્અલા પછી 'હય્ય અલ-સ્સલાહ' કહીને ઇસ્લામની બધાથી સર્વોત્તમ ઇબાદત તરફ જ નમાઝ છે દઅવત આપવામાં આવે છે. તેના પછી 'હય્ય અલલ ફલાહ' કહીને તે ફલાહે દાઇમીની તરફ જેમાં દુનિયા અને આખિરતની કામ્યાબીનો ભેદ છુપેલો છે દઅવત આપવામાં આવે છે. ત્યાર બાદ ફરી બે વખત 'અલ્લાહુ અકબર' અને એક વખત 'લા ઇલાહ ઇલ્લલ્લાહ' કહી એ બતાવ્વામાં આવે છે કે મુસલમાનની કામ્યાબી તે જ સમયે છે જ્યારે તેના દિલમાં પહેલેથી જ અલ્લાહની અઝમત અને એની તૌહીદ ઘર કરી ગઇ હોય અને છેવટે પણ તેની મોત તે જ સાચા કોલ અને અકાઇદ પર થઇ ગઇ હોય.

**ચોથી હિદાયત :-** તહનીક અને બરકતની દુઆઓ કરાવે. તહનીકના અમલમાં પણ બચ્ચાની સલાહ (નેકી) અને ફલાહ (કામ્યાબી) મકસુદ હોય છે કે બચ્ચાને કોઇ બુઝુર્ગ પાસે લઇ જાય કે તે એના હકમાં સલાહ અને ફલાહની દુઆ કરે અને ખજૂર વિગેરે કોઇ મીઠી વસ્તુ ચાવીને બચ્ચાના તાળવા ઉપર મલી દે અને પોતાનુ મોંનું થુંક તેના મુંહમાં નાંખી દે. જે એની દીનદારી અને ખલાઇ તથા બરકતનો સબબ છે. સહાબએ કિરામ (રદી.) હુઝુર (સલ.)થી તહનીક અને બરકતની દુઆ કરાવતા હતા. 'અન આઇશત (રદી.) અન્ન રસુલલ્લાહિ (સલ.) કાન યુઅતા બિસ્સિબ્યાનિ ફયુબર્રિકુ અલય્હીમ વયુહન્નિકુહુમ' રવાહુ મુસ્લિમ.' (મિશ્કાત શરીફ પાનું-૩૬૨, બાબુલ અકીકહ)

**પાંચમી હિદાયત :-** 'મન વુલિદ લહુ વલદુન ફલ્યુહસિન ઇસ્મહુ વ અદબહુ' યઅની જેના ત્યાં બચ્ચુ પૈદા થાય તો એને જોઇએ કે તેનું નામ સારૂં રાખે અને અદબ સિખાવે. બચ્ચાનું નામ મુબારક નામોમાંથી એટલા માટે રાખવામાં આવે કે સલાહ અને ફલાહનો સબબ અને રહમત તથા બરકતનો ઝરીઓ બને. હદીસમાં છે કે તમારા નામોમાં અલ્લાહ તઆલાને સૌથી વધુ પસંદીદહ નામ 'અબ્દુલ્લાહ' અને 'અબ્દુ-ર્રહમાન' છે તેમજ નબી (સલ.)નું ફરમાન છે :- 'સમ્મૂ બિઅસ્માઇલ અંબિયાઇ' યઅની અંબિયા (અલ.)ના નામોમાંથી (નામ) રાખો.

**છઠ્ઠી હિદાયત :-** જ્યારે બચ્ચાની ઝુબાન સારી રીતે ખુલી જાય અને સાફ-સાફ વાતો કરવા લાગે તો એને કલિમો સિખાવો અને પુખ્ત વયના દીનદાર, તઅલીમના તરીકાઓથી વાકિફ, સારા અખ્લાકવાળા ઉસ્તાદની પાસે બેસાડો, ઉસ્તાદ એવો હોય કે નરમી અને પ્યાર મહબ્બતથી પઢાવે અને બુરા અખ્લાકો અને ખરાબ ટેવો ઉપર મુનાસિબ તંબીહ (આગાહી) કરતો રહે. ઝરૂરી ઇલ્મ સિખવ્વા બાદ દુનિયાનું ઇલ્મ પણ ઝરૂર શિખાવે, પરંતુ દીની ઇલ્મને મુકદ્દમ રાખવામાં આવે. એ જ કારણથી અકલમંદ માણસ તે છે

જે પોતાની ઔલાદને મઝહબી તઅલીમથી સંવારે અને દીનને અમલી રીતે પણ મુકદ્દમ રાખે. દુન્યવી ઝિંદગી બનાવ્વામાં એટલો ન મરી મિટે કે મઝહબી તઅલીમથી અંજાણ રહે અને દીન બરબાદ થઇ જાય. રસુલે મકબૂલ (સલ.)નું ફરમાન છે કે :- જેણે દુનિયાને મહબૂબ અને મુકદ્દમ સમજી એણે આખિરતનું નુકસાન કર્યું અને જેણે આખિરતને દોસ્ત રાખી એણે પોતાની દુનિયાનું નુકસાન કર્યું. પસ ફના થવાવાળી ચીઝ ઉપર (દુનિયા પર) બાકી રહેવા વાળી ચીઝ (આખિરત)ને તરજીહ આપો. (રવાહુ અહમદ) એટલા માટે અવ્લાદની ખૈરખ્વાહી એમાં છે કે એમના દીન અને મઝહબની દુરૂસ્તીની ફિકર દુનિયાની દુરૂસ્તીની ફિકરથી વધુ અને મુકદ્દમ હોય. જેમ કે બુઝુર્ગોનું કહેવું છે :- સદીકુલ ઇન્સાનિ મંય્યસ્આ ફી ઇમારતિ આખિરતિહી વઇન કાન ફીહી ઝરરૂલ લિદુનિયાહુ વઅદુવ્વુહુ મન યસ્આ ફી ખસારતિ આખિરતિહી વઇન કાન ફીહી નફઉલ લિદુનિયાહુ' યઅની આદમીનો દોસ્ત અને ખૈર ખ્વાહ તે છે જે એની આખિરત દુરૂસ્ત કરવામાં કોશિશ કરતો રહે. અગરચે એમાં એની દુનિયાનું કંઇક નુકસાન હોય અને એનો દુશ્મન તે છે જે એની આખિરતના નુકસાનમાં કોશિશ કરે અગરચે એમાં એની દુનિયાનો કાંઇ ફાયદો હોય. (મજાલિસુલ અબ્રાર પાનું-૫૦૦, મજલિસ-૮૫)

માં-બાપ જો હકીકતમાં પોતાની ઔલાદના ખૈર ખ્વાહ છે તો મઝહબી અને ઇસ્લામી તઅલીમ શિખ્વાડવામાં આગળ-આગળ રહે. કુર્આને હકીમની તઅલીમ તો આ છે "કૂ અન્ફુસકુમ વઅહલીકુમ નારા." એટલે તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને દોઝખની આગથી બચાવો, અને માં-બાપની હાલત એ છે કે પોતાની ઔલાદને દોઝખમાં નાંખી રહ્યા છે અને દાવેદાર છે મુહબ્બતના, 'અલ્અજબ કુલ્લલ અજબ.'

યાદ રાખો ઔલાદના બગાડની તમામ ઝિમ્મેદારી માં-બાપ ઉપર છે. ઔલાદને જેવી તઅલીમ અને તરબિયત દેવામાં આવશે, ઔલાદ તેવી જ બનશે. હદીસમાં છે :- 'મા મિન મવ્લુદિયં યૂલદુ અલલ ફિત્રતિ ફઅબ્વાહુ યુહવ્વિદાનિહી અવ યુનસ્સિરાનિહી અવ યુમજજિસાનિહી' યઅની દરેક બચ્ચુ ફિત્રતે સલીમા પર પૈદા થાય છે કે દીને ઇસ્લામ કબુલ કરવાની સંપૂર્ણ રીતે એમાં સલાહિયત અને સમજ-બૂજ હોય છે. પરંતુ તેના વાલિદૈન (માં-બાપ) તઅલીમ અને તરબિયતના ઝરીએ એને યહુદી બનાવી દે છે યા તો નસ્રાની યા તો મજૂસી. (મિશ્કાત શરીફ)

આ હદીસથી જણાય છે કે બચ્ચાનું ઝહેન, બચ્ચાના અખ્લાક, આદત અને તરીકાઓ, રહન-સહન અને એનું દીન માં-બાપની તઅલીમ અને તરબિયતથી મુતઅસ્સિર હોય છે. માં-બાપનો જે પ્રમાણે તઅલીમ-તરબિયતનો ઢંગ હશે, એ જ પ્રમાણે ફલશે-ફુલશે, ખુદાને ત્યાં બાપથી એના વિષે સવાલ થશે ? 'મા ઝા અલ્લમ્તહુ વ મા ઝા અદબ્તહુ' (તમે આ બચ્ચાને શું શું તઅલીમ આપી હતી ?) અને કઇ તહઝીબ અને શું અદબ શિખ્વાડ્યો હતો. એટલા માટે કે ઔલાદની જિસ્માની પરવરિશ બાદ બધાંથી મોટો ફર્ઝ આ છે કે એમને ખુદાની બારગાહમાં મુઅઝઝઝ (ઇઝ્ઝતવાલા) બનાવે અને જહન્નમથી બચાવના તરીકાની તઅલીમ અપાવે અને સુન્નતના મુતાબિક ઝિંદગી ગુઝારવાના આદી બનાવે અને નમાઝ વિગેરેના પાબંદ બનાવે. સારાંશ કે દીનથી અભણ ગાફિલ ન રાખે. એના વિરૂદ્ધ આજકાલ એક નિહાયત ખતરનાક તરીકો ચાલી પડ્યો છે કે બચ્ચાના હોશ અને હવાસ સંભાળતા જ દુન્યવી તઅલીમમાં લગાવી આપવું અને કુર્આનની તઅલીમ અને દીનિયાતને આખિરમાં નાંખી દેવું યા નામના તોર પર ઝિમ્નન રાખી લેવું, આ ઇન્તિહાઇ ગલત તરીકો છે. આ પ્રમાણે ન તો બચ્ચાઓની દીની તઅલીમ મુકમ્મલ થાય છે અને ન બચ્ચાઓના દિલમાં મઝહબી તઅલીમની કોઇ ઇઝ્ઝત, વકઅત અને અહમિયત બાકી રહે છે. છેવટે તેઓ દીની જરૂરી ઇલ્મથી અંજાણ રહી જાય છે. બચ્ચાઓને ઉલ્ટુ-સીધું કુર્આન નાઝરહ ખતમ કરાવી અને તઅલીમુલ ઇસ્લામના એક-બે ભાગ પઢાવી એ સમજી લેવું કે બસ ફર્ઝ અદા થઇ ગયો, ઝબરદસ્ત ગલત ફહમી છે. યાદ રાખો કે ફક્ત એવી અને આટલી તઅલીમથી કદાપી દીની તઅલીમનો ફર્ઝ અદા થતો નથી. જેને

સરકારે દો આલમ (સલ.)એ આ મુજબ ફરમાવ્યું :- 'તલબુલ ઇલ્મિ ફરીઝતુન અલા કુલ્લિ મુસ્લિમિવં વમુસ્લિમહ.' (ઇબ્ને માજહ) એટલા માટે અગર વાલિદૈને ઔલાદને દીનથી નાવાકિફ રાખી અને નમાઝ વિગેરેની પાબંદ નહીં બનાવી અને સુન્નત પ્રમાણે ઝિંદગી ગુઝારવાની આદી નહીં બનાવી અને જહન્નમથી બચાવીને જન્નતમાં પહોંચવાનો રસ્તો નહીં સુજાવ્યો તો પછી કિયામતના દિવસે તે ઔલાદ એમના ઉપર લઅનત મોકલશે અને કહેશે. 'રબ્બના ઇન્ના અતઅના સાદતના વકુબરાઅના ફઅઝલ્લુન-સ્સબીલા, રબ્બના આતિહિમ ઝિઅફય્નિ મિનલ અઝાબિ વલ્અન્હુમ લઅનન કબીરા.' યઅની અય હમારા રબ હમે હમારા સરદારો અને પોતાના વડીલોનું કહેવું માન્યું જેથી એમણે હમોને ગુમ્રાહ કરી દીધા. એ હમારા રબ એમને ડબલ અઝાબ આપ અને એમણના ઉપર લઅનત મોકલ.'

આખિરતની આ મુસીબતથી બચવાનો તરીકો આ છે કે જ્યારે માં-બાપ ઔલાદની જિસ્માની તરબિયત કરે એની સાથે સાથે એમને (અને પોતે પોતાની ઝાતને પણ) દોઝખની આગથી બચાવે, અને એની તદબીર એ જ છે કે એમને કિતાબ અને સુન્નતની તઅલીમ અપાવે અને ત્યાર બાદ એના ઉપર સખ્તીથી અમલ કરાવે.

સહાબએ કિરામ અને બુઝુર્ગોને દીનને એનો ઘણો એહતેમામ હતો. મઅમુલી-મઅમુલી વાતોની તઅલીમ આપતા હતા અને નાની-નાની સુન્નતોના પાબંદ બનાવતા હતા. જેમ કે માથામાં તેલ નાંખવાની આદત હુઝુર (સલ.)ની હતી. પરંતુ એ કોઇ એવી સુન્નત નથી કે જેના છોડવા ઉપર સઝા થાય. ઇતાબ હોય. અલ્બત્તહ એના ઉપર અમલ કરવામાં સવાબ છે કે સુનને આદિયામાંથી છે. તાકીદી સુન્નત નથી. તદ ઉપરાંત આવી નાની સુન્નત ઉપર અમલ કરવા-કરાવ્વાનો સહાબએ કિરામ (રદી.)ને ઘણો જ એહતિમામ હતો.

હઝરત અબ્દુલ્લાહ બિન સાબિત અન્સારી (રદી.)એ પોતાના છોકરાઓને બોલાવીને ઝૈતુનનું તેલ પેશ કર્યું અને ફર્માવ્યું કે સર પર એની માલિશ કરો. છોકરાઓએ સરમાં તેલ લગાવ્વાથી ઇન્કાર કર્યો. રાવીનું બયાન છે. 'ફઅખઝ અસા વજઅલ યઝરિબુહુમ વયકૂલુ અતરગબૂન અન દુહનિ રસુલુલ્લાહિ' (સલ.) યઅની સહાબીએ લાઠી લીધી અને છોકરાઓને મારવાનું શરૂ કર્યું અને કહેવા લાગ્યા :- શું તમે રસુલુલ્લાહ (સલ.)ની તેલ લગાવ્વાની સુન્નતથી એઅરાઝ કરો છો ? આ છે તરબિયતનો તરીકો અને સુન્નતની અઝમત !

અને તરબિયતની ઝિમ્મેદારી માં પર વધુ હોય છે. કેમ કે બાપ, બીવી, બચ્ચાઓની જરૂરિયાતની ફિકરમાં કમાવ્વા માટે બહાર રહે છે. માં ઘરમાં રહે છે. એટલા માટે માં ને જોઇએ કે ઔલાદની તઅલીમ અને તરબિયત અને એની ચાલ-ઢાલ પર તેઝ કડી નઝર રાખે અને પોતે પણ દીનદાર બને. અગર માં નેક છે, જૂઠ નથી બોલતી, ગાળો નથી બકતી, સવારે જલ્દી ઉઠી જાય છે. નમાઝની પાબંદ છે. કુર્આને હકીમની તિલાવત કરે છે તો છોકરા-છોકરીઓમાં પણ મઝકુર શ્રેષ્ઠ સદ્ગુણો પૈદા થશે અને અગર માં જૂઠું બોલે છે, બદ ઝુબાન છે, બદ અખ્લાક છે, ગાલી-ગલોચ કરે છે અને દીનનો એહતેમામ નથી કરતી તો બચ્ચાઓમાં પણ તે જ બુરી આદતો પૈદા થશે, અને આ બચપણની ખરાબીઓ અખીરી ઉમર સુધી રહેશે. જેના ખરાબ પરિણામો દુનિયા અને આખિરતમાં એમને ભોગવ્વા પડશે અને આ બધું ઘરના માહોલનું જ ફળ છે.

અરબી શાઇરે ખૂબ કહ્યું છે.

ઇઝા કાન રબ્બલ બય્તિ બિત્તબ્લિ ઝારિબન.

ફલા તલ્મિલ અવ્લાદ ફીહા અલ-ર્રકસિ.

યઅની ઘરનો માહોલ ગૈર ઇસ્લામી છે અને ઘરના મોટા લોકો ઢોલક વગાડે છે તો પછી ઔલાદનું

નાચવું, ગાવું, વગાડવું તઅજ્ઝુબ ખેઝ નથી. મત્લબ કે બચ્ચું જે શિખ્સે, ઘરથી શિખ્સે-ઘરનો માહોલ ખરાબ અને ગૈર ઇસ્લામી હશે તો ઔલાદ પણ બુરાઇઓની આદી બનશે. એટલા માટે અત્યંત જરૂરી છે કે માં-બાપ ઝાતે પણ બુરાઇઓથી બચતાં રહે અને ઔલાદને પણ બચાવતાં રહે.

ઔલાદની તઅલીમ અને તરબિયતનો એક ખાસ હિસ્સો નેક સોહબતનો એહતેમામ અને બૂરી સોહબતથી બચવું પણ છે. જેમ કે નેક સુહબતના બારામાં બુઝુર્ગોએ ફરમાવ્યું છે :-

ગિલે ખુશ્બૂએ દર હમામ રોઝે — રસીદ અઝ દસ્તે મહબૂબે બેદસ્તમ.
બદો ગુફતમ મુશ્કી યા અબીરી — કે અઝ બૂએ દિલાવેઝે તુ મસ્તમ.
બુગુફ્તા મન ગિલે નાચીઝ બૂદમ — વલેકીન મુદ્દતે બા ગુલ નશિસ્તમ.
જમાલે હમ્નશીં દર મન અસર કર્દ — વગર ન મન હમા ખાકમ કે હસ્તમ.

(ગુલિસ્તાં-મુકદ્દમહ)

યઅની એક દિવસે એક ખુશ્બૂદાર મટોડીનું ઢેલું હમામમાં એક મહબૂબના હાથથી મારા હાથમાં આવ્યું. ખુશ્બુ મહસૂસ કરીને મેં એને પુછ્યું કે બતાવ, તુ મુશ્કથી બનેલ છે યા અબીરથી. એણે ઝુબાને હાલથી જવાબ આપ્યો. હું તો એક હકીર મટોડી છું. પરંતુ એક મુદ્દત સુધી ફૂલની હમ્નશીનીમાં રહી છું. મારા હમ્નશીં (સાથી)ની ખુબસુરતીએ મારામાં અસર કર્યો જેથી હું મેહકી રહી છું, બાકી હું તે જ હકીર મટોડી છું જે પહેલાં હતી. મત્લબ કે સારા લોકોની સુહબત આદમીને સારો બનાવી આપે છે. જેમ કે મટોડીમાં ફૂલની સોહબતથી ખુશ્બુ પૈદા થઇ જાય છે.

એ જ પ્રમાણે બુરી સોહબતના બારામાં ફરમાન છે :-

સુહબતે સાલિહ તુરા સાલિહ કુનદ,
સોહબતે તાલિહ તુરા તાલિહ કુનદ.

નેક આદમીની સોહબત તમને નેક બનાવી આપશે. એવી જ રીતે ખરાબ માણસની સોહબત તમને બદબખ્ત (ખરાબ) બનાવી આપશે.

અને ફરમાવે છે :-

તા તવાની દુર શવ અઝ યારે બદ — યારે બદ બદતર બુવદ અઝ મારે બદ.
મારે બદ તન્હા હમીં બર જાં ઝનદ — યારે બદ બર જાનો બર ઇમાં ઝનદ.

તર્જુમો :- જ્યાં સુધી તમારાથી થઇ શકે બુરા દોસ્તથી દુર રહો. (અને પોતાની ઔલાદને પણ દુર રાખો) એ કારણથી કે બુરો સાથી સાંપથી પણ વધુ ખરાબ છે. (કેમ કે) સાંપનો હુમ્લો તો ફક્ત જાન પર હોય છે, પણ ખરાબ દોસ્તની સોહબત તો જાન અને ઇમાન બન્નેવના માટે ખતરનાક છે.

કુર્આન અને હદીસની બેશુમાર નસથી સાબિત છે કે સોહબતનો એક મોટો અસર તમામ ચીઝોમાં હોય છે એટલા માટે જે ચીઝો બુઝુર્ગોના હાથોમાં રહી હોય અથવા તેમણે ઇસ્તેઅમાલ કરી હોય, એને બરકતવાળી સમજાય છે અને બસીરતવાળા એમાં નૂર અને બરકત મહસૂસ કરે છે. ઝાહિર છે કે આ તે જ સોહબતનો અસર અને નતીજો છે જે તે ચીઝોને બુઝુર્ગોના સાથે રહેવાથી પ્રાપ્ત થયો છે. તો સારી રીતે સમજી લેવું જોઇએ કે જેવી રીતે બુઝુર્ગોની સોહબતની બરકત ઇસ્તેઅમાલી ચીઝોમાં ઝાહિર થાય છે. એવી જ રીતે કાફિરો અને ફાજિરોના હાથોમાં યા ઇસ્તેઅમાલમાં રહેલી ચીઝોમાં એક રૂહાની તારીકી પણ જરૂર હોય છે. જેને બસીરતની નઝરે જોવા વાળા અકસર મહસૂસ પણ કરી લે છે. તેટલા માટે સોહબતે નેકનો એહતેમામ અને બુરી સોહબતથી પરહેઝ કરવું અને કરાવ્યું જોઇએ.

ખુદાપાક હમને અને હમારી ઓલાદને નેક સાલેહ બનાવે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તફસીર બિર્રાય વિષે શરઇ હુકમ શું છે ?

(૮૯૨) સવાલ :- મુકરમી જનાબ મુફતી સાહબ દામત બરકાતુહુમ ! બાદ સલામ મસ્નુન ! એક અહમ અને જરૂરી વાત વિષે આપથી રૂજુઅ કરી રહ્યો છું. આશા છે કે તસલ્લી પુર્વક જવાબથી નવાઝશો. સવાલ એ છે કે અત્રે સમસ્ત યુરોપ, અમેરિકા અને કેનેડામાં લાંબી મુદતથી એક ફિત્નો ઉઠયો છે. (તફસીર બિર્રાયનો) કિંવા પોતાની સમજ અને બુદ્ધિ પ્રમાણે કુર્આનની તફસીર કરવાનો, યુનિવર્સિટીના વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ એક સાથે મળી કુર્આનના સબક માટે એકત્રિત થાય છે. એક માણસ કુર્આનની એક આયત પઢે છે. પછી તફહીમુલ કુર્આન વિગેરેથી તર્જુમો કરે છે. પછી કહે છે કે પ્રોફેસર સાહબ આ આયત વિષે આપનો શું ખ્યાલ છે ? ડોક્ટર સાહબ આપની સમજ પ્રમાણે આ આયતથી શું સાબિત થાય છે ? સારાંશ કે આ પ્રમાણે તફસીર ચાલુ થઇ જાય છે. તફસીર બિર્રાય વિષે શરીઅતનો શું આદેશ છે ? શું પોતાની સમજ બુદ્ધિથી કુર્આનની તફસીર દુરૂસ્ત છે ? સવિસ્તૃત જવાબ આપશો.

જવાબ :- હમ્દો સલાત બાદ ! કુર્આનના સબકનો આ તરીકો જે ઉપરોક્ત સવાલમાં દર્શાવેલ છે એ કુર્આનનો સબક અને તફસીર ન કહેવાય, બલ્કે તહરીફે કુર્આનની એક નાજાઇઝ પ્રવૃત્તિ છે. જેની ભવિષ્યવાણી હઝરત મઆઝ (રદી.)એ આપી છે. અબુદાવુદ, બઝલ પેજ ૧૯૧ ભાગ પાંચમાં હઝરત મઆઝ (રદી.)નો ઇર્શાદ છે "તમારા પછી ફિત્નાનો યુગ આવનાર છે કે માલની વૃદ્ધિ થઇ જશે અને કુર્આન આમ થઇ જશે. અહિંયા સુધી કે એને મોમિન અને મુનાફિક પુરૂષ અને સ્ત્રી નાનો અને મોટો ગુલામ અને સ્વામી અને આઝાદ સર્વે પઢવા લાગશે." (અને પોતાને કુર્આનનો નિષ્ણાંત સમજવા લાગશે) એક બોલનાર બોલશે. મારૂં અનુકરણ કેમ કરતા નથી ? જ્યારે કે મેં કુર્આન પઢ્યું છે. તેઓ ત્યાં સુધી મારૂં અનુકરણ નહીં કરશે, જ્યાં સુધી કે હું કોઇ નવી વાત ન કહી આપું. (સમજ શક્તિથી તફસીર ન કરૂં) એ પછી હઝરત મઆઝ (રદી.)એ ફરમાવ્યું કે પોતાને નવી-નવી બિદઅતોથી સુરક્ષિત રાખો કારણ કે જે બિદઅત કાઢવામાં આવશે તે ગુમ્રાહી હશે. એટલા માટે જે પોતાની સમજ શક્તિથી કુર્આનના ભાવાર્થો અને તફસીરનું નવ ઘડતર કરે છે. મન ફાવે તેવી તફસીર કરે છે તે કુર્આનમાં ફેરફાર કરવા પાછળ પડેલો છે અને મહાન ગુમ્રાહ છે અને મુહમ્મદ (સલ.)ના ફરમાન 'પોતે ભ્રમિત (ગુમ્રાહ) થયો અને બીજાઓને ભ્રમિત (ગુમ્રાહ) કર્યા'નો સાચો સિદ્ધાર્થી છે અને એની મૌત ઇમાન પર ન આવ્વાનો ભય છે. રસુલે પાક (સલ.)ની શાન તો આ હતી. 'વમા યન્તિકુ અનિલ હવા, ઇન હુવ ઇલ્લા વહયુંય યૂહા'.

અર્થાત :- એક શબ્દ પણ આપની સમજ-બુદ્ધિથી એવો ન નિકળતો હતો જે મનેચ્છા પર અવલંબિત હોય. બલ્કે આપ જે કંઇ કુર્આન અને ધર્મ વિષે ઇર્શાદ ફરમાવે છે તે અલ્લાહની મોકલેલી વહી (દિવ્ય વાણી) અને એના આદેશ પ્રમાણે હોય છે, એમાં વહીએ મત્લૂ (જેની તિલાવત થાય છે) ને કુર્આન અને ગૈર મત્લૂ (જેથી તિલાવત થતી નથી) 'હદીસ' કહેવામાં આવે છે. (સુરએ વન્નજમ પારો-૨૭)

કુર્આને કરીમ એક સુદ્ધ (જામેઅ) અને સંપુર્ણ કિતાબ છે. કુર્આને કરીમની સુદ્ધતાનો આ ભાવાર્થ તો કદાચ કોઇના નઝદીક નહીં હોય કે તઅલીમ અને વિવરણનો મોહતાજ નથી અને લોક પોતાની બુદ્ધિથી રસુલની તઅલીમ વિના એના ભાવાર્થ અને મુરાદો સમજે. જો વાસ્તવિક્તા એમ જ હોત તો રસુલને મોકલવાનો કોઇ ફાયદો ના હોત. સીધું કુર્આન મજીદ ઉતારી દેવામાં આવત અને દુનિયા પોતે એનાથી ફાયદો ઉઠાવી લેત. પરંતુ કુર્આને કરીમથી માલુમ પડે છે કે હિદાયત માટે અને કુર્આનની તઅલીમ તથા તેને સમજાવ્વા માટે નબી (સલ.)ને મોકલવામાં આવ્યા છે. રસુલના વાસ્તા વિના કુર્આન સમજવું અસંભવિત છે, ખુદાનો ફરિશ્તો કુર્આનની પ્રથમ રસુલને તઅલીમ આપે છે. પછી રસુલને એ હુકમ હોય છે કે ખુદાની

માબ્લુકને એની તઅલીમ આપ. 'અલ્લમહુ શદીદુલ કુવા'. તફસીલ એ છે કે રસુલુલ્લાહ (સલ.)ને દુનિયાવાસીઓ પ્રતિ મોકલવાનો હેતુ જ્યાં ' યત્લુન અલયહિમ આયાતિહી' (કુર્આનની તિલાવત) અને 'વયુઝક્કિહિમ' (મોમિનોની પવિત્રતા) કરાર આપવામાં આવ્યાં છે, ત્યાં આપને મોકલવાનો મહાન હેતુ 'વયુઅલ્લિમુહુમુલ કિતાબ વલ-હિકમહ' (કુર્આન અને દીનની તઅલીમ) પણ છે અને બીજી જગ્યાએ ઇર્શાદ છે. 'વઅન્ઝલ્ના ઇલય્કઝ-ઝિક્ર લિતુબય્યિન લિન્નાસિ' (અમોએ તમારા ઉપર કુર્આન ઉતાર્યું છે જેથી તમો લોકો સમક્ષ એને સારી રીતે બયાન કરી આપો) એટલા માટે કુર્આનની તઅલીમ અને આયતોના અર્થ બયાન કરવાનો ફરીઝો આપ (સલ.)એ પૂરો કરી દીધો અને સહાબએ કિરામ (રદી.) મુખ્યત્વે ખુલફાએ રાશિદીન, અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ, અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ, ઉબય બિન કઅબ, ઝૈદ બિન સાબિત, અબુ મુસા અશ્અરી અને અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર (રદી.) જેવા તફસીરના નિષ્ણાંતો વડે નકલ થઇને અમારા સુધી પહોંચ્યું છે. આ માધ્યમથી કેવી રીતે આંખ મિચામણાં કરવામાં આવે ?

હઝરત અલી (કરમલ્લાહુ વજહહુ) ને ઇલ્મનો દરવાઝો કહેવામાં આવે છે. આપ ફરમાવે છે કે ખુદાની કસમ કોઇ આયત એવી ઉતરી નથી જેના સંબંધિત હું એ ન જાણતો હોય કે એ કોના વિષે ઉતરી છે અને ક્યાં ઉતરી છે. (એવી જ રીતે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદનું પણ બયાન છે) અને હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું મારા પરવરદિગારે મને સમજદાર દિલ આપ્યું અને વધુ પ્રશ્ન કરનાર તથા તહકીક કરનાર ઝુબાન આપી. એનાથી સ્પષ્ટ થાય છે કે ઇલ્મ અને સમજ સાથે ઉસ્તાઝોની પણ જરૂરત છે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદના શાગિર્દ હઝરત મસ્રૂકનું બયાન છે કે :- 'હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)' હમારા સમક્ષ એક સુરત પઢતા અને પછી પુરો દિવસ એના સંબંધિત અહાદિસ બયાન ફરમાવતા અને એની તફસીર કરતા. (તબરી પેજ-૧૭ ભાગ-૧)

અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)નું અઅલમુ બિકિતાબિલ્લાહ (સૌથી વધુ કિતાબુલ્લાહથી જ્ઞાનિત હોવું) સહાબામાં સ્વીકારિય હતું. (ઇસ્તીઆબ પેજ-૩૭૩ ભાગ-૧)

સારાંશકે આપ (સલ.)ની તઅલીમ અને સોહબતની અસરે એમના ઉલુમમાં એવી મજબુતી અને એવી નુરાનિય્યત જન્માવી આપી હતી કે પોતે હકના માપ દંડ બની ગયા.

મર્હુમ અકબર ઇલ્હાબાદીએ ખૂબ ફરમાવ્યું છે કે :--

દુર્રેશાનીને તેરી કત્રોંકો દરિયા કર દિયા,
દિલ્કો રોશન કર દિયા આંખોકો બીના કર દિયા.
ખુદ ન થે જો રાહ પર ઔરોંકે હાદી બન ગયે.
ક્યા નઝર થી જિસ્ને મુર્દોકો મસીહા કર દિયા.

એટલા માટે પુર્વજ બુઝુર્ગોની નઝરમાં હઝરાતે સહાબએ કિરામના ઇલ્મ અને સમજની ઘણી જ મહત્વતા હતી કે પ્રત્યેક ધાર્મિક બાબતમાં સૌ પ્રથમ એ જ શોધ રહેતી હતી કે સહાબએ કિરામની નીતિ શું હતી ? અને જ્યારે એમનું મંતવ્ય માલમ પડી જતું તો એને જ પોતાના માટે નમુનો બનાવી લેતા અને મત ભેદ માલમ પડતો તો એમના મંતવ્યોમાંથી કોઇને સરસાઇ આપી અનુસરણ કરી લેતા અને એની વિરૂદ્ધતા કરવાને ગુમ્રાહી ગણતા.

મુહમ્મદ બિન સીરીન (રહ.) મહાન તાબેઇ છે. એમનાથી હજ સંબંધિત એક મસ્અલો પુછવામાં આવ્યો તો ફરમાવ્યું 'ઉમરે ફારૂક (રદી.) અને ઉસ્માન (રદી.) એને મકરૂહ સમજતા હતા.' હવે જો આ ઇલ્મ હતો તો તેઓ મારાથી મોટા આલિમ હતા અને જો આ એમનું મંતવ્ય હતું તો એમનું મંતવ્ય મારા

મંતવ્યથી વધુ શ્રેષ્ઠ છે. (જામિઉ બયાનિલ ઇલ્મ પેજ-૩૧ ભાગ-૨)

જુઓ ! મહાન તાબેઇ ઇબ્ને સીરીન (રહ.) સહાબાના ઇલ્મ અને મંતવ્યના મુકાબલામાં પોતાના ઇલ્મ અને મંતવ્યને તુચ્છ સમજે છે. જ્યારે કે વર્તમાન યુગના અમુક નૂતન વિચાર સરણી ધરાવનાર તફસીરમાં પુર્વજોના ઇલ્મ અને ઇજતિહાદથી બેનયાઝી ઝાહિર કરે છે.

ઇમામ અવ્ઝાઇ (રહ.)એ પોતાના શાર્ગિદ બકિય્યહ બિન વલીદથી ફરમાવ્યું 'અય બકિય્યહ ! બસ ઇલ્મ તો તે જ છે જે આપ (સલ.)ના સહાબાથી નકલ કરવામાં આવ્યુ હોય અને જે એમનાથી નકલ ન હોય તે ઇલ્મ જ નથી.' (જામિઉ બયાનિલ ઇલ્મ પેજ-૨૯, ભાગ-૨)

આમિર શઅબી (રહ.) ફરમાવે છે. લોકો જે વાતો તમારા સામે આપ (સલ.)ના સહાબા તરફથી નકલ કરે તો એને પકડી લો, (ધારણ કરો) અને જે પોતાની સમજથી કહે એને નફરત સહ ત્યાગી દો. (જામિઉ બયાનિલ ઇલ્મ, પેજ-૩૨ ભાગ-૨)

એવી જ રીતે ઘણા પુર્વગ્રહોથી અંદાઝો થાય છે કે પુર્વજો પાસે સહાબાના ઇલ્મનું કેટલું વઝન હતું? એમની પાસે આ ઇલ્મની એટલી કીમત અને માન કેમ હતું ? એનો મર્મ એ છે કે જેવી રીતે સુન્નત કુર્આની મકસદોને ખોલનાર છે. એવી જ રીતે સહાબાના સુકથનો સુન્નત (હદીસ)ના મકસદોનું શરહ-વિવરણ કરનાર છે. કેમ કે આ સુકથનો જો આપ (સલ.)થી સાંભળેલ છે તો ઝાહિર છે કે આપ (સલ.)ની નકલથી શ્રેષ્ઠ કોઇ નકલ નથી હોઇ શકતી અને જો એ તેમનું પોતાનું ઇજતિહાદી મંતવ્ય છે તો દીનમાં એમના મંતવ્યથી બેહતર કોઇનું મંતવ્ય નથી થઇ શકતું. સારાંશકે અહાદીસ અને આપના ફૈઝથી પાવન થયેલા સહાબા (રદી.) અને પુર્વજ બુઝુર્ગોના પુર્વગ્રહો અને સુકથનોથી આંખ મિચામણાં કરી સ્વ સમજ શક્તિ પ્રમાણે કુર્આનના સહીહ મત્લબ અને મુરાદ સુધી પહોંચવું અસંભવિત છે. એટલા જ માટે તફસીર બિરાંય (સ્વ. સમજ શક્તિથી મન ફાવે તેમ તફસીર કરવું) ને ના જાઇઝ કરાર દીધી છે. ઇર્શાદે નબવી છે.

(૧) જેણે ઇલ્મ પ્રાપ્ત કર્યા વિના કુર્આનના અર્થો બયાન કર્યા તો એને જોઇએ કે પોતાનું ઠેકાણું નર્ક (જહન્નમ)માં બનાવી લે. (મિશ્કાત પેજ-૩૫) મુલ્લાં અલી કારી (રહ.) એ મઝકુર હદીસની શર્હ કરતાં લખ્યું છે કે :- અમુક ઉલ્માના નઝદીક એના માટે સૂએ ખાતિમાનો ભય છે. (મિશ્કાત ભાગ-૧ પાનું-૧૯૧)

(૨) જેણે કુર્આનનો મત્લબ પોતાની બુદ્ધિથી કાઢ્યો અને તે માની લો કે સહીહ પણ નિકળ્યો તો પણ તે ભુલ કરનાર છે. (એટલા માટે કે એને એ અધિકાર ન હતો કે કુર્આનમાં પોતાની સમજથી કામ લે. (મિશ્કાત પેજ-૩૫)

કુર્આન પાકની મહત્વતા એનાથી માલુમ કરો કે વિષયકારોએ તફસીર માટે પદર ઉલૂમ (વિદ્યાઓ)માં પ્રભુત્વતાને જરૂરી બતાવી છે. જેવી રીતે સમંદરના તળિયાથી હીરા-મોતી કાઢવા માટે પ્રથમ એની તમામ રીતોને અપ્નાવ્વી પડે છે અને એના સંબંધિત સાધન-સામગ્રીનો વપરાશ જરૂરી હોય છે. એ રીતો અને સાધનોને અપનાવ્યા વિના જો કોઇ સમંદરમાં ડુબકી મારે તો અંદરથી હીરા-મોતી કાઢવામાં તો શું સફળ થશે ? પોતાની જાન ગુમાવી દેશે. ઠીક એ જ પ્રમાણે કુર્આની વિધાઓ અને તેના (ઉંડાણ) સુધી પહોંચવા માટે (૧૫) પંદર વિધાઓ પર પ્રભુત્વતાને જરૂરી બતાવી છે અને તે આ છે (૧) લુગત (શબ્દ કોષ, અર્થની વિધા) (૨) નહવ (૩) સર્ફ વ ઇસ્તિહકાક (૪) ઇલ્મે મઆની (૫) ઇલ્મે બયાન (૬) ઇલ્મે બદીઅ-

અંતિમ વર્ણવેલ ત્રણેવ વિષયને 'ઇલ્મે બલાગત' કહેવામાં આવે છે. મુફસ્સિર બનવા માટે આ ત્રણેવ મહત્વ વિધાઓમાંથી છે. એટલા માટે કલામે પાક જે સંપુર્ણ ચમત્કાર છે, એ વિધાઓથી એનું ચમત્કારિક હોવું સ્પષ્ટ થાય છે.

(૭) ઇલ્મે તજવીદ (૮) ઇલ્મે અકાઇદ (૯) ઉસુલે ફિકહ (૧૦) કિસસ અને અવતરણના કારણોથી

જ્ઞાનિત હોવું (૧૧) નાસિખ અને મન્સૂખથી જ્ઞાનિત હોવું (૧૨) ઇલ્મે ફિકહથી વાકિફ હોવું (૧૩) ફરાઇઝ અને હિસાબની માલૂમાત હોવું (૧૪) એ હદીસોનું જ્ઞાન હોવું જે કુર્આન પાકની મુજમલ આયતોની તફસીર છે. આ સર્વે પછી પંદરમાં નંબરે તે ઇલ્મે વહબી છે જે અલ્લાહ તઆલાની ખાસ બખ્શિશ છે અને તે પોતાના ખાસ બંદાઓને સમર્પણ કરે છે. (શરીઅત વ તરીકતકા તલાઝુમ મુલખ્ખસ)

આ હતું કુર્આનની તફસીરનું સન્માન પુર્વજ બુઝુર્ગોની નઝરમાં, એના વિરૂદ્ધ આ પ્રકારના કુર્આન સબકના સમર્થક સાહિબે તફહીમુલ કુર્આનના વાક્યો અને કથનો જૂઓ.

(૧) એમાં (તફહીમુલ કુર્આન) જે વસ્તુનો મેં પ્રયાસ કર્યો છે તે આ છે કે કુર્આન પઢીને જે ભાવાર્થ મારી સમજમાં આવે છે અને જે અસર મારા દિલ પર પડે છે, યથાશક્તિ તે જ પ્રમાણે પોતાની ભાષામાં ફેરવી આપું. (તર્જુમાનુલ કુર્આન મુહર્રમ સન ૬૧ પેજ-૨)

(૨) તઅલીમની આ રીતને બદલવી જોઇએ. કુર્આન અને હદીસની તઅલીમ સર્વોપરી છે. પરંતુ તફસીર અને હદીસના પુરાણા ભંડારોથી નહીં. (તન્કીહાત પેજ-૧૪૬)

હદીસ અને તફસીરની જે પ્રાપ્ય અને મશહુર કિતાબો છે, બુખારી, મુસ્લિમ, તિર્મિઝી, અબૂદાવુદ, બંઝાવી શરીફ, રૂહુલ મઆની વિગેરે, એમને પ્રાચીન ભંડાર કહી વ્યર્થ અને ધ્યાન ન આપવા પાત્ર કરાર આપી રહ્યા છે અને એનાથી વિમુક્ત થઇ કુર્આન સમજવાનું પ્રોત્સાહન આપી રહ્યા છે, જેમ કે લખ્યું છે:-

(૩) કુર્આન માટે કોઇ તફસીરની જરૂરત નથી. એક ઉચ્ચ ડીગ્રીનો પ્રોફેસર પૂરતો છે. (તન્કીહાત-૨૨૨)

બેંબી તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા.

(જૂઓ રસ્તાનો તફાવત ક્યાંથી ક્યાં સુધીનો છે)

એક વખતે હઝરત ઉમરે ફારૂક (રદી.)એ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી.)થી પુછયું કે આ ઉમ્મતનો જ્યારે નબી એક, કિબ્લો એક, કિતાબ એક છે તો પછી એમાં મત ભેદ કેવી રીતે જનમ્શે ? તો ઇબ્ને અબ્બાસે જવાબ આપ્યો કે 'અય અમીરૂલ મુ'મિનીન' આ જે કુર્આન અમારા સામે ઉતર્યું છે અમે તો એના ઉતરાણ સ્થળો અને કારણોને સારી રીતે જાણીએ છીએ. પરંતુ ભવિષ્યમાં એવા લોકો આવશે જે કુર્આન પઢશે પરંતુ એમને સારી રીતે કુર્આન ઉતરાણના કારણો અને સ્થળોનો ઇલ્મ નહીં હોય. પછી એમાં પોતાના મંતવ્યોની રજુઆત શરૂ કરશે અને અનુમાનના તીરો છોડશે. એટલા માટે એમનામાં પરસ્પર મતભેદ ઉભો થશે. જ્યારે મતભેદ ઉભો થશે તો ઝઘડાઓ શરૂ થશે. (અલ્એઅતિસામ પેજ-૧૫૭)

અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ પોતાની કુર્આનમાં મનન કરવાની નીતિ સંબંધિત ખુદ બયાન ફરમાવે છે:- 'અમુક વખતે એક-એક આયત માટે હું સો-સો તફસીરોનો અભ્યાસ કરતો હતો. અભ્યાસ પછી હું અલ્લાહ તઆલાથી દુઆ કરતો હતો કે મને આ આયતની સમજ સમર્પણ કર. હું કહેતો હતો કે અય આદમ (અલ.) અને ઇબ્રાહીમ (અલ.)ને ઇલ્મ સિખવનાર મને ઇલ્મ સીખવ. હું શાંત અને ગૈરઆબાદ મસ્જિદો અને સ્થળો તરફ જતો. પોતાની પેશાની માટી પર ઘસ્તો અન કહેતો કે અય ઇબ્રાહીમ (અલ.)ને તઅલીમ આપનાર મને સમજ અતા ફરમાવ. (અલઉકુદુર્રિયહ પેજ-૨૬ બહવાલએ તારીખે દઅવતો અઝીમત ભાગ-૨ પાનું-૨૯)

વિચારો ! અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ ઇલ્મના અડીખમ પહાડ હોવા છતાંય પુર્વજ નેક લોકોના ઇલ્મ અને સમજ પર કેટલો વિશ્વાસ રાખતા હતા અને ફાયદો ઉઠાવ્વાના હેતુસર અમુક વખતે એક આયતની તફસીર માટે પુર્વજોની સો-સો તફસીરોનો અભ્યાસ કરતા હતા. જ્યારે કે વર્તમાન યુગમાં આ તફસીરોને પ્રાચીન ભંડાર કહેવામાં આવે છે.

એથી પણ વિશેષ અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ (રહ.) પૂર્વજોના ઇલ્મ અને સમજ તથા એમના કુર્આન અને સુન્નતના ઝરણા હોવાને બિરદાવ્તા અને એમની પૈરવીને વાજિબ ઠેરવી લખે છે. 'મુસ્લિમો પર અલ્લાહ અને તેના રસુલની દોસ્તી અને મહબ્બત પછી મુ'મિનોની દોસ્તી અને મહબ્બત વાજિબ છે, જ્યારે કે કુર્આનમાં સાફ-સાફ મૌજૂદ છે. ખાસ કરીને તે ઉલ્માની દોસ્તી અને મહબ્બત જે અંબિયાના વારિસ હતા. જેમને અલ્લાહ તઆલાએ તે સિતારાઓની ઉપમા અતા કરી જેનાથી અંધકારમાં પ્રકાશ અને માર્ગદર્શન મેળવ્વામાં આવે છે. મુસ્લિમોનો એના ઉપર એકમત છે કે આ સાહિબો હિદાયત અને દિરાયત વાળા હતા. આપ (સલ.)ના દુનિયામાં આવ્વા પુર્વે બીજી ઉમ્મતોના ઉલ્મા ઉમ્મતના ખરાબ તત્વો હતા. પરંતુ આ ઉમ્મતના ઉલ્મા ઉમ્મતના સારા તત્વો છે. એટલા માટે કે તેઓ આ ઉમ્મતમાં રસુલુલ્લાહ (સલ.)ના અનુગામી છે. તેઓ સુન્નતોને સજીવન કરનાર છે. એમના પ્રતાપે કિતાબુલ્લાહની રોનક અને રિવાજ છે અને તેઓ એના ઝંડાધારી છે. તેઓ કુર્આનના ભાષાંતર અને શારેહ અને કિતાબુલ્લાહ જ એમની ઝુબાનનું રટણ અને દલીલ છે. યાદ રહે કે આ ઇમામોમાંથી જે સામાન્ય રીતે મુસલમાનોમાં લોકપ્રિય અને વિશ્વાસનિય છે (ચાર ઇમામો) એ પૈકી કોઇ પણ એવો ન હતો જે જાણી જોઇને રસુલુલ્લાહ (સલ.)ની કોઇ નાની કે મોટી સુન્નતનો વિરૂદ્ધ કરતો હોય. એટલા માટે કે સર્વે એના પર સહમત હતા કે આપ (સલ.)નું અનુકરણ વાજિબ છે અને આપની જ એક માત્ર તે ઝાત છે, જેમની સર્વે વાતો અને આદેશોને કબુલ કરવા વાજિબ છે. (રફઉલ મલામ અનિલ અઇમ્મતિલ અઅલામ લિલ અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ અઝ તારીખે દઅવતો અઝીમત ભાગ-૨ પેજ-૧૦૧-૧૦૨)

નિચોળ એ છે કે આ પ્રકારના કુર્આની સબક અને એવી મજલિસોથી બચવું જરૂરી છે. નહીંતર માન્યતાઓ અને અ'માલ ખરાબ થશે અને ભ્રમિત થઇ જશો. એવા લોકોની ગુમ્રાહીની જાણ હોવા પછી એમની સુહબત ઇખ્તિયાર કરવી જાઇઝ નથી. ગુનાહિત છે. કુર્આનમાં છે. 'ફલા તકઉદ બઅદઝ-ઝિકરા મઅલ કવમિઝ-ઝાલિમીન.' (યાદ આવ્યા પછી એવા ઝુલ્મી લોકો સાથે બેસ નહીં.) (સુરએ અન્આમ) કિંવા તેઓની સાથે બેસવું ઉઠવું જ બંધ કરી દો.

અને કુર્આનમાં છે :- વલા તર્કનુ ઇલ-લ્લઝીન ઝલમૂ ફતમસ્સકુમુ-ન્નાર, વમા લકુમ મિન દૂનિલ્લાહિ મિન અવ્લિયાઅ, સુમ્મ લા તુન્સરૂન.

અર્થાત :- અને (હે મુસ્લિમો) એવા ઝુલ્મીઓ તરફ વલણ ન રાખો, નહીં તો તમને દોઝખની આગ લાગી જશે અને ખુદાના સિવાય અન્ય કોઇ તમારા દોસ્ત થનાર નથી. ફરી તમને ઝરા પણ સહાય નહીં મળે. (સૂરએ હૂદ)

હુકમાનું મશ્હુર કથન છે :- અલકબાઇહુ મુતઅદ્દિયતુન વત્તબાઇઉ મુતસર્રિકતુન' (અર્થાત) ખરાબ ટેવો સર્વ વ્યાપી હોય છે અને તબીઅતો ચોર છે કે દરેક નજીવી વાતથી પણ પ્રભાવિત થઇ જાય છે. ખુદાપાક વધુ જાણકાર છે અને એનું ઇલ્મ સંપૂર્ણ અને મજબૂત છે.

દુઆ છે કે ખુદા તઆલા મુસ્લિમોને આ પ્રકારના ફિત્નાઓથી સુરક્ષિત રાખે અને સન્માર્ગ નબી (સલ.) અને સહાબએ કિરામના તરીકા પર કાયમ રાખે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્આનની તઅલીમની અઝમત વિષે

(૮૯૩) સવાલ :- મુકર્રમી જનાબ હઝરત મુફ્તી સાહબ

બાદ સલામ મસ્નૂન ! એક અત્યંત જરૂરી વાત માટે આપના જવાબની જરૂરત છે. ખુલાસા પૂર્વક જવાબથી નવાઝશો.

હમારા ત્યાં લોકોનું રૂજહાન કુર્આન શરીફની તઅલીમ તરફ ઓછું છે. અમુક-અમુક જગ્યાએ

કુર્આનની તઅલીમ છે પણ તજવીદનું નામો નિશાન નથી. ન ઉસ્તાદોની બુઝુર્ગી અને ઇઝ્ઝત લોકોમાં છે. આપ ખુલાસો કરશો કે જેથી લોકોના દિલોમાં કુર્આનની તેમજ એને પઢાવનાર ઉસ્તાદોની બુઝુર્ગી પૈદા થાય. તજવીદનો શોખ વધે. ફક્ત વસ્સલામ.

જવાબ :- કુર્આને કરીમ બધી જ કિતાબોથી ઉત્તમ અને શ્રેષ્ઠ બુઝુર્ગીવાળુ છે. એની ઉત્તમતા અને ઉચ્ચતા માટે આ એક જ ખુસુસિયત કાફી છે કે એ અલ્લાહ તઆલાનું મુકદ્દસ કલામ છે. હદીસમાં છે કે:- 'ખય્રૂલ હદીસિ કિતાબુલ્લાહ' (કુર્આન મજીદ બધાંથી શ્રેષ્ઠ કલામ છે) (મુસ્લિમ શરીફ) અને નબીએ કરીમ (સલ.) પર ઉતર્યું છે. એની તઅલીમની ઝિમ્મેદારી આપ (સલ.)ને સોંપવામાં આવી.

બીજી હદીસમાં છે કે 'ફઝલુલ કુર્આનિ અલા સાઇરિલ કલામિ કફઝલિલ્લાહી અલા સાઇરિ ખલ્કિહી'. (કુર્આન મજીદને બીજી કિતાબો પર એવી ફઝીલત પ્રાપ્ત છે જેવી ખુદાવંદ તઆલાની ફઝીલત પુરી મખ્લૂક પર છે. (તિરમિઝી, મિશ્કાત શરીફ પાનું-૧૮૬)

અને હદીસમાં છે 'અલ્કુર્આનુ અહબ્બુ ઇલલ્લાહી મિનસ્સમાવાતિ વલ્અર્ઝિ' (કુર્આન શરીફ ખુદાના નઝદીક આસ્માન અને ઝમીન તથા જે કાંઇ એમાં છે બધાંથી વધુ મહબૂબ છે.)

કુર્આન મજીદ પુરી દુનિયા માટે ખુદાનું આખિરી અને મુકમ્મલ કાનુન છે, જેના લઇ આસ્માની કિતાબોમાં સૌથી ઉત્તમ અને શ્રેષ્ઠ છે અને આ ઉમ્મતની ખાસ ઓળખ છે. જેથી એક હદીસમાં છે. 'ઇન્ન લિકુલ્લિ શય્ઇન શરફન યતબાહબ્ન વઇન્ન બહાઅ ઉમ્મતી વશરફહલ કુર્આન' (દરેક વસ્તુ માટે કોઇ ન કોઇ ફખરની વસ્તુ હોય છે, જેના લઇ એક બીજા ઉપર ફખ્ર કરે છે અને મારી ઉમ્મત માટે શર્ફ અને ફખ્રની વસ્તુ કુર્આન મજીદ છે.) (ફઝાઇલે કુર્આન પાનું-૨૮)

દુનિયામાં લોકો પોતાના ખાન્દાન, માલ અને દોલત પર ફખ્ર કરે છે અને એને પોતાની શરાફતનો ઝરીઓ સમજે છે. પરંતુ હુઝુરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે મારી ઉમ્મત માટે ફખ્રની વસ્તુ કુર્આન મજીદ છે. જે માણસ જેટલું વધારે એને હાસિલ કરશે, સીખશે અને પઢશે, બીજાઓને સિખવશે એનો શર્ફ વધતો જ જશે અને શર્ફ પણ એવો કે દુનિયાનો કોઇ મોટામાં મોટો શર્ફ એની બરાબરી નથી કરી શકતો.

દુનિયામાં આમ તો હઝારો કિતાબોનું શિક્ષણ આપવામાં આવે છે, પરંતુ કુર્આનિક શિક્ષણ આપવું અથવા લેવું એ સર્વશ્રેષ્ઠ શિક્ષણ છે, કારણ કે બીજી કિતાબો, તેમના લેખો, તેમના વિષયો ઇન્સાની દિમાગે બનાવેલ છે, જેનું જ્ઞાન હમેશ સિમિત તથા અધુરૂં રહ્યું અને ભવિષ્યમાં પણ અધુરૂં જ રહેશે. પરંતુ કુર્આન મજીદ તે પવિત્ર ઝાતના કથનો છે કે જેનું જ્ઞાન અસિમિત અને એટલું ફેલાયેલું છે કે ફક્ત ઇન્સાનિયત નહીં બલ્કે આકાશ અને ઝમીન અને પુરા વિશ્વના દરેક વિભાગને પણ શામિલ છે.

માટે તેનું ઇલ્મ પ્રાપ્ત કરવું, તેનું જ શિક્ષણ આપવું, એ સૌથી ઉચ્ચતર શિક્ષણ છે અને તેના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ પુરી દુનિયાના શિક્ષકો અને વિદ્યાર્થીઓથી સર્વોચ્ચ તથા મહાન છે. જેથી હુઝુર (સલ.)નું ફરમાન છે કે 'ખય્રૂકુમ મન તઅલ્લમલ કુર્આન વઅલ્લમહુ' (તમારામાં સર્વ શ્રેષ્ઠ તે જ છે જે કુર્આન શીખે અને શીખવાડે) (બુખારી શરીફ) (મિશ્કાત શરીફ પાનું-૧૮૩)

બીજી હદીસમાં છે કે :- હુઝુરે અકરમ (સલ.)એ ફરમાવ્યું 'યા અબા હુરૈરત તઅલ્લમલ કુર્આન વઅલ્લિમ્હુ-ન્નાસ.... (અય અબૂ હુરૈરહ ! કુર્આન મજીદ શીખો અને લોકોને શીખવાડો અને મૌત સુધી આ પ્રમાણે કરતા રહો. જો તમારી મૌત એવી જ હાલતમાં આવે તો જે પ્રમાણે કઅબહ શરીફની ઝિયારત થાય છે તે પ્રમાણે ફરિશ્તાઓ તમારી કબરના દર્શન કરવા માટે આવશે.'

અને હદીસમાં છે કે :- 'અકરિમુ હમલતલ કુર્આનિ ફમન અકરમહુમ ફકદ અકરમલ્લાહ'.... (અન ઇબ્ને ઉમર) (કન્ઝુલ ઉમ્માલ) .

અર્થાત :- હાફિઝે કુર્આનની ઇઝ્ઝત કરો કેમ કે જેણે હાફિઝોની ઇઝ્ઝત કીધી તેણે અલ્લાહની ઇઝ્ઝત કીધી. ખબરદાર.... હાફિઝોની બેહુરમતી અને એમના હકોમાં કમી ન કરો. એ કારણથી કે એમણનો અલ્લાહના નઝદીક એ દરજ્જો છે કે કરીબ છે કે નબી થઇ જાય. પરંતુ એમના ઉપર વહી નથી આવતી.

અને હદીસમાં છે 'હામિલુલ કુર્આનિ હામિલુ રઅયતિલ ઇસ્લામિ વમન અકરમહુ ફકદ અકરમલ્લાહ, વમન અહાનહુ અલય્હી લઅનતુલ્લાહ' (અન અબી ઉમામહ) (કન્ઝુલ ઉમ્માલ)

અર્થાત :- કુર્આનનો હાફિઝ ઇસ્લામનો ઝંડો ઉઠાવનાર છે, જેણે એની ઇઝ્ઝત કરી તેણે અલ્લાહની ઇઝ્ઝત કીધી અને જેણે એને ઝલીલ (રૂસ્વા) કર્યો તેના ઉપર અલ્લાહની લઅનત છે.

હુઝુર (સલ.)નું ફરમાન છે કે કયામતના દિવસે કુર્આન શરીફ પઢનાર અને એના ઉપર અમલ કરનાર માણસને કહેવામાં આવશે કે પઢ઼ અને દરજા પ્રાપ્ત કર અને સંવારીને પઢ઼ જેવું કે તું દુનિયામાં પઢ્યા કરતો હતો. તારો દરજ્જો તે જ આયતના ખતમ થવા પર છે જેને તુ પઢે. કિંવા જેટલી આયતો પઢીશ તેટલા દરજા મળશે. (તિર્મિઝી, નસઇ, અબુદાવુદ)

જેઓ દુન્યવી તરક્કીના માટે દુન્યવી તઅલીમમાં મશ્ગુલ થઇ કુર્આનની નેઅમતથી મહરૂમ રહ્યા તે કેટલા ખસારા (નુકસાન)માં છે ?

હદીસમાં છે કે નિઃશંક તે માણસ જેના દિલમાં કુર્આન શરીફ ન હોય તે વેરાન થયેલ ઘર જેવો છે. (તિર્મિઝી) હઝરત (સલ.)નું ફરમાન છે. જેણે કુર્આન શરીફ પઢ્યું અને એને યાદ કીધું કિંવા હિફઝ કર્યું અને કુર્આને હલાલ બત્લાવેલાને હલાલ અને એના હરામ બત્લાવેલાને હરામ સમજ્યું અને અમલ કર્યો તો અલ્લાહ તઆલા એને જન્નતમાં દાખિલ કરશે અને એના ઘરના એવા દસ આદમીના બારામાં એની શફાઅત કબુલ ફરમાવશે જેઓ માટે દોઝખ વાજિબ થઇ ચુકી હતી. (તિર્મિઝી, ઇબ્ને માજહ, દારમી)

અને હદીસમાં છે કે :- અન જાબિર બિન અબ્દુલ્લાહ કાલ કાલ રસુલુલ્લાહિ (સલ.) ઇઝા માત હામિલુલ કુર્આનિ અવ્હલ્લાહુ તઆલા ઇલલ અર્ઝિ અલ લા તઅકુલુ લહમહુ....

અર્થાત :- જ્યારે હામિલ કુર્આન (હાફિઝ) મરણ પામે છે ત્યારે અલ્લાહ તઆલા ઝમીનને હુકમ કરે છે કે તેનું માંસ ન ખાય. ઝમીન જવાબ આપે છે કે અય ખુદા ! આપનું કલામ તેના પેટમાં હોય અને હું તેને કેવી રીતે ખાય શકું ? અલ્લાહુ અકબર ! કુર્આન શરીફ પઢનાર, પઢાવ્નારની અલ્લાહના નઝદીક કેટલી ઇઝ્ઝત, આબરૂ અને કેવો મહાન દરજ્જો છે કુર્આન મજીદ તો અલ્લાહનું કલામ છે, તેની અઝમત કોણ બયાન કરી શકે ? તેની અઝમતનો અંદાઝો એના ઉપરથી લગાવો કે વહી નાઝિલ થતી વખતે હુઝુર (સલ.)નું મુખ મુબારક લાલચોળ થઇ જતું અને વહીની ઉગ્રતાથી એવું લાગતું કે આપ (સલ.)નો શ્વાસ રૂંધાઇ રહ્યો છે અને જ્યારે વહીનું આગમન પુરૂં થઇ જતું તો આપ (સલ.)ના મુબારક કપાળ ઉપરથી પરસેવાના બિંદુ મોતીની જેમ ટપકવા લાગતા હતા.

હઝરત ઉબાદહ બિન સામિત (રદી.) ફરમાવે છે કે જ્યારે આપ (સલ.) ઉપર વહી ઉતરતી તો આપ (સલ.)નું સર મુબારક જુકી જતું હતું. આ જોઇ સહાબા (રદી.) પણ પોતાનું સર જુકાવી લેતા હતા. જ્યારે આ હાલત ખતમ થઇ જતી તો સર ઉઠાવી લેતા.

ફક્ત એક જ શબ્દ 'ઉલિઝ-ઝરર' નાઝિલ થતી વખતે આપ (સલ.)ની જાંગ મુબારક હઝરત ઝૈદ બિન સાબિત (રદી.)ની જાંગ ઉપર હતી. તેઓ ફરમાવે છે કે તે વખતે મને પોતાની જાંગ ઉપર ખમી ન શકાય એવું વઝન લાગ્યું અને એવું લાગ્યું કે જાણે મારી જાંગના ટુકડે-ટુકડા થઇ ગયા. આના ઉપરથી અનુમાન કરો કે જ્યારે એક જ શબ્દનું વઝન હઝરત ઝૈદ (રદી.)ને આટલું બધું લાગ્યું તો જે પવિત્ર ઝાત

ઉપર પુરૂં કુર્આન મજીદ ઉતર્યું તેમને બીજા માણસો કરતાં કેટલી વિશેષ્તા પ્રાપ્ત હશે ? અને સાથે સાથે કેટલી ઉગ્રતા ચઢી હશે ?

અને વહીની ઉગ્રતાનાં આભાસ ફક્ત માણસોને જ નહીં, જાનવરોને પણ થતો હતો. હઝરત આઇશાહ (રદી.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ.) જ્યારે ઉંટણી ઉપર સવાર હોય એવી હાલતમાં વહી ઉતરતી તો વહીના વઝન અને ઉગ્રતાથી ઉંટણી પોતાનું મસ્તક જુકાવી દેતી અને જ્યાં સુધી વહીનું આગમન રહેતું પોતાનું મસ્તક હલાવી શકતી ન હતી. પછી એમણે આ આયત તિલાવત ફરમાવી. 'ઇન્ના સનુલ્કી અલય્ક કવ્લન સકીલા'. (હમો આપ (સલ.) ઉપર એક વઝનદાર કલામ ઉતારવાના છે.)

કુર્આનમાં છે :- 'લવ અન્ઝલ્ના હાઝલ કુર્આન અલા જબલિલ લરઅય્તહુ ખાશિઅમ મુતસદ્દિઅમ મિન ખશ્યતિલ્લાહ' (જો હમો આ કુર્આન કોઇ પહાડ ઉર ઉતારતે તો તમો જોતે કે તે ખુદાના ડરથી દબાઇ અને ફાટી જાતે. આ છે કલામે ઇલાહીની અઝમત કે ન એને જાનવર ઉઠાવી શક્યા ન તો પહાડ બરદાશ્ત કરી શક્યા.

સુફિયાએ કિરામ લખે છે કે કુર્આન મજીદનો પ્રત્યેક શબ્દ લોહે મહફુઝમાં કોહે કાફ (એક ઘણાં મોટા પહાડ) કરતાં પણ મોટો છે. સારાંશ કે જો બધા જ ફરિશ્તા ભેગા મળીને ફક્ત એક જ શબ્દ ઉઠાવ્વા માંગે તો પણ ન ઉઠાવી શકે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) તફસીરે અઝીઝીમાં લખે છે કે :- જ્યારે હઝરત મુસા (અલ.)ને તવ્રાતની તખ્તીઓ આપવામાં આવી તો હઝરત મુસા (અલ.)એ પોતાની અંદર તેને ઉઠાવ્વાની શક્તિ ન જોઇ. અલ્લાહ તઆલાએ એક-એક આયત ઉઠાવ્વા માટે એક-એક ફરિશ્તો નક્કી કર્યો તે પણ ઉઠાવી શક્યા નહીં. ત્યારે હઝરત મુસા (અલ.)ને હુકમ થયો કે તમારા માટે એને ઉઠાવ્વું આસાન કરી દેવામાં આવ્યું ત્યારે હઝરત મુસા (અલ.) ઉઠાવીને બની ઇસ્રાઇલ પાસે તવ્રાત લાવ્યા.

વિચાર કરો ! કલામે ઇલાહીની કેટલી અઝમત છે કે એક ફરિશ્તો ફક્ત એક શબ્દ પણ ઉઠાવી નથી શકતો. એ તો અલ્લાહનો એહસાન અને હુઝુર (સલ.)નો સદકો છે કે કુર્આન શરીફને આપણા નાના-નાના બાળકો પણ યાદ કરી લે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :- 'વલકદ યસ્સરનલ કુર્આન લિઝ્ઝિક્રિ ફહલ મિમ મુદ્દકિર' (કે હમુએ કુર્આન મજીદને યાદ કરવા અને સમજવા માટે આસાન કર્યું છે. તો છે કોઇ યાદ કરનાર અને સમજનાર?)

કલામે ઇલાહીની અઝમતના લઇને પુર્વજો કુર્આન પાકનો ઘણો આદર કરતા હતા. 'મુસ્નદે દારમી'માં છે કે ઇકરમહ (રદી.) અદબ અને આદરના ખ્યાલથી કુર્આનને પોતાના મુખ ઉપર મુકતા અને ફરમાવ્તા 'હાઝા કિતાબુ રબ્બી' 'હાઝા કિતાબુ રબ્બી' (આ મારા પરવરદિગારની કિતાબ છે. આ મારા પરવરદિગારની કિતાબ છે.)

એટલા જ માટે કુર્આન મજીદની તિલાવતના અદબો ઉલ્માએ બયાન કર્યા છે. જેમાંથી એક આ પણ છે કે પઢનાર કુર્આન મજીદની અઝમત અને બુઝુર્ગીનો ખ્યાલ કરી વુઝુ કરી ઘણાં જ અદબથી અને શાંતિપુર્વક કિબ્લહ તરફ મોં કરીને બેસે. પલાંઠી વાળીને અથવા ટેકો લગાવીને ન બેસે. કુર્આનની અઝમત દિલમાં રાખી એ ખ્યાલ કરે કે આ તે ઝાતનું કલામ છે જે તમામ બાદશાહોનો બાદશાહ છે. પછી ખુશુઅ-ખુઝુઅ અને આજિઝી સાથે તિલાવત કરે. જો અર્થ સમજતો હોય તો સોચી-વિચારી રહમતની આયત ઉપર રહમતની અને મગ્ફિરતની આયત ઉપર મગ્ફિરતની દુઆ માંગે, અને અઝાબ અને વઇદોની આયત પર અલ્લાહના અઝાબથી પનાહ માંગે અને મુકદ્દસ અને પાકીઝહ આયતો ઉપર સુબ્હાનલ્લાહ

કહે અને તિલાવત સમયે રડવાની કોશિષ કરે. જો રડવું ન આવે તો બતકલ્લુફ રડે અથવા રડવા જેવી સુરત બનાવે. આપ (સલ.)ની આદત મુબારક એ હતી કે તિલાવત વખતે રડયા કરતા હતા. આપ (સલ.)નું ફરમાન છે કે :- જ્યારે કુર્આન મજીદની તિલાવત કરો ત્યારે રડો અને રડવું ન આવે તો રડવાની કોશિષ કરો. એક વખતે સાલેહ મુર્રી (રહી.)એ હુઝુર (સલ.)ને કુર્આન મજીદ સંભળાવ્યું તો આપે ફરમાવ્યું, "અય સાલેહ! આ તો તિલાવત થઇ ! રૂદન કયાં ગયું ?"

અને એક ખાસ અદબ આ છે કે કુર્આન મજીદને તેની સરળ લિપીમાં અને તજવીદના કાયદા પ્રમાણે પઢે. કુર્આન મજીદને શુદ્ધિપુર્વક અને તજવીદ સહિત પઢવું ઘણું જ જરૂરી છે. તજવીદ કલામે ઇલાહીથી અલગ થઇ શકતી જ નથી. જો તજવીદ પર લક્ષ ન આપીએ તો કુર્આન મજીદ પોતાના અસ્લી સ્વરૂપ ઉપર બાકી નથી રહેતું અને આવું કાયદા વગર પઢનાર ગુનેહગાર થશે. નબી (સલ.)નું ફરમાન છે કે :- 'રૂબ્બ તાલિલ લિલ કુર્આનિ વલ્કુર્આનુ યલ્અનુહ' ઘણાં લોકો કુર્આન મજીદને એવી રીતે પઢે છે કે કુર્આન તે પઢનાર ઉપર લઅનત ફિટકાર કરે છે. એટલા જ માટે ઇમામુલ કુર્રા વત્તજવીદ અલ્લામહ જઝરી (રહ.) ફરમાવે છે કે :-

વલ્અખ્ઝુ બિત્તજવીદિ હત્મુન લાઝિમુન મન લમ યુજવ્વિદિલ કુર્આન આસિમુન

લિઅન્નહુ બિહિલ ઇલાહુ અન્ઝલા વહાકઝા મિન્હુ ઇલય્ના વસલા.

એટલે કે તજવીદનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને તજવીદ સાથે કુર્આનને પઢવું જરૂરી છે. જેણે કાયદા વિરૂદ્ધ અથવા તજવીદ વગર પઢયું તે ગુનેહગાર છે. એટલા માટે કે અલ્લાહ પાકે કુર્આન મજીદને તજવીદ સહિત ઉતારેલું છે અને એ જ પ્રમાણે આપણાં સુધી પહોંચ્યું છે. જેથી કુર્આનને તજવીદ અને કિર્અત સાથે પઢવામાં આવે. કિર્અતથી મત્લબ આ છે કે જે તવાતુરથી ચાલ્યું આવતું હોય કિંવા દરેક ઝમાનામાં જેને બયાન કરનાર એક મોટી જમાઅત હોય અને મોટી જમાઅતે તેને અપનાવ્યું હોય. જેમ કે સાત પ્રખ્યાત કિર્અતો જે સાત ઇમામોએ અપનાવેલી છે. હોવું તો એ જોઇતું હતું કે આપણે સાતેવ પ્રખ્યાત કિરાઅતોના જાણકાર બનીએ અને પોતાની ઓલાદને પણ બનાવીએ. પરંતુ અફસોસ કે ઇમામ આસિમ (રહ.)ની કિર્અત ઇમામ હફસ (રહ.)ની રિવાયત અનુસાર પઢવાનું પણ જોઇએ તેવું અહતિમામ નથી. અને સામાન્ય રીતે સાદા કુર્આનના નામથી ગલત-ગલત પઢવામાં આવે છે જે ન તો કિરાઅતે મુતવાતિરહ છે અને ન તો કિરાઅતે શાઝઝહ (એકાકી) બલ્કે બિલ્કુલ ગલત છે. તેમાં ન તો માખારિજ પ્રમાણે પઢવાનો ખ્યાલ અને ન તો સિફાત તરફ ધ્યાન ! સાથે સાથે નાની-મોટી ભુલોથી ભરપૂર હોય છે.

શું આવું પઢવું તે નમાઝમાં જાઇઝ થઇ શકે છે કે જે નમાઝ ઉમ્મતના સિરે ઇમાન પછીનો પહેલો ફરઝ છે. જેના વગર ઇસ્લામની બુન્યાદ અને ઇમારત નષ્ટ થઇ જાય છે. નબવી ફરમાન છે કે 'નમાઝ દીનના સ્થંભોમાંથી એક છે જેણે નમાઝ કાયમ કીધી તેણે દીન કાયમ કર્યો અને જેણે છોડી દીધી તેણે દીનને નાબુદ કર્યો.'

આ નમાઝના અરકાનમાંથી એક સ્થંભ કુર્આનની કિર્અત પણ છે જે સૌથી વધુ સરળ ભાષામાં તજવીદ સહિત નાઝિલ થએલ છે. માટે ઘણું જરૂરી છે કે નમાઝમાં પણ કુર્આન સરળ શૈલીમાં પઢવામાં આવે અને આવું પઢવું તજવીદ વગર શકય નથી. માટે તજવીદથી પઢવું ફર્ઝ અને લાઝિમ છે.

અને એક અદબ આ છે કે સારા અવાઝે કુર્આન મજીદ પઢે. સારા અવાઝે પઢવું હુઝુર (સલ.)ને ઘણું પસંદ હતું. આપ (સલ.)નું ફરમાન છે કે :- 'ઝય્યિનુલ કુર્આન બિઅસ્વાતિકુમ' (કુર્આન મજીદને

પોતાના અવાઝથી સુસજ્જિત કરો.) પરંતુ કિરાઅતના કાયદાઓ પ્રમાણે હોવું જોઇએ. જે લોકો તજવીદને ધ્યાનમાં લાવતા નથી અને કોઇ કારી સાહબથી મશ્ક કર્યા વગર ઘટાડી-વધારી પઢે છે, એ બિલ્કુલ દુરૂસ્ત નથી.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે 'કુર્આનન અરબિય્યન ગય્ર ઝી ઇવજિન' કુર્આન છે અરબી લીપીમાં જેમાં કઇ પણ ઝાતનું વાંકપણું નથી. કુર્આનમાં ભુલ અને વાંકપણું વિના તજવીદે પઢવાથી આવે છે.

અને આ વાતમાં શક નથી કે લહને ખફી એટલે કે નાની-સુની ભુલોથી અર્થ તો જાણે બદલાય જતા નથી, પરંતુ કુર્આનના શબ્દ બગડી જાય છે. તેની રોનક અને શોભા અને સૌંદર્યતા જરૂર જતી રહે છે અને તેની સરળ શૈલીમાં જરૂર ખલલ પડે છે, માટે જરૂરી છે કે અરબી ભાષા અને તજવીદના કાનૂનોનો ખ્યાલ કરવામાં આવે. શબ્દોના મખારિજ, સિફાત, મદ વિગેરે પર ખાસ લક્ષ આપવામાં આવે.

અલ્લાહ તઆલા હમોને કુર્આનની કદરની તૌફીક નસીબ ફરમાવે અને ઉમ્મતમાં એની તઅલીમ આમ ફરમાવે અને એના ઉપર અમલ કરવાની તૌફીક બક્ષે. એની અઝમત હમારા દિલોમાં પૈદા ફરમાવે. વહુવલ હાદી ઇલા સિરાતિમ મુસ્તકીમ. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# કિતાબુ-ત્તહારત

### શરઇ હોઝને લાંબો ટૂંકો કરવા બાબત

(૮૯૪) સવાલ :- હમારી મસ્જિદના હોઝ (દહ દર દહ) કિંવા ૧૦ હાથ લાંબો, ૧૦ હાથ પહોળો છે. કમીટીનો વિચાર લંબાઇમાં વધારો અને પહોળાઇમાં ઘટાડો અથવા પહોળાઇમાં વધારો અને લંબાઇમાં ઘટાડો કરવાનો છે. તો એમાં કાંઇ વાંધો છે ખરો ?

જવાબ :- હોઝની લંબાઇ અને પહોળાઇ બરાબર હોવી જરૂરી નથી. ઓછી-વની પણ ચાલી શકે છે. જેવી રીતે ૧૦ હાથ લાંબો અને ૧૦ હાથ પહોળો શરઇ હોઝ છે, એવી જ રીતે ૨૦ હાથ લાંબો અને ૫ હાથ પહોળો તેમજ ૫૦ હાથ લાંબો અને બે હાથ પહોળો પણ શરઇ હોઝ છે. (શામી ભાગ-૧, પાનું-૧૭૮-૧૭૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઢેલુ ક્યારે લેવું જરૂરી છે ?

(૮૯૫) સવાલ :- કત્રો આવ્વાની ખાત્રી હોવા છતાં ઢેલુ લેવામાં ન આવે તો કપડાં પાક રહેશે કે કેમ ? નમાઝ અને વુઝુ સહીહ થશે કે કેમ ?

જવાબ :- કત્રો આવ્વાની ખાત્રી હોવા છતાં ઢેલું નહીં લેવાની સુરતમાં નમાઝ પઢવાની ઇજાઝત નથી. ઢેલું લઇ ઇત્મીનાન હાસિલ કરી ઇસ્તિન્જો કર્યા પછી વુઝુ કરી નમાઝ પઢે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુવાવડનું ગુસલ ક્યારે કરવું ? એમાં પીઠી લગાડવું કેવું ?

(૮૯૬) સવાલ :- સુવાવડ બાદ મહીને અને ચાલીસ દિવસે બે વાર નહાવાનો રિવાજ ખરો છે ? અને પીઠી ચોળીને નહાવાની માન્યતા એટલે કે નહાવાના બે દિવસ આગળથી સવાર-સાંજ ત્રણ વાર આખા શરીર ઉપર ઘઉંનો લોટ અને હલ્દી ચોળવામાં આવે છે તો શું આ ખરૂં છે ? સુવાવડ બાદ ક્યારે અને કેવી રીતે નહાવું તેનો ઇસ્લામી તરીકો બતાવશો ?

જવાબ :- સુવાવડમાં સફાઇ અને આરોગ્ય અર્થે દરરોઝ નહાય શકાય છે. મના નથી. પણ મહીને અને ચાલીસ દિવસે એમ બે વાર ગુસલ કરવાને મસ્નૂન અને શરઇ હુકમ સમજવું ખોટું છે. ચાલીસ દિવસની અંદર જ્યારે પણ ખૂન બંધ જાય ત્યારે પાક થવાની નિય્યતે ગુસલ કરી નમાઝ શરૂ કરી દેવી જોઇએ. સુવાવડના ગુસલનો તરીકો અનોખો નથી. પીઠી લગાડી નહાવાને મસ્નૂન અને જરૂરી સમજવું ખોટું અને બે અસલ છે. શરીરની સફાઇ માટે મટોડી અથવા સાબુ વિગેરે કોઇ પણ પાક વસ્તુના ઉપયોગ કરી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### છાણ બળીને રાખ બની જાય તો પાક છે કે નાપાક ?

(૮૯૭) સવાલ :- છાણને સુકવી બાળી રાખ બનાવી લેવાય તો પાક થઇ જશે કે નાપાક જ ગણાંશે?

જવાબ :- ગોબર (છાણ) જયારે બળી રાખ બની જશે તો તેની હકીકત નામ, સિફત વિગેરે દરેક ચીઝ બદલાય જશે. જેથી રાખ પાક ગણાય છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૩૦૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ત્રણ રાત-દિવસથી ઓછી મુદતનું ખૂન હેઝ નથી ?

(૮૯૮) સવાલ :- એક ઔરતને દર ત્રણ મહીને ખુન આવે છે. પહેલાં પાંચ દિવસ સુધી ખુનની આદત હતી, પરંતુ હવે એક રાત ખુન આવી બંધ થઇ જાય છે. બહિશ્તી ઝેવરમાં મસ્અલો છે કે ત્રણ દિવસ અને ત્રણ રાતથી ઓછું ખુન આવે તો તે હૈઝ નથી. બીમારીનું ખુન છે. તો મઝકુર બાઇને આવતું ખુન કેવું ગણાશે ? બાઇની ઉમર લગભગ ૩૫ વર્ષની છે. મઝકુર બાઇ ખુનના દિવસોમાં પાક ગણાશે કે નાપાક ? નમાઝ, તિલાવત વિગેરે માટે શું કરવું ?

જવાબ :- ત્રણ દિવસ અને ત્રણ રાતથી ઓછી મુદતનું ખુન હૈઝ નથી, પણ બીમારીનું છે. તેનો ઇલાજ કરવો જોઇએ અને નમાઝ વિગેરે જારી રાખવું જરૂરી છે. હિદાયહમાં છે :- અકલ્લુલ હય્ઝિ સલાસત અય્યામિન વલયાલિહા, વમા નકસ મિન ઝાલિક હુવ ઇસ્તિહાઝતુન.

અર્થાત :- હૈઝની ઓછામાં ઓછી મુદત ત્રણ દિવસ, ત્રણ રાત છે અને જે એનાથી કમ હોય તે ઇસ્તિહાઝા (બીમારીનું ખુન) છે. (ભાગ-૧, પાનું-૫૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**છાણને મટોડીના ગાળામાં ઝરૂરત સમયે મિલાવવું કેવું છે ?**

(૮૯૯) સવાલ :- ગામડાઓમાં વધુ પ્રમાણમાં ગરીબો વસે છે. મકાનનું ભોંયતળિયું કાચું હોય છે. પથ્થર લગાડવાની તાકત હોતી નથી જેના લઇ મટોડીના ગાળામાં છાણ મેળવીને લીપે છે. જો છાણ મેળવ્વામાં ન આવે તો લીપણ ફાટી જાય છે અને કરેલી મહેનત નિષ્ફળ જાય છે તો છાણ મિલાવી શકાય કે નહીં ?

જવાબ :- આવી સુરતમાં છાણ મિલાવી શકાય છે. મજબુરી છે. (ફતાવા ખૈરિય્યહ ભાગ-૧, પાનું-૩, કિતાબુ-ત્તહારત) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મઅઝુર તદબીરથી ઉઝર બંધ કરી આપે તો મઅઝુર ગણાશે કે કેમ ?**

(૯૦૦) સવાલ :- જે ઔરતને પેશાબ અથવા ઇસ્તિહાઝાના ખૂનના કત્રા આવ્યા કરતા હોય તે કોઇ તદબીર રૂઇ વિગેરેથી ખારિજ ન થવા દે અને વુઝુ કરી નમાઝ પઢતી રહે તો તેનું વુઝુ અને નમાઝ દુરૂસ્ત થશે ? અને આ તદબીર હૈઝમાં પણ કારગર થઇ શકે ?

જવાબ :- વુઝુ અને નમાઝ સહીહ થઇ જશે, પરંતુ આ તદબીર હૈઝમાં કારગર થશે નહીં અને નમાઝ પઢી શકાશે નહીં. (ફતાવા ખૈરિય્યહ ભાગ-૧, પાનુ-૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઉઝરની હાલતમાં સીધા હાથથી ઇસ્તિનજો કરવું કેવું છે ?**

(૯૦૧) સવાલ :- એક ઔરતનો ડાબો હાથ પંજાથી જ તુટી ગયો છે. પાટો બાંધેલો છે. એવી હાલતમાં ઇસ્તિન્જો પાક કરતી વેળા ડાબા હાથથી પાણી નાંખી શકાતુ નથી તો ધણી અથવા છોકરી પાણી નાંખે અને મરીઝા પોતાના સીધા હાથથી ઇસ્તિન્જો પાક કરે યા ધણી કે છોકરી પોતાના હાથથી ધુએ. બન્નેવમાંથી કઇ રીત અપનાવવામાં આવે ? જણાવશો.

જવાબ :- બેહતર એ છે કે ઔરત પોતાના સીધા હાથથી ઇસ્તિન્જો પાક કરે. ધણી અથવા છોકરીના હાથથી ન ધોવડાવે. 'ફતાવા ખૈરિય્યહ' માં છે :- 'ફઇન કાન બિયદિહિલ યુસ્રા ઉઝરૂન યમ્નઉ મિનલ ઇસ્તિન્જાઇ બિહા જાઝલ ઇસ્તિન્જાઉ બિલ્યુમ્ના મિન ગય્રિ કરાહતિન' (ભાગ-૧, પાનું-૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જે સાબુમાં ડુક્કરની ચરબી હોય તે પાક છે કે નાપાક ?**

(૯૦૨) સવાલ :- જે સાબુમાં ખિન્ઝીર (સુવ્વર)ની ચરબી પડી હોય તેને વાપરવું જાઇઝ છે કે નહીં?

જવાબ :- ખિન્ઝીર (સુવ્વર)ની ચરબી સાબુમાં પડવા પછી તેની ઝાત અને હકીકત બદલાય જાય છે. જેથી વાપરી શકાય છે તથા ઉમૂમે બલ્વા હોવાના કારણથી વાપરવાની ગુંજાઇશ છે. (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ-૧, પાનું-૨૯૧) તથા (ભાગ-૧, પાનું-૩૦૧, કિતાબુત્તહારત બાબુલ અન્જાસ) ફક્ત.

**નિફાસનું ખૂન અમુક દિવસ દેખાયા પછી બંધ રહે, ફરી પાછું દેખાય તેનું શું ?**

(૯૦૩) સવાલ :- એક ઔરતને નિફાસ એ પ્રમાણે આવે છે કે ચાર દિવસ આવી પછી બંધ થઇ જાય. ફરી ચાર દિવસ આવ્યા બાદ બંધ થઇ જાય છે. એ પ્રમાણે સિલસિલો ચાલુ રહે છે. ત્યાં સુધી કે ચાલીસ દિવસ પુરા થઇ જાય છે. તો જે દિવસોમાં ખૂન આવ્યું નથી તે દિવસો પાકીના ગણાશે કે પછી નિફાસના?

જવાબ :- પુછેલી સુરતમાં પુરા ચાલીસ દિવસ નિફાસના ગણાશે. દરમિયાનનો ઝમાનો પાકીમાં ગણવામાં નહીં આવે. જ્યારે કે ચાલીસ દિવસની આદત બની ચુકી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નિફાસનું ખૂન દસ-વીસ દિવસ આવી બંધ થઇ જાય તો શું હુકમ છે ?**

(૯૦૪) સવાલ :- એક ઔરતને બચ્ચાની પૈદાઇશ પછી દસ કે વીસ દિવસ નિફાસનું ખૂન આવ્યુ અને પછી બંધ થઇ ગયું તો શું તે ઔરત ગુસલ કરી પોતાના ધણીથી મળી શકે છે ?

જવાબ :- વધુમાં વધુ નિફાસની મુદ્દત ચાલીસ દિવસની છે. અગર એનાથી પહેલાં ખૂન બંધ થઇ જાય અને આ પહેલું બચ્ચું છે અથવા એનાથી અગાઉ બચ્ચાં થયા છે અને હમણાં જેટલા દિવસ ખૂન આવ્યું છે, એનાથી વધુ દિવસ ખૂન આવ્યું ન હતું તો એવી સુરતમાં ગુસલ કરી નમાઝ પઢવું શરૂ કરી દે અને હમબિસ્તરી પણ જાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇસ્તિન્જા માટે તૈયાર કરેલ કાગળથી ઇસ્તિન્જો કરી શકાય ?**

(૯૦૫) સવાલ :- કાગળથી ઇસ્તિન્જા કરવું જાઇઝ છે કે નહીં ? હમારા મુલ્કમાં ઇસ્તિન્જા માટે ખાસ ઝાતના કાગળ તૈયાર થાય છે તેને વાપરવું જાઇઝ છે કે નહી ?

જવાબ :- કાગળથી ઇસ્તિન્જો કરવું જાઇઝ નથી અને ખાસ ઇસ્તિન્જા માટે તૈયાર કરવામાં આવેલ કાગળને વાપરવાની પણ આમ છૂટ નથી. હાં મજબૂરીના સમયે જેમ કે વિમાનમાં પાણી મળતું ન હોય અને કાગળથી ઇસ્તિન્જો કરવા માટે માણસ મજબૂર થઇ જાય તો વાપરવાની ગુંજાઇશ છે. (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૩, પાનું-૧૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મજબુરી વખતે જનાબતની હાલતમાં સુઇ શકાય ?**

(૯૦૬) સવાલ :- એક માણસ બાલ-બચ્ચાં સહિત એક નાનકડા મકાનમાં રહે છે. શર્મો હયાને લઇ રાત્રે ગુસલ ન કરે તયમ્મુમ કરી લે અને સવારે જલ્દીથી ગુસલ કરે તો મઝકુર ફેઅલ શર્અન કેવો છે?

જવાબ :- રાત્રે જિમાઅ બાદ ઝાહિરી નાપાકી ધોઇ, વુઝુ કરીને સુઇ જાય પરંતુ ફજરની નમાઝથી પહેલાં ગુસલ કરી નમાઝ અદા કરવું જરૂરી છે. નમાઝ કઝા કરવું જાઇઝ નથી. એવી શરમ અને હયા જાઇઝ નથી જેના લઇ ફર્ઝ નમાઝ પણ કઝા થઇ જાય. રાત્રે કોઇ પણ સમયે ગુસલ કરી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મઝીનું નિકળવું વુઝુને તોડનાર છે ?**

(૯૦૭) સવાલ :- હું શાદી શુદા છું. મુબાશિરતના ટાઇમે જે મઝી નિકળે છે તેની જાણ થતી નથી. હાં, અલ્બત્ત ઇસ્તિન્જા વખતે માલુમ પડે છે અને હમબિસ્તરીનો ઇરાદો ન હોય ત્યારે પણ કંઇક વખત

નિકળે છે. તો શું તે મઝી પાક છે કે નાપાક ? એનાથી ગુસલ વાજિબ થશે કે નહીં ? વુઝુ તુટી જશે કે નહીં ? બદનના કોઇ ભાગમાં લાગી જાય તો પાક કરવું જોઇએ કે નહીં ? મઝી લાગેલા બદન અથવા કપડામાં નમાઝ જાઇઝ થઇ શકે કે કેમ ?

જવાબ :- મઝી નાપાક છે. કપડાં અને બદન પર લાગવાથી કપડું અને બદન નાપાક થઇ જાય છે. એની મિકદાર ઓછી હોય તો ધોવું વાજિબ નથી. બેહતર છે. મિકદાર વધુ હોય તો ધોવું જરૂરી થઇ જાય છે. ગુસલ ફર્ઝ નથી થતું પરંતુ વુઝુ તુટી જાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બીમારને ઓપરેશન પછી પાકીમાં શક રહે તો નમાઝનું શું ?**

(૯૦૮) સવાલ :- ઝેદનો પેશાબ બંધ થઇ ગયો. ડોક્ટરે નાફના ઉપરથી ઓપરેશન કરી રબરની નળી મુકી દીધી. તે નળીથી પેશાબ થાય છે. તે નળી હમેશાં પેટ પર રહે છે અને તેમાં પેશાબ પણ ભરાય રહે છે. નળીના મોંને દોરાથી બંધ કરી દેવામાં આવે છે તો આવી હાલતમાં આ માણસ નમાઝ પઢી શકે કે નહીં ?

જવાબ :- આવી હાલતમાં પણ નમાઝ માફ નથી. પઢવી જરૂરી છે. શક રહે છે તો બાદમાં (સારૂં થઇ જવા પછી) દોહરાવી લેવામાં આવે. બેસીને ન પઢી શકાય તો સુતાં સુતાં ઇશારાથી પઢે. પણ નમાઝ છોડે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઠંડા પાણીથી ગુસલની તાકત ન હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢી શકાય ?**

(૯૦૯) સવાલ :- ઠંડી ઘણી જ છે. ગરમ પાણી સિવાય ગુસલ નથી કરી સકતા. તાકતથી બહાર છે અને બીમાર થઇ જવાનો કવી ભય છે અને ગરમ પાણીનો બંદોબસ્ત નથી થઇ શકતો તો તયમ્મુમ કરીને નમાઝ અદા કરે યા તડકો નિકળવા પર ગુસલ કરી કઝા કરે ?

જવાબ :- આવી સુરતમાં તયમ્મુમ કરી નમાઝ અદા કરે. કઝા ન થવા દે. પરંતુ જ્યારે ઉઝર જતું રહે તો ગુસલ કરી લે. નમાઝને દોહરાવ્વાની જરૂરત નથી. (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનું-૬૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુક્તદીની ઉલટીથી ઇમામના કપડાં ખરાબ થઇ જાય તો ?**

(૯૧૦) સવાલ :- મગરિબની નમાઝમાં મુક્તદીઓમાંથી એક મુક્તદીને જે બિલ્કુલ ઇમામની પાછળ જમાઅતમાં શરીક હતો. મુંહ ભરીને ઘણી જ તેઝીથી ઉલ્ટી થઇ. જેના કારણે નમાઝની હાલતમાં ઇમામ સાહબનો કુરતો, પગ, મુસલ્લો વિગેરે ઉલ્ટીમાં ખરાબ થઇ ગયો. કપડાં ઉપર લાગેલી ઉલ્ટી દિરહમની મિકદારથી વધુ છે. પુછેલી સુરતમાં નમાઝ થઇ ગઇ યા દોહરાવ્વાની જરૂરત છે

જવાબ :- જે ઉલ્ટી મુંહ ભરીને થાય તે નજાસતે ગલીઝા છે, 'મરાકિલ ફલાહ'માં છે :- 'વઅફ્વુ મિસ્ઉલ ફમિ વનજાસતુહા ગલીઝતુન બિલ્ઇત્તિફાકિ...' (પાનું-૮૯) દિરહમના બરાબર માફ છે. દિરહમથી વધુ હોય તો નમાઝ ન થશે. નાપાકી દૂર કરીને ફરીથી નમાઝ પઢવી પડશે. ઘાળી નાપાકીમાં વઝનના એઅતેબાર છે અને પાતળી હોય તો ફેલાવનો એઅતેબાર થશે એટલે હાથની હથેલીના ખાડા બરાબર માફ છે. એનાથી વધુ માફ નથી. 'હિદાયહ'માં છે :- 'વકદરૂદિરહમિ વમા દૂનહૂ મિનન્નજસિલ મુગલ્લઝિ.. ઇલ્લા કવલિહી જાઝતિ-સ્સલાતુ મઅહુ વઇન ઝાદ લમ તજુઝ (ભાગ-૧, પાનું-૫૮) (બાબુલ અન્જાસ)

'માલાબુદ મિન્હુ'માં છે :- મસ્અલહ :- નજાસતે ગલીઝાહ મિકદારે દિરહમ યઅની મસાહતે અર્ઝે કફ દર રકીક, વ મિકદાર ચહાર નીમ માશહ દર ગલીઝ અફવસ્ત. લેકીન આબ રા ફાસિદ કુનદ (પાનું-૧૯)

અને હાથની હથેલીના ખાડાની મિકદારની ઓળખ એ છે કે હાથમાં પાણી લઇ હાથને ફેલાવી દેવામાં આવે જેટલી જગ્યામાં પાણી રહી જાય તે ખાડાની મિકદાર છે. (શામી ભાગ-૧, પાનું-૨૯૩) ફક્ત

ખુદાપાક વધુ જાણનાર છે.

**પેશાબની જગ્યાએથી જે સફેદ પાણી નિકળે છે તે નાપાક છે ?**

(૯૧૧) સવાલ :- પેશાબના રસ્તાથી સફેદ પાણી નિકળી પાયજામાને લાગી જાય તો કપડું નાપાક થશે ? એવા પાયજામાને પહેરી નમાઝ પઢી શકાય ?

જવાબ :- પેશાબની જગ્યાથી જે સફેદ પાણી નિકળે છે તે નાપાક અને નજાસતે ગલીઝા છે. વુઝુને તોડનાર છે. બદન અને કપડાં ઉપર લાગી જાય તો બદન તથા કપડુ નાપાક થઇ જશે. પરંતુ એક દિરહમ વઝનની મિકદાર માફ છે. જો ધોવાનો વખત ન મળવાથી એને પહેરી નમાઝ પઢી લીધી તો નમાઝ થઇ જશે. પછી ધોઇ લેવું જોઇએ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૨૯૩) (હિદાયહ ભાગ-૧, પાનું-૫૮) (માલા બુદ્દ મિન્હુ પાનું-૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇન્જિકશન વડે ખૂન કઢાવ્વાથી વુઝુ તૂટી જશે ?**

(૯૧૨) સવાલ :- ઇન્જિકશન વડે ખુન કઢાવ્વાથી વુઝુ તુટશે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં જો નિકળેલુ ખુન વહી જવાની મિકદારમાં હોય તો વુઝુ તુટી જશે. 'કબીરી'માં છે ઇઝા ફસદ વખરજ મિન્હુ દમુન કસીરૂન વલમ યતલતખ રઅસુલ જરહિ ફઇન્નહુ યન્કુઝુ (પાનું-૧૨૯)

અર્થાત :- જો ફસ્દ લગાવ્યું અને એનાથી ઘણું ખુન નિકળ્યું પરંતુ ઝખમના ઝાહિરી ભાગ ઉપર ઝરા પણ લાગ્યું નથી છતાં પણ વુઝુ તુટી જશે. પહેલાંના ઝમાનામાં ફસ્દ લગાવ્વાનું ઓઝાર (સાધન) સિન્ગી હતું. આજના નવા યુગમાં ઇન્જિકશન જ આલએ ફસ્દની બદલાએલી સુરત છે. જોંક (જરો)ના ઝરીએ પણ ખુન કાઢવામાં આવે છે. તેનો પણ એ જ હુકમ છે. (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૧૨૯) (કબીરી પાનું-૧૩૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બીમારના સતરના ભાગને જોવાથી કે હાથ લગાડવાથી વુઝુ તુટશે ?**

(૯૧૩) સવાલ :- મુસલમાન ડોક્ટર જો બીમારના બદનનાં સતરનો ભાગ જુએ અથવા હાથ લગાવે, હાલાંકે તે પહેલાંથી બાવુઝુ હોય તો તે જ વુઝુથી નમાઝ પઢી શકે છે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં અગર સતરવાળો ભાગ જોવા અને એને હાથ લગાડવાથી પેશાબના રસ્તાથી જો મની, મઝી, વદી વિગેરે કોઇ નાપાક વસ્તુ બહાર નિકળશે તો વુઝુ તુટી જશે. ફક્ત શરમગાહ વિગેરે જોવાથી અને હાથ લગાડવાથી વુઝુ તુટતું નથી. હાં, ફરીથી વુઝુ કરી લેવું બેહતર છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૧૩૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝખમને બાંધેલી પટ્ટીમાં ખુન પેવસ્ત થતું રહે તો વુઝુ તુટશે કે કેમ ?**

(૯૧૪) સવાલ :- એક ફોલ્લો નિકળેલો છે. જેનાથી ખુન-પીપ નિકળ્યા જ કરે છે. જેથી એના ઉપર રૂઇ વિગેરે રાખી પટ્ટી બાંધી દીધી છે. અંદર-અંદર ખુન નિકળતું રહે છે. પટ્ટીના લઇ બહાર નિકળી શકતું નથી તો વુઝુ તુટશે કે નહીં ?

જવાબ :- અગર એટલું ખૂન નિકળે કે એને રોકવામાં ન આવતે તો ઝખમની જગ્યાથી આગળ વધી જાતે તો વુઝુ તુટી જશે. (કબીરી પાનું-૧૩૦) (શામી ભાગ-૧, પાનું-૧૨૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧ના સવાલ નંબર ૫૯ 'બેનમાઝી મહાપાપી છે'ના શિર્ષક હેઠળ છપાયેલા ફત્વાના જવાબ ઉપર એક શૈખુલ હદીસ અને મુફતી સાહબનો ઇશ્કાલ અને તેનો જવાબ**

(૯૧૫) **ઇશ્કાલ પહેલો :-** ફિકહ હન્ફીમાં આ મસ્અલો છે કે એક તરફ સ્ત્રીને બાળક અવતરી રહ્યું હોય અને બાળકનું માથું બહાર આવી ગયું હોય અને બીજી તરફ નમાઝનો ટાઇમ નિકળી જવાનો ભય હોય તો બની શકે તો વુઝુ કરીને, નહીં તો તયમ્મુમ કરીને, બાળકની સલામતી જાળવી, બેસીને રૂકુઅ-સજદા સાથે, નહીં તો ઇશારાથી સ્ત્રી નમાઝ અદા કરી લે. કઝા ન કરે.... ઉપરનો મસ્અલો સવાલ નંબર ૫૯ પુરો પઢ્યો. પરંતુ એના ઉપર ઇશ્કાલ છે કે બચ્ચાના માથાની સાથે નિફાસનું ખુન પણ હશે. પછી આવી નાપાક હાલતમાં નમાઝ પઢવું કેવી રીતે જાઇઝ હોય શકે છે ? ખુલાસો કરશો.

જવાબ :- વબિલ્લાહિ-ત્તવફીક, આ નિફાસનું ખુન નથી. નિફાસના ખુનનો હુકમ ત્યારે લાગુ પડે છે કે બચ્ચું અડધુ યા અડધાથી વધુ નિકળી આવ્યું હોય એથી પહેલાં જે ખુન લાગેલું હશે તે ઇસ્તેહાઝાનું છે, નિફાસનું નથી. નમાઝનો વખત ખતમ થઇ રહ્યો હોય તો એવી હાલતમાં નમાઝ પઢવાનો હુકમ છે. કઝા કરવાની ઇજાઝત નથી. ઔરત મઅઝુરના હુકમમાં છે તો એ ખુન હોવા છતાં અગર બચ્ચાના ઝાએઅ હોવાનો ભય ન હોય તો નમાઝ પઢવી જરૂરી છે. (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનું-૮૦) (આલમગીરી ભાગ-૧, પાનું-૩૭) મઝકુર જવાબ પર નીચેનો ઇશ્કાલ થયો. (ઉર્દુ ઉપરથી)

**બીજો ઇશ્કાલ :-** આ તો ઠીક છે કે હજુ નિફાસના ખુનનો હુકમ લાગુ પડ્યો નથી. એ ઇસ્તિહાઝાનું ખૂન છે. પણ ઇશ્કાલ એ છે કે એ ઔરત મઅઝુરના હુકમમાં કેવી રીતે થઇ ગઇ ? મઅઝુરીનો હુકમ તો તે સમયે લાગે છે કે નમાઝનો પુરો એક વખત એ પ્રમાણે ગુઝરી જાય કે ખુન ચાલુ જ રહે અને એટલો પણ સમય ન મળે કે નમાઝ પાકી સાથે પઢી શકે. જ્યારે પુછેલી સુરતમાં એ વાત નથી. આ વસ્તુ સાફ છે કે નમાઝના ઇબ્તિદાઇ સમયમાં એ મઅઝુર ન હતી. (બલ્કે ઇબ્તિદાઇ વખતમાં તો પાક હતી) ઉઝર પાછળથી પેશ આવ્યું છે. ઉઝરે પુરો સમય રોક્યો નથી. તો એવી હાલતમાં પાક હોવા વગર નમાઝ કેવી રીતે પઢી શકે છે ? એ મઅઝુર નથી ?

જવાબ :- મૌજૂદહ હાલતમાં ઔરત મઅઝુરના હુકમમાં છે. એ મસ્અલો બીજો છે કે પછીના વખતમાં ખુન ચાલુ ન રહ્યું તો મઅઝુર નહીં ગણાય અને નમાઝનો ઇઆદો કરવો પડે. શામીમાં છે 'અગર ઉઝર ફર્ઝ નમાઝનો વખત દાખલ થવા પછી પેશ આવ્યો તો આખરી વખત સુધી ઇન્તિઝાર કરે, અગર ઉઝર બંધ ન થાય તો વુઝુ કરીને નમાઝ પઢી લે. એ પછી અગર બીજા વખતમાં ઉઝર ન રહ્યો તો એ નમાઝનો ઇઆદો કરે અને અગર ઉઝર પુરા બીજા વખતમાં બાકી રહે તો એ નમાઝનો ઇઆદો ન કરે. કે એવા સમયે તે ઉઝર મુતહક્કક થઇ ગયો. (શામી ભાગ-૧, પાનું-૨૮૧) ઔરતની મઝકુર હાલત પણ એવી જ છે એટલા માટે ઇસ્તિહાઝા નમાઝથી માનેઅ (રોકનાર) નથી. ઇસ્તિહાઝાનું ખુન મુસ્તહાઝાના હકમાં ગોયા પાક સમાન છે. એના હોવા છતાં નમાઝ પઢી શકે છે. એમ નહીં કે હકીકતન પાક છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :- એના પછી હઝરત મુફ્તી સાહબને અલ્હમ્દુલિલ્લાહ તશફફી થઇ ગઇ અને કોઇ ઇશ્કાલ બાકી રહ્યો નહીં.

**બહેશ્તી સમર અને ઝેવરના તયમ્મુમના બાબના એક મસ્અલા પર એક આલિમ સાહબનો ઇશ્કાલ અને તેનો જવાબ**

(૯૧૬) સવાલ :- **મસ્અલો (૧)** અગર પાણી એક માઇલ શરઇથી દુર નથી. પણ વખત ઘણો તંગ છે અગર પાણી લેવા જાય તો વખત જતો રહેશે તો પણ તયમ્મુમ દુરૂસ્ત નથી. પાણી લાવે અને કઝા પઢે. તેના પછી એક મસ્અલો છોડીને છે. **મસ્અલો (૨)** અગર આગળ ચાલીને પાણી મળવાની ઉમ્મીદ છે તો બેહતર છે કે અવ્વલ વક્તમાં નમાઝ ન પઢે, બલ્કે પાણીનો ઇન્તિઝાર કરે પણ એટલી વાર ન લગાડે કે વખત મકરૂહ થઇ જાય અને અગર પાણીનો ઇન્તિઝાર ન કીધો. શરૂ વખતમાં જ નમાઝ પઢી લીધી તો

પણ દુરૂસ્ત છે. બન્નેવમાં કંઇક તઝાદ જેમ માલમ પડે છે. પહેલા મસ્અલામાં કઝા કરવાનો હુકમ અને બીજામાં તયમ્મુમ સાથે અદા કરવાનો હુકમ, સમજમાં વાત આવતી નથી. માટે ખુલાસો કરશોજી. (ઉર્દુ ઉપરથી)

જવાબ :- બન્નેવ મસ્અલામાં તઝાદ નથી. પહેલી સુરતમાં શરઇ માઇલના અંદર પાણી હોવું યકીની છે તો તયમ્મુમ જાઇઝ હોવાની શર્ત મફકુદ છે. એટલા માટે એ સુરતમાં તયમ્મુમ જાઇઝ નથી. (અને સાહિબે હિદાયા ફર્માવે છે કે :- 'વલ્મુઅતબરૂલ મસાફતુ દૂન ખવ્ફિલ ફૌતિ' અર્થાત :- તયમ્મુમ જાઇઝ હોવા માટે મુઅતબર એ છે કે પાણી એક માઇલથી દૂર હોય. નમાઝના કઝા થવાનો ભય સબબ નથી. (હિદાયહ ભાગ-૧, પાનું-૩૨) અને બીજી સુરતમાં ફક્ત ઉમ્મીદ છે. 'ફફતરકા' (એટલે બન્નેવ સુરત અલગ થઇ ગઇ) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૨૨૭-૨૨૮)

ગાયતુલ અવતાર તર્જુમા 'દુરે મુખ્તાર'માં છે :- અને વાજિબ છે યઅની ફર્ઝ છે પાણીનું તલાશ કરવું અગરચે પોતાનો આદમી મોકલીને તલાશ કરે.... અગર પાણીના એક માઇલના અંદર હોવાનો યકીન હોય, કોઇ અલામતથી યા તો એક પરહેઝગાર આદમીના ખબર દેવાથી.... અને અગર પાણીના નઝદીક હોવાનો તેને ગાલિબ ગુમાન ન હોય કિંવા શક હોય તો તલાશ વાજિબ નથી, બલ્કે મુસ્તહબ છે. જો નઝદીક હોવાની ઉમ્મીદ હોય. નહીં તો મુસ્તહબ પણ નથી. ઉપરની ઇબારતોથી વાઝેહ થઇ જાય છે કે બહેશ્તી સમરના મસાઇલ સહીહ છે. (વધુ તફસીલ માટે જુઓ હિદાયહ ભાગ-૧, પાનું-૩૬ તથા ૩૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શરઇ હોઝ વિષે સ્પષ્ટતા**

(૯૧૭) સવાલ :- મસ્જિદોમાં વુઝુ માટે હોઝ હોય છે, તેની લંબાઇ-ચોળાઇ કેટલી હોવી જોઇએ ? તેના ખુલાસાની જરૂરત છે. જેથી ખુલાસો કરશો.

જવાબ :- ઘેરાયેલું પાણી કેટલા પ્રમાણમાં હોય તો જારી પાણીનો હુકમ લાગુ પડે અને નાપાકી પડવાથી પાણીના ત્રણ અવ્સાફ (રંગ-બૂ-મઝહ)માંથી કોઇ એક વસ્ફ નહીં બદલે ત્યાં સુધી પાણી પાક ગણાય અને વુઝુ કરી શકાય, એ માહિતગારોના તજરૂબા ઉપર મૌકુફ છે. આપણા ફુકહા (રહ.) એ તજરૂબા અને 'બીરે બુઝાઅહ'ની લંબાઇ-ચોળાઇ અનુસાર અવામની સહુલત માટે દહ દર દહ (૧૦ x ૧૦)નાં હિસાબ તજવીઝ કર્યો છે. (જેમ કે શરઇ મુસાફરી માટે ૪૮ માઇલની મસાફત નક્કી કરવામાં આવી છે.)

(૧) અગર હોઝ "મુરબ્બઅ" (ચોખુટ) હોય અને કમ-અઝ-કમ ૨૪ ઉંગલના ગઝથી ૧૦ ગઝ લાંબો અને ૧૦ ગઝ ચોળો હોય તો તે શરઇ હોઝ ગણાય છે. જેની સતહ (પાણીના ઉપરની મસાહત) ૧૦ ગુણ્યા ૧૦ ના હિસાબે ૧૦૦ ગઝ થાય છે.

(૨) અગર હોઝ 'મુસ્તતીલ' (લાંબો) હોય જેમ કે ૫ ગઝ ચોળો અને ૨૦ ગઝ લાંબો અથવા ૪ ગઝ ચોળો અને ૨૫ ગઝ લાંબો અથવા ૨ ગઝ ચોળો અને ૫૦ ગઝ લાંબો હોય તો તે પણ શરઇ હોઝ ગણાશે.

(૩) અગર હોઝ 'મુદવ્વર' (ગોલ) હોય જેની ગોલાઇ (ઘેરાવો) ૪૬ થી ૪૮ ગઝ હોવો જોઇએ.

(૪) અગર હોઝ મુસલ્લસ ત્રણ ખુણ્યો હોય અને દરેક બાજુ સવા પંદરથી સાળા પંદર ગઝ હોય તો તે પણ શરઇ હોઝ ગણાશે. ગેહરાય (ઉંડાણ)માં એટલું પાણી હોવું ઝરૂરી છે કે બન્નેવ ખોબાથી પાણી ઉઠાવ્વામાં આવે તો તળિયું નહીં દેખાય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નજાસતે ગલીઝા કેટલી મિકદારમાં માફ છે ?**

(૯૧૮) સવાલ :- એક ઇશ્કાલ છે તેને દુર ફરમાવશો. અમુક કિતાબોમાં લખેલું છે કે નજાસતે ગલીઝા એક દિરહમના બરાબર માફ છે અને એક જગ્યા પર લખેલું છે કે પેશાબના છાટાં સુઇના નાકાના બરાબર મઆફ છે, એનાથી વધુ માફ નથી. એ બન્નેવમાં ઝાહિરમાં તઝાદ માલુમ પડે છે તો ખુલાસો કરશો.

જવાબ :- મઝકુર બન્નેવ મસ્અલામાં હકીકતમાં તઝાદ નથી. પહેલા મસ્અલામાં એ બત્લાવ્વામાં આવ્યું છે કે એક રૂપિયા (દિરહમ)ના ફેલાવના બરાબર માફ છે એથી વધુ માફ નથી, ધોવું વાજિબ છે અને બીજા મસ્અલામાં છે કે અગર પેશાબના છાંટા સુઇના નાકાના બરાબર કપડાં વિગેરે પર પડી જાય અને એવા બારીક હોય કે જોવાથી દેખાવમાં ન આવે. (યા ગોર કરવા વગર ન દેખાય) તો અગરચે વધુ તઅદાદમાં હોય અને બધાને જમા કરવામાં આવે તો એક રૂપિયાના ફેલાવથી પણ વધુ હોય, તો કાંઇ વાંધો નથી. એવા છાંટાનો એઅતબાર નથી. મજબુરીના લઇ માફ છે કે એનાથી બચવું મુશ્કિલ છે. (દુર્રે મુખ્તાર) (શામી ભાગ-૧, પાનું-૨૯૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નીચેના નકશાવાળો હોઝ શરઇ હોઝ લેખાય ?**

(૯૧૯) સવાલ :- હમારા ડયુઝબરી (બર્તાનિયહ)માં નવી મસ્જિદ બની રહી છે એમાં વુઝુ માટે જે હોઝ બનાવવામાં આવેલ છે. જેનો નકશાં નીચે મુજબ છે.




નકશા મુજબ ચાર હોઝ છે. દરેકની લંબાઇ ૩૦ ફુટ અને ચોળાઇ ૨॥ (અઢી) ફુટ છે અને એમના વચ્ચેના ફાસ્લાને પાઇપથી જોડવેલા છે. એવી રીતે આ ચારેવ હોઝોનો ખુલ્લો ભાગ લંબાઇ-ચોળાઇના ગુણાકારના હિસાબે ૩૦૦ સ્કેવર ફુટ થાય છે. પરંતુ એના પર સવાલ એ થાય છે કે આ ચારેવ હોઝોને મેળવનાર પાઇપથી પાણી લાગેલું છે. જેથી આ પાઇપ હોઝોને મેળવી એક શરઇ હોઝ હોવા માટે કાફી ન હોવો જોઇએ અને પછી દરેક હોઝ દહ-દર-દહ નથી રહી શકતો. શું આ ઇશ્કાલ સહીહ છે ?કે પછી મઝકુર શકલ મુજબ બનેલ હોઝની ગણત્રી દહ-દર-દહ માં થશે ? (ઉર્દુ ઉપરથી)

જવાબ :- આપનો ઇશ્કાલ દુરુસ્ત છે. મઝકુર હોઝ શરઇ (દહ-દર-દહ) નથી. નકશાથી જણાય

છે કે હોઝ ચાર નાના-નાના હોઝો પર શામિલ છે અને દરેક હોઝ એક બીજાથી જુદા અને અલગ છે. ચારેવને મેળવ્વાના હેતુસર પાઇપ લગાડવામાં આવ્યો છે. પરંતુ તે કાફી નથી. હાં, જો એક તરફથી હોઝનું પાણી દાખલ થઇ બીજી તરફ નિકળી જતું હોય તો કાફી થઇ શકે છે. (દુર્રે મુખ્તાર)

હોઝના ઉપરનો ભાગ જ્યાંથી વુઝુ કરવામાં આવે છે તેનો એઅતેબાર થાય છે. જો ઉપરના ભાગનો રકબો (લંબાઇ-પહોળાઇ) દહ-દર-દહના બરાબર છે તો તે શરઇ હોઝ છે. ચાહે નીચેનો ભાગ ઓછો હોય અને જો નીચેનો ભાગ દહ-દર-દહની મિકદાર હોય પણ ઉપરનો ભાગ ઓછો હોય તો તે શરઇ હોઝ નથી. થોડી નાપાકી પડી જવાથી નાપાક થઇ જશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૧૭૯)

ફુકહા (રહ.) એ એમ પણ લખ્યું છે કે :- શરઇ હોઝને ઉપરથી બંધ કરી દીધો હોય અને તે બંધ હિસ્સો પાણીથી મળેલો હોય અને ખુલ્લો ભાગ દહ-દર-દહ થી ઓછો હોય તો તે હોઝ પણ શરઇ હોઝ લેખાશે નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૧૭૯) (કબીરી પાનું-૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### આંખમાંથી પાણી નિકળવું વુઝુને તોડનાર છે કે કેમ ?

(૯૨૦) સવાલ :- તેઝ રોશની તથા ધુપની તપીશથી, પ્યાઝ કાપ્વાથી નમાઝમાં ખાંસીને રોકવાથી આંખોમાં પાણી આવી જાય તો એનાથી વુઝુ તુટી જશે ?

જવાબ :- મઝકુર સુરતોમાં આંખોમાંથી પાણીનું નિકળવું, વુઝુને તોડનાર નથી. આંખ દુઃખતી હોય અને તે વખતે ચીકણું પાણી તથા પીપ નિકળે તો વુઝુ તુટી જાય છે. દર્દ વિના અને વિના તકલીફ પાણી નિકળવાથી વુઝુ તુટતું નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૧૩૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વુઝુથી પહેલાં પગને તર કરવું કેવું છે ?

(૯૨૧) સવાલ :- હઝરત મૌલાના થાન્વી (રહ.)ના મવાઇઝ ઇલ્મો-અમલના સફા ૩૩૦ પર મેં જોયું લખ્યું છે કે વુઝુથી પહેલાં પગ તર કરી લેવામાં આવે અને છેવટમાં ધોઇ લેવામાં આવે. ફુકહાએ મુસ્તહબ લખ્યું છે તો એના ઉપર અમલ કરવું કેવું છે ?

જવાબ :- બેહતર છે. અમલ કરી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હૈઝવાળી ઔરતે નમાઝના સમયે શું કરવું જોઇએ ?

(૯૨૨) સવાલ :- ઔરત હૈઝની હાલતમાં નમાઝ પઢી શકતી નથી અને તિલાવત કરી શકતી નથી. પણ બીજા વિર્દ-વઝીફા ચાલુ રાખી શકે છે કે નહીં ? કે તે પણ મના છે ?

જવાબ :- હૈઝવાળી ઔરત નમાઝ અને તિલાવતે કુર્આન સિવાય બીજા ઝિક્ર-અઝકાર અને વિર્દ-વઝીફા ચાલુ રાખી શકે છે. એ જાઇઝ છે. મના નથી. બલ્કે હૈઝવાળી ઔરત માટે મુસ્તહબ છે કે દરેક નમાઝના સમયે વુઝુ કરી મુસલ્લા ઉપર બેસી જેટલો સમય નમાઝમાં લાગે છે તેટલીવાર સુબ્હાનલ્લાહ અને લાઇલાહ ઇલ્લલ્લાહ પઢતી રહે. જેથી ઇબાદતની આદત છુટવા નહીં પામે અને હદીસમાં છે કે આપ (સલ.)એ ફરમાવ્યું હૈઝવાળી ઔરત દરેક નમાઝના સમયે ૭૦ વખત ઇસ્તિગ્ફાર (અસ્તગ્ફિરૂલ્લાહલ્લઝી લાઇલાહ ઇલ્લા હુવલ હય્યુલ કય્યુમ) પઢે તો તેના નામએ અઅમાલમાં એક હઝાર રકઅત લખવામાં આવે છે અને ૭૦ ગુનાહ માફ થઇ જાય છે તેમજ તેના દરજા વધી જાય છે અને તેના ઇસ્તિગફારના દરેક અક્ષરના બદલામાં એક નૂર મળે છે અને શરીરની દરેક નસ્ના બદલામાં હજ અને ઉમ્રો લખવામાં આવે છે. (મજાલિસુલ અબ્રાર અરબી પાનું-૫૬૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### છોકરીને હાફિઝ થવાના સમયમાં હૈઝ આવી જાય તો શું કરે ?

(૯૨૩) સવાલ :- કુર્આન હિફ્ઝ કરવાના ઝમાનામાં છોકરીને હૅઝ આવી જાય અને દર માસ પઢાયના અમુક દિવસ જતા રહે જેથી હિફ્ઝ પુરૂં કરવામાં ખામી આવે છે તો શું કરવું ?

જવાબ :- મઝકૂર ઉઝરને લઇ કુર્આન શરીફની તિલાવતની ઇજાઝત નથી. યાદ કીધેલું ભુલી ન જાય એની તદબીર એ છે કે કપડાં વિગેરેથી કુર્આન શરીફ ખોલી કલમ વિગેરે કોઇ વસ્તુથી પાનું પલ્ટાવી કુર્આનમાં જોઇને ઝુબાન હલાવ્યા વિના મનમાં પઢે. યા કોઇના પાસે પઢાવે અને પોતે સાંભળે એનાથી પણ યાદ રહેવામાં મદદ મળે છે. આ બન્નેવ રીતો જાઇઝ છે અને ઇન્શાઅલ્લાહ યાદ કીધેલ મહફૂઝ રાખવા માટે કાફી થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હસ્ત મૈથુનથી ગુસલ વાજિબ થશે ?**

(૯૨૪) સવાલ :- એક માણસને મુશ્તઝનીની ટેવ છે. તેના ઉપર ગુસલ વાજિબ થશે કે નહીં ?

જવાબ :- લઝ્ઝત હાસિલ કરવાના હેતુએ મુશ્તઝનીનો અમલ હરામ અને મૂજિબે લઅનત છે. મઝકુર અમલ કરવાથી મની શહવતના સાથે નિકળશે તો ગુસલ લાગુ પડી જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાયલોનના મોઝા ઉપર મસહ જાઇઝ છે કે કેમ ?**

(૯૨૫) સવાલ :- હમારે ત્યાં (કેનેડામાં) અરબસ્તાનથી આવેલ યુનિવર્સિટી અને કોલેજના વિદ્યાર્થીઓ નાયલોનના મોઝા પર મસહ કરે છે. મેં એમને મના કર્યું. તેઓ માનતા નથી અને કહે છે કે હમારા જોડા પાક છે. હમો કાલીન પર ચાલીએ છીએ. પછી શા માટે વુઝુ વખતે વારંવાર મોઝા ઉતારીએ? મારા સમજાવ્યા છતાં માનતા નથી તો શું નાયલોનના મોઝા ઉપર મસહ કરી શકાય ?

જવાબ :- હદીસોથી જણાય છે કે હુઝુર (સલ.)એ ખુફ્ફૈન (મોઝાઓ) પર મસહ કર્યો અને ખુફ્ફૈનનો ઇત્લાક ફુકહા (રહ.) અને મુહદ્દિસીન (રહ.)ના નઝદીક ચામડાના મોઝા ઉપર થાય છે. માટે જો ચામડાના હોય તો બિલ્ઇત્તિફાક એના ઉપર મસહ જાઇઝ છે અને જો ચામડાના ન હોય બલ્કે ઉન અને સુતના હોય તો ફુકહાએ એવા મોઝા પર મસહ ના જાઇઝ હોવા માટે નીચેની શર્તો લગાડી છે. (૧) તે એવા દબીઝ, મોટા અને મઝબુત હોય કે એને પહેરી ત્રણ માઇલ ચાલી શકાય (૨) પિંડલી પર બાંધ્યા વિના કાઇમ રહી શકે. (૩) પાણી જઝબ થઇ પગ સુધી ન પહોંચે.

નાયલોનના મોઝા તો દબીઝ હોતા નથી, બલ્કે પાતળા અને હલ્કા હોય છે એને પહેરી ત્રણ માઇલ ચાલવું મુશકિલ છે. ફાટી જવાનો ભય છે, અને જો ફાટે નહીં તો એમાં બીજી ખામી એ છે કે એના ઉપર પાણી નાંખવામાં આવે તો પાણી જઝબ થઇ પગ સુધી પહોંચી જાય છે. જેથી આવા નાયલોનના મોઝા પર મસહ કરવું કોઇના નઝદીક જાઇઝ નથી.

ફક્ત મોઝા અને જોડાનું પાક હોવું મસહ જાઇઝ હોવાની દલીલ બની શકતી નથી. મોઝાનું પાક હોવું તો હર હાલતમાં જરૂરી છે. જેમ કે કપડાંનું પાક હોવું. પરન્તુ મસહના જવાઝ માટે પાક હોવા સાથે એવા મોઝા હોવું જરૂરી છે જેના પર શર્અન મસહ જાઇઝ છે અને તે યા તો ચામડાના હોય અથવા એવા ઉન અને સૂતથી બનેલ કે જેમાં ઉપરની શર્તો મૌજુદ હોય, જ્યારે નાયલોનના મોઝામાં મઝકૂર શર્તો નથી જેથી મસહ જાઇઝ નથી. જો મસહ કરવામાં આવશે તો મુઅતબર ગણાશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# કિતાબુલ અવ્કાત

### સુબ્હે સાદિક પછી નફલ પઢવું

(૯૨૬) સવાલ :- હમારી મસ્જિદના અમુક મુસલ્લી સુબ્હે સાદિક પછી ફર્ઝ અને સુન્નતથી પહેલાં બે રકઅત તહિય્યતુલ મસ્જિદ અને તહિય્યતુલ વુઝુ પઢે છે. તો એમનું આમ કરવું કેવું છે ? એમને મના કરવા પર અમુકનું કહેવું છે કે હમે પોતાની કઝા નમાઝ પઢીએ છીએ. તો શું કઝા પઢી શકાય ?

જવાબ :- હન્ફી મસ્લકમાં સુબ્હે સાદિક પછી સુરજ નિકળી તેઝ થવા સુધી ફજરની ફર્ઝ અને સુન્નત સિવાય તહિય્યતુલ મસ્જિદ, તહિય્યતુલ વુઝુ વિગેરે નફલ પઢવું જાઇઝ નથી. કઝા નમાઝ પઢવું જાઇઝ છે. પરંતુ લોકોથી છુપી રીતે પઢે. લોકોની સામે પઢવું મના છે. જેથી તેઓએ એ વખતે કઝા નમાઝ પઢવી જ હોય તો ઘરમાં પઢે. મસ્જિદમાં લોકો સામે ન પઢે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૩૪૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝવાલથી કેટલા વખત પહેલાં નમાઝ બંધ કરે ?

(૯૨૭) સવાલ :- હમારા નઝદીકના ગામની મસ્જિદના બોર્ડ પર લખેલું છે કે નિસ્ફુ-ન્નહારથી ઝવાલ સુધી કિંવા ઝવાલથી પહેલાં ૪૦ મીનિટ સુધી કોઇ નમાઝ નથી પઢી શકતા. આ ૪૦ મીનિટ વાળી વાત ક્યાં સુધી સહીહ છે ? એ જ મુજબ જુમ્અહના દિવસે પણ નથી પઢી શકતા. આપ ખુલાસો કરશો.

જવાબ :- કલમ અથવા લાકડી ઉભી કરી ઝવાલનો વખત જોઇ શકાય છે. ઝવાલના સમયથી આઠ-દસ મિનિટ પહેલાં નમાઝ બંધ કરી આપે અને પછી આઠ-દસ મિનિટ સુધી બંધ રાખે. વાદળોના ઝમાનામાં ઝવાલનું જાણવું દુશ્વાર છે. એટલા માટે તકવીમના હિસાબથી ૧૦-૧૨ મિનિટ સુધી થોભે, એમાં એહતિયાત છે અને આ કૌલ કે નિસ્ફુ ન્નહારે શરઇથી ઝવાલ સુધી નમાઝ ન પઢવામાં આવે, એમાં વધુ એહતિયાત છે. (શામી ભાગ-૧, પાનું-૩૪૪-૩૪૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ચાશ્તનો વખત અને એની રકઅતો વિષે

(૯૨૮) સવાલ :- ચાશ્તની નમાઝનો વખત અને એની રકઅતો કેટલી છે ?

જવાબ :- ચાશ્તની નમાઝનો વખત સુરજ ઉગ્યા પછીથી ઝવાલ સુધી છે. પરંતુ અફઝલ અને મુખ્તાર કૌલ આ છે કે એક ચોથાઇ (૧/૪) દિવસ ગુઝરવા પછી પઢે. જેમ કે આજ-કાલ ૬-૩૫ એ તુલુએ આફતાબ અને ૬-૫૨ મિનિટે ગુરૂબ છે તો ૯-૪૦ થી ઝવાલ સુધી ચાશ્તની નમાઝ પઢી શકાય છે. એની ચાર રકઅત છે. બે રકઅત પણ પઢી શકાય છે અને વધુ પઢવા ચાહે તો ૧૨ રકઅત પણ પઢી શકાય છે. (દુર્રે મુખ્તાર શામી સાથે, ભાગ-૧, પાનું-૬૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તહજ્જુદનો ટાઇમ

(૯૨૯) સવાલ :- તહજ્જુદનો ટાઇમ ક્યારથી શરૂ થાય છે ?

જવાબ :- મુખ્તાર મઝહબ એ છે કે તહજ્જુદનો ટાઇમ અર્ધી રાત પછી શરૂ થઇ જાય છે. તે પહેલાં સુવામાં આવે કે ન આવે. સુવું શર્ત નથી. હા, સુવા પછી ઉઠીને પઢવું બેહતર છે.

'ફતાવા અઝીઝી'માં છે :- 'અવ્વલ વક્તે આં બઅદં અઝ નિસ્ફ શબસ્ત સવાઉન સબકહુ-ન્નવ્મુ અમ લા.' (ભાગ-૨, પાનું-૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇશ્રાકની નમાઝનો ટાઇમ**

(૯૩૦) સવાલ :- ઇશ્રાકની નમાઝનો ટાઇમ શું છે ?

જવાબ :- ઇશ્રાકની નમાઝનો ટાઇમ સુરજ નિકળવા પછી આશરે ૧૨-૧૫ મિનિટે શરૂ થાય છે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૦૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

  

# બાબુલ અઝાન વલ્ઇકામત

### મુઅઝ્ઝિન કેવા હોવા જોઇએ ?

(૯૩૧) સવાલ :- બાંગી સાહબ કેવા હોવા જોઇએ ? ગેર પાબંદ અને ફાસિકને બાંગી તરીકે રાખી શકાય કે નહીં ?

જવાબ :- મુઅઝ્ઝિન સાહબ સાલેહ, દીનદાર હોવા જોઇએ. ગેર પાબંદ અને ફાસિકને મુઅઝ્ઝિન તરીકે રાખવું દુરૂસ્ત નથી. અલ્લાહના ઘરના મુઅઝ્ઝિન પઢેલા, દીનના અહકામ ખાસ કરી નમાઝ અને અઝાનને લગ્તા મસાઇલ અને સુન્નતો તથા નમાઝના ટાઇમો ઝવાલ, સુબ્હે કાઝિબ, સુબ્હે સાદિક, શફકે અહમર, શફકે અબ્યઝ વિગેરેના જાણકાર, દીનદાર, બુલંદ અવાઝ, ખૂશ ઇલ્હાન, અઝાનના શબ્દોને સહીહ અદા કરનારા હોવા જોઇએ. હદીસમાં છે "લયુઅઝ્ઝિનુ લકુમ ખિયારૂકુમ" અર્થાત :- તમારામાંના નેક લોકો અઝાન આપે. (અબૂ-દાવુદ ભાગ-૧, પાનું-૯૪)

અને ફતાવા આલમગીરીમાં છે :- વયમ્બગી અંય્યકુનલ મુઅઝ્ઝિનુ રજુલન આકિલન, સાલિહન, તકિય્યન, આલિમન બિસ્સુન્નતિ,

અર્થાત :- મુઅઅઝ્ઝિન આકિલ, સમજદાર, નેક, પરહેઝગાર અને સુન્નત તરીકાના જાણકાર હોવા જોઇએ. (ભાગ-૧, પાનું-૫૩) (નુરૂલ ઇઝાહ પાનું-૪૫)

આ ઝમાનામાં મુઅઝ્ઝિનમાં મઝકુર અવ્સાફો જોવામાં આવતા નથી. સસ્તા પગારના મુઅઝ્ઝિનની તલાશ હોય છે. જેઓ અઝાન સહીહ પઢી શકતા નથી. અઝાનના કલિમાતને લાંબા-ટુંકા કરી રાગળા મારી અઝાનની રૂહને ફના કરી દે છે. જેથી અઝાન દોહરાવ્વા લાયક હોય છે. એવી રીતે કે અશહદુના બદલે અશ્શદો, હય્ય-અલસ્સલાહના બદલે હય્યા લસ્સલાહ, હય્ય અલલ ફલાહના બદલે હય્યા લલ-ફલાહ, અલ્લાહની જગ્યાએ આલ્લાહ, અકબરની જગ્યાએ આકબર અને અકબાર અને હય્યમાં મોટી હે ની જગ્યાએ નાની હે પઢવામાં આવે છે.... આવી ઘણી ભૂલો કરે છે.

ઇમામ સાહબ વિગેરે જાણકાર લોકો ધકવા દે છે. ઇસ્લાહ કરતા નથી. ઇમામો ઉપર એની મોટી ઝિમ્મેદારી છે. અઝાન માત્ર 'પુકાર'નું નામ નથી. અઝાન ઇબાદત છે. ઇસ્લામી અઝીમુશ્શાન શિઆર છે. એને એના શાયાને શાન તરીકા અનુસાર અમલમાં લેવાય તો જ ઇસ્લામી શાન માલમ પડે અને દિલ મુતવજ્જેહ થઇ શૌકથી સાંભળે અને એની બરકતો ઝુહુરમાં આવે. ખુદાપાક મુતવલ્લીઓને તૌફીક આપે કે પાબંદ અને સહીહ અઝાન પઢનારા બુલંદ આવાઝ, ખુશ ઇલ્હાન મુઅઝ્ઝિન રાખે કે જેથી ઇસ્લામી શાન માલુમ પડે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઉભા ઉભા ઇકામતની રાહ જોવી

(૯૩૨) સવાલ :- નમાઝીઓ મસ્જિદમાં આવી ઉભા રહી ઇકામત હોવાની રાહ જુએ છે. બે માણસો આ બાજુ ઉભા રહી વાતો કરે છે, તો ચાર માણસો ઉભા છે. બેસતા નથી. એનો શું હુકમ છે ? ખુલાસો કરશો.

જવાબ :- મસ્જિદ ખુદાઇ દરબાર છે. દુન્યવી બાદશાહોનો દરબાર ખુદાઇ દરબારની સામે હેચ છે. કોઇ હકીકત ધરાવતો નથી. ખુદાના મુકર્રબ બંદાઓ મસ્જિદમાં કદમ મુકતાં ગભરાતા અને કાંપતા હતા. મસ્જિદમાં આવી અદબથી બેસી જતા. ઝિકરૂલ્લાહમાં મશ્ગુલ રહેતા, ત્યારે હમારી હાલત તો એ થઇ ગઇ

છે કે મસ્જિદને જલ્સાગાહ જેમ સમજાય છે. ઉભા ઉભા ઇકામત (તકબીર)ની રાહ જુએ છે. ટોળી બની વાતોમાં મશ્ગુલ રહે છે. સવાબ અને ફરિશ્તાઓની દુઆ લઇ જવાના બદલે બદદુઆ લઇને જાય છે. આપ (સલ.) ફરમાવે છે કે ફરિશ્તાઓ લોકોને મસ્જિદમાં વાતો કરતા જોઇ કહે છે :- 'ઉસ્કુત યા વલિયલ્લાહ' (એ ખુદાના વલી ચુપ રેહ) અગર વાતો ચાલુ રાખે છે તો કહે છે 'ઉસ્કુત યા બગીઝલ્લાહ' (એ ખુદાના દુશ્મન ચુપ રેહ) હજુ વાતો ચાલુ રાખે છે તો કહે છે 'ઉસ્કુત લઅનતુલ્લાહિ અલય્ક' (તારા ઉપર ખુદાની લઅનત, ખામોશ થઇ જા) (કિતાબુલ મુદખલ ભાગ-૨, પાનું-૫૫)

'ફતાવા આલમગીરી'માં છે 'ઇઝા દખલ-રજુલુ ઇન્દલ ઇકામતિ યુકરહુ લહુલ ઇન્તિઝારૂ કાઇમન વલાકિન યકઉદુ સુમ્મ યકૂમુ ઇઝા બલગલ મુઅઝ્ઝિનુ કવ્લહુ હય્ય અલલ ફલાહ'.

અર્થાત :- ઇકામત વખતે આદમી મસ્જિદમાં આવે તો બેસી જાય. ઉભા ઉભા ઇકામત થવાની (અથવા ઇમામની) રાહ નહીં જુએ. મકરૂહ છે.

ઇમામ હાઝિર ન હોય અને ઇકામત શરૂ થઇ જાય તો પણ 'હય્ય અલલ ફલાહ' લગી બેસી રહે. અગર એ દરમિયાન ઇમામને આગળથી આવતાં જુએ તો ઉભા થઇ જાય, અને જો ઇમામ પાછળથી આવે તો જે સફથી ઇમામ આગળ વધે તે સફવાળા ઉભા થાય. ઇમામને પાછળ મુકી ઉભા થઇ જવું ખોટું છે. (ભાગ-૧, પાનું-૩૫) (શામી ભાગ-૧, પાનું-૪૪૭)

સારાંશ કે મસ્જિદમાં આવે તો અગર મકરૂહ ટાઇમ ન હોય તો તહિય્યતુલ મસ્જિદ, તહિય્યતુલ વુઝુની બે રકઅત પઢે. સુન્નતનો ટાઇમ હોય તો સુન્નત પઢી જમાઅતના ઇન્તિઝારમાં ફઝીલતની જગ્યા પકડી બેસે અને ઝિકરૂલ્લાહમાં મશ્ગુલ રહે તો નમાઝમાં ખુશુઅ-ખુઝુઅ પણ નસીબ થશે. નહીં તો દુન્યવી ખ્યાલાતમાં ભટકતો રહેશે. જેમ કે શાઇર કહે છે :-

"હાથ બાંધે ખળે હેં સફ પર સબ અપને-અપને ખ્યાલમેં હેં.
ઇમામે મસ્જિદસે કોઇ પૂછે નમાઝ કિસ્કો પળ્હા રહા હે ?"

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ટેપરેકાર્ડ દ્વારા અઝાન મોઅતબર ગણાશે ?

(૯૩૩) સવાલ :- જમાઅતની નમાઝની અઝાન અગર ટેપરેકાર્ડ દ્વારા (કે જેમાં અઝાન ઉતારેલી હોય) મુકી માઇક દ્વારા આપવામાં આવે તો અઝાન સહીહ ગણાશે કે નહીં ? અને એ અઝાનથી નમાઝ સહીહ ગણાશે કે કેમ ?

જવાબ :- ટેપરેકાર્ડ મુકી માઇકમાં અઝાન આપવામાં આવે એ અઝાન મોઅતબર ગણાશે નહીં. સહીહ રીતે ફરીથી અઝાન આપવી જરૂરી છે. નહીં તો વગર અઝાને અને ખિલાફે સુન્નત નમાઝ પઢેલી ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇકામત પહેલી સફમાં કહે કે ત્રીજી-ચોથી સફમાં કહે તો ચાલે ?

(૯૩૪) સવાલ :- નમાઝીઓ ઘણાં હોય તો પણ ઇકામત (તકબીર) પહેલી સફમાં કહેવી જોઇએ કે દરમિયાનની સફમાં પણ કહી શકાય છે ?

જવાબ :- થોડા નમાઝીઓ હોય અને પહેલી સફમાં તકબીર કહેવાથી બધાને અવાઝ પહોંચી જતી હોય તો પહેલી સફમાં કહેવું બેહતર છે. અગર અવાઝ પહોંચતી ન હોય તો દરમિયાનની કોઇ પણ સફમાં તકબીર કહી શકાય છે, જેથી આગલા-પાછલા બધા નમાઝીઓ સાંભળી શકે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામને આગાહ કરવા બાંગી સાહબ ખંખારે તો કેવું છે ?**

(૯૩૫) સવાલ :- હર નમાઝની જમાઅતની તૈયારી વખતે ઇમામ સાહબ પહેલી સફમાં બેસેલા હોય છે અને બાંગી સાહબ જમાઅતની તૈયારી વખતે ખંખારો કરે છે ત્યારે ઇમામ આગળ મુસલ્લા પર જાય છે અને પછી તકબીર પઢે છે. તો ખંખારવું કેવું છે ? ખુલાસાવાર જણાવશો.

જવાબ :- જ્યારે ઇમામ સાહબ પહેલી સફમાં બેસેલા હોય છે તો ખંખારો કરવો બિન જરૂરી અને ફુઝૂલ હરકત છે. હાં, હુજરામાં હોય તો જમાઅતની તૈયારીની જાણ કરવા ખંખારો કરવામાં વાંધો નથી. ફક્ત ખુદપાક વધુ જાણનાર છે.

**દરમિયાને તિલાવત અઝાન શરૂ થઇ જાય તો શું હુકમ છે ?**

(૯૩૬) સવાલ :- કુર્આન શરીફની તિલાવત કરી રહ્યા હોય અને તે દરમિયાન અઝાન શરૂ થઇ જાય તો તિલાવત જારી રાખવું કે અઝાનનો જવાબ આપવો ?

જવાબ :- મસ્જિદમાં હોય તો તિલાવત જારી રાખવાની ઇજાઝત છે. મકાનમાં હોય તો તિલાવત બંધ કરી, અઝાનનો જવાબ આપવો જોઇએ. અલ્બત્ત બીજા મહોલ્લાની મસ્જિદની અઝાન હોય તો મકાનમાં પણ તિલાવત જારી રાખવામાં વાંધો નથી. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૧૬-૧૧૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇકામતમાં શહાદતેન અને હય્ય અલતેન કેટલી વાર પઢવું ?**

(૯૩૭) સવાલ :- શું ફર્માવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે અહીં દુબઇમા ઘણા હિન્દુસ્તાની-પાકિસ્તાની વેપાર-ધંધા માટે મુકીમ છે. નમાઝની અદાએગી માટે એક ઇબાદતખાનું બનાવ્યું છે. ઇકામત આપણાં દેશ જેમ જ થાય છે. એટલે શહાદતૈન અને હય્યઅલતૈન બે-બે વખત કહે છે. એના પર અમુક અરબો ઇન્કાર કરે છે અને કહે કે એ કલિમાતને એક-એક વખત કહેવું જોઇએ. તફસીલથી લખશો જેથી અરબોને બતાવીએ.

જવાબ :- ઉલમાનો એમાં ઇખ્તિલાફ છે કે શહાદતના કલિમા તથા હય્ય અલલ ફલાહ અને હય્ય અલસ્સલાહ'ના કલિમાને એક-એક વખત કહેવા કે બે-બે વખત. ઇમામ અબૂ હનીફા (રહ.), ઇમામ સુફયાન સૌરી (રહ.), ઇબ્ને મુબારક (રહ.) અને અહલે કુફાના નઝદીક બે-બે વાર કહેવું મસ્નુન છે અને એ હદીસથી સાબિત છે, વિના દલીલ નથી. હમો અત્રે અમુક રિવાયતો ઝિક્ર કરીએ છીએ, જેની તફસીલ જોવી હોય તો હદીસોની કિતાબો જોઇ લેશો.

ઇમામ અબૂ હનીફા (રહ.) વિગેરે મુહદ્દિસોની અઝાન અને ઇકામતના વિષે બધાંથી મઝબુત અને અસલ દલીલ હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન અબ્દે રબ્બિહી (રદી.)નો તે ખ્વાબ વાળો કિસ્સો છે કે જેનાથી અઝાન સાબિત થઇ છે. એમણે ખ્વાબમાં એક ફરિશ્તાને અઝાન દેતા જોયા અને સવારમાં હુઝૂર (સલ.)ની ખિદમતમાં હાજર થયા. આપ (સલ.)એ એમનું ખ્વાબ સાંભળી હઝરત બિલાલ (રદી.)ને એ ખ્વાબના મુવાફિક અઝાન દેવાનો હુકમ કર્યો અનેએ એત્તેબારથી આ વહીએ હુકમી છે. ખ્વાબવાળી હદીસ આ છે.

'મુસન્નફ ઇબ્ને અબી શય્બહ' (આ હદીસની મશ્હુર કિતાબ છે. જેના કર્તાનું નામ 'અબુબકર અબ્દુલ્લાહ' છે. એમની જલાલી શાન માટે એ કાફી છે કે એઓ ઇમામ બુખારી (રહ.), ઇમામ મુસ્લિમ (રહ.), ઇમામ અબૂદાઉદ (રહ.), ઇમામ ઇબ્ને માજા (રહ.)ના ઉસ્તાદોમાંથી છે. સન ૨૩૫ હિજરીમાં વફાત પામ્યા (રહ.) એ અબ્દુર્રહમાન બિન અબી લય્લાથી સહીહ સનદ સાથે રિવાયત કરી છે. 'કાલ હદસના અસ્હાબુ મુહમ્મદિન (સલ.), ઇન્ન અબ્દુલ્લાહ બિન ઝય્દિલ અન્સારી (રદી.) જાઅ ઇલ ન્નબિય્યિ

(સલ.) ફકાલ (અર્થાત) અબ્દુર્રહમાન બિન અબી લય્લા ફરમાવે છે કે હમારાથી હુઝુર (સલ.)ના સહાબાએ બયાન કર્યું કે હઝરત અબ્દુલ્લાહ બિન ઝેદ અન્સારી (રદી.) હુઝુર (સલ.)ની ખિદમતમાં તશરીફ લાવ્યા અને કહ્યું કે યા રસુલુલ્લાહ (સલ.) મેં ખ્વાબમાં જોયું કે એક માણસ દીવાર પર ઉભેલા છે અને બે લીલી ચાદરોમાં છે. તેમણે અઝાનના કલિમાતને બે-બે વાર અદા કર્યા અને ઇકામતના શબ્દોને પણ બે-બે વાર કહ્યા. ત્યાર પછી બેસી ગયા. તે માણસની અઝાન, ઇકામતને બિલાલ (રદી.) સાંભળી ઉભા થયા અને એમણે પણ અઝાનના અલ્ફાઝને બે-બે વાર અદા કર્યા અને ઇકામતના અલ્ફાઝને પણ બે-બે વાર અદા કર્યા.' (મુસન્નફ ઇબ્ને અબી શય્બહ, ભાગ-૧, પાનું-૩૦૨)

આ હદીસની સનદ વિષે અલ્લામહ મુહદ્દિસ શેખ ઇબ્ને દકીકુલ ઇદે 'ઇમામ'માં ફર્માવ્યું છે. 'વહાઝા રિજાલુહુ રિજાલુ સ્સહીહિ વહુવ મુત્તસિલુન અલા મઝહબિલ જમાઅતિ ફી અદાલતિ-સ્સહાબતિ વઇન્ન જહાલત અસ્માઇહિમ લા તઝુર્રૂ, યઅની' આ હદીસના રિજાલ બિલ્કુલ સહીહ છે અને આ હદીસ મુહદ્દિસીનના મઝહબની રૂએ સહાબાના આદિલ હોવાના કારણે મુત્તસિલુ સ્સનદ છે અને મરવી અન્હુમ (જે સહાબાથી રિવાયત કીધેલ છે) તેઓના નામોથી અંજાણ હોવું મુઝિર નથી. (આસારૂ સ્સુનન, ભાગ-૧, પાનું-૫૨) કર્તા અલ્લામહ નેમવી. (રહ.)

અલ્લામહ ઇબ્ને તુરકમાનીએ 'જૌહરે નકી'માં ફરમાવ્યું છે કે ઇબ્ને હઝમ ફરમાવે છે કે મઝકુર હદીસની સનદ બિલ્કુલ સહીહ છે. (આસારૂસ્સુનન ભાગ-૧, પાનું-૫૨)

એ જ પ્રમાણે એ હદીસને બય્હકીએ 'ખિલાફિય્યાત'માં અબુ ઉમૈસથી રિવાયત કીધી છે. અર્થાત :- અબુ ઉમૈસ ફરમાવે છે કે મેં હઝરત અબ્દુલ્લાહથી સાંભળ્યું એમણે એમના વાલિદ મુહમ્મદથી અને તેમણે પોતાના વાલિદ અબ્દુલ્લાહ બિન ઝૈદ અન્સારી (રદી.)થી રિવાયત કીધી છે કે એમને ખ્વાબમાં અઝાન તથા ઇકામત બે-બે વખત કહેવાની હાલતમાં દેખાડી છે. હાફિઝે 'દિરાયહ'માં ફરમાવ્યું કે આ હદીસની સનદ સહીહ છે. (આસારૂ-સ્સુનન ભાગ-૧, પાનું-૫૨)

ઇમામ તહાવી (રહ.) એ અ. રેહમાન બિન અબી લય્લાથી રિવાયત કીધી છે કે આપ ફર્માવે છે કે મને હુઝુર (સલ.)ના સહાબાએ બયાન કર્યું કે અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદી.) એ ખ્વાબમાં અઝાન જોઇ. પછી હુઝુર (સલ.)ની ખિદમતમાં આવી પોતાનો ખ્વાબ બયાન કર્યો. હુઝુર (સલ.)એ ફરમાવ્યું (તમે ખ્વાબમાં અઝાનના જે કલિમાત સાંભળ્યા છે) તે બિલાલ (રદી.) ને સિખાડી આપો. જેથી હઝરત બિલાલ (રદી.) એ (અઝાન સીખીને) અઝાન આપી અને અઝાનના કલિમાને બે-બે વાર કહ્યાં અને ઇકામતના કલિમાને પણ બે-બે વાર કહ્યા. ઇમામ તહાવી (રહ.) ફરમાવે છે કે 'વઇસ્નાદુહુ સહીહુન' યઅની આ હદીસની સનદ સહીહ છે. (તહાવી શરીફ ભાગ-૧, પાનું-૮૦) અને પછી ફરમાવે છે. અર્થાત :- આ આસારમાં સરાહતન આ વાત છે કે હઝરત બિલાલ (રદી.)એ હુઝુર (સલ.)ના હુકમ પર હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ અન્સારી (રદી.)થી અઝાન, ઇકામત સીખી. પછી હઝરત બિલાલે અઝાન અને ઇકામતમાં શહાદતના તથા હય્ય અલલ ફલાહના કલિમાને બે-બે વાર કહ્યા. (તહાવી શરીફ ભાગ-૧ પાનું-૮૦)

બીજી દલીલ :- અબ્દુ રેઝ્ઝાક ફરમાવે છે મેં મિનામાં ઇમામ સૌરી (રહ.)ની અઝાન સાંભળી, એમણે અઝાનમાં 'અશહદુ અલ્લાઇલાહ ઇલ્લલ્લાહ' બે વાર 'અશહદુ અન્ન મુહમ્મદર રસુલુલ્લાહ' બે વાર પછી છેવટ સુધી એવી રીતે અઝાન અને ઇકામત આપી જેમ કે ઉપર અ. રેહમાન બિન અબી લય્લાની હદીસમાં ઝિક્ર થયું. (મુસન્નફ અબ્દુ રેઝ્ઝાક, ભાગ-૧ પાનું-૪૬૨)

ત્રીજી દલીલ :- હમોને અ. રેઝ્ઝાકે બયાન કર્યું, તે ફરમાવે છે હમોને મઅમરે બયાન કર્યું અને એમને હમ્માદે અને એમને ઇબ્રાહીમે અને એમને અસ્વદ બિન યઝીદે બયાન કર્યું કે હઝરત બિલાલ (રદી.) અઝાન અને ઇકામતના અલ્ફાઝ બે-બે વાર કહ્યા કરતા હતા અને અઝાન અને ઇકામતની શરૂઆત પણ

તકબીરથી કરતા અને ઇખ્તિતામ પણ તકબીરથી કરતા. (મુસન્નફ અબ્દુર્રઝઝાક, ભાગ-૧, પાનું-૪૬૨)

ચોથી દલીલ :- અસ્વદ હઝરત બિલાલ (રદી.)થી રિવાયત કરે છે કે એમની અઝાન અને ઇકામત બે-બે વાર હતી. (મુસન્નફ અબ્દુર્રઝઝાક ભાગ-૧, પાનું-૪૬૩)

પાંચમી દલીલ :- તિર્મિઝીએ હઝરત અબ્દુલ્લાહ બિન ઝેદ (રદી.)થી રિવાયત કીધી છે. ફરમાવે છે કે હુઝુર (સલ.)ની અઝાન અને ઇકામતના અલ્ફાઝ બે-બે હતા. (તિર્મિઝી શરીફ ભાગ-૧, પાનું-૨૭)

છઠ્ઠી દલીલ :- અસ્વદ, બિલાલ (રદી.)થી રિવાયત કરે છે કે હઝરત બિલાલ (રદી.) અઝાન અને ઇકામતના અલ્ફાઝ બે-બે વાર કહેતા હતા. (તહાવી શરીફ, ભાગ-૧, પાનું-૮૧)

સાતમી દલીલ :- અબ્દુલ અઝીઝ બિન રફીઅથી રિવાયત છે એમણે કહ્યું કે મેં અબૂ મહઝૂરહ (રદી.)ને અઝાન દેતાં સાંભળ્યા છે. તેઓ અઝાનના અલ્ફાઝ બે-બે વાર કહેતા હતા અને ઇકામતના અલ્ફાઝ પણ બે-બે વાર કેહતા હતા. (તહાવી શરીફ ભાગ-૧, પાનું-૮૧)

આઠમી દલીલ :- મકહૂલથી રિવાયત છે કે ઇબ્ને મુહય્રીઝ (રદી.)એ એમને હદીસ બયાન કીધી કે એમણે અબૂ મહઝુરહથી સાંભળ્યું તેઓ ફર્માવતા હતા કે મને રસુલુલ્લાહ (સલ.)એ ઇકામતના ૧૭ કલિમાત સિખાવ્યા છે. અલ્લાહુ અકબર ચાર વાર, અશહદુ અલ્ લાઇલાહ ઇલ્લલ્લાહ બે વાર, અશહદુ અન્ન મુહમ્મદ-ર્રસુલુલ્લાહ બે વાર, હય્ય અલસ્સલાહ બે વાર, હય્ય અલલ ફલાહ બે વાર, કદકામતિસ્સલાહ બે વાર, અલ્લાહુ અકબર બે વાર, લાઇલાહ ઇલ્લલ્લાહ એક વાર (અને સત્તર કલિમા તે વખતે થશે જ્યાર શહાદત અને હય્ય અલલ ફલાહ તથા હય્યં અલસ્સલાહના કલિમાતને બે-બ વાર કહેવામાં આવે.) (તહાવી શરીફ ભાગ-૧, પાનું-૮૧)

નવમી દલીલ :- ઇબ્રાહીમ (રહ.)થી રિવાયત છે. એમણે કહ્યું કે સૌબાન (રદી.) અઝાનના કલિમાત બે-બે વાર કહેતા હતા અને ઇકામતના કલિમાતને પણ બે-બે વાર અદા કરતા હતા. (તહાવી શરીફ ભાગ-૧, પાનું-૮૧)

સારાંશકે આ હદીસો અને આસારને ધ્યાનમા રાખી હન્ફીઓના નઝદીક ઇકામતમાં શહાદત અને હય્ય અલલ ફલાહ અને હય્ય અલસ્સલાહના કલિમાતને બે-બે વાર કહેવું મસ્નૂન છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ માટે જગાડવું**

(૯૩૮) સવાલ :- હમારા મહોલ્લામાં લોકો રાત્રે મોડા સુતા હોવાથી સવારમાં ફજરની નમાઝમાં શામિલ થતા નથી. એટલા માટે સવારની અઝાન પછી અમુક આદમી મહોલ્લામાં ફરીને લોકોને ઉઠાડે છે અને નમાઝ માટે બોલાવે છે. એવી રીતે જમાઅતમાં લગભગ ૧૦૦ આદમી શરીક થઇ જાય છે. આમ કરવામાં ન આવતાં ૨૫ થી ૩૦ આદમી થાય છે. અમુકનું કહેવું છે કે લોકોને આ રીતે નમાઝ માટે ઉઠાડવું ગુનોહ છે. તો શરીઅતનો શું હુકમ છે ? અને ઉઠનારા માણસો એનાથી રાઝી પણ છે. ખુલાસો કરશો.

જવાબ :- અસલ હુકમ એ જ છે કે તસ્વીબ (અઝાન પછી એ'લાન) મકરૂહ છે, કેમ કે અઝાન કાફી છે. અઝાન પછી એ'લાનની જરૂરત રહેતી નથી બલ્કે એનાથી અઝાનની અહમિયત ઘટી જાય છે. પરંતુ અફસોસ કે ખુદાઇ બુલાવા 'હય્ય અલસ્સલાહ' 'હય્ય અલલ ફલાહ'ની મુસલમાન પરવા કરતો નથી. ગફલત વર્તે છે. એટલા માટે અમુક આલિમોએ ગાફિલોને આગાહ કરવા ઇજાઝત આપી છે. (મજાલિસુલ અબ્રાર પાનું-૨૮૭ મજલિસ-૪૮) (કબીરી પાનું-૩૬૧) (નુરૂલ ઇઝાહ પાનું-૬૨) (શામી ભાગ-૧, પાનું-૩૬૧-૩૬૨)

બેશક ! સવારનો વખત ગફલતનો છે. ગાફિલોને બેદાર કરવા અને નમાઝ બાજમાઅતના આદી બનાવ્વા માટે હિમ્મતવાન લોકો જગાડવા નિકળતા હોય તો એમને રોકવાની જરૂરત નથી. જૂયાં સુધી જરૂરત હોય આ અમલ જારી રાખી શકાય છે. પરંતુ કામ સલીકાથી થવું જોઇએ. તમાશો ન બનાવી લેવામાં આવે અને મુસલમાનની તકલીફનો સબબ ન બને, ઔરતો અને મઅઝુરો મકાનોમાં નમાઝ અને ઝિકરૂલ્લાહમાં મશ્ગુલ હોય તો એમનાં લિહાઝ રાખવામાં આવે. લોકોને જોઇએ કે ગાફિલોમાં પોતાનો શુમાર ન કરાવે અને લોકોને ઉઠાડવાની તકલીફથી બચાવે.

મહાન બુઝુર્ગ હઝરત શૈખ સઅદી (રહ.)એ સહીહ કહ્યું છે -

ગુફતમ ઇં શર્તે આદમિયત નેસ્ત.

મુર્ગ તસ્બીહખ્વાં વમન ખામોશ.

યઅની આ મુરૂવ્વતથી ઘણું જ દૂર છે કે જંગલના પશુ-પંખીઓ તો ખુદાની યાદમાં મશ્ગુલ હોય અને હું મુસલમાન હોવા છતાં ગાફિલ પડ્યો રહું.

ખૈરે કુન અય ફુલાં વ ગનીમત શુમાર ઉમ્ર
ઝાં પેશતર કે બાંગ બર આયદ ફુલાં ન માન્દ.

પસ એ આદમી નેકીઓમાં મશ્ગુલ રેહ અને ઝિંદગીને ગનીમત સમજ એથી પહેલાં કે (ગલી કુચોમાં તમારા માટે) એલાન થાય કે ફુલાણો ગુજરી ગયો. (ગુલિસ્તાં) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફજરની અઝાનમાં અસ્સલાતુ ખૈરૂમ મિનન્નૌમનું છુટી જવું**

(૯૩૯) સવાલ :- બાંગી સાહબ ફજરની અઝાનમાં 'અસ્સલાતુ ખૈરૂમ મિનન નૌમ' કહેવું ભુલી જાય તો અઝાન સહીહ થઇ જશે કે દુહરાવ્વી પડશે ?

જવાબ :- જો અઝાન દરમિયાન જ યાદ આવી જાય તો જે કલિમાત છુટી ગયા છે ત્યાંથી છેવટ સુધીના કલિમાત કહી અઝાન પુરી કરે, અને જો અઝાન પુરી કર્યા પછી તરત જ યાદ આવે તો ગલતી સુધારી છેવટ સુધીના કલિમાતને દોહરાવી લે, અને જો કાફી ટાઇમ ગુઝરી જવા પછી યાદ આવે તો દુહરાવવાની જરૂરત નથી. (આલમગીરી ભાગ-૧, પાનું-૩૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામ અઝાન આપે તો તકબીર કોણ કહે ?**

(૯૪૦) સવાલ :- હમારા મહોલ્લાની મસ્જિદના બાંગી મુકર્રર નથી. જેથી ઇમામ જ અઝાન આપે છે. તકબીર માટે ઇમામ જેને રજા આપે તે જ કહે કે પછી ઇમામની રજા સિવાય કોઇ પણ માણસ તકબીર કહી શકે ?

જવાબ :- અફઝલ એ જ છે કે જે માણસ અઝાન કહે તે જ ઇકામત કહે. ઇકામતનો હક મુઅઝઝિનનો છે. અલ્બત્ત મુઅઝઝિનની ગૈર હાજરીમાં અથવા એની રજાથી કોઇ બીજો માણસ ઇકામત કહે તો વિના વાંધે જાઇઝ છે. (આલમગીરી ભાગ-૧, પાનું-૩૩)

આપને ત્યાં મુઅઝઝિન મુકર્રર નથી. ઇમામ સાહબ જ અઝાન આપે છે તો તેઓ જમાઅત સમયે તકબીર કહી મુસલ્લા ઉપર જઇ નમાઝ પઢાવે અથવા એમની રજાથી કોઇ બીજો માણસ તકબીર કહે. એમની રજા સિવાય અગર બીજો કોઇ ઇકામત કહે અને તેઓ એની ઇકામતથી નારાઝ હોય તો મકરૂહ છે. (આલમગીરી ભાગ-૧, પાનું-૩૩) (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સિનેમા જોનાર તથા કવ્વાલી સાંભળનારની અઝાન અને ઇકામત**

(૯૪૧) સવાલ :- એક માણસ નમાઝી છે, પણ સિનેમા જુએ છે અને કવ્વાલી સાંભળવાનો પણ શોકીન છે. તે કદી કદી અઝાન અને ઇકામત કહે છે તો કાંઇ વાંધો છે ?

જવાબ :- હાઝિરીનમાં એનાથી અફઝલ અને પરહેઝગાર માણસ અઝાન અને ઇકામત કહેનાર મૌજુદ હોય તો તે અઝાન અને ઇકામત કહે. અગર એનાથી અફઝલ કોઇ ન હોય તો એની અઝાન અને ઇકામત વગર વાંધે જાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બાંગી સાહબની રજા વગર ઇકામત કહેવી**

(૯૪૨) સવાલ :- મુઅઝઝિનની રજા વગર બીજી કોઇ વ્યક્તિ તકબીર કહી શકે કે કેમ ?

જવાબ :- બાંગી સાહબ ટાઇમસર હાજર થતા ન હોય અને ઇન્તિઝાર કરવામાં નમાઝીઓને તકલીફ થતી હોય તો તેમની રજા વગર બીજો માણસ ઇકામત કહી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફજરની અઝાન સુબ્હ સાદિક પછી તુરત અપાય ?**

(૯૪૩) સવાલ :- હમારે ત્યાં ફજરની અઝાન સુબ્હે સાદિક પછી પાંચ મિનિટે અપાય છે તો અમુક લોકો સુબ્હે સાદિક પછી દસ મિનિટ પછી આપવામાં પણ કરાહત સમજે છે તો ખુલાસો કરશોજી. સુબ્હે સાદિક પછી અઝાન આપવું કેવું છે ?

જવાબ :- હિસાબમાં અને ઘડિયાળના ટાઇમમાં પણ ફર્ક હોય શકે છે માટે એહતિયાત બેહતર છે. દસ મિનિટ નહી તો સાત મિનિટ થોભી અઝાન આપવું બેહતર છે.

'શમ્શી તકવીમ'માં નીચે પ્રમાણે સુચના લખી છે. 'યાદ રાખવું કે આ ટાઇમ ટેબલો હિસાબી ગણત્રીના છે. તે ઉપર ભરોસો કરવો કે એકાદ મિનિટ પણ આગળ-પાછળ નહીં થાય એ ઠીક નથી. તેનો આધાર ગણત્રી ઉપર જ હોવાથી ભુલનો દરેક સંભવ છે. વળી ઘડિયાળના સમયમાં પણ ઘણીવાર કાંઇને કાંઇ ફેર થતો હોવાથી રોઝહ-નમાઝની અદાયગીમાં નીચે જણાવેલ એહતિયાત જરૂરી છે.'

(૧) સુબ્હે સાદિકના લખેલા સમયથી દસ મિનિટ પહેલાં જ સેહરીનો છેવટનો સમય સમજવો.

(૨) સુબ્હે સાદિકના જણાવેલા ટાઇમથી પાંચ (બલ્કે દસ) મિનિટ પછી જ ફજરની અઝાન આપવી.

(૩) તુલુઅના બતાવેલા વખતથી પાંચ મિનિટ પહેલાં જ ફજરની નમાઝ પઢીને પરવારી જવું.

(૪) અસર માટે શરૂઆતનો ટાઇમ લખ્યો છે. તેના પાંચ મિનિટ પછી અઝાન દેવી.

(૫) ગુરૂબના જણાવેલા વખતથી પાંચ મિનિટ પછી જ અઝાન આપવી.

(૬) ઇશાંની શરૂઆતનો ટાઇમ લખ્યાં છે તેથી પાંચ (બલ્કે દસ) મિનિટ પછી અઝાન આપવી.

(શમ્શી તકવીમ)

સુબ્હે સાદિક થતાંની સાથે અઝાન આપી શકાય છે, પણ સુબ્હે સાદિકની પેહચાન મુશ્કિલ છે અને ટાઇમ ટેબલ જન્તરીના હિસાબ ઉપર ભરોસો કરી શકાય નહીં. ભુલ હોય શકે છે અને ઘડિયાળમાં પણ ફર્ક હોય છે, માટે સુબ્હે સાદિકના લખેલા ટાઇમથી દસ મિનિટ પહેલાં સેહરી બંધ કરી દે અને બતાવેલા સુબ્હે સાદિકના ટાઇમથી દસ મિનિટ પછી અઝાન આપે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુ સિફ્રતિ-સ્સલાત

### બીમાર તકિયા ઉપર સજદો કરી શકે ?

(૯૪૪) સવાલ :- બીમાર માણસ ઇશારાથી રૂકુઅ-સિજદો કરે છે. જો એના માટે તકિયો રાખવામાં આવે અને તેના ઉપર સિજદો કરે તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- ઇશારાથી જેટલું માથું જુકી શકે તેટલું જુકાવવું જરૂરી છે. જો એટલી જ મિકદાર પર તકિયો હોય તો નમાઝ દુરૂસ્ત થઇ જશે અને જો એથી ઉંચ હોય તો જુકવું પુરી રીતે થયું નથી. તકિયો માનેઅ થયો, જેથી નમાઝ દુરૂસ્ત ન થશે. (મજાલિસુલ અબ્રાર મજલિસ પર પાનું-૩૦૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝના સલામમાં વબરકાતુહુના વધારા વિષે

(૯૪૫) સવાલ :- નમાઝના સલામમાં વરહમતુલ્લાહિ પછી વબરકાતુહુનો વધારો કરવામાં આવે તો શું હુકમ છે ?

જવાબ :- પુછેલી સુરતમાં વબરકાતુહુના વધારાને તર્ક કરી દેવું જરૂરી છે. (હાશિયહ અદદુરર અલલ ગુરર ભાગ-૧, પાનું-૬૨) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૯૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બેસીને નમાઝ પઢવામાં આવે તો રૂકુઅનો તરીકો શું છે ?

(૯૪૬) સવાલ :- કોઇ માણસ બેસીને નમાઝ પઢે તો રૂકુઅનો સહીહ તરીકો શું છે ? ખુલાસો કરશો.

જવાબ :- મુસ્તહબ અને સહીહ તરીકો એ છે કે પીઠને એટલી જુકાવે કે પેશાની ગુથણોના મહાઝ (સમાંતર)માં થઇ જાય. સુરીન ઉઠાવ્વાની જરૂરત નથી. (નફઉલ મુફ્તી વસ્સાઇલ પાનું-૭૬) (શામી ભાગ-૧, પાનું-૪૧૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કૌમા અને જલ્સામાં દુઆનો હુકમ

(૯૪૭) સવાલ :- કૌમા અને જલ્સામાં ઇમામ તથા મુક્તદી દુઆ માંગી શકે ?

જવાબ :- મુક્તદી રૂકુઅથી સર ઉઠાવ્યા પછી સીધો ઉભો થઇ (કૌમા)માં 'રબ્બના લકલ હમ્દ' પછી 'હમ્દન કસીરન તય્યિબન મુબારકન ફીહી' કહી શકે છે જ્યારે કે એટલો વખત મળી જાય. ઇમામથી પાછળ પડી જવાતું ન હોય. એ મુજબ બન્નેવ સિજદા વચ્ચે 'અલ્લાહુમ્મગ્ફિરલી' કહે અને વખત મળી જાય તો 'વર્હમ્ની વહદિની વઆફિની વર્ઝુકની' પણ કહી શકે છે. મના નથી. (શામી ભાગ-૧, પાનું-૪૭૨)

ગાયતુલ અવ્તાર તર્જુમા દુર્રે મુખ્તારમાં છે :- શામીએ હિલ્યહથી નકલ કર્યું છે કે આ દુઆઓને લાઝિમ કરી લેવાથી પણ કાંઇ નુકસાન નથી જો કે મશાઇખોએ એની ચોખવટ કરી નથી. એટલા માટે કે શરઇ કાનુન મઝકુર દુઆઓને લાઝિમ કરી લેવાના વિરૂદ્ધ નથી અને કિર્અત અને તસ્બીહ, તકબીર ફર્ઝોમાં અને નફલોમાં બરાબર જ છે તો આ દુઆઓ હોય તો શું વાંધો છે ? (ગાયતુલ અવ્તાર ભાગ-૧, પાનું-૨૩૫)

અલ્બત્ત હુઝુર (સલ.)ની હિદાયત 'મન અમ્મ કવ્મન ફલ્યુખફફિફ, ફઇન્ન ફીહિમુલ મરીઝ વલ્કબીર

વઝલ્હાજહ.... (અવ કમા કાલ અલયહિસ્સલાતુ વસ્સલામ)નો લિહાઝ કરી ઇમામ ન પઢે અને મુક્તદીઓ માટે તકલીફ અને ઝહમતનો સબબ ન બને. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.'

**મુક્તદીના કાયદામાં બેસવા પછી તરત જ ઇમામે સલામ ફેરવી તો અત્તહિય્યાત પઢવી કે કેમ ?**

(૯૪૮) સવાલ :- (૧) મુક્તદીએ તકબીરે તહરીમા કહી અને ઇમામે સલામ ફેરવી દીધી તો હવે મુક્તદીએ બેસવા પછી ઉભા થવું જોઇએ કે પછી ઉભા રહેવાની હાલતમાં જ કિર્અત શરૂ કરી આપવી? ખુલાસો કરશો.

જવાબ :- (૧) મસ્બુકની તકબીરે તહરીમા કહેવા પછી ઇમામે સલામ ફેરવી તો એ માણસ જમાઅતમાં શામિલ થઇ ગયો. પોતાની નમાઝ શરૂ કરે. કાયદામાં બેસ્વાની જરૂરત નથી. એની તાઇદમાં બે ફત્વા રૂજૂઅ કરવામાં આવે છે.

**ફત્વો નં. (૧) હિંદના મુફતીએ અ'ઝમ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો ફત્વો**

સવાલ :- મુક્તદી બનિય્યતે ઇકતિદા સિર્ફ તકબીરે તહરીમા હી કેહને પાયા થા કે ઇમામને સલામ ફેર દિયા તો ક્યા મુક્તદી ઇસ તહરીમહસે અપની નમાઝ પુરી કરે યા બારે દિગર ઇન્ફિરાદી નિય્યત કરકે તહરીમહ કેહ કર નમાઝ શુરૂઅ કરે.

જવાબ :- (૨૦૦) અગર સલામસે પેહલે મુક્તદીને તકબીરે તહરીમહ ખતમ કર લી થી તો વો નમાઝમેં શરીક હો ગયા, ઔર ઇસી નમાઝકો પુરા કરે. (કિફાયતુલ મુફ્તી જિલ્દ સોમ સફા-૯૮)

**ફત્વો નં.(૨) હઝરત મુફતી અઝીઝુ ર્રહમાન સાહબ (રહ.) મુફતીએ અ'ઝમ દારૂલ ઉલુમ દેવબંદનો ફત્વો.**

સવાલ :- (૫૮૬) ઝેદને તકબીરે તહરીમા કહી ઔર ઇમામને સલામ ફેર દિયા. ઔર ઝેદને ઇમામકી શિર્કત કુઉદમેં બિલ્કુલ નહીં કી તો અબ ઝેદકો દો બારહ તકબીરે તહરીમહ કેહની ચાહયે યા અવ્વલ હી કી તકબીરે તહરીમહ કાફી હે.

અલ્જવાબ :- પુરી તકબીરે તહરીમહ યઅની અલ્લાહુ અકબર ઇમામકે સલામ ફેરનેસે પેહલે કેહ ચુકા હે તો વો શરીકે જમાઅત હો ગયા. અબ ઉસ્કો દો બારહ તકબીર કેહનેકી જરૂરત નહીં હે. કાલ ફિલ હિલ્યતિ ઇન્દ કવ્લિલ મુન્યતિ વલા દુખૂલ ફિસ્સલાતિ ઇલ્લા બિતકબીરિલ ઇફતિતાહિ (શામી) (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ જિલ્દ-સાલિસ-સફા-૬૯)

અને જો ઇમામે 'અસ્સલામ' કહ્યું અને 'અલય્કુમ'નાં લફઝ કહેવા પામ્યો ન હતો કે મસ્બૂકે તકબીરે તહરીમહ કહી તો એની ઇકતિદા સહીહ થઇ નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

સવાલ :- (૨) મઝકુર સુરતમાં જો મુક્તદીના કાયદામાં બેસતાં જ સલામ ફેરવી દીધી તો અત્તહિય્યાત પઢવી કે વિના પઢ્યે ઉભો થઇ જાય ? ખુલાસો કરશો.

જવાબ :- (૨) પુછેલી સુરતમાં મસ્બુક તકબીરે તહરીમા કહી કાયદામાં બેઠો હતો કે ઇમામે સલામ ફેરવી દીધી તો એણે અત્તહિય્યાત પઢી ઉભા થઇ જવું જોઇએ. જો તશહહુદ પઢ્યા વિના જ ઉભો થઇ ગયો તો પણ નમાઝ દુરૂસ્ત છે. (શામી ભાગ-૧, પાનું-૪૩૬) (ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ભાગ-૧, પાનું-૨૦૫) (શામી ભાગ-૧, પાનું-૪૬૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુરએ ફાતિહાના શરૂમાં અને સુરએ ફાતિહા તથા સુરત દરમિયાન**
**અઉઝુ-બિસ્મિલ્લાહ પઢવા બાબત**

(૯૪૯) સવાલ :- પહેલી રકઅતમાં સના પઢ્યા પછી સુરએ ફાતિહાની શરૂમાં અને એ જ રીતે દરેક રકઅતમાં સૂરએ ફાતિહાની શરૂઆતમાં 'તઅવ્વુઝ' અને 'તસ્મિયહ' (બિસ્મિલ્લાહ) પઢવું કે નહીં ?

તથા સુરએ ફાતિહા પછી સુરત મેળવવા પહેલાં બિસ્મિલ્લાહ પઢવું કેવું છે ?

જવાબ :- પહેલી રકઅતમાં ઇમામ અને મુન્ફરિદ માટે (મુકતદી માટે નહીં) સના પછી અઉઝુ બિલ્લાહ અને બિસ્મિલ્લાહ બન્નેવ પઢવું મસ્નુન છે. બાકીની રકઅતોમાં સુરએ ફાતિહાની શરૂઆમાં ફક્ત બિસ્મિલ્લાહ પઢે. (મરાકિલ ફલાહ તહતાવી સાથે, પાનું-૧૫૧) (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૪૫૭)

સુરએ ફાતિહા અને સુરત દરમિયાન બિસ્મિલ્લાહ પઢવું બેહતર છે. શામીમાં છે (અર્થાત) સુરએ ફાતિહા ઝોરથી પઢે કે આહિસ્તા, એના દરમિયાન ઇમામ અબૂહનીફા (રહ.)ના નઝદીક બિસ્મિલ્લાહ (આહિસ્તા) પઢવું બેહતર છે. (શામી ભાગ-૧, પાનું-૪૫૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝુબાનથી ગલત નિય્યત નિકળી જાય તો શું હુકમ છે ?

(૯૫૦) સવાલ :- નમાઝ શરૂ કર્યા પછી યાદ આવ્યું કે ઝબાનથી અસરની ફર્ઝની જગ્યાએ ઝુહરની ફર્ઝ નિકળી ગયું હતું તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- દિલમાં અસરની નિય્યત કરી હતી, પરંતુ ઝબાનથી ઝુહરનો લફઝ નિકળી ગયો તો વાંધો નથી. નમાઝ થઇ જશે (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૩૮૫-૩૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝ શરૂ કર્યા પછી યાદ આવ્યું કે ગલત નિય્યત કીધી છે તો શું નમાઝમાં નિય્યત દુરૂસ્ત કરી શકાય ?

(૯૫૧) સવાલ :- નમાઝ શરૂ કર્યા પછી યાદ આવ્યું કે અસરની ફર્ઝની જગ્યાએ ઝુહરની ફર્ઝની યા એવી જ રીતે સુન્નતની નિય્યત કરી છે તો હવે નમાઝ તોડી પાછી તકબીરે તહરીમા કહે કે નમાઝમાં જ નિય્યત બદલી નાંખે. જો નમાઝમાં જ નિય્યત બદલી શકતો હોય તો ક્યાં સુધી બદલવાનો ઇખ્તિયાર છે. રૂકુઅ પછી પણ બદલી શકે ?

જવાબ :- વગર નિય્યતે નમાઝ શરૂ કરી દીધા પછી યાદ આવ્યું કે નિય્યત રહી ગઇ છે યા ગલત નિય્યત કીધી. જેમ કે અસરની જગ્યાએ ઝુહરની નિય્યત કરી લીધી તો હવે નિય્યતનો વખત જતો રહ્યો. નમાઝ શરૂ કર્યા પછી નિય્યતનો એઅતેબાર નથી. નવેસરથી નિય્યત કર્યા પછી તકબીરે તહરીમા કહે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૩૮૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હવાઇ જહાઝ (વીમાન)માં નમાઝ પઢવું

(૯૫૨) સવાલ :- એક માણસ વીમાનથી હજ માટે ગયા તેઓએ અસર અને મગ્રિબની નમાઝ વીમાનમાં પઢી. તો શું આ વાત સહીહ છે કે જે વસ્તુ પર નમાઝ પઢતા હોય તેનું ઝમીનની સતહથી લાગેલું હોવું જરૂરી છે. જેના લઇ અસર અને મગ્રિબની નમાઝ કઝા કરવી પડશે ?

જવાબ :- વીમાનમાં સફર કરતી વેળા નમાઝનો વખત આવી જાય તો નમાઝ કઝા ન કરે. પઢી લે અને એહતિયાતન દોહરાવી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સિજદામાં ફક્ત પગનો અંગૂઠો ઝમીન ઉપર મુકવાથી સજદો સહીહ થશે ?

(૯૫૩) સવાલ :- જો કોઇ માણસ નમાઝમાં સિજદાની હાલતમાં પોતાના પગની આંગળીઓ ઝમીનને ન લગાડે ફક્ત અંગુઠો જ મુકે તો આ માણસનું આમ કરવું કેવું છે ? સિજદો સહીહ ગણાશે ?

જવાબ :- સિજદામાં ફક્ત પગનો અંગૂઠો ઝમીન ઉપર મુકવાથી નમાઝ થઇ જશે. પરંતુ ફક્ત અંગૂઠો મુકવા ઉપર ઇકતિફા કરવું અને બાકીની આંગળીઓને ઉઠાવી રાખવું સુન્નત વિરૂદ્ધ છે, જેથી મકરૂહ છે. સુન્નત એ છે કે બન્નેવ પગોની આંગળીઓ ઝમીન ઉપર લાગેલી રહે અને આંગળીઓ કિબ્લા રૂખ રહે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૪૧૬) (મજાલિસુલ અબ્રાર પાનું-૩૧૫ મજલિસ-૫૩) ફક્ત

ખુદાપાક વધુ જાણનાર છે.

### દુઆ કરવાની બેહતર રીત શું છે ?

(૯૫૪) સવાલ :- નમાઝ બાદ દુઆ માંગતી વખતે હાથ ખુલ્લા રાખવામાં આવે કે મેળવીને ? બગલ ખુલ્લી રાખે કે બંધ ? કિંવા કોણીઓ પેહલુથી અલગ રાખે કે મેળવીને ? ખુલાસો કરશો.

જવાબ :- દુઆના આદાબમાંથી આ છે કે બન્નેવ હાથ છાતી સુધી ઉઠાવી દુઆ કરે અને બન્નેવના વચ્ચે નહીં જેવો ફાસ્લો હોય. મેળવીને રાખવું ખિલાફે અવ્લા છે. (શામી ભાગ-૧, પાનું-૪૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુક્તદી અત્તહિય્યાત પુરી કરે કે ઇમામની ઇત્તિબાઅ કરે ?

(૯૫૫) સવાલ :- ઇમામ પહેલા કાયદામાં અત્તહિય્યાત પઢી ત્રીજી રકઅત માટે ઉભા થઇ જાય અને મુક્તદીની અત્તહિય્યાત અધુરી હોય તો પુરી કરે કે પછી ઇમામની સાથે ઉભો થઇ જાય ?

જવાબ :- હા, મુક્તદી બન્તી કોશિષે તશહહુદ પુરી કરે. અગર ઇમામની ઇત્તિબાઅ કરે. કિંવા સાથે ઉભા થઇ જાય તો પણ નમાઝ થઇ જશે. 'મજાલિસુલ અબ્રાર'માં છે :- વઅમ્મા લવ કામલ ઇમામુ મિનલ કઅદતિલ ઉલા ઇલ-ર્રકઅતિ-સ્સાલિસતિ કબ્લ અંય યુતિમ્મલ મુક્તદિ-ત્તશહહુદ ફઇન્નહુ યુતિમ્મુહુ સુમ્મ યકૂમુ વઇન કામ કબ્લ અંય યુતિમ્મહુ યજાૂઝુ (મજલિસ-૫૪, પાનું-૩૨૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### દરેક રકઅતમાં સુરએ ફાતેહા પહેલાં બિસ્મિલ્લાહ પઢવું

(૯૫૬) સવાલ :- એક માણસ કહે છે કે નમાઝની પહેલી રકઅતમાં સુરએ ફાતિહા પઢતી વખતે બિસ્મિલ્લાહ પઢવાનો હુકમ છે. બીજી, ત્રીજી અથવા ચોથી રકઅતમાં સુરએ ફાતિહા પહેલાં બિસ્મિલ્લાહ પઢવાની નથી. જેઓ પઢે છે તેઓ ભુલ કરે છે. તો શું આ બરાબર છે ? ખુલાસો કરશો.

જવાબ :- એ માણસનું કહેવું સહીહ નથી. દરેક રકઅતમાં સુરએ ફાતેહા પહેલાં બિસ્મિલ્લાહ ધીમેથી પઢે. બીજી, ત્રીજી અને ચોથી રકઅતમાં બિસ્મિલ્લાહ પઢવાની મનાઇ નથી. "સમ્મા સિર્રન ફી અવ્વલિ કુલ્લિ રકઅતિન"-

અર્થાત :- દરેક રકઅતની શુરૂમાં બિસ્મિલ્લાહ ધીમેથી પઢે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૫૭) આ હુકમ ઇમામ અને મુન્ફરિદ માટે છે. મુક્તદી માટે નથી. કેમ કે તેના માટે કિર્અત પઢવાની નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુરએ ફાતિહા તેમજ સુરત વચ્ચે બિસ્મિલ્લાહ પઢવું

(૯૫૭) સવાલ :- સુરએ ફાતિહા ખત્મ કરી સુરત પઢે તો બિસ્મિલ્લાહ પઢવી કે નહીં ?

જવાબ :- હા, ધીમેથી બિસ્મિલ્લાહ પઢે. "શામી"માં છે :- ઇન સમ્મા બયનલ ફાતિહતિ વસ્સુરતિલ મકરૂઅતિ સિર્રન અવ જહરન કાન હસનન ઇન્દ અબી હનીફત.

અર્થાત :- સુરએ ફાતિહા અને સુરત ઝોરથી પઢે કે આહિસ્તાહ, એમની વચ્ચે બિસ્મિલ્લાહ (ધીમેથી) પઢવી બેહતર છે. (ભાગ-૧, પાનું-૪૫૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાફ (ડુંટી)ના નીચે કોલ બાંધવા વિષે

(૯૫૮) સવાલ :- કોલ નાફના ઉપર બાંધવાનો કે નાફના નીચે કે નાફની વચ્ચો વચ, આ ત્રણમાંથી કઇ જગ્યા ઉપર કોલનો હાથ બાંધે તે જણાવશો.

જવાબ :- મર્દ માટે નાફના નીચે હાથ બાંધવા મસ્નૂન છે. "નુરૂલ ઇઝાહ"માં છે :- "વ વઝઅ-

ઈજુલુ યદહુલ યુમ્ના અલલ યુસ્રા તહત સુર્રતિહી." (સફા-૭૩)

અને "માલા બુદ મિન્હુ"માં છે "વદસ્તે રાસ્ત બર દસ્તે ચપ ઝેરે નાફ બેનિહંદ નિઝદે અબી હનીફહ." એટલે મર્દ જમણો હાથ ડાબા હાથ ઉપર બાંધી દે. (સફા-૩૭)

હઝરત અલ્કમહ ઇબ્ને વાઇલ (રદી.) પોતાના વાલિદથી રિવાયત કરે છે કે આપ (સલ.)ને મેં જોયા કે આપે નમાઝમાં સીધા હાથને ડાબા હાથ ઉપર મુકી નાફના નીચે રાખ્યા. એ રિવાયત ઇબ્ને શય્બહમાં મોજુદ છે અને ઉમ્દતુર્રિઆયહમાં છે કે એ હદીસની સનદ જય્યિદ છે અને એના બધા રાવી સિકહ અને મુઅતબર છે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧, પાનું-૨૩૨)

અને હઝરત અલી (રદી.)થી રિવાયત છે કે આપે ફરમાવ્યું કે નમાઝમાં નાફના નીચે એક હાથ બીજા હાથ પર રાખવું સુન્નત છે. એને અબુદાવુદ અને ઇમામ અહમદ અને ઇબ્ને અબી શય્બહ અને દારે કુત્ની અને બૈહકીએ રિવાયત કરી છે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧, પાનું-૨૩૩)

ઇબ્રાહીમ નખ્ઇ (રદી.)થી રિવાયત છે કે આપે ફર્માવ્યું કે તેઓ નમાઝમાં નાફના નીચે પોતાના સીધા હાથને ડાબા હાથ પર રાખતા હતા એને ઇમામ મુહમ્મદ (રહ.)એ કિતાબુલ આસારમાં રિવાયત કરી છે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧, પાનું-૨૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સ્ત્રીઓ સજદા, જલ્સા અને કાયદામાં પગ કેવી રીતે રાખે ?

(૯૫૯) સવાલ :- સ્ત્રીઓ સજદા અને જલ્સામાં પગ ઉભા રાખે કે બિછાવી દે ? અને કાયદામાં કેવી રીતે બેસે ?

જવાબ :- સ્ત્રી સજદા, જલ્સા અને કાયદામાં પગના પંજા બિછાવેલા રાખે, સ્ત્રીઓ માટે પંજા ઉભા રાખવા સુન્નત નથી. કાયદામાં ડાબી બાજુએ બેસી ગુંથણ ઝમીન પર મુકી જમણી જાંગના નીચેથી ડાબા પગને કાઢીને બેસે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કિબ્લાની ખબર થવા અંગે

(૯૬૦)-સવાલ :- મુજતબાઇ પ્રેસમાં છપાયેલી બેહિશ્તી ઝેવર ભાગ-૨, પાના-૧૭ ઉપર કિબ્લા તરફ મોં કરી નમાઝ પઢવાના બયાનમાં અને બેહિશ્તી સમર ભાગ-૧, પાનું-૬૬-૬૭) ઉપર નમાઝની શર્તોના બયાનમાં છે કે "અગર કિસી એસી જગા હે કે કિબ્લા મઅલુમ નહીં હોતા કે કિધર હે, ઔર ન વહાં કોઇ એસા આદમી હે જિસ્સે પુછ શકે તો અપને દિલમે સોચે, જિધર દિલ ગવાહી દે ઉસ તરફ પળહ લે. અગર બે સોચે પળહ લેવે તો નમાઝ ન હોગી. બલ્કે અગર બાદમે મઅલૂમ હો જાએ કે ઠીક કિબ્લા હી કી તરફ પળ્હી હો તબ ભી નમાઝ નહીં હુઇ." પણ અખ્તરી બેહિશ્તી ઝેવર અકસીમાં છે કે લેકિન.... અગર બાદમેં મઅલૂમ હો જાએ કે ઠીક કિબ્લા હી કી તરફ પળ્હી હે તો નમાઝ હો જાએગી. (ભાગ-૨, પાનું-૧૬)

તો પુછવાનું એ છે કે મત્બએ મુજબતાઇ વાળી બેહિશ્તી ઝેવરના અને બેહિશ્તી સમરમાં છે કે 'નમાઝ નહીં હુઇ' અને અખ્તરી બેહિશ્તી ઝેવરમાં છે કે :- "નમાઝ હો જાયેગી" એ બન્નેવમાં સહીહ શું છે, જે કિતાબના હવાલા સાથે જણાવ્વા મહેરબાની કરશો.

જવાબ :- અખ્તરી બેહિશ્તી ઝેવર અકસીનો મસ્અલો સહીહ છે. 'નુરૂલ ઇઝાહ'માં છે. વઇન શરઅ બિલા તહર્રિન ફઅલિમ બઅદ ફરાગિહી અન્નહુ અસાબ, સહહત વઇન અલિમ બિઇસાબતિહી ફીહા ફસદત.

અર્થાત :- અને અગર તહર્રી (સોચવા-સમજવા) વગર નમાઝ શરૂ કરી દીધી, પછી નમાઝથી ફારિગ થવા બાદ જાણ થઇ કે ઠીક કિબ્લહ તરફ નમાઝ પઢી છે તો તેની નમાઝ સહીહ થઇ ગઇ અને જો નમાઝ દરમિયાન જાણ થઇ હોય કે ઠીક કિબ્લા તરફ નમાઝ પઢી રહ્યો છું તો નમાઝ ફાસિદ થઇ જશે. (જેવી રીતે તયમ્મુમ કરી નમાઝ પઢનારને નમાઝ દરમિયાન પાણી મળી જવાથી નમાઝ તુટી જાય છે) (નુરૂલ ઇઝાહ પાનું-૭૦ તથા દુર્રે મુખ્તાર અને શામી ભાગ-૧, પાનું-૪૦૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ કિર્અત

**કિર્અતમાં ફાતિહા ગલ્તી કરવાથી નમાઝ ફાસિદ થશે ?**

(૯૬૧) સવાલ :- 'સુરએ યુસુફ'માં 'ઇન કાનત કમીસુહુ કુદ્દ મિન કુબુલિન ફકઝબત વહુવ મિનસ્સાદિકીન'માં 'કુબુલિન'ની જગ્યાએ 'દુબુરિન' પઢ્યું અથવા 'ફકઝબત'ની જગ્યાએ 'ફસદકત' અને 'અસ્સાદિકીન' જગ્યાએ 'અલકાઝિબીન' પઢ્યું તો નમાઝ સહીહ છે કે નહીં ?

જવાબ :- આ પ્રમાણેની ગલ્તીથી નમાઝ ફાસિદ થઇ જશે. 'ફતાવા કાઝીખાન'માં છે :- વસ્સહીહુ હુવલ ફસાદુ લિઅન્નહુ અખ્બર બિખિલાફિ મા અખ્બરલ્લાહુ તઆલા. (ભાગ-૧, પાનું-૭૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુરએ ફાતિહા પછી સુરત મેળવવું વાજિબ છે. વાજિબ કિર્અતની ઓછામાં ઓછી મિકદાર શું છે?**

(૯૬૨) સવાલ :- સુરએ ફાતિહા પછી એક મોટી આયત પઢવાથી વાજિબ અદા થઇ જશે કે નહીં? જો મોટી આયત અડધી પઢે તો નમાઝ સહીહ થશે ? વાજિબ અદા થઇ જાય એની ઓછામાં ઓછી મિકદાર શું છે ?

જવાબ :- ફર્ઝ નમાઝની પહેલી બે રકઅતમાં અને વિત્રની બધી રકઅતોમાં સુરએ ફાતિહા પછી એક નાની સુરત સુરએ કવ્સર જેમ અથવા એના કાઇમ મુકામ ત્રણ નાની આયતો જેમ કે 'સુમ્મ નઝર, સુમ્મ અબસ વબસર' સુમ્મ અદબર વસ્તકબર, અથવા એક મોટી આયત અથવા એવી બે આયતો પઢવું જે નાની ત્રણ આયતોના બરાબર હોય, વાજિબ છે. મોટી આયતનો અમુક ભાગ જે નાની ત્રણ આયતોના બરાબર હોય, પઢે તો પણ વાજિબ અદા થઇ જશે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૪૪) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૨૭) તથા (ભાગ-૧, પાનું-૫૦૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામની કિર્અતનો કોઇ હર્ફ ન સંભળાય તો ?**

(૯૬૩) સવાલ :- ઇમામ સાહબ 'સુરએ ફલક' અને 'સુરએ નાસ' પઢે છે તો 'કુલ અઉઝુ'ની 'ઝાલ' મુક્તદીઓને સંભળાતી નથી. ઇમામને એનાથી મુતનબ્બેહ કરવામાં આવ્યા તો તેઓ કહે છે કે હું સહીહ પઢું છું તો એનાથી નમાઝમાં કાંઇ ખામી આવશે ?

જવાબ :- ઇમામ સાહબ 'ઝાલ' અદા કરતા હોય પરંતુ મુક્તદીને ન સંભળાય તો એનાથી નમાઝમાં કોઇ ખરાબી આવતી નથી. અલ્બત્ત 'ઝાલ' હઝફ થઇ જવામાં લહને જલી લાઝિમ આવશે. જેના લઇ ઝાહિર કરી પઢવાની કોશિષ જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં 'તઅલમુન'ના બદલે 'તઅમલુન' પઢી લેવું**

(૯૬૪) સવાલ :- હમારા ઇમામ સાહબ જુમ્અહની નમાઝમાં સુરએ જુમ્અહમાં 'તઅલમુન'ની જગ્યાએ 'તઅમલુન' પઢી ગયા તો નમાઝ સહીહ થઇ કે દોહરાવવી જરૂરી છે ?

જવાબ :- નમાઝ સહીહ થઇ ગઇ છે. દોહરાવવાની જરૂરત નથી, ફક્ત ખુદા પાક વધુ જાણનાર

છે.

**ગલત પઢ્યા પછી સુધારી લીધું તો ?**

(૯૬૫) સવાલ :- અગર કિર્અતમાં ફાહિશ ગલ્તી ત્રણ આયતો પઢી લેવા પછી થઇ પછી તેને સહીહ કરી લીધી તો નમાઝ સહીહ થઇ કે નહીં ?

જવાબ :- કિર્અતમાં એવી ગલ્તી જેનાથી નમાઝ ફાસિદ થઇ જાય છે. સુધારી લીધી હોય તો નમાઝ સહીહ ગણાશે અને ભુલ સુધારી નહીં હોય તો નમાઝ ફાસિદ ગણાશે. દોહરાવવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામે કિર્અતમાં ભુલ કરી તો ?**

(૯૬૬) સવાલ :- ઇમામ સાહબે મગ્રિબની નમાઝમાં "ઇન્ના અઅતય્ના"ની સુરત પઢી તેમાં "વન્હર" (મોટી હે)ની જગ્યાએ "વન્હર" (નાની હે) પઢી નાખી તો નમાઝ સહીહ થઇ કે નહીં ?

જવાબ :- ફુકહાએ મુતકદ્દિમીન (રહ.)ના ઉસુલ પર નમાઝ ફાસિદ ગણાશે. પરંતુ કિરાઅતના બારામાં ઉમુમે બલ્વા (આમ તૌર પર લોકોને એની તમીઝ ન હોવાથી) ઉલમાએ મુતઅખ્ખિરીન (રહ.)ની તહકીક અનુસાર નમાઝ સહીહ ગણાશે. લોટાવવું વાજિબ નથી. મુસ્તહબ છે. "ફતાવા કાઝીખાન"માં છેઃ "ફસલ્લિ લિરબ્બિક વન્હર" "કરઅ વન્હર "તફસુદુ સલાતુહુ" (ભાગ-૧, પાનું-૭૧) અને કબીરીમાં છે "વઝાલિક લિઉઅદિલ મઅના અલા મા હુવ રઅયુલ મુતકદ્દિમીન." (પાનું-૪૫૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં નાના 'હે'ના બદલે મોટી 'હે' પઢી નાંખી તો ?**

(૯૬૭) સવાલ :- સવારની નમાઝમાં મોલ્વી સાહિબે 'વન્નાઝિઆત'ની સુરતમાં 'ફઇઝા હુમ બિસ્સાહિરહ'માં પોતાના ગલત ખ્યાલના ભરોસે નાની 'હ' ને મોટી 'હ' પઢી લીધી તો નમાઝ થઇ કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં મઅના (અર્થ) બદલાય ગયો છે અને બિસ્સાહિરહ'નો શબ્દ મોટી 'હ'થી કુર્આનમાં કોઇ જગ્યાએ આવેલ નથી. જાણી જોઇને પઢવામાં આવ્યો છે અને પઢનાર જાણકાર છે, માટે નમાઝ થઇ નથી. દોહરાવવું જરૂરી છે. (શામી ભાગ-૧, પાનું-૫૯૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**આપની વધુ માલુમાત માટે અત્રે બે ફત્વા નકલ કરૂં છું**

સવાલ : સુરએ તારિકમેં ઇમામને 'લકવ્લુન ફસ્લુન' મેં (બળે) કાફકો (છોટા) કાફ પઢ દિયા. ઔર યેહ શખ્સ સહીહ પઢને પર કાદિર હે તો નમાઝ ફાસિદ હુઇ ઔર ઇઆદહ (લોટાના) વાજિબ હે યા નહીં ?

જવાબ :- ઐસી સુરતમેં ઇસ નમાઝકા ઇઆદહ ઝરૂરી હે ક્યું કે બાવુજુદ કુદરતકે ઐસી ગલ્તીસે નમાઝ નહીં હોતી. (ફતાવા દારૂલ ઉલૂમ મુદલ્લલ વ મુકમ્મલ જિલ્દ ૪ સફા-૭૬)

**દુસ્રા ફત્વા :-** સવાલ :- નમાઝમેં અગર કિસીને અપને ગલતખ્યાલકે ભરોસે પર બજાએ દિહાકા (છોટી હે) દિહાકા (બળી હે) પળ દિયા તો નમાઝ હો જાએગી યા વાજિબુલ ઇઆદહ હોગી ?

**અલ્જવાબ :-** દિહાકાકી જગહ દિહાકા હાએ હુત્તીસે પળના બઝાહિર હસ્બે કવાઇદ મુફસિદે સલાત હે ક્યું કે મઅના બદલ જાતે હેં, લિહાઝા નમાઝ નહી હોગી. (ફતાવા મઝકુર જિલ્દ-૪, સફા-૭૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**'અહદ અશર'ની જગ્યાએ 'અશર' પઢયું તો ?**

(૯૬૮) સવાલ :- ઇમામે સુરએ યુસુફના પહેલા રૂકુઅમાં 'અહદ અશર'ની જગ્યાએ 'અશર' પઢ્યુ 'અહદ' છુટી ગયું તો નમાઝમાં ફસાદ આવશે કે કેમ ?

જવાબ :- નમાઝ ફાસિદ તો નહીં થાય. પરંતુ અહવત એ છે કે એનો ઇઆદો કરી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં કિર્અતની ભુલ સુધારી લે તો ?

(૯૬૯) સવાલ :- ઇમામ સાહબે કિર્અતમાં સખત ભુલ કરી જેનાથી નમાઝ ફાસિદ થઇ જાય છે. પણ પાછળથી તરત લુકમો આપવાથી ભુલ સુધારી લીધી તો નમાઝ થશે કે દોહરાવવી વાજિબ છે ?

જવાબ : જ્યારે કિર્અતની ભુલ પોતે સુધારી લે અથવા મુક્તદીના લુકમાથી સુધારી લેવાય તો હરજથી બચવા અને ઉમુમે બલ્વાના લીધે નમાઝ સહીહ હોવાનો ફત્વો આપવામાં આવશે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૮૩) (ફતાવા અલ્ફતહુ-ર્રહમાની ભાગ-૧, પાનું ૧૯૩) (મજમુએ ફતાવા સઅદિયહ પાનું-૫૨) (ફતાવા ઇમાદુદ્-દીન પાનું-૧૯૪) (ઉમ્દતુલ ફિકહ ભાગ-૨, પાનું-૧૩૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કિર્અતની ગલતી

(૯૭૦) સવાલ :- ઇમામ સાહબ સુરએ ગાશિયહ (હલ અતાકની સુરત)માં "ઇલ્લા મન તવલ્લા વકફર" ઉપર આયત કરતા નથી. મળવીને પઢે છે અને કહે છે કે મેળવીને નહીં પઢે તો નમાઝ ફાસિદ થઇ જાય છે. શું આ હકીકત ખરી છે ?

જવાબ : વકફ (આયત) કરે અથવા મેળવીને પઢે, બન્ને સુરત જાઇઝ છે. મેળવીને નહીં પઢવાથી નમાઝ ફાસિદ થવાનો ફત્વો સહીહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામે આયત છોડી દીધી તો ?

(૯૭૧) સવાલ :- હમારે ત્યાંના ઇમામ સાહબે સવારની નમાઝમાં સુરએ મુનાફિકુન શરૂ કરી અને દરમિયાનમાં "વઇઝા રઅયતહુમ તુઅજિબુક અજસામુહુમ"ની આખી આયત છોડી દીધી અને એના પછીની બીજી આયતમાં "લયસ્તગ્ફિરલ્લાહુ" છોડી દીધું તો મઝકુર સુરતમાં નમાઝ થઇ જશે ? અથવા નમાઝ દોહરાવવી જરૂરી છે ? તે ખુલાસાવાર જણાવશો.

જવાબ : મઝકુર સુરતમાં નમાઝ થઇ ગઇ. સજદએ સહવ વાજિબ થયો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફર્ઝ કિર્અતની અદના મિકદાર કેટલી છે ?

(૯૭૨) સવાલ :- નમાઝમાં ફર્ઝ કિર્અતની મિકદાર ઓછામાં ઓછી કેટલી છે કે જેના પઢવાથી કિર્અતના ફર્ઝ સાકિત થઇ જાય છે.

જવાબ : મજાલિસુલ અબ્રારમાં છે કે ઓછામાં ઓછી કિર્અત કે જેનાથી ફર્ઝ સાકિત થઇ જાય. હઝરત ઇમામ અબુહનીફા (રહ.)ના નઝદીક એક આયત છે, જો કે સુરએ ફાતેહાની એક આયત હોય. જેમ કે 'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બીલ આલમીન' યા નાના બે કલિમાથી મુરક્કબ હોય. જેમ કે અલ્લાહ તઆલાનો કોલ "સુમ્મ નઝર" યા અમુક કલિમાતથી મુરક્કબ હોય 'ફકુતિલ કયફ કદ્દર' પરંતુ એના ઉપર કિફાયત કરનાર તારિકે વાજિબ છે જેથી ગુનેહગાર થાય છે. કેમ કે ખાસ સુરએ ફાતિહાનું પઢવું વાજિબ

છે અને એની સાથે કોઇ સુરતનું મિલાવવું અથવા ત્રણ આયતનું મિલાવવું પણ વાજિબ છે. અગર જાણી બુજી પુરી સુરએ ફાતિહા ન પઢી તો ફર્ઝ કિર્અત થઇ જવાથી નમાઝની ફર્ઝિયત ઝિમ્મેથી સાકિત થઇ જશે. પરંતુ વાજિબના છોડવાથી નમાઝ દુહરાવવી પડશે. એ જ પ્રમાણે સુરત નહીં મિલાવી તો વાજિબને છોડવું લાઝિમ આવ્યું જેથી નમાઝનો ઇઆદો વાજિબ થશે. અગર ભુલથી વાજિબ છુટી ગયો તો સજદએ સહ્વ કરવાથી નમાઝ સહીહ થઇ જશે. અગર કોઇ મોટી આયત જેમ કે 'આયતુલ કુરસી' યા 'આયતે મુદાયનત' અડધી એક રકઅતમાં અને અડધી બીજી રકઅતમાં પઢી તો એમાં ઇખ્તિલાફ છે. અમુકના નઝદીક જાઇઝ નથી કે પુરી આયત પઢવામાં ન આવી. પરંતુ આમ ફુકહા (રહ.) જાઇઝ કહે છે. એટલા માટે કે એ આયતો (આયતુલ કુરસી, આયત મુદાયનત)નું અડધું નાની ત્રણ આયતોથી વધુ યા બરાબર-બરાબર થઇ જાય છે.... (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૮-૩૦૯) મજલિસ પર) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ મુફસિદાત વલ્મકરૂહાત

### ત્રણ રકઅત પઢી સલામ ફેરવી દીધી તો ?

(૯૭૩) સવાલ :- અહીંયા ઝુહરની નમાઝમાં ચાર રકઅતના બદલે ભુલથી ત્રણ રકઅત પઢી સલામ ફેરવી દીધી. પછી મુક્તદીઓએ કહ્યું કે ત્રણ રકઅત થઇ છે અને કહ્યું કે ફરીથી ચાર રકઅત પઢાવો. પણ અત્રેના પેશઇમામે કહ્યું કે એક રકઅત પઢી લઇશું તો નમાઝ થઇ જશે અને પેશઇમામે એક રકઅત પઢાવી. સહવનો સજદો કરી નમાઝ પુરી કરી તો નમાઝ થઇ કે કેમ ? તથા આગલી નમાઝની ચોથી રકઅતમાં એક ભાઇ પણ શામિલ થયા તેમણે બાકીની ત્રણ રકઅત પઢીને સલામ ફેરવી તો તેમની નમાઝ થઇ કે નહીં ?

જવાબ :- જ્યારે ત્રણ રકઅત પર સલામ ફેરવી ઇમામે વાત કરી કે "એક રકઅત પઢી લઇશું તો નમાઝ થઇ જશે." તો આમ કહેવાથી નમાઝથી ખારિજ થઇ ગયા અને પઢેલી ત્રણ રકઅતો બાતિલ થઇ ગઇ. હવે એક રકઅત પઢી સિજદએ સહવ કરી લેવાથી નમાઝ થઇ નથી. નવેસરથી ચાર રકઅત પઢવી જરૂરી છે અને જેઓ ફાસિદ થયેલી નમાઝના ચોથી રકઅતમાં શામિલ થયા છે તેમની નમાઝ પણ થઇ નથી. ફરીથી ચાર રકઅત પઢવી જરૂરી છે. (શામી ભાગ-૧, પાનું-૫૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### છીનવી લીધેલ ઝમીનમાં નમાઝનો હુકમ

(૯૭૪) સવાલ :- છીનવી લીધેલી ઝમીન પર એક-બે દિવસના માટે નમાઝ પઢવાની શર્અન ઇજાઝત છે કે નહીં ?

જવાબ :- છીનવી લીધેલી ઝમીન પર નમાઝ તો થઇ જાય છે, પરંતુ જાણવા છતાં વિના લાચારીએ તે જગ્યાએ નમાઝ પઢવું કરાહતથી ખાલી નથી. એટલા માટે માલિકથી ઇજાઝત હાસિલ કરી લેવામાં આવે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૬૯, તહતાવી, પાનું-૨૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં વસ્વસો દુર કરવા માટે વારંવાર 'અઉઝુ બિલ્લાહ' પઢવું

(૯૭૫) સવાલ :- હમારા ઇમામ સાહબનું કહેવું છે કે નમાઝમાં (ચાહે તે સિર્રી હોય કે જહરી) જ્યારે વસ્વસો આવે તો વારંવાર 'અઉઝુ બિલ્લાહ' પઢવાથી વસ્વસો દુર થઇ જશે. તો આ પ્રમાણે વારંવાર પઢવાથી નમાઝમાં કાંઇ વાંધો આવશે કે કેમ ? અને ઇમામ સાહબની હિદાયત ઠીક છે કે નહીં ?

જવાબ :- નમાઝમાં વસ્વસાને દુર કરવા માટે વારંવાર 'અઉઝુ બિલ્લાહ' પઢવાની હિદાયત સહીહ નથી. અગરચે નમાઝ ફાસિદ હોવામાં ફુકહાનો ઇત્તિફાક નથી. પણ કરાહતથી ખાલી નથી. અગર નમાઝીએ 'લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ' પઢ્યું તો અગર દુન્યવી ઉમુર માટે વસ્વસો છે તો નમાઝ ફાસિદ થશે અને અગર આખિરતના ઉમુર માટે છે તો નમાઝ ફાસિદ થશે નહીં. (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૮૧) (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૪૧૬, બાબુ મા યુફસિદુ સ્સલાત વયુકરહુ ફીહા) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### 'અલ્લાહુ અકબર'ના બદલે 'આલ્લાહુ અકબર' પઢવું

(૯૭૬) સવાલ :- હમારા ઇમામ સાહબ ચોકખી રીતે અલ્લાહુ અકબરના હમ્ઝહ (અ)ને લંબાવે છે. એટલે અલ્લાહના બદલે આલ્લાહ ('અ' પછી 'કાનો' વધારીને) પઢે છે, તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- 'અલ્લાહ'ના હમ્ઝાહ (અ)ની સાથે અલિફ (કાનો) વધારી આલ્લાહ પઢવું અથવા 'અકબર'ના હમ્ઝાહ (અ)ને લંબાવી આકબર પઢવું અથવા 'અકબર'ની બે (બ)ને લંબાવી અકબાર પઢવું તદ્દન ખોટું અને નમાઝને ખરાબ કરનારૂં છે.

"ઝાદુલ ફકીર"માં છે :- 'વ લવ મદ્દ બિહમ્ઝતિલ જલાલતિ અવ અકબર અવ બાઅહુ લમ યસિર શારિઅન.'

અર્થાત :- જો શબ્દ અલ્લાહના હમ્ઝહ (અ)ને ખેંચ્યો અથવા અકબરના હમ્ઝહ (અ)ને ખેંચીને પઢયો અથવા અકબરની બે (બ)ને ખેંચીને પઢી તો નમાઝ શરૂ કરનાર ગણાશે નહીં. કિંવા નમાઝ થશે નહીં. (પાનું-૩૦-૩૧) દુર્રે મુખ્તાર અને શામી ભાગ-૧, પાનું-૪૪૮) (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૭, મજલિસ-૫૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખાધા પછી કુલ્લી કરવા વગર નમાઝ પઢવી

(૯૭૭) સવાલ :- સવારની સુન્નતો ઘરમાં પઢી પછી ખમીરાં ખાઇ મસ્જિદે નમાઝ પઢવા ગયો અને નમાઝમાં શામિલ થઇ ગયો. કુલ્લી કરવાનું ભુલી ગયો. નમાઝની હાલતમાં ગળામાં ખમીરાની મીઠાશ મહસુસ થતી હતી તો નમાઝ થઇ કે નહીં ?

જવાબ :- જ્યારે ખમીરાં મોં માં નથી, ફક્ત તેની મીઠાસ બાકી છે, તો એનાથી નમાઝમાં ખરાબી આવી નથી. નમાઝ વગર વાંધે અદા થઇ ગઇ છે. દુહરાવ્વાની જરૂરત નથી. શામીમાં છે. 'વલવ અકલ શય્અમ મિનલ હલાવતિ વબ્તલઅ અય્નહા કદખલ ફિસ્સલાતિ ફવજદ હલાવતહા ફી ફીહિ વબ્તલઅહા લા તફસુદુ સલાતુહુ' અર્થાત :- અગર મીઠી ચીજ હલકમાં ઉતારી નમાઝ પઢવા લાગ્યો અને મોઢામાં મીઠાશ બાકી છે તો તે ગળી જવાથી નમાઝ ફાસિદ થશે નહીં. (શામી ભાગ-૧, પાનું-૫૮૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામનું મેહરાબમાં ઉભા રહેવું ક્યારે મકરૂહ છે ?

(૯૭૮) સવાલ :- ઇમામ મસ્જિદની મેહરાબમાં ઉભા રહી નમાઝ પઢાવે તો કંઇ વાંધો છે ?

જવાબ :- ઇમામ મેહરાબમાં એવી રીતે ઉભા હોય કે બન્નેવ કદમ મેહરાબની અંદર હોય તો મકરૂહ છે. કદમ બહાર હોય તો મકરૂહ નથી, નમાઝીઓની ભીડ અને જગ્યાની તંગીના લીધે લાચારીએ અંદર ઉભા રહેવું પડે તો મકરૂહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં ઇમામની મકરૂહ હરકતો

(૯૭૯) સવાલ :- એક પેશઇમામ નમાઝમાં હાથ બાંધ્યા પછી પોતાનો હાથ ઘડી ઘડી દાઢી ઉપર તથા મોઢા ઉપર ફેરવે છે અને ઘડી-ઘડી પોતાનું ખમીસ ખેંચ્યા કરે છે. રૂકુઅમાં પોતાના લેંગાના પાંયચા ખેંચીને સજદામાં જાય છે. નમાઝમાં આવી હરકતો કરનાર ઇમામ પાછળ નમાઝ પઢવું કેવું છે ?

જવાબ :- ઇમામે અને ગેર ઇમામે આવી ફુઝુલ હરકત નહીં કરવી જોઇએ. એનાથી નમાઝ મકરૂહ થાય છે અને કદી અમલે કસીર સુધી પહોંચી નમાઝ ફાસિદ થવાની પણ નોબત આવી જાય છે, માટે એવા અબસ ફેઅલથી ઇમામ તથા નમાઝીઓએ બચવું જરૂરી છે. (કબીરી પાનું-૩૩૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સિજદામાં જતી વખતે પાયજામો વિગેરે ખેંચવું

(૯૮૦) સવાલ :- કોઇ માણસ સિજદામાં જતી વખતે પોતાના પાયજામાને ઉંચે ખેંચે અને સિજદાથી ઉઠયા પછી પોતાના કમીસના પાછળના દામનને નીચે કરે તો આમ કરવાથી નમાઝમાં ખરાબી આવશે કે નહીં ?

જવાબ :- આવી હરકત અને આદત ખરેખર મકરૂહ છે અને દુર નથી કે ફેઅલે કસીર થઇને નમાઝને ફાસિદ કરનાર બની જાય જેના લઇ આવી આદતથી બચવું જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### છોકરાઓની સફ આગળથી પસાર થવું ક્યારે મના નથી ?

(૯૮૧) સવાલ :- અમારે ત્યાં સવારની નમાઝ પહેલાં છોકરાઓ મહોલ્લામાં ફરે છે. સુતેલા માણસોને જગાડે છે. પછી નમાઝ વખતે મસ્જિદમાં આવી જમાઅતથી નમાઝ પઢે છે. આગળના મોટા માણસોની સફ નાની અને છોકરાઓની સફ મોટી (લાંબી) હોય છે. પાછળથી આવનાર મોટા માણસો આગળની સફમાં જવા માંગે તો તેમને છોકરાઓની સફ સામેથી પસાર થવું પડે છે. તો તેઓ શું કરે ? ખુલાસો કરશો.

જવાબ :- જ્યારે આગળની સફમાં જગ્યા ખાલી હોય તો તેને પુર કરવા માટે છોકરાઓની સામેથી પસાર થવું પડે તો તેમાં વાંધો નથી. જાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### લુંગી પહેરી ખુત્બો આપવું અને નમાઝ પઢવું, પઢાવવું કેવું ?

(૯૮૨) સાવલ :- એક ઇમામને કોઇ વ્યક્તિએ કહ્યું કે જુમ્આનો ખુત્બો મિમ્બર ઉપર લુંગી પહેરી પઢી શકતા નથી તો શરીઅતનો શું હુકમ છે ? લુંગી બાંધી ખુત્બો પઢી શકીએ કે નહીં ? અને નમાઝ પઢવું કેવું છે ?

જવાબ :- જે પહેરવેશમાં બહાર નિકળવું, બઝાર જવું તેમજ શાદી-ગમીની મજલિસોમાં શરીક થવું પસંદ ન કરતા હોય. બુરૂં (ઐબદાર) સમજતા હોય એવો પહેરવેશ પહેરી નમાઝ પઢવું, પઢાવ્વું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧, પાનું-૫૯૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનની મસ્જિદમાં જમાઅત કરવું

(૯૮૩) સવાલ :- કબ્રસ્તાનની વચમાં મસ્જિદ હોય તો એમાં પાંચ વખતની નમાઝ જાઇઝ છે કે ના જાઇઝ ? અને એવી મસ્જિદમાં નમાઝ મકરૂહ થશે કે કેમ ?

જવાબ :- મસ્જિદની ચાર દીવારોના અંદર નમાઝ પઢવાથી કબરો નમાઝીની સામે અને ડાબી-જમણી બાજુ ન આવતી હોય તો નમાઝ વિના કરાહતે દુરૂસ્ત છે. (કબીરી પાનું-૩૫૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુન્નત-ફર્ઝ દરમિયાન દુન્યવી વાતો કરવી

(૯૮૪) સવાલ :- સવારે અને ઝુહર વખતે સુન્નતે મુઅક્કદહ પછી ફર્ઝ નમાઝ પહેલાં દુન્યવી વાતોમાં મશ્ગુલ થવાથી સુન્નત બાતિલ થઇ જાય છે કે સવાબ બાતિલ થઇ જાય છે ?

જવાબ :- અમુક ફુકહા (રહ.) માને છે કે સુન્નતે મુઅક્કદહ અને ફર્ઝ નમાઝ દરમિયાન દુન્યવી ગૈર જરૂરી વાતોમાં મશ્ગુલ થવાથી સુન્નત બાતિલ થઇ જાય છે. પણ કવી એ છે કે સુન્નત બાતિલ થતી નથી, પણ સવાબ કમ થઇ જાય છે. દુર્રે મુખ્તારમાં છે :- 'વલવ તકલ્લમ બય્નસ્સુન્નતિ વલ ફર્ઝિ લા યુસ્કિતુહા વલાકિન યન્કુસુ સવાબુહા, વકીલ તસ્કુતુ'.

અર્થાત :- અગર સુન્નત અને ફર્ઝ દરમિયાન દુન્યવી વાતો કરશે તો સુન્નત બાતિલ થશે નહીં, પણ સવાબ કમ થઇ જશે. ઝઇફ કૌલ એ છે કે સુન્નત બાતિલ થઇ જાય છે. (શામી ભાગ-૧, પાનું-૬૩૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં માથા પરથી ટોપી પડી જાય તો શું કરવું ?

(૯૮૫) સવાલ :- નમાઝની નિય્યત બાંધવા પછી કિયામની હાલતમાં માથા પરથી ટોપી પડી ગઇ તો શું હુકમ છે ? ઉઠાવી પહેરી લેવી જાઇએ કે નહીં ?

જવાબ :- નમાઝમાં કિયામ અથવા રૂકુઅની હાલતમાં પડી ગયેલી ટોપી ઉઠાવી પહેરવું જાઇઝ નથી. અમલે કસીર ગણાશે. જેનાથી નમાઝ તુટી જશે. હાં, સિજદાની હાલતમાં માથાની સામે પડેલી ટોપી અમલે કલીલની સાથે એક હાથથી લઇ પહેરી લે તો છુટ છે.બલ્કે અફઝલ છે. એનાથી નમાઝમાં ખરાબી આવશે નહીં. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧, પાનું-૬૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં ઝોરથી 'યા અલ્લાહ' કહેવું કેવું છે ?**

(૯૮૬) સવાલ :- એક માણસની આદત છે કે નમાઝમાં ઝોર-ઝોરથી 'યા અલ્લાહ' બોલે છે. એના વિષે શું હુકમ છે ?

જવાબ :- આ આદત મકરૂહ અને છોડવા લાયક છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સિજદાથી કાયદામાં બેસતી વેળા ઝમીન પરથી પગ ઉઠી જાય તો શું ?**

(૯૮૭) સવાલ :- હમારા ત્યાં એક હાફિઝ સાહબ છે. એક-બે નમાઝો પણ પઢાવે છે. જ્યારે તેઓ સજદાથી ઉઠી કાયદામાં બેસે છે, તે વખતે તેમનો સીધો પગ ઝમીનથી ઉઠી જાય છે તો નમાઝ થશે કે નહીં?

જવાબ :- સિજદાથી ઉઠી કાયદામાં બેસ્તી વખતે સીધો પગ ઝમીન ઉપરથી ઉઠી જવાથી નમાઝ ફાસિદ થતી નથી. પરંતુ એવી આદત બનાવી લેવું મકરૂહ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**એક પગ ઉપર વઝન આપી બીજાને ઢીલો કરી ઉભા રહેવું**

(૯૮૮) સવાલ :- હમારા ઇમામ સાહબ જ્યારે કિયામ કરે છે તો પોતાનું પુરૂં વઝન એક પગ પર આપી બીજા પગને લંગડાની જેમ રાખે છે. ઇમામ સાહબને એનાથી આગાહ કર્યા છતાં પણ તેઓ આ આદત છોડતા નથી તો શરીઅતમાં એનો શું હુકમ છે ? એનાથી નમાઝમાં કરાહત આવશે કે કેમ ?

જવાબ :- નમાઝમાં કદી એક પગ ઉપર વઝન આપી અને કદી બીજા પગ પર વઝન આપી ઉભા રહે તો એમાં કાંઇ વાંધો નથી, દુરૂસ્ત છે. અલ્બત્ત વિના ઉઝરે એક પગ ઉપર પુરૂં વઝન આપી બીજા પગને બિલ્કુલ એવો ઢીલો છોડી આપે કે તે વાંકો થઇ જાય જેમકે સવાલમાં છે. (જેમ કે ઘોડો એક પગ ઉપર વઝન આપી બીજા પગને વાંકો રાખી ઉભો રહે છે) તો એવી સુરત મકરૂહ છે. વયુકરહુલ કિયામુ અલા અહદિલ કદમય્નિ ફિસ્સલાતિ બિલા ઉઝરિન. (શામી ભાગ-૧, પાનું-૪૧૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બન્ને રકઅતમાં એક જ સુરત પઢવી**

(૯૮૯) સવાલ :- બન્ને રકઅતમાં એક જ સુરત પઢવામાં કયા પ્રકારની કરાહત લાઝિમ આવે છે?

જવાબ :- ફર્ઝ નમાઝમાં વિના ઉઝરે અને વગર જરૂરતે પહેલી રકઅતમાં પઢેલી સુરત બીજી રકઅતમાં પઢવી ખિલાફે અવ્લા અથવા મકરૂહે તન્ઝીહી છે. ભુલથી પઢી લેવાય તો કાંઇ કરાહત નથી. રિવાયતમાં છે કે આપ (સલ.)એ સવારની નમાઝની બન્ને રકઅતમાં ''ઇઝા ઝુલ્ઝિલત''ની સુરત પઢી હતી. (અબુ દાઉદ ભાગ-૧, પાનું-૧૨૫) આપ (સલ.) એ ભુલથી અથવા બયાને જવાઝ માટે આમ કર્યું હશે. વલ્લાહુ અઅ્લમ, નફિલ નમાઝમાં વિના કરાહતે જાઇઝ છે. ફર્ઝ નમાઝમાં ભુલથી પહેલી રકઅતમાં 'કુલ અઉઝુ બિરબ્બિન્નાસ' પઢી લીધી હોય તો બીજી રકઅતમાં પણ એ જ સુરત પઢે. એમાં કરાહત નથી. (શામી ભાગ-૧, પાનું-૫૧૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગરમીના લીધે ખુલ્લે માથે નમાઝ પઢવા વિષે**

(૯૯૦) સવાલ :- ગરમીના લીધે ખુલ્લે માથે નમાઝ પઢે તો કાંઇ વાંધો છે ?

જવાબ :- ગરમીના લીધે ખુલ્લે માથે નમાઝ પઢવાની ઇજાઝત નથી. મકરૂહ છે. (શામી ભાગ-૧, પાનુ-૬૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બાળકે માંનુ નમાઝની હાલતમાં દૂધ પીધું તો ?**

(૯૯૧) સવાલ :- માં નમાઝ પઢતી હતી જ્યારે કાયદામાં બેઠી તો બાળક માંની છાતી મોં માં લઇ ચુસ્વા લાગી ગયું તો નમાઝમાં કાંઇ વાંધો આવશે કે નહીં ?

જવાબ :- છાતી મોમાં લેવાથી નમાઝ ફાસિદ થતી નથી. પણ દુધ પીધું હોય તો નમાઝ ફાસિદ થઇ જશે. 'ફતાવા આલમગીરી'માં છે કે 'સબિય્યુન મસ્સ સદયિ ઇમ્રઅતિન મુસલ્લિયતિન ઇન ખરજલ્લબનુ ફસદત, વઇલ્લા ફલા, લિઅન્નહુ મતા ખરજ-લ્લબનુ યકુનુ ઇરઝાઅન વબિદૂનિહી લા, કઝા ફી મુહીતિ-સ્સરખ્સી.' (સફા-૬૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખુશ ઇલ્હાનીથી નમાઝમાં રડવું આવવું**

(૯૯૨) સવાલ :- નમાઝમાં ઇમામની કિર્અત સાંભળતા ખુશીમાં અવાઝથી રડવું આવ્યું તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- નમાઝમાં ખુદાના ખોફથી અને જન્નત-દોઝખનું બયાન સાંભળી રડવું આવે તો નમાઝ ફાસિદ થશે નહીં. માત્ર ખુશ ઇલ્હાનીના લીધે રડું આવ્યું હોય તો નમાઝ ફાસિદ ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ જમાઅત વલ્ઇમામત

### ફિલ્મ તથા નાચગાનના શોકીનની ઇમામત વિષે

(૯૯૩) સવાલ :- એક હાફિઝ સાહબ પેશ ઇમામ છે. તે ફિલ્મ નાટક જુએ છે અને નાચ-ગાનના ઘણાં જ શોકીન છે. એવા ઇમામ પાછળ નમાઝ પઢવું કવું છે ?

જવાબ :- જે પેશ ઇમામ ફિલ્મ અને નાટક જુએ છે, નાચ-ગાનના નાજાઇઝ જલ્સાઓમાં ભાગ લે છે તે ઇમામતના ઓહદાના લાયક નથી. એમના પાછળ નમાઝ મકરૂહ છે. અગર તૌબા નહીં કરે અને ઇમામત પણ નહીં છોડે તો બીજી મસ્જિદમાં નમાઝ પઢવી જોઇએ. અગર બીજી મસ્જિદ ન હોય તો એકલા પઢવા કરતાં એવા ઇમામ પાછળ પઢી લે, કારણ કે જમાઅતની બહું જ અહમિયત છે. મઝકુર સુરતમાં લાચારી અને મજબુરી છે. એની બધી ઝિમ્મેદારી ઇમામ અને તેને નિભાવી રાખનારા માણસોના સિરે રહેશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુઝામી અને અબ્રસ (કોળવાલા)ની ઇમામત અને એઓ માટે જમાઅતનો હુકમ !

(૯૯૪) સવાલ :- અગર જુઝામી જમાઅતથી નમાઝ અદા કરવા ચાહે અને એનાથી લોકો નફરત કરતા હોય. એવી મજબુરીની હાલતમાં એને મસ્જિદ છોડી પોતાના ઘરમાં નમાઝ પઢવાની ઇજાઝત છે કે નહીં ? અને જમાઅત છોડવાનો ગુનોહ કોના સિરે આવશે ? એની ઇમામતનો શું હુકમ છે ? અગર અબ્રસ (સફેદ દાગવાળો) ઇમામત કરતો હોય તો એની ઇકતિદા કરી શકાય કે નહીં ?

જવાબ :- જુઝામ ઘણી જ ગંદી અને ખતરનાક બીમારી છે. (અલ્લાહ મહફુઝ રાખે) ઘરવાળાઓ
પણ દુર રહે છે. એટલા માટે મસ્જિદમાં આવ્વાની ઇજાઝત નથી કે લોકો ઘિન કરશે. કોઇ પણ પાસે
ઉભાં નહીં રહેશે. એવા માણસને ઇમામ બનાવવો પણ મકરૂહ છે તેમજ સફેદ દાગ જેના બદનમાં ફેલાય
ગયા હોય તેનાથી પણ લોકો ઘિન કરે છે. એ કારણથી તેની ઇમામત પણ મકરૂહ છે. (શામી ભાગ-૧,
પાનું-૬૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝી અને ફરિશ્તાઓને ઇઝા પહોંચે એવી વસ્તુથી મુસલ્લીએ મહફુઝ રહેવા વિષે

(૯૯૫) સવાલ :- એક માણસના પગમાંથી પરૂ નિકળે છે અને તે પરૂ જમાઅતખાનાના અંદર
ત્યારે એમના પગમાંથી ચીકાસ જેવું નિકળે છે અને તે નમાઝ
નમાઝ પઢતી વખતે સફમાં ઉભા રહે છે ત્યારે
પઢી જે જગ્યાએથી ઉઠે છે ત્યાં પરૂના ટીપાં હોય છે અને માંખી બેસે છે. સફમાં પાણી જેવું પરૂ પડે છે.
ત્યારે ત્યાં માંખી બેસે છે. મુઅઝઝિન સાફ કરે છે ત્યારે માંખી ઉડી જાય છે. વુઝુ વખતે પગ હોઝમાં નાખી
ધુએ છે, જથી બધા ચીળાય છે તો મુસલ્લી ત્યાં વુઝુ કરતા નથી. તેમ નમાઝ વખતે જમણી સાઇટ સફ
પર એમના પાસે કોઇ ઉભા રહેતા નથી. બે-ત્રણ આદમી ઉભા રહે છે. આખી સફ ડાબી બાજુ જાય છે.
વુઝુ કરવાથી તથા એમના પાસે ઉભા રહેવાથી આપણી નમાઝ થઇ શકે કે નહીં ? ડોકટરની દવા કરે છે
ત્યારે પરૂ બંધ થઇ જાય છે. નહીં તો પાછુ નિકળતું થઇ જાય છે. આપના ખુલાસાની જરૂરત છે.

જવાબ :- મસ્જિદ ખુદાનું ઘર અને તેનો શાનદાર દરબાર છે. તેને દરેક રીતે સાફ-સુથરૂ રાખવું,
ગંદકી અને બદબૂદાર વસ્તુથી પાક રાખવું જરૂરી છે. ઉદ (અગર)ની લાકડી અને લોબાન બાળી મસ્જિદને
ધુણી આપી ખુશ્બૂદાર રાખવાનો હુકમ છે અને દરેક ઝાતની ગંદકી અને બદબૂ (વાસ)થી પાક રાખવું
જરૂરી છે. જે વસ્તુથી માણસને ઇઝા થાય છે, ફરિશ્તાઓને પણ ઇઝા પહોંચે છે. માટે ઘાસલેટ બાળવાની

અને કાચા કાંદા-લસણ ખાઇને અને બીડી, સિગરેટ પી ને મોઢું સાફ કરવા વગર મસ્જિદમાં દાખલ થવાની ઇજાઝત નથી એટલે સુધી કે ખાટકી, કસાઇ, માછીને બદબૂદાર કપડાં પહેરી મસ્જિદમાં આવવાની મનાઇ છે. નહાઇ-ધોઇ સાફ કપડાં પહેરી આવે. માટે સવાલમાં જણાવેલી બાબતો ખરી હોય તો બીમારીના હાલતમાં ઝખમ સાફ કરી, પટ્ટી બાંધી, ઘરેથી વુઝુ કરી પોતાનો મુસલ્લો બિછાવી સફના નાકે ઉભા રહી નમાઝ પઢે. અગર એનાથી પણ પાસેના માણસને ગંધ આવતી હોય અને તકલીફ થતી હોય તો મરીઝ (દર્દી)ને જોઇએ કે સફની પાછળ ઉભા રહે અને ફિત્ના-ફસાદનો સબબ નહીં બને. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્આન શરીફ લહને જલીથી પઢનારની ઇમામત વિષે

(૯૯૬) સવાલ :- શું ફરમાવે છે મુફતિયાને ઇઝામ આ મસ્અલામાં કે હમારી મસ્જિદના ઇમામ સાહબ નમાઝમાં કઇ વખત 'ઝાલ'ની જગ્યાએ 'ઝોઇ' અને 'ઝે'ની જગ્યાએ જીમ અને ઝાલ પઢે છે અને એવી રીતે ઘણા હરફોને કમી-બેશી (વધ-ઘટ) કરી પઢે છે. જેમ કે 'ફલ્યન્ઝુર' ને 'ફલ્યન્ઝૂર' વાવ સાથે અને 'યઅ્ઇઝિન' ને 'યઅ્ઇઝીન' (યે ની સાથે) અને 'સુમ્મ' ને 'સુમ્મા' (કાના સાથે) અને 'લિયકુન' ને 'લિયકુના' (કાના સાથે) પઢે છે. એમની ઝબાન સાફ અને સારી છે. સનદ યાફતા આલિમ છે. તજવીદના મુવાફિક પઢવા ચાહે તો પઢી શકે છે. પરંતુ પહેલાંથી એ આદત બની ગયેલી માલમ પડે છે તો એમની ઇમામતમાં હમારી નમાઝ દુરૂસ્ત થઇ જશે ? ખુલાસો કરશો.

જવાબ :- જમાલુલ કુર્આનમાં છે તજવીદના ખિલાફ કુર્આન પઢવું યા ગલત પઢવું યા બેકાઅદહ પઢવું લહન કહેવાય છે, અને એ (લહન)ની બે કિસમ છે (૧) એ કે એક શબ્દની જગ્યાએ બીજો શબ્દ પઢી દેવો. જેમ કે 'અલ્હમ્દુ'ની જગ્યાએ 'અલ્હમ્દુ' નાના હે થી પઢી દેવું યા 'સે'ની જગા 'સીન' પઢવું અથવા મોટી 'હે'ની જગા નાની 'હે' પઢવી. અથવા 'ઝાલ'ની જગ્યાએ 'ઝે' પઢી દેવું 'સ્વાદ'ની જગ્યાએ 'સીન' પઢી દેવું. એ ગલ્તીઓને લહને જલી કહે છે અને આ હરામ છે. અમુક જગ્યાએ એનાથી મત્લબ બદલાઇને નમાઝ પણ તુટી જાય છે. (જમાલુલ કુર્આન)

એટલા માટે એ પ્રમાણે પઢનાર ઇમામતના લાયક નથી. એમના માટે જરૂરી છે કે પહેલાં કુર્આન સહીહ પઢવું સીખે, પછી ઇમામત કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામની ઝુબાનમાં લુકનત હોવાથી 'અલ્હમ્દુ'ના શરૂમાં અ, અ, અ થઇ જાય છે તો ?

(૯૯૭) સવાલ :- નાચીઝ મસ્જિદનો ઇમામ છે. થોડા ટાઇમથી મારી ઝુબાનમાં લુકનત આવી ગઇ છે અને તે પણ ફક્ત એક 'લફઝ અલ્હમ્દુ લિલ્લાહ'ના અલિફ લામ પર, જેમ કે તકબીરે તહરીમહ પછી સના પઢીને જ્યારે સુરએ ફાતિહા શરૂ કરૂં છું તો અ, અ, અ થઇને હમ્ઝહની તકરાર થઇ જાય છે. થોડી વાર પછી 'અલ્હમ્દુ લિલ્લાહ'નો ઉચ્ચાર થાય છે. ત્યારબાદ બાકી સુરત અને કુર્આન પાકની આયતો યા જે કંઇ સુરત પઢું છું સારી રીતે પઢી લઉં છું. આવી સુરતમાં નમાઝમાં કરાહત આવશે કે નહીં ? અગર 'અલ્હમ્દુ'ની શરૂમાં જહરી નમાઝમાં 'બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ'ને ઝોરથી શરૂ કરૂં છું તો કોઇ ઝાતની તકલીફ અને લુકનત અને તકરાર સિવાય સારી રીતે પઢાય છે. તો આવી મજબુરીના લઇ બિસ્મિલ્લાહ ઝોરથી પઢવું કેવું છે ? અગર પઢી લઉં તો નમાઝમાં કાંઇ કરાહત તો નથી ? રમઝાનુલ મુબારકમાં તરાવીહનો મસ્અલો આ છે કે હાફિઝ સાહબને ઉજરત આપી સાંભળવું-સંભળાવ્વું બન્ને મના છે. એવી હાલતમાં અગર હું (નાચીઝ) કુર્આનની તરાવીહ પઢાવું તો તરાવીહની દરેક રકઅતના શરૂમાં સના પછી સુરએ ફાતિહાથી પહેલાં ઝોરથી 'બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ' પઢી લઉં તો પઢી શકું છું કે નહીં ? હું પણ હન્ફી મસ્લકનો છું અને મુક્તદી લોકો પણ હન્ફી છે.

જવાબ :- પુછેલી સુરતમાં રાજેહ અને અહવત એ જ છે કે આપની ઇમામતમાં નમાઝ સહીહ ન

થશે. કાબિલે ઇઆદહ થશે. (શામી ભાગ-૧, પાનું-૫૪૪) (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૧, પાનું-૧૫૩-૧૫૪)

એટલા માટે આપ નમાઝ પઢાવ્વાની કોશિશ ન કરો. તરાવીહ પઢાવનારને ઉજરત આપવાની જાઇઝ સુરત ફતાવા રહીમિય્યહ ભાગ-૧ના તરાવીહના બાબમાં સવાલ નંબર ૧૭૧ પાનું-૧૫૯-૧૬૦ જોઇ તે મુજબ અમલ કરો.

'બિસ્મિલ્લાહ'ને ઝોરથી પઢવું, સુન્નતના ખિલાફ અને બિદઅત છે. તિર્મિઝી શરીફમાં છે :- અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ (રદી.)ના સાહબઝાદહ ફર્માવે છે કે મેં નમાઝમાં બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ ઝોરથી પઢી મારા વાલિદે સાંભળી લીધું તો તુરત જ મારા વાલિદે તંબીહ ફર્માવી. બેટા ! આ બિદઅત છે. બિદઅતથી અલગ રહો. (તિર્મિઝી શરીફ ભાગ-૧, પાનું-૩૩)

એટલા માટે પુછેલી સુરતમાં એની પણ ઇજાઝત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામની ઝિમ્મેદારીઓ શું છે ? અને એમનો પગાર કેટલો હોવો જોઇએ ?**

(૯૯૮) સવાલ :- મસ્જિદના ઇમામથી ઇમામત સિવાય ઝાડુ દેવું, નાલિયા સાફ કરવું અને અઝાન આપવાની ડ્યુટી સાથે-સાથે બીજા પણ નાના-મોટાં કામો લેવામાં આવે છે અને પગાર ફક્ત ઇમામતનો જ અપાય છે. શું ઇમામથી આવા નહીં જેવા પગારના બદલામાં આટલાં બધાં કામ લેવાં જાઇઝ છે ? ઇમામની ઝિમ્મેદારીની હદ ઇસ્લામે શું નક્કી કીધી છે ? અને મસ્જિદોના ઇમામોનો પગાર શરઇ રૂએ કેટલો હોવો જોઇએ ? અને એટલી તન્ખાહ ન દેવા પર મહોલ્લાવાળા અથવા મુસલમાન ગુનેહગાર થશે કે નહીં ?

જવાબ :- હદીસ શરીફમા છે 'ઉઅતુલ અજીર કબ્લ અંય્યજુફ્ફ ઇર્કુહુ' અર્થાત :- મઝદુરની મઝદુરી એનો પરસેવો સુકાય જવા પહેલાં આપી દો. (ઇબ્ને માજહ-મિશ્કાત શરીફ પાનુ-૨૫૮)

હુઝુર (સલ.)એ ફરમાવ્યુ કયામતના દિવસે જ ત્રણ આદમીઓના વિરૂદ્ધ હું દઅવેદાર હોઇશ તેમાં એક 'તે આદમી છે જે કોઇને મઝદુર રાખે અને તેનાથી પુરૂં કામ લઇ લીએ પરંતુ મઝદુરી પુરી ન આપે.' (બુખારી શરીફ, મિશ્કાત શરીફ પાનું-૨૫૮)

મઝદુરી પુરી ન આપવાનો મત્લબ ફક્ત એટલો જ નથી કે તેની મઝદુરી મારી લે અને પુરી ન આપે બલ્કે એમાં એ પણ શામિલ છે કે જેટલું (મઝદુરી) મહેનતાણું તે કામનું મળવું જોઇએ તેટલું ન આપે અને તેની મજબુરીથી ફાયદો ઉઠાવે કે કમથી કમ મહેનતાણા પર કામ લઇ લે.

ફુકહાએ તસ્રીહ કીધી છે. વયુઅતા બિકદરિલ હાજતિ વફિકહિ વલ્ફઝલિ ફઇન કસુર કાનલ્લાહુ અલય્હી હસીબા. યઅની મસ્જિદના મુતવલ્લી અને મદ્રસાના મોહતમીમને જરૂરી છે કે મસ્જિદ અને મદ્રસાના ખાદિમોને તેમની જરૂરતના મુતાબિક અને એમની ઇલ્મી કાબિલિયત અને તકવા, પરહેઝગારીનો લિહાઝ રાખી વઝીફો અને પગાર આપતા રહે. ગુંજાઇશ હોવા છતાં કમ આપવું ખોટું છે. મુતવલ્લી અને મોહતમીમે ખુદાને જવાબ આપવો પડશે. (દુર્રે મુખ્તાર અને શામી ભાગ-૩, પાનું-૩૮૯) (શામી ભાગ-૨, પાનું-૭૮)

ફક્ત ઇમામતનો પગાર આપી ઇમામ પર અઝાનની ઝિમ્મેદારી નાખવી તથા એનાથી ઝાડુ અપાવવા અને નાલીઓ સાફ કરવા વિગેરે ખિદમત લેવું સખત ઝુલમ અને તૌહીન છે. હુઝુર (સલ.)નું ફરમાન છે 'અકરીમુ હમલતલ કુર્આનિ ફમન અકરમહુમ ફકદ અકરમની' એટલે કુર્આનને ઉઠાવનાર (હાફિઝો, કારીઓ, અને ઉલમાએ કિરામ)ની તઅઝીમ કરો, બેશક જેમણે એમની ઇઝઝત કીધી તેણે મારી ઇઝઝત કીધી. (જામીએ સગીર-કર્તા ઇમામ હાફિઝ સુયુતી (રહ.) ભાગ-૧, પાનું-૧૪૫)

બીજી હદીસમાં છે હામિલુલ કુર્આનિ રઅયતુલ ઇસ્લામિ વમન અકરમહુ ફકદ અકરમલ્લાહ, વમન અહાનહુ ફઅલયહી લઅનતુલ્લાહ,

અર્થાત :- કુર્આનને ઉઠાવનારા ઇસ્લામના અલમ બરદાર (ઇસ્લામનો ઝંડો ઉઠાવનાર) છે. જેમણે એમની તઅઝીમ કીધી એમણે અલ્લાહની તઅઝીમ કીધી. અને જેમણે એમની તઝલીલ કીધી તેના પર અલ્લાહની લઅનત છે. (જામિઅ સગીર ઇમામ સુયુતી (રહ.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુર્આનના મખ્લૂક હોવાનો અકીદો રાખનારની ઇમામત વિષે**

(૯૯૯) સવાલ :- જે માણસનો અકીદો એ હોય કે કુર્આન મખ્લૂક છે એની ઇમામત દુરૂસ્ત છે કે નહીં ?

જવાબ :- એવા બિદઅતી ફાસિદુલ અકીદાની ઇકતિદામાં નમાઝ પઢવી દુરૂસ્ત નથી. (અય્ની શર્હે કન્ઝુ-દકાઇક ભાગ-૧, પાનું-૩૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નવા આવનાર આલિમ, કારીથી મુકર્રર ઇમામ જ ઇમામતનો વધુ હકદાર છે**

(૧૦૦૦) સવાલ :- હમારી મસ્જિદના ઇમામ મુકર્રર છે. પરંતુ કદી-કદી એમનાથી સારા આલિમ અને કારી આવે છે તો તેવા સંજોગોમાં ઇમામતના વધુ હકદાર કોણ છે ? મુકર્રર ઇમામ કે નવા આવનાર આલિમ ?

જવાબ :- બીજો માણસ મુકર્રર ઇમામથી ઇલ્મ, કિર્અતમાં વધીને હોય તો પણ મુકર્રર ઇમામ જ અફઝલ અને ઇમામત માટે અવ્લા છે. દુર્રે મુખ્તારમાં છે.

અર્થાત :- જાણી લો કે ઘરનો માલિક અને એ જ પ્રમાણે મસ્જિદનો મુકર્રર ઇમામ ઇમામતના માટે બેહતર છે બીજા લોકોથી હર હાલતમાં, ચાહે બીજો માણસ એનાથી સારો આલિમ અને બેહતર કારી હોય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૨૨) (બઝલુલ મજહુદ-૩૬૬)

એટલા માટે આ રિવાજ સહીહ નથી કે ઇમામને મજબુર કરવામાં આવે કે નવા આવનારથી ઇમામત કરાવે અને એવી રીતે નવા આવનાર આલિમ અને કારીને પણ લાઝિમ છે કે આગળ ન વધે જ્યાં સુધી કે ઇમામ દિલથી ચાહે, તો નવા આવનારને ઇમામત કરવામાં વાંધો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાઇ (હજ્જામ)ની ઇમામત વિષે**

(૧૦૦૧) સવાલ :- હું ધરમપુરમાં બાંગી છું અને સાથે સાથે હજામતનું કામ કરૂં છું. કદી-કદી ઇમામની ગૈર મૌજુદગીમાં નમાઝ પણ પઢાવું છું, અમુકનો એઅતેરાઝ આ છે કે હજામતનો ધંધો હોવાથી એના પાછળ નમાઝ મકરૂહ થાય છે. ખાસ કરીને જ્યારે કે લોકોની દાઢી પણ મુંડતો હોય. શું ખરેખર મારા પાછળ નમાઝ મકરૂહ થાય છે ?

જવાબ :- હજ્જામ (નાઇ) બાલ કાપનાર અગર નમાઝ વિગેરે મસાઇલનાં જાણકાર અને દીનદાર હોય તો ઇમામ બની શકે છે. પરંતુ દાઢી મુંડતો હોય તો તે ફાસિક ગણાશે અને નમાઝ મકરૂહ થશે. અગર તે અભણ હોય અને દીનદાર પણ ન હોય અને હજામતનો ધંધો કરતો હોય અને એ કારણને લઇ લોકો એના પાછળ નમાઝ પઢવાથી નફરત કરતા હોય તો એણે નમાઝ નહીં પઢાવવી જોઇએ. છતાં પણ અગર ઇમામની ગૈરમૌજુદગીમાં એનાથી અફઝલ કોઇ માણસ મૌજુદ ન હોય તો મજબૂરન એવા સમયે એવા માણસના પાછળ નમાઝ પઢવી તન્હા નમાઝ પઢવાથી બેહતર છે. એટલા માટે કે જમાઅતની મહત્વતા અને તાકીદ ઘણી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં સાફો બાંધવો**

(૧૦૦૨) સવાલ :- હમારા ઇમામ વધુ ભાગે સાફા વગર નમાઝ પઢાવે છે. આ રીતે નમાઝ પઢાવ્વું સહીહ છે ?

જવાબ :- ઇમામ સાહબના લિબાસમાં અમામો (સાફો) શામિલ હોય, એટલે સાફો બાંધ્યા વિના બઝાર અને મજલિસોમાં ન જતા હોય તો એવા ઇમામનું સાફો બાંધા વિના નમાઝ પઢાવ્વું મકરૂહે તન્ઝીહી છે અને જેમના લિબાસમાં સાફો શામિલ ન હોય એમના માટે મકરૂહ નથી. સાફો બાંધી નમાઝ પઢાવ્વું મુસ્તહબ છે. પણ કદી-કદી ન બાંધવામાં આવે કારણ કે અવામ એને લાઝિમ અને જરૂરી ન સમજી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શાદી શુદહ ઇમામ એક વર્ષ સુધી ઘરે ન જાય તો એમની ઇમામત સહીહ છે કે નહીં ?**

(૧૦૦૩) સવાલ :- હમારે ત્યાં ઇમામ ૨॥ (અઢી) વર્ષથી ઇમામત કરી રહ્યા છે. એમની શાદીને ત્રણ વર્ષ થયા છે. એક વર્ષથી તેઓ ઘરે ગયા નથી. અમુક અભણ લોકોનું કહેવું છે કે જો શાદી શુદહ ઇમામ ચાર મહીના સુધી ઘરે ન જાય તેના પાછળ નમાઝ થતી નથી. જેના લઇ અહીં ઝઘડો થઇ રહ્યો છે, તો ખુલાસો કરશો.

જવાબ :- શાદી શુદહ મર્દ પોતાની ઔરતની ઇજાઝત અને રઝામંદી વગર ચાર મહીનાથી વધુ મુદ્દત દુર ન રહે. વયજિબુ અલ્લા યબ્લુગ લહુ મુદ્દતુલ ઇલાઇ ઇલ્લા બિરિઝાહા વતીબિ નફસિહા બિહી (શામી ભાગ-૨, પાનું-૫૪૭)

ઇમામ સાહબની ઔરતે ઇજાઝત આપી હશે અને મુલાઝિમત (નોકરી)ના લઇ દુર રહેવા પર રઝામંદ હશે. એ કારણસર એમના પાછળ નમાઝ સહીહ હોવામાં શક ન કરવો જોઇએ, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જેની ઔરત બે પર્દા હોય તેની ઇમામત**

(૧૦૦૪) સવાલ :- હમારા ગામની જુમ્અહ મસ્જિદમાં લાંબી મુદતથી એક આલિમ, હાફિઝ, કારી, ઇમામત કરાવે છે અને ખુદાના ફઝલો કરમથી એઓ શરીઅતના પાબંદ, નેક અખ્લાક છે. કોઇ આદમીએ નામ ઝાહિર કર્યા વગર એક પત્ર મહોલ્લાની જમાઅતના નામથી ઇમામ સાહબને પહોંચાડ્યો કે આપની ઔરત પરદામાં નથી. એટલા માટે ફતાવા રશીદિય્યહ અને મુફ્તી સૈ. અ. રહીમ લાજપુરી સાહબના જવાબના મુતાબિક આપના પાછળ નમાઝ મકરૂહ થાય છે, જેથી આપ લોકોની નમાઝો બરબાદ ન કરો. યા તો આપ પોતાની ઔરતને પરદામા રાખો યા તો નોકરીથી છુટા થઇ જાવ.

હવે સવાલ એ છે કે પત્ર લખનાર કોઇ પણ હોય અને એનાથી એની સારી યા નડતી જે પણ નિય્યત હોય તે તો અલ્લાહ બેહતર જાણનાર છે. પરંતુ એવી રીતે ગાઇબ રહીને એનું આ પગલું ભરવું મસ્જિદમાં ફિત્નાનો સબબ જરૂર બને છે. લખનાર પોતે પણ જાણે છે કે ઇમામ સાહબની ઔરત એક શરીફ ઘરની છોકરી છે અને બઝાતે ખુદ શરઅની પાબંદ છે. ઘરના બહાર નિકળતી નથી. માં-બાપની જરૂરતના લઇ અથવા છોકરાઓના લઇ જરૂરત મુજબ ઘરથી બહાર એ પ્રમાણે નિકળે છે કે માથાથી પગ સુધી લિબાસમાં હોય છે. ફક્ત ચેહરો ખુલ્લો રહે છે, બેહયાઇ ઝરા પણ નથી થતી, હાં, મશ્હુર બુરખાની આદી નથી તો શું આવા સંજોગોમાં આ ઇમામ પાછળ નમાઝ મકરૂહ છે કે નહીં ?

જવાબ :- ઇમામ સાહબની ઔરત મોં અને ચહેરો ખુલ્લો રાખીને બહાર નિકળે છે તો એ શરઇ પરદાના મનાફી છે. ઇમામ સાહબને લાઝિમ છે કે શરઇ પર્દો કરાવે. નહીં તો નમાઝ મકરૂહ થશે. જ્યારે પણ ઔરત પોતાનું મોં અને ચેહરો ખુલ્લો રાખી બહાર નિકળશે તો નામહરમની નઝર તેના પર પડશે જે હદીસની રૂએ એક તીર છે ઝહેરથી ભરપુર કે વિના હલાકતે છુટકારો નથી, અને હુઝુર (સલ.)નું

ફરમાન છે 'લઅનલ્લાહુન્નાઝિર વલ્મન્ઝુર ઇલયહી' યઅની અલ્લાહની લઅનત છે જોનાર પર અને જેને જોવામાં આવે. (મિશ્કાત પાનું-૨૭૦) એક હદીસમાં છે ઔરત સામેથી આવે છે તો શૈતાનની સુરતમાં આવે છે અને પાછળથી જાય છે તો શૈતાનની સુરતમાં હોય છે. (મિશ્કાત પાનું-૨૬૮) મત્લબ કે જે પ્રમાણે શૈતાન વસ્વસો નાંખે છે તેવી જ રીતે ઔરતનું જોવું પણ વસ્વસા અને ફસાદનો સબબ છે. અને હદીસમાં છે 'અલ્મર્અતુ અવ્રતુન, ફઇઝા ખરજત ઇસ્તશ્રફહ-શ્શયતાન' ઔરત સતર (છુપાવી રાખવાની વસ્તુ) છે. જ્યારે તે બહાર નિકળે છે તો શૈતાન એની તાકમાં લાગી જાય છે. (અને ગુનાહમાં મુબ્તલા કરવાની તદબીરો સોચે છે.)

અને હદીસમાં છે આંખો ઝિના કરે છે કે એનું ઝિના જોવું છે. (મુસ્લિમ શરીફ ભાગ-૨, પાનું-૩૩૬)

જ્યારે ઔરત બે પર્દા ફરશે તો આ બધી બુરાઇઓ પેશ આવશે અને ડગલે-પગલે ગુનેહગાર થશે અને બીજાઓને ગુનાહમાં મુબ્તલા કરશે. જ્યારે કે પાક બીબીયો અને પાકીઝહ બેટીઓ માટે આ હુકમ છે, 'વકર્ન ફી બુયૂતિકુન્ન' (અને પોતાના ઘરોમાં જમી બેસી રહો) અને તબ્ઇ તથા શરઇ જરૂરતથી નિકળવું પડે તો હુકમ છે 'યુદનીન અલયહિન્ન મિન જલાબીબિહિન્ન' (માથાથી નીચી કરી લિયા કરો પોતાના ચેહરા પર પોતાની ચાદરો.) તો આમ ઔરતોને ખુલ્લા મોઢે બે પર્દા ફરવાની ઇજાઝત કઇ રીતે હોઇ શકે છે ? હઝરત સય્યિદહ ફાતિમા (રદી.)થી પુછવામાં આવ્યું કે ઔરતો માટે વધુ સારી વાત શું છે ? હઝરત ફાતેમા (રદી.)એ જવાબ આપ્યો કે ન તે મર્દોને જુએ, ન મર્દ તેને જુએ. હુઝુર (સલ.)એ એ જવાબને ઘણો જ પસંદ કર્યો અને દુઆઓ દીધી. (મુસ્નદે બઝ્ઝાર, દારે કુત્ની)

હકીમુલ ઉમ્મત હઝરત થાન્વી (રહ.) ફરમાવે છે :- જવાન ઔરતે ગેર મહરમની સામું મોં ખોલવું દુરૂસ્ત નથી, ન તો એવી જગ્યાએ ઉભી રહે જ્યાં કોઇ બીજો જોઇ શકે. (બેહેશ્તી ઝેવર ભાગ-૩, પાનું-૭૫)

**ફતાવા દારૂલ ઉલુમમાં છે :-**

સવાલ :- જે માણસની ઔરત વિના પરદે ફરે અને ધણી એને હિદાયત ન કરે, ન તલાક આપે તો એના પાછળ નમાઝ જાઇઝ છે કે નહીં ?

જવાબ :- એવા માણસ પાછળ નમાઝ કરાહત સાથે જાઇઝ છે. એટલા માટે અગર કોઇ એનાથી સારો દીનદાર આદમી ઇમામતના માટે મળી જાય તો બેહતર છે. ફક્ત મુહમ્મદ શફીઅ ગુફિરલહુ. (ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ ભાગ-૧-૨, પાનું-૧૩૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બદઅકીદહ ઇમામ પાછળ નમાઝ ન પઢતાં, ઘરમાં સહીહુલ અકીદહ ઇમામ પાછળ જમાઅત કરવા વિષે**

(૧૦૦૫) સવાલ :- હમારે ત્યાં અહલે સુન્નત વલ્જમાઅતના લોકો બિદઅતી ઇમામ પાછળ લગભગ આઠ માસથી નમાઝ પઢતા નથી અને એક મકાનમાં પોતાની અલગ જમાઅત કરે છે. નમાઝે જુમ્અહ પણ અલગ મકાનમાં અદા કરે છે. મસ્જિદના ઇમામ પાછળ એ કારણથી નમાઝ નથી પઢતા કે મઝકુર ઇમામના અકીદા કુફ્ર સુધી પહોંચેલ છે અને એવા ઇમામ પાછળ નમાઝ ન પઢવાનો ફત્વા છે. જે હમુએ દેવબંદ, રાંદેરથી મંગાવેલ છે. - હવે સવાલ એ છે કે આગળ રમઝાન આવી રહી છે અને સહીહ અકીદાવાળા મુસલમાન રમઝાનમાં તરાવીહ અને પાંચેય નમાઝોની જમાઅત મસ્જિદમાં કરવા માંગે છે તો આ વિષે શરઇ હુકમ શું છે ? મુસલ્લાની જગા છોડી બહાર સહેનમાં કે હોઝ ઉપર કે ધાબા વિગેરે પર બીજી જમાઅત કરી શકાય કે નહીં ? જુમ્અહ વિષે શું હુકમ છે ? શું બીજો ખુત્બો તથા જમાઅત અલગ કરી શકાય ? ખુલાસો કરશો.

જવાબ :- જ્યારે કે મઝકુર ઇમામના અકાઇદ કુફ્રની હદ સુધી પહોંચેલા છે તો એમની ઇમામત

જાઇઝ નથી અને એમના પાછળ નમાઝ સહીહ થશે નહીં અને એવા બદઅકીદા ઇમામની ઇકતિદામાં થયેલી જમાઅતનો કોઇ એઅતબાર નથી, તે ન હોવાના બરાબર છે. જેથી એના પછી અહલે હકનું આ મસ્જિદમાં જમાઅતથી નમાઝ અદા કરવું જમાઅતે સાનિયહના હુકમમાં નહીં લેખાશે. ઘાબા ઉપર પણ મજબુરીની હાલતમાં જમાઅત થઇ શકે છે. પરંતુ ફિત્ના-ફસાદનો ડર છે અને ટકરાવાનો ભય છે. જેથી હાલમાં જ્યાં નમાઝ પઢી રહ્યા છો રમઝાનમાં પણ ત્યાં પઢો તો બેહતર છે. જુદાઇ જ્યારે નફસાનિયતના લઇને નથી તો ઇન્શા-અલ્લાહ પુરેપુરો સવાબ મળશે. હુઝુરે અકરમ (સલ.)એ સહાબએ કિરામ (રદી.) સાથે એક મુદ્દત સુધી ઘરમાં નમાઝ પઢી છે. જ્યારે હઝરત ઉમર (રદી.) ઇસ્લામ લઇ આવ્યા તો મુસલમાનોને કુવ્વત પ્રાપ્ત થઇ અને અલલ એઅલાન મસ્જિદે હરામમાં નમાઝ થવા લાગી. એ જ પ્રમાણે પરવરદિગારે આલમ આપ લોકો માટે પણ કોઇ એવી સુરત પૈદા ફરમાવી દેશે ઇન્શા-અલ્લાહ, ના ઉમ્મીદ ન થશો, ખુદાથી દુઆ કરશો અને સબર ઇસ્તિકલાલથી કામ લેશો, હકતઆલા જરૂર મદદ ફરમાવશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામ, મુઅઝઝિનને મસ્જિદમાં હાજરીની પાબંદી લગાડી શકાય ?

(૧૦૦૬) સવાલ :- ઇમામ અને મુઅઝઝિનને મુકય્યદ કરી દેવા કે ૨૪ કલાક તમારે મસ્જિદમાં હાજરી આપવી પડશે. આવી હુકમરાની કઇ હદ સુધી જાઇઝ છે ?

જવાબ :- ઇમામ અથવા મુઅઝઝિનનો મુતવલ્લીથી મુઆહિદો હોય તો એ મુજબ અમલ કરવો પડશે અને જો મુઆહિદો ન થયો હોય તો આવી પાબંદી ઝુલ્મ અને ઝયાદતી છે અને નાજાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાબીના અને જેની બીનાઇ કમઝોર હોય તેની ઇમામત

(૧૦૦૭) સવાલ :- એક હાફિઝ, કારી આંખોથી થોડા મઅઝુર એક મસ્જિદમાં આશરે ૬ માસથી ઇમામતનો ફરીઝો અંજામ આપે છે અને એ જ મસ્જિદમાં ઘણાં વર્ષોથી લગાતાર રમઝાનમાં તરાવીહ પણ પઢાવી ચુક્યા છે, ઇમામતના મન્સબના તકર્રૂર સમય પુરા મહોલ્લાવાસીઓ અને મસ્જિદના મુસલ્લીઓ રાઝી હતા અને પુરી રઝામંદી અને દિલ ખોલી કારી સાહબને ઇમામ બનાવ્યા. પરંતુ ગયા મહીનાથી અમુક મુસલ્લીઓએ એ કહેવું શરૂ કરી આપ્યું કે આ કારી સાહબ મઅઝુર છે. એમની આંખો કમ્ઝોર છે અને બીનાઇ ઘણી કમ છે. એના લઇ ફેસલો કરી લીધો કે એવા માણસની ઇમામત કરાહતથી ખાલી નથી તેમજ એક કાગળ ઉપર પોતાના હમ ખ્યાલ મુસલ્લીઓથી સહી લઇ મસ્જિદના મુતવલ્લીને પોતાની તજવીઝ પેશ કરી અને તહરીરી મુતાલબો કર્યો કે મોજુદહ ઇમામ મઅઝુર છે. જેથી એમને હટાવીને સહીહ અને ગેર મઅઝુર ઇમામને નક્કી કરવામાં આવે. હાલાંકે હાફિઝ સાહબ મુસ્તનદ કારી અને સનદી હાફિઝ છે. રહ્યો બીનાઇનો મામલો તો તેઓ એવા મઅઝુર નથી કે હરવા-ફરવા અને આવવા-જવામાં બીજાના મોહતાજ હોય, એમણે એક દારૂલ ઉલુમમાં તજવીદની ખિદમત અમુક વર્ષો અંજામ આપી છે. એટલો ખ્યાલ રહે કે જે મુસલ્લીઓએ એમને હટાવ્વાનો બેળો ઉઠાવ્યો છે એમનો મકસદ દીની ઉલુમ અને શરઇ મસાઇલથી વાકિફ ઇમામની જરૂરત નથી. એઓનો શેવો બની ગયો છે કે ઇમામથી પોતાની વાત મનાવે. ચાહે શરીઅત વિરૂદ્ધ હોય, જો ઇમામ એમની વાત ન માને તો એના ખિલાફ મહાઝ કાઇમ કરી બનાવટ અને એબજોઇ કરી એને અલગ કરાવી દીએ. આ વિષે અમુક વાતો પુછવી છે. (૧) શું નઝરની કમઝોરી ઇમામત માટે માનેઅ થઇ શકે છે ? (૨) ઇમામ ઉપર નાબીના હોવાની તોહમત નાંખી એમને ઇમામતના મન્સબથી અલગ કરવું જરૂરી છે ?

જવાબ :- આમ તોર પર નાબીનો (આંધળો) અને જેને રાત-દિવસમાં ઓછું દેખાય છે, ચાલવા-ફરવા અને બીજી જરૂરિયાતમાં બીજાનો મોહતાજ હોય છે અને પાકી વિષે એની હાલત શંકાસ્પદ રહે છે. જેના

લઇ ફુકહા (રહ.) એ એવા નાબીનાની ઇમામતને જે ગેર મોહતાત હોય અને નાપાકીથી બચી શકતો ન હોય. મકરૂહે તન્ઝીહી ઠેરવ્યું છે. પરંતુ આ હુકમ આમ નથી. ગેર મોહતાત સાથે ખાસ છે. જેથી જે નાબીનો મુહતાત હોય અને નાપાકીથી બચવાનો પુરેપુરો એહતેમામ કરતો હોય, પાક-સાફ રહેતો હોય અને પાકી તથા નમાઝના મસાઇલથી પણ વાકિફ હોય. એની ઇમામતને વિના કરાહતે જાઇઝ લખ્યું છે.

હઝરત આયશા સિદ્દિકહ (રદી.)નું બયાન છે કે રસુલે મકબૂલ (સલ.)એ ગઝવએ તબુક વખતે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમ્મે મકતુમ (રદી.)ને જે નાબીના હતા મસ્જિદે નબવીમાં નમાઝ પઢાવવા માટે પોતાના નાઇબ બનાવ્યા હતા. એ જ મુજબ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમૅર (રદી.) નાબીના હોવા છતાં બની હતમાના ઇમામ હતા. તેઓ ફર્માવે છે કે હું રસુલુલ્લાહ (સલ.)ના મુબારક ઝમાનામાં બની હતમાનો ઇમામ હતો. હાલાંકે હું નાબીના હતો. (અબુદાવુદ અન તબ્રાની ફિલ કબીર બહવાલા અલ્જવાબુલ મતીન પાનું-૧૧-૧૨) (રસાઇલુલ અરકાન પાનું-૯૮)

પુછેલી સુરતમાં જ્યારે હાફિઝ અને કારી સાહબ એવા મઅઝુર નથી કે હરવા-ફરવા અને જવા-આવવામાં તથા પોતાની જરૂરિયાતો અંજામ દેવામાં બીજાના મોહતાજ હોય. વર્ષોથી તરાવીહ પઢાવે છે, અને મઝકુર મસ્જિદમાં પણ કઇ વર્ષ તરાવીહ પઢાવી ચૂક્યા છે અને એટલા માટે મહોલ્લાવાસીઓએ બિલ્ઇત્તિફાક એમને પોતાના ઇમામ માટે પસંદ કર્યા છે અને એઓમાં કોઇ શરઇ કબાહત પણ નથી તો ફક્ત ઝાતી દુશ્મની અને ઝિદના લઇ ઇમામતથી અલગ કરી દેવાનો મુતાલિબો કરવું ઝુલ્મ અને તોહીન સમાન છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામે જનાબતની હાલતમાં નમાઝ પઢાવી દીધી તો ?

(૧૦૦૮) સવાલ :- મેં એક દિવસ ફજરની નમાઝ પઢાવી, પછી જણાયું કે હું જુનુબી હતો અને મને ગુસલની હાજત હતી તો મારી અને મુક્તદીઓની નમાઝ સહીહ થઇ કે નહીં ? મને યાદ નથી કે તે દિવસે કોણ-કોણ મુસલ્લી હતા. હું પરેશાન છું મારે શું કરવું જોઇએ ?

જવાબ :- પુછેલી સુરતમાં ઇમામ અને મુક્તદીઓની નમાઝ થઇ નથી. ફરીથી પઢવી જરૂરી છે. ઇમામને જોઇએ કે મુક્તદીઓને તન્હા-તન્હા ખબર આપી દે અથવા નમાઝ વખતે એ'લાન કરી આપે કે ફલાણા દિવસે ફજરની નમાઝમાં જે-જે લોકો હાઝિર હતા તેઓ પોતાની નમાઝને લોટાવી લે. જે મુક્તદીઓને એની ખબર ન થઇ શકે તે મઅઝુર છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૫૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### એક ઇમામ, ગેર મુકલ્લિદ પાછળ નફલની નિય્યતે અસરની નમાઝમાં શરીક થયો પછી પોતાની મસ્જિદમાં અસર પઢાવી તો શું હુકમ છે ?

(૧૦૦૯) સવાલ :- એક હન્ફી માણસે ગેર મુકલ્લિદોની મસ્જિદમાં અસરની નમાઝમાં નફલની નિય્યતથી મસ્લિહતન ઇકતિદા કરી નમાઝ પઢી. પછી બે મિસ્લ બાદ હન્ફીઓની મસ્જિદમાં તેમણે અસરની નમાઝ પઢાવી. પછી અમુક મુક્તદીઓને શંકા પેદા થઇ અને કહેવા લાગ્યા કે જ્યારે એમણે અસરની નમાઝ ગેર મુકલ્લિદોની મસ્જિદમાં પઢી છે તો પછી એમના પાછળ હમારી નમાઝ કઇ રીતે સહીહ થઇ શકે ? ઇમામ સાહબ કહે છે કે મેં ત્યાં નફલની નિય્યતથી ઇકતિદા કરી હતી અને અહીંયા ફરજની નિય્યત કરી નમાઝ પઢાવી છે, જેથી નમાઝ સહીહ હોવામાં કોઇ શક નથી. સારાંશકે અમુક મુક્તદીને શંકા છે તો આપ ખુલાસો કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં જ્યારે હન્ફી ઇમામે નફલની નિય્યતથી ગેર મુકલ્લિદની ઇકતિદા કીધી છે જેથી એમની ફર્ઝ નમાઝ અદા થઇ નથી, એમના ઝિમ્મે અસરની ફર્ઝ બાકી છે એઓ અસરની નમાઝ પઢાવી શકે છે, પરંતુ એમના આવા કૃત્યથી લોકો શંકામાં પડી જશે અને બદગુમાની પૈદા થશે. એટલા

માટે મુનાસિબ એ હતું કે બીજા કોઇને ઇમામ બનાવી આપત અને તેઓ મુક્તદી બની નમાઝ પઢત તો લોકોમાં બદગુમાની પૈદા નહીં થાત. ખુલાસો એ કે અગર હન્ફી ઇમામ ગૈરમુકલ્લિદ પાછળ નફલની નિય્યત શામિલ થયા હોય તો એમની પાછળ જેઓએ અસરની નમાઝ પઢી છે, બધાંની નમાઝ સહીહ થઇ જશે. શકા કરવાની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગૈર મુકલ્લિદ ઇમામ પાછળ નમાઝ પઢવી**

(૧૦૧૦) સવાલ :- ગૈર મુકલ્લિદ ઇમામ પાછળ નમાઝ પઢવું કેવું છે ? હમારે ત્યાં અમુક હન્ફીઓ ગૈરમુકલ્લિદોની મસ્જિદમાં જઇ નમાઝ પઢે છે તો એમની નમાઝ થશે કે નહીં ?

જવાબ :- મુકલ્લિદ અને ગૈરમુકલ્લિદોમાં ઘણાં જ ઉસુલી અને ફુરૂઇ ઇખ્તિલાફ છે. એ લોકો સહાબા (રદી.)ને મેઅયારે હક માનતા નથી. ચારેવ ઇમામોને બુરૂ-ભલું કહે છે અને એમની તકલીદને જેના વાજિબ હોવા ઉપર ઉમ્મતનો ઇજમાઅ થઇ ચુક્યો છે બિદઅત બલ્કે અમુક તો શિર્ક પણ કહે છે. ઘણાં મુત્તફિકહ (ઇજમાઇ) મસાઇલના મુન્કિર છે.

વીસ રકઅત તરાવીહને બિદઅતે ઉમરી કહે છે. ત્રણ તલાક વાકિઅ હોવાના મુન્કિર છે. જુમ્અહની પહેલી અઝાનને બિદઅતે ઉસ્માની કહે છે. અમુક ચારથી વધુ ઔરતોથી નિકાહને જાઇઝ કહે છે, મુત્અહના જાઇઝ હોવાના કાઇલ છે. એટલા માટે હમારા બુઝુર્ગો (અકાબિરીન) ફર્માવે છે કે બન્તા સુધી એમના પાછળ નમાઝ ન પઢવામાં આવે. અને આ ઝાહિર છે કે નમાઝ જેવી સર્વશ્રેષ્ઠ ઇબાદત મુશ્તબહ રીતે અદા કરવું કઇ રીતે મુનાસિબ હોઇ શકે છે ? અને કોઇ મજબુરીને લઇ એમના પાછળ નમાઝ પઢી લીધી તો એહતિયાતન પછી દોહરાવી લેવામાં આવે.

**હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી કુદ્દિસ સિર્રૂહુ ફર્માવે છે**

સવાલ :- ગૈર મુકલ્લિદકે પીછે હન્ફીકી નમાઝ હો જાતી હે યા નહીં ? ઔર કૈસી હોતી હે ?

જવાબ :- ગૈર મુકલ્લિદ બહુત તરહકે હેં, બઅઝ ઐસે હેં કે ઉન્કે પીછે નમાઝ પઢના ખિલાફે એહતિયાત યા મકરૂહ યા બાતિલ હે ચુંકે પુરા હાલ મઅલુમ હોના મુશ્કિલ ફૌર મુશ્કિલ હે ઇસ લિયે એહતિયાત યેહી હે કે ઉન્કે પીછે નમાઝ ન પઢી જાએ. (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૧, પાનું-૧૩૬) (મત્બુઅહ પાકિસ્તાન) ફક્ત.

**આપનો બીજો ફત્વો જે અરબીમાં છે. હાશિયહમાં એનો તર્જુમો કરવામાં આવ્યો છે. તેને જુઓ.**

**ખુલાસએ સવાલ :-** હન્ફીકા ગૈર મુકલ્લિદ ઇમામકે પીછે નમાઝ પઢના જાઇઝ હે યા નહીં ?

**તર્જુમએ જવાબ :-** મેરે નઝદીક મસ્અલેમેં તફસીલ હે, ક્યું કે ગૈર મુકલ્લિદ બહુત તરહકે હેં. બઅઝે ઐસે હેં કે ઉન્કા ઇખ્તિલાફ મુકલ્લિદીનકે સાથ સિર્ફ મસાઇલે ઇજતિહાદિય્યહમેં હે. ઉન્કી ઇકતિદાકા હુકમ યેહી હે જો હન્ફીકે લિયે શાફઇ ઇમામકી ઇકતિદાકા હે. યઅની અગર વો નમાઝમેં ખિલાફિય્યાતકી રિઆયત કરતા હે તો બિલ્ઇત્તિફાક ઇકતિદા જાઇઝ હે. વરના જવાઝે ઇકતિદામેં ઇખ્તિલાફ હે. ઔર જમ્હુરકા ફત્વા અદમે જવાઝકા હે ક્યું કે નમાઝકે મુઆમલેમેં એહતિયાત જરૂરી હે. ઔર બઅઝે ગૈર મુકલ્લિદ ઐસે હેં કે ઉન્કા ઇખ્તિલાફ મુકલ્લિદીનકે સાથ ઉન મસાઇલમેં હે જો સુન્નત વલ્જમાઅતકે નઝદીક ઇજમાઇ હેં જૈસે ચારસે ઝ્યાદહ ઔરતોંસે નિકાહ જાઇઝ કરાર દેના, મુત્અહ જાઇઝ કરાર દેના ઔર સલફે સાલિહીનકે લિયે સબ્બો શિતમ (ગાલી-ગલોચ) રવા રખના, વઇમ્સાલુ ઝાલિક, ઐસે લોગોંકા હુકમ બિદઅતી ઇમામકે હુકમકે માનિન્દ હે યઅની બગૈર કિસી મજબુરીકે ઇન્કે પીછે નમાઝ પઢના મકરૂહે તહરીમી હે. ઔર કિસી મજબુરી કે વક્ત મકરૂહે તન્ઝીહી હે, ઔર જિન ગૈર મુકલ્લિદકા હાલ મુશ્તબહ, હો. અવ્લા યે હે કે ઉન્કે પીછે નમાઝ પઢ લી જાએ તાકે કોઈ ફિત્ના ન ઉઠે ઔર બઅદમેં ઇઆદહ કર

લે તાકે એહતિયાત પર અમલ હો જાએ. લેકીન અગર ફિત્ના ઉનકે પીછે નમાઝ પળ્હનેમેં હે તો ઉનકે પીછે નમાઝ ન પળ્હે તાકે મુસલમાનોંકો ધોકા ન હો ઔર વો દીને મતીનકે બારેમેં બેબાક ન હો જાએ. વલ્લાહુ અઅલમ (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૧, પાનું-૩૮૫-૩૮૬) (નવી તરતીબ મત્બૂઅહ ઇદારહ તાલીફાતે ઔલિયા-દેવબંદ)

**હઝરત મુફતી અઝીઝુ-ર્રહમાન સાહબ ફર્માવે છે :-**

**સવાલ :-** જિસ શખ્સકા અકીદહ હસ્બે ઝૈલ હો ઉસ્કો ઇમામ બનાના કૈસા હે. તકલીદ ના જાઇઝ ઔર બિદઅત હે, મિરઝાઇ ઔર મિરઝા મુસલમાન હે, મુકલ્લિદોંકા મઝહબ કુર્આનમેં નહીં. ઐસે શખ્સકો ઇમામ બનાના ઔર તર્જુમએ કુર્આન શરીફ ઉસ્સે પળ્હના કૈસા હે ?

**અલ્જવાબ :-** ઐસે શખ્સકો ઇમામ બનાના જિસ્કે અકાઇદ સવાલમેં દર્જ કિયે હેં દુરૂસ્ત નહીં હે ઔર ઉસ્સે તર્જુમએ કુર્આન શરીફ ભી ન પળ્હના ચાહયે. ફક્ત.... (ફતાવા દારૂલ ઉલુમ મુકમ્મલ વમુદલ્લલ ભાગ-૩, પાનું-૧૦૬)

બીજી જગ્યાએ છે **સવાલ :-** ઝૈદ ગૈર મુકલ્લિદ તકલીદે અઇમ્મએ અરબઅહકો કુફ્ર વ શિર્ક બત્લાતા હે. ઝૈદકા કહેના સહીહ હે યા ગલત ? ઔર ઉસ્કે પીછે નમાઝ સહીહ હે યા નહીં?

**અલ્જવાબ :-** કૌલ ઇસ ગૈર મુકલ્લિદકા ગલત હે ઔર ગુમ્રાહી વ ખતા ઝાહિર હે. ઐસે ગૈર મુકલ્લિદકે પીછે નમાઝ સહીહ નહીં હે. ફક્ત.... મઝકુર ફત્વાના હાશિયહમાં છે ઐસા શખ્સ ફાસિક હે ઔર ફાસિકકી ઇમામત મકરૂહે તહરીમી હે. ઇર્શાદે નબવી હે સબાબુલ મુસ્લિમિ ફુસૂકુન વકિતાલુહુ કુફ્રુન (મિશ્કાત) અમ્મલ ફાસિકુ ફકદ અલ્લલુ કરાહત તકદીમિહી લિઅન્નહુ લા યહતમ્મુ લિઅમ્રિ દીનીહી વબિઅન્ન ફી તકદીમિહી લિલ્ઇમામતિ તઅઝીમહુ વકદ વજબ અલયહિમ ઇહાનતુહુ શરઅન.... બલ મશા ફી શર્હિલ મુન્યતિ અલા અન્ન કરાહત તકદીમિહી કરાહતુ તહરીમિન. (રદદુલ મુહતાર બાબુલ ઇમામત જિલ્દ-૧, સફા પ૨૩) (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ જિલ્દ-૩, સફા-૨૫૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જેની દાઢી ન નિકળી હોય એવાને ઇમામ બનાવવું**

(૧૦૧૧) સવાલ :- મારી ઉમર ૨૫ વર્ષની છે. હાફિઝ છું. પરંતુ હજુ સુધી દાઢી નિકળી નથી. એક જગ્યાએ ઇમામત કરવા ચાહું છું. અમુક લોકો દાઢી ન હોવાને લઇ એઅતેરાઝ કરે છે કે તમારા પાછળ વૃદ્ધ (વધુ ઉમરવાલા) નમાઝ નથી પઢી શકતા. શું એમનું આ કહેવું સહીહ છે? હું ઇમામત કરાવી શકું કે નહીં ?

જવાબ :- આપ નમાઝના સહીહ, ફાસિદ અને મકરૂહ હોવાના મસાઇલથી વાકિફ છો. કુર્આન મજીદ સહીહ અને તજવીદ સાથે પઢો છો અને આપની દીનદારી પર લોકોને શક શુબોહ નથી. ફક્ત દાઢી ન નિકળવાથી ઇમામતના લાયક ન સમજતા હોય તો એમનો ખ્યાલ સહીહ નથી. અલ્બત્ત કોઇની ઉમર ઓછી હોય અને ખુબસુરત હોય અને તેને શહવતની નઝરે લોકોના જોવાનો એહતેમાલ હોય, જેના લીધે લોકો એની ઇમામતને ના પસંદ કરતા હોય તો એની ઇમામત મકરૂહ ગણાશે. (શામી ભાગ-૧, પાનું-પ૨પ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બુરી આદતોથી તૌબા કરેલ ઔરતના ધણી પાછળ નમાઝનો હુકમ**

(૧૦૧૨) સવાલ :- હમારે ત્યાં પાંચ વર્ષથી એક ઇમામ છે. દીનદાર આલિમ છે. એમનાથી આજ સુધી કોઇ બુરી હરકત થઇ નથી. અમુક દિવસો થયા લોકોને જાણ થઇ કે એમની ઔરત બદ અખ્લાક છે અને પરાયા મર્દ સાથે નાજાઇઝ તઅલ્લુક રાખે છે અને શરીઅતની હદ વટાવીને ઝિનાકારી પણ કીધી છે. ઇમામ સાહબને જ્યારે એ વાતની ખબર થઇ તો નારાઝ થયા અને એ કાર્યથી નફરત ઝાહિર કીધી અને

એને તલાક દેવાનો ઇરાદો કરી લીધો. પાછળથી ઔરતને પણ પોતાની બુરી હરકતથી નદામત થઇ, એણે સાચી તૌબા કીધી અને પોતાના ધણીથી દિલો-જાનથી માફી માંગી અને અહદ કર્યો કે હવે પછી આવી હરકત કદાપી કરીશ નહીં, તે પછી ઇમામ સાહબે તેને તલાક ન આપી અને તેના સાથે જ રહે છે. હવે પુછવાનું એ કે એમના પાછળ નમાઝ પઢવી સહીહ છે ? અમુક લોકો કહે છે કે આ ઇમામ ફાસિક છે જેથી નમાઝ સહીહ નથી અને અમુક કહે છે કે નમાઝ સહીહ થશે. કેમ કે આ બુરી હરકત ઇમામ સાહબે કરી નથી અને તેઓ આવા કૃત્યથી નારાઝ પણ છે. જેથી આપ ખુલાસો કરશો.

જવાબ :- જ્યારે ઇમામ સાહબ ઔરતના આ ગુનાહમાં શામિલ અને મદદગાર નથી બલ્કે એનાથી તદ્દન બેખબર છે અને જ્યારે ખબર થઇ તો સખત નારાઝ અને ગુસ્સે થયા અને જ્યાં સુધી ઔરતે તૌબા ન કીધી એનાથી સંબંધ ખતમ કરી દીધો અને તલાક દેવાનો પણ ઇરાદો કરી લીધો તો એમણને ગુનેહગાર અને ફાસિક કહેવું સહીહ નથી. એમની પાછળ નમાઝ પઢવામાં કોઇ પ્રકારનો વાંધો નથી અને ધણી ઉપર બદકાર અને ફાજિરહ ઔરતને તરત જ તલાક આપવું જરૂરી નથી. હાં, જ્યારે યકીન થઇ જાય કે ઔરત ઝિનાકારી અને બદઅખ્લાકીથી બાઝ નહીં આવે અને એક બીજાના હકો પામાલ થશે તો પછી એવી ઔરતને તલાક દઇ અલગ કરી આપવી જોઇએ.

'દુર્રે મુખ્તારમાં છે :- લા યજિબુ અલઝ-ઝવ્જિ તત્લીકુલ ફાજિરતિ વલા અલય્હા તસ્રીહુલ ફાજિરિ ઇલ્લા ઇઝા ખાફા અન લા યુકીમા હુદુદલ્લાહિ ફલા બઅસ અંય યતફર્રકા (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨, પાનું-૪૦૨, કિતાબુ-ન્નિકાહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામે બુરી હરકતથી તૌબા કીધી તો હવે એમની પાછળ નમાઝ પઢી શકાય ?

(૧૦૧૩) સવાલ :- હમારે ત્યાં એક હાફિઝ ઇમામ હતા. એમને એક છોકરીથી મહબ્બત થઇ ગઇ. છોકરી મસ્જિદમાં એમની પાસે આવતી-જતી હતી. લોકોને તથા મુતવલ્લીને જાણ થઇ. તેઓએ ઇમામને એ વિષે પુછતાં ઇમામે ઇકરાર કરી લીધો. મુતવલ્લીએ એમણને ઇમામતથી છુટા કરી દીધા. ત્યાર બાદ ઇમામે પોતાની આ હરકતથી તૌબા કરી લીધી અને બીજી જગ્યાએ શાદી કરી લીધી. હવે તેઓ બીજા મહોલ્લાની મસ્જિદમાં ઇમામત કરવા માંગે છે તો શું એમની ઇમામત દુરૂસ્ત છે ? એમના પાછળ નમાઝ પઢવું જાઇઝ છે ?

જવાબ :- ઇમામે આ હરકત ઘણી જ બુરી કીધી કે અજનબી અને પરાઇ ઔરત સાથે નાજાઇઝ સંબંધ જોડ્યો. આ હરકત એમના મન્સબના એઅતેબારથી ઘણી જ ખરાબ છે. જ્યાં સુધી આ હરકતથી બાઝ ન આવે અને સાચા દિલથી તૌબા ન કરી લીએ એમના પાછળ નમાઝ પઢવું મકરૂહ છે. અલબત્ત જો તેઓ પોતાના ગુનાહનાં ઇકરાર કરી સાચા દિલથી તૌબહ કરી લે અને નમાઝીઓને એમની તૌબહનો યકીન થઇ જાય તો પછી તેઓ ઇમામત કરી શકે છે, જ્યારે માણસ સાચા દિલથી તૌબહ કરી લે છે તો અલ્લાહ તેના ગુનાહ માફ કરી દે છે. હદીસમાં છે 'અત્તાઇબુ મિનઝ-ઝમ્બિ કમન લા ઝમ્બ લહુ' તૌબહ કર્યા પછી એમને ફાસિક અને ગુનેહગાર સમજવું સહીહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.'

### મુરાહિકહ અને બાલિગ છોકરીઓને વિના પર્દે પઢાવનાર પાછળ નમાઝ પઢવા વિષે

(૧૦૧૪) સવાલ :- જો કોઇ માણસ ૧૫-૧૬ વર્ષની છોકરીઓને કુર્આનની તઅલીમ આપે હાલાંકે તેઓ એના માટે નામહરમ છે. એનો શરઇ હુકમ શું છે ? અને એવા ઇમામ પાછળ નમાઝ પઢવું કેવું છે?

જવાબ :- મુરાહિકહ અને બાલિગ છોકરીઓને વિના પર્દે પઢાવવું દુરૂસ્ત નથી. પરદાનો એહતેમામ હોય અને તન્હાઇ ન હોય તો ગુંજાઇશ છે. પરંતુ એહતિયાતના ખિલાફ છે. જેથી મહરમ અથવા ઔરતથી જ પઢવામાં આવે. મસ્અલો જાણવા પછી પણ એહતિયાત ન કરે તો એવા ઇમામ પાછળ નમાઝ પઢવું

કરાહતથી ખાલી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રૂકુઅ સિજદામાં ઇમામ કેટલી વાર તસ્બીહ પઢે ?

(૧૦૧૫) સવાલ :- ઇમામે રૂકુઅ-સિજદામાં કેટલી વાર તસ્બીહ પઢવી જોઇએ ?

જવાબ :- મુસ્તહબ એ છે કે ઇમામ પાંચ વખત તસ્બીહ પઢે. અગર ત્રણ વાર તસ્બીહ પઢે તો એ પ્રમાણે પઢે કે મુક્તદીઓને ત્રણ વખત તસ્બીહ પઢવાનો મોકો મળી જાય. (શામી ભાગ-૧, પાનું-૪૬૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામને હદસ પેશ આવે (વુઝુ તુટી જાય) તો ખલીફા કેવી રીતે બનાવે ?

(૧૦૧૬) સવાલ :- જો ઇમામને હદસ પેશ આવે કિંવા વુઝુ તુટી જાય તો કઇ રીતે બીજાને ઇશારો કરી આગળ કરે ? એની રીત શું છે ?

જવાબ :- જો ઇમામને હદસ પેશ આવી જાય તો એને જોઇએ કે બીજાને ખલીફા (નાઇબ) બનાવી આપે. 'મુદરિક'ને ખલીફા બનાવવું બહેતર છે અને જો મસ્બુકને ખલીફા બનાવ્યો તો પણ જાઇઝ છે અને ખલીફા બનાવવાની રીત એ છે કે ઝુકેલી હાલતમાં પાછળ હટે અને નાક પર હાથ મુકે જેથી બીજાઓને એ ગુમાન થાય કે નકસીર ફુટી છે અને પહેલી સફમાંથી કોઇને ઇશારાથી અથવા તેનું કપડું પકડી ખેંચીને ખલીફા બનાવી આપે. ઝબાનથી કંઇ ન કહે. જો કલામ કરીને ખલીફા બનાવ્યો તો બધાંની નમાઝ ફાસિદ થઇ જશે. ખલીફા બનાવ્વાના મસાઇલ ઘણાં જ બારીક છે અને એ મુજબના મસાઇલથી (જેની પુરી તફસીલ ફિકહની કિતાબોમાં છે) આમ તોર પર ઇમામ પણ વાકિફ હોતા નથી અને મુક્તદીનો પણ એ જ હાલ છે જેથી ગલ્તીનો કવી એહતેમાલ છે. નમાઝ બરબાદ કરી દેશે. જેથી બેહતર એ છે કે નમાઝ તોડી નાંખે અને વુઝુ કરી નમાઝ ફરીથી પઢાવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખસ્સી ઇમામ પાછળ નમાઝ પઢવું કેવું છે ?

(૧૦૧૭) સવાલ :- જે લોકો ખુશીથી નસ્બંધી કરાવી ખસ્સી બની જાય છે તેમના પાછળ નમાઝ મકરૂહ થાય છે કે નહીં ?

જવાબ :- ખસ્સી અને હીજડાને ઇમામ બનાવવું જાઇઝ નથી. નમાઝ મકરૂહ થાય છે. પોતાને ખસ્સી બનાવવું મુસ્લહ છે અને મુસ્લહ હરામ છે. મુસ્લહ એટલે બદનના અવ્યવને તેની અસ્લી પૈદાઇશથી બગાડી નાખવું છે, જેની શર્અન ઇજાઝત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામે નમાઝના ટાઇમનો ખ્યાલ રાખવો જરૂરી છે ?

(૧૦૧૮) સવાલ :- હમારા ઇમામ સાહબ ઇશાની નમાઝમાં અકસર મોડા આવે છે. કદી કદી ગૈરહાજર પણ રહે છે. કહે છે કે મારૂ ખાણું નમાઝના ટાઇમે આવે છે અને હદીસમાં છે કે જ્યારે ખાણું સામે આવી જાય તો પહેલાં ખાય લો. પછી નમાઝ પઢો તો શું આ ઉઝર બરાબર છે ?

જવાબ :- ઇમામ આ હુકમથી મુસ્તસ્ના (બાકાત) છે કારણ કે મસ્જિદમાં નમાઝીઓને ઇન્તિઝારની ઝહમત થશે અને નમાઝમાં તાખીર થશે, જેથી ઇમામને ટાઇમ સંભાળવો જરૂરી છે. હાં, નાઇબ ઇમામ હોય તો પછી વાંધો નથી. પણ એની આદત કરી લેવું ખોટું છે. ઇમામ હોય કે મુક્તદી ખાવાથી પહેલાં ફારિગ થઇ જાય અથવા નમાઝ બાદ ખાવાનો ટાઇમ રાખે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફાસિક અને બિદઅતી ઇમામ

(૧૦૧૯) સવાલ :- હમારા ગામના મસ્જિદના પેશઇમામ બિદઅતી છે. ઇઝાર ઘુંટીથી નીચી પહેરે છે. અંગ્રેઝી વાળ કપાવે છે તથા ઇમામતના મસાઇલ અને કિર્અતથી નાવાકિફ છે. દાઢી કતરાવે છે. આ

ઇમામને ઇમામતથી હમો હટાવી શકીએ એમ નથી, કારણ કે ટ્રસ્ટીઓ હમારી કોઇ પણ ઝાતની વાત સાંભળવા રાઝી નથી, તો શું હમારી નમાઝ આવા ઇમામ પાછળ થશે કે નહીં ? અગર મદ્રસાના મકાનમાં હમો બીજી જમાઅતથી નમાઝ પઢીએ તો કાંઇ વાંધો છે ?

જવાબ :- ફાસિક અને બિદઅતીને ઇમામ બનાવવું જાઇઝ નથી. એવા ઇમામ પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. ફાસિકના મુકાબલામાં બિદઅતી પાછળ નમાઝ પઢવામાં વધુ કરાહત છે. કારણ કે ફાસિક ગુનાહને ગુનોહ સમજીને કરે છે અને પોતાને ગુનેહગાર સમજે છે, જેથી તૌબહ નસીબ થવાની ઉમ્મીદ કરી શકાય છે, જ્યારે બિદઅતી ગુનાહો (બિદઅત જે સુન્નતોના મુકાબલામાં ઇજાદ કરવામાં આવે છે) ને ઇબાદત અને સવાબનું કામ સમજીને કરે છે જેથી તેને તૌબહ નસીબ થતી નથી.

હઝરત સુફ્યાને સૌરી (રહ.) ફરમાવે છે કે ઇબ્લીસને બિદઅતના કામો બધા ગુનાહોથી વધુ મહબુબ છે કારણ કે ગુનાહોથી તૌબહ થઇ શકે છે કેમ કે ગુનેહગાર સમજે છે કે ગુનાહોના કામો કરી રહ્યો છું જેથી તેનાથી તૌબહની ઉમ્મીદ છે, પણ બિદઅતથી તૌબહ કરવામાં આવતી નથી કેમ કે બિદઅતી સમજે છે કે હું ઇબાદતના કાર્યો કરી રહ્યો છું જેથી તેને તૌબહ નસીબ થતી નથી. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮ પાનું-૧૩૦)

અગર એ પ્રકારના લોકો વિના બીજો કોઇ શરીઅતનો પાબંદ માણસ ન હોય તો પછી મકરૂહ નથી, તેમજ ફાસિક અને બિદઅતી ઇમામને હાલાતને લઇ હટાવ્વાની કુદરત ન હોય તો પણ મકરૂહ નથી કારણ કે મજબુરી છે અને એના જવાબદાર ઇમામ અને તેને રાખનારાઓ છે. જેથી મસ્જિદ છોડી દેવાની અને મદ્રસાના મકાનમાં જમાઅત કરવાની ઇજાઝત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફાસિક અને બદકારની ઇમામત

(૧૦૨૦) સવાલ :- હમારા ગામની મસ્જિદના પેશ ઇમામે એક છોકરી સાથે નાજાઇઝ સંબંધ બાંધ્યો એટલે સુધી કે તેને હમલ રહી ગયો, પછી તેણીથી નિકાહ કરી લીધા. નિકાહ પછી પાંચ મહીને છોકરીનો જન્મ થયો.

વળી ઇમામ સાહબ પોતાની દાઢી એક ઇંચથી વધુ લાંબી થવા દેતા નથી, જ્યારે પણ વધે છે કપાવી નાંખે છે. સારાંશ કે એક ઇંચથી વધુ લાંબી એમની દાઢી થવા પામતી જ નથી- ઉપરોક્ત ખરાબ કૃત્યોને લઇ અમુક લોકોએ અલગ નમાઝ પઢવાનું શરૂ કરી દીધું છે અને ફિત્નાં થવાનો પુરો સંભવ છે તો શું મઝકુર પેશ ઇમામ પાછળ નમાઝ થાય કે નહીં ? હવાલા સહિત જણાવશો.

જવાબ :- ઇમામ મુત્તકી, પરહેઝગાર, ઝાહિરી ગુનાહો અને બુરાઇઓથી પણ પાક હોવા જોઇએ.

હદીસ શરીફમાં છે :-

અર્થાત :- જો તમો ચાહતા હોય કે તમારી નમાઝ કબૂલિયતના દરજે પહોંચે તો જે તમારામાં સૌથી વધુ નેક અને પરહેઝગાર હોય તે તમારો ઇમામ બને, કારણ કે ઇમામ તમારા અને તમારા પરવરદિગારની વચ્ચે એલચી તરીકે હોય છે. (શર્હે નિકાયહ ભાગ-૧ પાનું-૮૬)

ઝાની કબીરહ ગુનાહનો કરનાર અને ફાસિક-ફાજિર છે, તે ઇમામ બનવાના લાયક નથી.

હદીસ શરીફમાં છે :- લા યઉમ્મુ ફાજિરૂન મુ'મિનન

અર્થાત :- ફાસિક-ફાજિર માણસ કોઇ મુ'મિનનો ઇમામ નહીં બને. (ઇબ્ને માજહ)

એવા ઇમામ પાછળ નમાઝ મકરૂહ થાય છે. જેથી એને ઇમામ તરીકે રાખવું ગુનાહિત કાર્ય લેખાશે.

'કબીરી'માં છે :- લવ કદ્દમુ ફાસિકન ય'સિમુન

અર્થાત :- જો ફાસિકને ઇમામ બનાવશે તો બનાવનારા ગુનેહગાર થશે (પાનું-૪૭૯)

તેમજ આપ (સલ.)નું ફર્માન છે કે દાઢી રાખવું ફિત્રત છે અને બધા એક લાખ ચોવીસ હઝાર (૧,૨૪,૦૦૦) પયગમ્બરોની સુન્નત છે અને તેની ઓછામાં ઓછી મિકદાર એક મુશ્ત છે. કોઇ પયગમ્બરે કે કોઇ સહાબીએ કે કોઇ વલીએ એક મુશ્તથી કમ દાઢી રાખી નથી. જેથી દાઢી એક મુશ્ત (મુઠ્ઠી) જેટલી રાખવી જરૂરી છે.

'શારિહે મિશ્કાત' હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે 'વગુઝાશ્તને આં બકદ્રે કુબ્ઝહ વાજિબ સ્ત'

અર્થાત :- અને દાઢી એક મુઠ્ઠી જેટલી રાખવી વાજિબ છે

મસ્નૂન એટલા માટે કહેવામાં આવે છે કે દીની પ્રણાલિકા અને તમામ અંબિયા (અલ.)ની સુન્નત છે અને હદીસથી સાબિત છે. (અશિઅતુ-લ્લમ્આત ભાગ-૧, પાનું-૨૮૮)

માટે દાઢી મુંડાવવી અને એટલી કપાવવી કે એક મુઠ્ઠીથી ઓછી રહી જાય એ હરામ છે.

'હઝરત કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસ પાનીપતી (રહ.) ફરમાવે છે 'તરાશીદને રીશ પેશ અઝ કુબ્ઝહ હરામ સ્ત'

અર્થાત :- દાઢી કપાવી એક મુઠ્ઠીથી ઓછી કરવી હરામ છે. (માલા બુદ્દ મિન્હુ પાનું-૧૩૦)

આ કૃત્યથી પણ ઇમામ ફાસિક ઠરે છે અને ફાસિકની ઇમામત મકરૂહ છે. (હિદાયહ ભાગ-૧, પાનું-૧૦૧)

માટે એવા ફાસિક અને બદકાર ઇમામને છુટા કરવા જરૂરી છે. મુતવલ્લી એવા ઇમામને રજા ન આપે તો બીજી મસ્જિદમાં નમાઝ પઢે. બીજી મસ્જિદ ન હોય તો ઇમામ બદલવાની કોશિશ ચાલુ રાખી લાચારીએ નમાઝ પઢી લે, જમાઅત છોડે નહીં. જમાઅતની ઘણી મહત્વતા અને અગત્યતા છે. કરાહતની ઝિમ્મેદારી ઇમામ અને તેને રાખનારાઓ અને નિભાવનારાઓ ઉપર રહેશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામનો લિબાસ કેવો હોવો જોઇએ ?**

(૧૦૨૧) સવાલ :- પેન્ટ-બુશર્ટ પહેરીને ઇમામ નમાઝ પઢાવે તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- નમાઝ તો થઇ જશે, પણ કરાહતથી ખાલી નથી. આવા ટુંકા, તંગ, ચુસ્ત લિબાસમાં રૂકુઅ સિજદહ વખતે સતરનાં ભાગ અઅઝા (અવ્યવો) અને હાડકાનો હજમ (ઝખામત) અંદાઝ અને આકાર સાફ નુમાયાં હોય છે. વળી ઇમામની શાયાને-શાન નથી કે ગેરો અને ફાસિકો જેવા અવામુ-ન્નાસે પસંદ કરેલ લિબાસ અપનાવી તેમની મુશાબહત ઇખ્તિયાર કરવાની બેહુદા કોશિશ કરે. માલા બુદ્દ મિન્હુમાં છે કે "વ મુસ્લિમ રા તશબ્બુહ બકુફ્ફાર વફુસ્સાક હરામ-સ્ત"

અર્થાત :- મુસ્લિમ માટે કાફિરો અને ફાસિકોની મુશાબહત ઇખ્તિયાર કરવી હરામ છે (પાનું-૧૩૧)

હદીસમાં છે કે આપ (સલ.)એ એક ઇમામને કિબ્લા તરફ થુકતા જોઇ નમાઝીઓને હિદાયત ફરમાવી કે હવે પછી એને ઇમામત કરવા દેશો નહીં. (અબુદાવુદ શરીફ ભાગ-૧, પાનું-૭૬)

માટે ઇમામને લાઝિમ છે કે ફેશની લિબાસ છોડી ઉલમા અને સુલહાનો લિબાસ ઇખ્તિયાર કરે. અરબી શાઇરે કહ્યું છે :--

ફતશબ્બહુ ઇલ્લમ તકૂનુ મિસ્લહુમ<br>
ઇન્ન-ત્તશબ્બુહ બિલ કિરામિ ફલાહુ.

એટલે સુલહાની મુશાબહત ઇખ્તિયાર કરો. ભલે તમો તેમના જેવા ન હોય. પણ દર હકીકત સુલહાની મુશાબહત ઇખ્તિયાર કરવામાં (તેમના જેવા અમલો, ચાલ, ઢાલ અને લિબાસ ઇખ્તિયાર કરવામાં દીન અને દુનિયા બન્નેવેની ફલાહ અને ભલાઇ શામિલ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામ ઝોરથી દુઆ માંગે કે ધીમે ?

(૧૦૨૨) સવાલ :- ફર્ઝ નમાઝ બાદ ઇમામ સાહબ ઝોર-ઝોરથી દુઆ માંગે છે. જેઓ આહિસ્તા માંગે છે તેમના ઉપર એઅતેરાઝ થાય છે. મસ્નુન અને અફઝલ તરીકો શું છે ? તે દલીલો સાથે સમજાવી આભારી કરશો.

જવાબ :- ફર્ઝ નમાઝ બાદ ઇમામ અને મુક્તદી મળી દુઆ માંગવાની ઘણી ફઝીલત આવી છે તેનો મસ્નૂન અને અફઝલ તરીકો એ છે કે ઇમામ અને મુક્તદી બન્નેવ આહિસ્તા-આહિસ્તા દુઆ માંગે. આ તરીકો વધુ ઇખ્લાસ વાળો, ખુશુઅ-ખુઝુઅ અને આજિઝી ભર્યો અને દિલ પર અસર કરનારો, કુબુલિયતના નઝદીક અને રિયાકારીથી દૂર છે.

ખુદાપાક ફર્માવે છે "ઉદઉ રબ્બકુમ તઝર્રૂઅવં વખુફયહ. ઇન્નહુ લા યુહિબ્બુલ મુઅતદીન"

અર્થાત :- દુઆ (ઇલ્તિજા) કરો પોતાના રબથી આજિઝીની સાથે અને ધીમે ધીમે, બેશક હદથી વધી જવાને ખુદાપાક પસંદ કરતા નથી. (સુરએ અઅરાફ) મઝકુર આયતમાં ખુદાપાકે દુઆના બે જરૂરી આદાબ બયાન ફર્માવ્યા છે.

(૧) દુઆ આજિઝી અને આહોઝારીની સાથે કરવી.

(૨) અને દુઆ આહિસ્તા આહિસ્તા કરવી. જેઓ એના ખિલાફ કરશે તેઓ હદથી વધી જનાર છે જે ખુદાપાકને પસંદ નથી ((સુરએ અઅરાફ)

તફસીર બૈઝાવીમાં છે કે આહિસ્તા દુઆ કરવી ઇખ્લાસની દલીલ છે. 'ફઇન્નલ ઇખ્ફાઅ દલીલુલ ઇખ્લાસિ' (પાનું-૨૯૪)

અને તફસીરે રૂહુલ બયાનમાં છે કે :- ખુશુઅ, ખુઝુઅ અને આજિઝીની સાથે ધીમી અવાઝે દુઆ કરવી કુબુલિય્યતના નઝદીક છે. ઇખ્લાસની દલીલ અને રિયાકારીથી દુર છે. (ભાગ-૩, પાનું-૧૭૭)

ઇમામ નવવી (રહ.) ફર્માવે છે "અમ્મ-દુઆઉ ફયુસિર્રૂ બિહી બિલા ખિલાફિન"

અર્થાત :- એમાં કોઇનો ઇખ્તિલાફ નથી કે દુઆ આહિસ્તા (ધીમા અવાઝે) કરવી જોઇએ. (નવવી શર્હ મુસ્લિમ ભાગ-૧, પાનું-૩૭૧)

તફસીરે ફત્હુલ બયાનમાં છે :- વલ્ખુફયતુ અલ્ઇસરારૂ બિહી ફઇન્ન ઝાલિક અકતઉ લિઇર્કિ-રિયાઇ."

અર્થાત :- આહિસ્તા અને ખુફ્યા દુઆ કરવી રિયાકારીની જળને નાબુદ કરવામાં બહું અસર રાખે છે. (ભાગ-૨, પાનું-૪૦)

હદીસમાં છે કે 'ખય્રૂઝ-ઝિકરિ અલ્ખફિય્યુ'

અર્થાત :- બેહતરીન ઝિક્ર (દુઆ) ખફી (ધીમી) છે - એટલા માટે સહાબા, તાબેઇન વિગેરે સલફે સાલેહીનનો તરીકો આહિસ્તા અને ધીમી અવાઝે દુઆ કરવાનો હતો. પુરી દિલી તવજ્જુહથી દુઆ કરતા હતા. તેમની અવાઝ સંભળાતી ન હતી. તેમના અને તેમના પરવરદિગાર દરમિયાન મખ્ફી અને રાઝદારાના તરીકે ધીમે-ધીમે ઇલ્તિજા થતી હતી. (તફસીરે મઝહરી ભાગ-૪, પાનું-૩૧૭) એટલા માટે ઉમ્મતના ચારેવ ઇમામો, ઇમામ અબૂહનીફા (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ માલિક (રહ.) અને ઇમામ અહમદ (રહ.)ના નઝદીક દુઆ ધીમી અવાઝે કરવી અફઝલ અને મુસ્તહબ છે. ફક્ત માલિકી અને શાફેઇ

મઝહબવાળાઓએ ખાસ શર્તો સાથે અમુક હાલતોમાં ઇમામ માટે ઝોરથી દુઆ કરવાની ઇજાઝત આપી છે તે એ કે આમ મુક્તદી નાવાકિફ, જાહિલ હોય, દુઆ માંગવાનો તરીકો પણ જાણતા ન હોય તેમને શીખવાડવા માટે શીખી લે ત્યાં સુધી ઇમામ ઝોરથી દુઆ માંગે અને મુક્તદી આમીન કહે. આ શર્તે કે કોઇ મસ્બુક વિગેરે નમાઝીને ખલલ થતી ન હોય.

અને 'ફતાવા બઝઝાઝિયહ'માં પણ છે ઇમામ મુક્તદીઓને દુઆએ માસુરહ શીખ્વાડવાના ઇરાદે ઝોરથી દુઆ માંગે તો વાંધો નથી. મુક્તદીઓના શીખી લીધા પછી પણ ઝોરથી દુઆ માંગતા રહેવું મકરૂહ અને બિદઅત છે. (ભાગ-૧, પાનું-૪૦)

'ફતાવા સિરાજિય્યહ'માં છે 'યુસ્તહબ્બુ ફિદદુઆઇ અલ્ઇખ્ફાઉ વરફઉ-સ્સવ્તિ બિદુઆઇ બિદઅતુન'

અર્થાત :- મુસ્તહબ એ છે કે દુઆ આહિસ્તા કરવામાં આવે ઝોરથી દુઆ માંગવું બિદઅત છે. (પાનું-૭૨)

માટે ઇમામને લાઝિમ છે કે દુઆ આહિસ્તા કરે અને મુક્તદીઓ પણ સાથે સાથે આહિસ્તા આહિસ્તા દુઆ માંગે એ અફઝલ અને મસ્નુન તરીકો છે.

ખુદાપાક દરેકની દુઆ સાંભળે છે, ઇમામની જ દુઆ સાંભળે છે. એવું કાંઇ નથી. અરબીમાં યાદ ન હોય તો ફારસી, ઉર્દૂ, ગુજરાતી વિગેરે જે તેની ઝબાન હોય તેમાં માંગી શકાય છે.

હાફિઝ ઇબ્ને હજર (રહ.) લખે છે કે.....'વલ્મુખ્તારૂ અન્નલ ઇમામ વલ્મઅમૂમ યુખ્ફિયાનિઝ-ઝિક્ર ઇલ્લા ઇનિહતાજ ઇલ-તઅલીમિ'

અર્થાત :- મુખ્તાર એ છે કે ઇમામ અને મુક્તદી ઝિક્ર અને દુઆ ધીમી અવાઝે કરે. હાં, જ્યારે દુઆ વિગેરે શીખવાડવાની જરૂરત હોય તો શીખી લે ત્યાં સુધી વાંધો નથી. (ફત્હુલ બારી ભાગ-૨, પાનું-૨૬૯)

તફસીરે રૂહુલ મઆનીમાં છે કે :- તમો ઘણા ઇમામોને જોશો કે દુઆ ઝોર-ઝોરથી માંગે છે. ખાસ કરીને જુમ્અહ મસ્જિદોમાં, તેઓ નથી જાણતા કે બે બિદઅતોને જમા કરી રહ્યા છે.

(૧) ઝોરથી દુઆ માંગવી.

(૨) મસ્જિદમાં આવી હરકત કરવી.

દુઆમાં આવાઝ ઉંચી કરવી હદથી વધી જવું છે. જેની તરફ ખુદાના આ કલામમાં ઇશારો છે કે :- 'ઇન્નહુ લા યુહિબ્બુલ મુઅતદીન' (ભાગ-૮ પાનું-૧૩૯)

સારાંશ કે આહિસ્તહ આહિસ્તહ દુઆ માંગવું ઇમામ, મુક્તદી અને મુન્ફરિદ માટે અફઝલ છે. કોઇ નવી દુઆ મોકાની મુસલ્લીઓ યાદ કરી લે જેમકે શબે કદરની દુઆ 'અલ્લાહુમ્મ ઇન્નક અફુવ્વુન તુહિબ્બુલ અફ્વ ફઅફુ અન્ની' તો વાંધો નથી. બીજું એ કે કોઇ ખાસ દુઆ ઉપર મુક્તદીને આમીન કહેવા માટે ઝોરથી દુઆ કરી શકાય છે. જેમકે કુનૂતે નાઝિલહ "અલ્લાહુમ્મહ-દિના ફીમન હદયત, (આમીન) વ આફિના ફીમન આફય્ત, (આમીન) વતવલ્લના ફી મન તવલ્લય્ત, (આમીન)...." આખિર સુધી. એ સિવાય ઇમામે ઝોર-ઝોરથી દુઆ માંગવાની આદત કરી લેવી ખિલાફે અફઝલ અને મકરૂહ છે.

હઝરત મુફ્તીએ અ'ઝમ મવ. મુફ્તી કિફાયતુલ્લાહ (રહ.) લખે છે કે :- નીઝ ઇમામકા ઝોર-ઝોરસે દુઆ માંગના ભી મકરૂહ હે, અગરચે તન્ઝીહી ઔર ખિલાફે અવ્લા હી હે. લેકીન ઇસકે ઇખ્તિયાર કરને ઔર આદત બનાનેકી જરૂરત હી ક્યા હે ? મકરૂહ બહર હાલ મકરૂહ હે ઉસે છોડના હી બેહતર હે. ઔર અવ્લવિય્યત વ બેહતરી ઇસકે ખિલાફમેં હે. (અન્નફાઇસે મરગૂબહ પાનું-૪-૫)

આખિરમાં મુફ્તીએ અ'ઝમ (પાકિસ્તાન) મવ્લાના મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબનો ફત્વો વાંચો.

'સબસે બળા મફસદહ યે હે કે ઇમામ બ આવાઝે બુલંદ દુઆઇય્યહ કલિમાત પઢતા હે ઔર આમ તોર પર બહોતસે લોગ મસ્બુક હોતે હેં જો બાકી માન્દહ નમાઝકી અદાય્ગીમેં મશ્ગૂલ હેં ઉન્કી નમાઝમેં ખલલ આતા હે કે રસુલે કરીમ (સલ.) ઔર સહાબા વ તાબેઇન ઔર અઇમ્મએ દીનમેં કિસીસે યે સુરત મન્કૂલ નહીં' કે નમાઝકે બાદ યે (ઇમામ) દુઆ કરે. ઔર મુક્તદી સિર્ફ આમીન કેહતે રહે. ખુલાસા યે હે કે યે તરીકએ મુરવ્વજહ કુર્આનકે બત્લાયે હુએ તરીકએ દુઆકે ભી ખિલાફ હે ઔર રસુલુલ્લાહ (સલ.) ઔર સહાબએ કિરામકી સુન્નતકે ભી ખિલાફ હે. ઇસ લિયે આમ હાલાતમેં ઇજતિનાબ કરકે ઇમામ વ મુક્તદી સબ આહિસ્તા દુઆ માંગે. હાં, કિસી ખાસ મૌકે પર જહાં મઝકુરહ મફાસિદ ન હો. કોઇ એક શખ્સ જહરન દુઆ કરે ઔર દુસ્રે આમીન કહેં. ઇસ્મેં ભી મુઝાઇકહ નહીં. (અહકામે દુઆ સફા-૧૧).

આદત કરી લેવી તો ખોટી જ છે.

હઝરત શૈખુલ હિંદ (રહ.) ફર્માવે છે કે :- બિદઅતકી જળ યેહી હે કે અપની તરફસે કોઇ મસ્લિહત સમજકર ખિલાફે સલ્ફે સાલિહીન વ નુસુસ વ ઇરાદહ કોઇ ફેઅલ ઇખ્તિયાર કર લિયા જાએ. બિદઅત દફઅતન નહીં આતી, ઇસી તરહ આહિસ્તહ આહિસ્તહ આતી હે. અહલે ફહમ પહેલેસે સમજ જાતે હેં. ઔર રોક દેતે હેં. દુસ્રે લોગ બાદમેં મુતનબ્બેહ હોતે હેં. (અલ્વર્દુશશઝી અલા જામિઇત્તિર્મિઝી પાનું-૭૦)

ખુદાપાક હમારી ઇબાદતોને બિદઆત અને મકરૂહાતથી મહફૂઝ રાખે. આમીન. મસ્જિદના ઇમામો અને બા અસર ઉલમા ગફલત કરશે તો આ બિદઅત ઘર કરી લેશે અને સુન્નતની નૂરાનિયત અને દુઆની બરકતોથી કૌમ મહરૂમ થઇ જશે. એટલા માટે હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) લખે છે કે :-

જ્યાં સુધી બિદઅતે હસનહથી બિદઅતે સય્યિઅહ જેમ નહીં બચે ત્યાં સુધી આ નેઅમત (સુન્નતની નૂરાનિયત)ની હવા પણ દિલમાં પહોંચી શકતી નથી. આજે સુન્નત ઉપર અમલ કરવું મુશ્કિલ લાગે છે કારણ કે દુનિયા બિદઅતમાં ડુબેલી છે અને તેની ઝુલ્મતમાં ફસાયેલી છે. તો કોની તાકત છે કે બિદઅત મટાડવાની હિમ્મત કરે અને સુન્નતો જારી કરવા વિષે મોં ખોલે. આ ઝમાનાના આલિમો બિદઅતને રિવાજ આપે છે અને સુન્નતોને મટાડે છે અને બિદઅતને તઆમુલ સમજીને જાઇઝ બલ્કે મુસ્તહસન હોવાનો ફત્વો આપે છે અને લોકોને બિદઅત તરફ દોરે છે. (મકતુબાતે ઇમામે રબ્બાની ફારસી ભાગ-૨ પાનું-૧૦૨-૧૦૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### અમુક નમાઝીઓને પંખાની હવા મુવાફિક નથી તો મુતવલ્લી શું કરે ?

(૧૦૨૩) સવાલ :- હમારા મહોલ્લાની મસ્જિદમાં પાંચ સફોની જગ્યા છે. પહેલી સફમાં ત્રણ પંખા છે અને ચોથી સફમાં બે પંખા છે. પહેલી સફના ત્રણ પંખા ઠંડીની સીઝન સિવાયના દિવસોમાં કાયમ ચાલુ રહે છે. નમાઝીઓમાં હમો ત્રણથી પાંચ માણસોને પંખાની હવા મુવાફિક નથી. ઘણી જ તકલીફ પહોંચે છે. ૧૦ મીનિટ પંખાની નીચે ઉભા રહી શકતા નથી. નમાઝમાં પણ દિલ લાગતું નથી. મુતવલ્લી અને નમાઝીઓ પરવા કરતા નથી. કહે છે કે થોડા નમાઝીઓનો ખ્યાલ કરવો કે વધુ નમાઝીઓનો ? આવા સંજોગોમાં હમોને લાચારીએ સફ છોડી અલગ ઉભા રહી નમાઝ પઢવામાં કરાહત તો નથી ?

જવાબ :- શરઇ ઉઝર વિના સફ છોડી અલગ ઉભા રહેવું મકરૂહ છે. પુછેલી સુરતમાં આપ લોકો મઅઝુર અને મજબુર છો. માટે આપ લોકોની નમાઝ વિના કરાહતે અદા થઇ જશે. મુતવલ્લી અને બીજા નમાઝીઓનો ખ્યાલ કરવો જોઇએ, મહોલ્લાની મસ્જિદ છે. નમાઝીઓ મખ્સુસ છે. પંખાની હવા કોને મુવાફિક નથી એ પણ જાણી શકાય છે અને તેમની શિકાયત દૂર કરી શકાય છે અને કરવી જ જોઇએ. પંખા ધીમે ચલાવ્વામાં આવે અથવા એક તરફના પંખા બંધ કરવામાં આવે. અમુકને તકલીફ છે, બધાને નથી. એ દલીલ સહીહ નથી.

અબૂ મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે એક માણસે આપ (સલ.)ની ખિદમતમાં હાઝિર થઇ અર્ઝ કરી. યા રસુલલ્લાહ (સલ.) ! ખુદાની કસમ ફલાણા ઇમામની લાંબી કિરાઅતને લીધે સવારની નમાઝ બાજમાઅતથી મારે મહરૂમ રહેવું પડે છે. રાવીનું બયાન છે કે પછી મેં આપ (સલ.)ને નસીહત કરતી વેળા તે દિવસથી વધુ ગુસ્સો કરતા નહીં જોયા. આપે ગઝબનાક થઇ ફરમાવ્યું કે લોકો ! તમારામાંના અમુક માણસો નફરત ફેલાવનારા છે. જે કોઇ તમારો ઇમામ બને તેને જોઇએ કે મુખ્તસર અને હલ્કી નમાઝ પઢાવે કારણ કે તેની પાછળ ઝઇફ લોકો પણ હોય છે અને કમઝોર પણ અને જરૂરતવાળા પણ હોય છે. (બુખારી શરીફ ભાગ-૧, સિપારો ૩ પાનું-૯૭) (મિશ્કાત પાનુ-૧૦૧)

આપ (સલ.)એ બીમારો, ઝઇફો અને હાજતમંદ મુક્તદીઓનો ખ્યાલ રાખી મુખ્તસર નમાઝ પઢાવવાની હિદાયત ફર્માવી. ઝાહિર છે કે ઝઇફો, બીમારો અને હાજતવાળા થોડા જ હોય છે. આથી સમજી શકાય છે કે થોડા નમાઝીઓની તકલીફનો ખ્યાલ રાખવો જરૂરી છે.

હદીસમાં છે કે હઝરત મઆઝ (રદી.) નમાઝ ઘણી લાંબી પઢાવતા હતા. એક સહાબી મઝદૂર પેશા હતા. તેમની ઇશાની નમાઝ લાંબી હોવાના લીધે તકલીફ પહોંચવાની આપ (સલ.)ને ખબર મળી તો આપે ફરમાવ્યું :

અ,ફત્તાનુન, અન્ત, યા મઆઝ !

અર્થાત :- કેમ મઆઝ ! તુ ફિત્નો કરવા માંગે છે ? (બુખારી શરીફ ભાગ-૧ સિપારો-૩ પાનું-૯૬) (મિશ્કાત પાનું-૭૯)

જુઓ બધા મુસલ્લીઓની શિકાયત ન હતી, ફક્ત એક મુસલ્લીની શિકાયતના લીધે આપ (સલ.)એ ઇમામને સખ્ત ડાંટ આપી. હઝરત અનસ (રદી.)નું બયાન છે કે જ્યારે આપ (સલ.) બાળકના રડવાનો અવાઝ સાંભળતા તો નમાઝને હલ્કી કરી દેતા હતા. એટલા માટે કે તેની માં નમાઝમાં હશે તો પરેશાન થશે. (નમાઝમાં દિલ લાગશે નહીં) (મિશ્કાત પાનુ-૧૦૧)

માટે મુતવલ્લી અને નમાઝીઓની આ દલીલ કે થોડા નમાઝીઓનો ખ્યાલ કરવો કે વધુનો, હદીસના રોશનીમાં દુરૂસ્ત નથી.

કિરાઅતથી પણ પંખાનો દરજ્જો અને જરૂરત વધી જાય છે ? બલ્કે ગરમીની શિદ્દત બરદાશ્ત કરવામાં નમાઝી વધુ ફઝીલતના હકદાર બને છે. કિતાબ "નિસાબુલ અહતિસાબ"માં છે કે "વઅમ્મા શિદ્દતુલ હર્રિ ફલિઅન્નહા લા તુજિબુઝ ઝરૂરત વઇન્નમા યહસુલુ બિહી ઝિયાદતુલ મશક્કતિ વબિહા યઝદાદુલ અજરૂ ...."

અર્થાત :- ગરમીની શિદ્દત જરૂરત સાબિત કરનારી નથી કે તેનાથી બચવા માટે મસ્જિદના ધાબા ઉપર નમાઝ પઢવાની ઇજાઝત હોઇ શકે. બલ્કે ગરમીના શિદ્દત બરદાશ્ત કરવામાં નમાઝી વધુ સવાબના હકદાર બને છે. (બાબ ૧૫ પાનું-૩૨)

સારાંશકે વધુ ગરમી હોય ત્યારે પંખા ચલાવવામાં આવે અને ધીમા રાખે જેથી નમાઝીઓને ઇઝા નહીં પહોંચે અથવા એક બાજુના પંખા બંધ રાખવામાં આવે કે જેમને પંખાની હવા મુવાફિક ન હોય તેઓ તે બાજુ ઉભા રહે, જ્યારે નમાઝીઓને તશ્વીશ થાય એવી રીતે કુર્આન પઢવાની ઇજાઝત નથી (શર્હ અશ્બાહ હમવી પાનું ૫૬૦) (શામી ભાગ-૧, પાનું ૬૧૮) તો પછી પંખા ચલાવી નમાઝીઓને પરેશાન કરવું કઇ રીતે જાઇઝ હોઇ શકે છે ?

બેશક ! ગરમીની શિદ્દત દૂર કરવા અને નમાઝીઓને રાહત પહોંચાડવા માટે મસ્જિદમાં ઇલેક્ટ્રીક પંખા લગાડી શકાય છે. મબાહ છે, બશરતે કે એઅતેદાલથી ચલાવવામાં આવે કે કોઇને તકલીફ નહીં થાય. પંખા લગાડવા મસ્નૂન કે મુસ્તહબ નથી કે તેના માટે ઇબાદત વખતે આપસમાં ઇખ્તિલાફ અને

ઝઘડો કરવામાં આવે. સલ્ફે સાલિહીનના મુબારક ઝમાનામાં ઇબાદતગાહો (મસ્જિદો) આવા તકલ્લુફાતથી મહફૂઝ રખાતી હતી.

એટલા માટે આઠમી સદી હિજરીના બુઝુર્ગોની સામે મસ્જિદમાં પંખા લગાડવાનો મસ્અલો પેશ આવ્યો તો તે સમયના આલિમોએ મુખાલિફત કરી એક પ્રકારની બિદઅત હોવાનો હુકમ આપ્યો.

અલ્લામહ ઇબ્નુલ હાજ (રહ.) વફાત ૭૩૭ હિજરી લખે છે કે :- 'વકદ મનઅ ઉલમાઉના (રહ.) અલ્મરાવીહ અન્ન ઇત્તિખાઝહા ફિલ મસાજિદિ બિદઅતુન'

અર્થાત :- હમારા ઝમાનાના (આઠમી સદી હિજરીના) ઉલમા (રહ.) મસ્જિદમાં પંખા લગાડવાને બિદઅત માનતા હતા. (કિતાબુલ મુદખલ ભાગ-૧ પાનું-૯૭ તથા ભાગ-૨ પાનું-૪૯)

અને ઇમામુલ મુહક્કિકીન અલ્લામહ અબુલ હસનાત અબ્દુલ હય ફિરંગી મહલ્લી (રહ.) (વફાત ૧૩૦૪ હિજરી) લખે છે કે :- મસ્જિદમેં પંખા ફર્શી લગાના ફી નફસિહી મબાહ હે, કોઇ મુમાનિઅતે શરઇય્યહ ઇસ્મે નહીં હે અલ્બત્તહ બિદઅતે લુગવિય્યહ વ બિદઅતે મબાહા હે. પસ બલિહાઝે કમાલે ઇત્તિબાએ સલ્ફે સાલિહીન તર્ક ઉસ્કા અચ્છા હોગા ઔર ઇરતિકાબ ઉસ્કા મુજિબે ઝલાલત યા કરાહત નહીં હો સકતા. (મજમુઅહ ફતાવા ભાગ-૧ પાનું-૧૧૩) તથા મુફ્તીએ અ'ઝમ પાકિસ્તાન હઝરત મવ. મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) લખે છે કે મસ્જિદમેં બકી, (ઇલેક્ટ્રીક) પંખા લગાના જાઇઝ હે લેકીન ઇબ્નુલ હાજ (રહ.)ને મુદખલમેં ઇસ્કો ભી એક દરજેકી બિદઅત ફરમાયા હે. ક્યું કે ઝમાનએ સલ્ફે સાલેહીનમેં ઇસ્કા દસ્તુર ન થા. મૌલાના અબ્દુલ હય સાહબ (રહ.) લખ્નવીને અપને ફતાવામેં ફર્માયા હે કે અગર ચે ઇસકે બિદઅતે શરઇય્યહ હોનેમેં તઅમ્મુલ હે લેકીન શક નહીં કે તર્ક હી અફઝલ હે ઔર ઇસીમેં સલફકા પુરા ઇત્તિબાઅ હે. (મુન્યતુ-સ્સાજિદ ફી આદાબિલ મસાજિદ પાનું-૨૦)

ગરઝ કે બીમારો, ઝઇફો, મઅઝુરોનો ખ્યાલ રાખી પંખા ચલાવવામાં આવે તો વગર વાંધે જાઇઝ છે. મના નથી અને જો એનાથી નમાઝીઓને હરકત અને તકલીફ થતી હોય ખુશુઅ-ખુઝુઅમાં ખલલ આવે, દિલ ઉચાટ રહે, ફઝીલતની જગ્યાથી મહરૂમ થવું પડે અને સફ છોડી અલગ ઉભા રહેવા ઉપર નમાઝીઓ મજબુર થઇ જાય તો મના અને મકરૂહ હોવામાં કોઇ શંકા નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કઇ-કઇ નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢવું ?

(૧૦૨૪) સવાલ :- કુનૂતે નાઝિલહ ફક્ત સવારની નમાઝમાં જ પઢવું કે મગ્રિબ, ઇશામાં પણ પઢી શકાય છે ? જુમ્અહની નમાઝમાં પઢવું કે નહીં ?

જવાબ :- ઇમામ તહાવી વિગેરે અમુક મુહક્કિકીન ઉલ્મા (રહ.) કુનુતે નાઝિલહ સવારની નમાઝને માટે મખ્સુસ માને છે.

'શામી'માં છે "ઇન્ન કુનુત-ન્નાઝિલતિ ઇન્દના મુખ્તસ્સુન બિસ્સલાતિલ ફજરિ દૂન ગય્રિહા મિનસ્સલવાતિલ જહરિય્યતિ અવિ-સ્સિર્રિય્યતિ"

અર્થાત :- હમારા નઝદીક કુનૂતે નાઝિલહ સવારની નમાઝ સાથે ખાસ છે. એ સિવાય બીજી નમાઝોમાં પઢવાનું નથી. (ભાગ-૧ પાનું-૬૨૮)

અમુક ઉલ્મા જહરી નમાઝમાં કિંવા ફજર, મગ્રિબ, ઇશા અને જુમ્અહની નમાઝમાં પણ પઢવાના કાઇલ છે, માટે સંજોગો અનુસાર પઢી શકાય છે. મના નથી. શર્હે નિકાયહ'માં છે :- વફિલ ગાયતિ વઇન નઝલ બિલ મુસ્લિમીન નાઝિલતુન કનતલ ઇમામુ ફી સલાતિલ જહરિ. (ભાગ-૧, પાનું-૯૯) (મરાકિલ ફલાહ પાનું-૭૨)

જુમ્અહની નમાઝમાં મોટા મજમાને લીધે ઇન્તિશાર (ખરાબી પૈદા થવા)નો ભય હોય તો ન પઢવું બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુનૂતે નાઝિલહ

(૧૦૨૫) સવાલ :- હાલના સંજોગોમાં કુનુતે નાઝિલહ પઢવી જોઇએ કે નહીં ?

જવાબ :- હાં, હાલના સંજોગોમાં કુનુતે નાઝિલહ પઢી શકાય છે. પણ ઇમામ સાહબને મજબૂર કરવા મુનાસિબ નથી. ઇમામ સાહબ પોતે એની જરૂરત મહસુસ કરી પઢે. સખત મુસીબત અને પરેશાનીના સમયે પઢવું જોઇએ. હદીસથી સાબિત છે. અલ્બત્ત મામુલી બનાવો ઉપર કુનૂતે નાઝિલહ શરૂ કરી દેવી અને લાંબી મુદ્દત સુધી પઢયા કરવી ગૈર જરૂરી છે અને તેની અહમિયત અને લોકોના દિલોમાં તેની અઝમત ઘટાડવા સમાન છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુનુતે નાઝિલહ બાબત ખુલાસો

(૧૦૨૬) સવાલ :- આજે મુસલમાનોની સેંકડો વરસની ઇઝ્ઝત અને ઇસ્લામી તૌહીદની ભવ્યતાને ઇસ્લામના દુશ્મનો યહુદીઓ અને નસારાઓ મિટાવી દેવાની તનતોડ કોશિશ કરી રહ્યા છે. એવા સંજોગોમાં 'કુનુતે નાઝિલહ' નમાઝોમાં પઢવા બાબત શરીઅત શું કહે છે ? આવા સંજોગોમાં કઇ દુઆ પઢવી જોઇએ? તે લખી જણાવશો.

જવાબ :- બેશક ! હાલના સંજોગોમાં જ્યાં સુધી યુદ્ધ (લડાઇ) (બૈતુલ મકદિસની) ચાલુ રહે ત્યાં સુધી કુનુતે નાઝિલહ જરૂર પઢવું જોઇએ. ઇમામને જે કુનુતે નાઝિલહ યાદ હોય તે પઢે. નીચે લખેલી દુઆ પઢવી પણ સારી છે :- અલ્લાહુમ્મન્સુરિલ ઇસ્લામ વલ્મુસ્લિમીન વઅઝ્ઝિઝ વઅદક વકાન હક્કન અલય્ના નસ્રૂલ મુ'મિનીન વલ્મુ'મિનાતિ વલ્મુસ્લિમીન વલ્મુસ્લિમાતિ વઅલ્લિફ બય્ન કુલુબિહિમ વઅસ્લિહ ઝાત બય્નિહિમ વન્સુરહુમ અલા અદુવ્વિહિમ, અલ્લાહુમ્મ અહલિકિલ કફરત-લ્લઝીન યસુદ્દૂન અન સબીલિક વયુકઝ્ઝિબુન રૂસુલક વયુકાતિલુન અવલિયાઅક, અલ્લાહુમ્મ ખાલિફ બય્ન કલિમતિહિમ. વઝલ્ઝિલ અકદામહુમ, વશત્તિત શમ્લહુમ, વફર્રિક જમ્અહુમ વઅન્ઝિલ બિહિમ બઅસકલ્લઝી લા તરૂદ્દહુ અનિલ કવ્મિલ મુજરિમીન. એ જ પ્રમાણે જ્યારે સખત પવન ફૂંકાય, ધરતીકંપ થાય. વિજળી પડે, તારા ખરવા માંડે, પુષ્કળ બરફ વર્ષા થાય અને એવી બીજી આફતોના સમયે નમાઝ પઢવાનો અને દુઆ માંગવાનો હુકમ છે. (ફતાવા સિરાજિય્યહ પાનું-૨૧) એ પ્રમાણે કોઇ સખ્ત મુસીબત અને અચાનક આફત આવી પડે. જંગની વિનાશકારક ભયંકરતા જઝુમી રહી હોય. કૌમી રમખાણનો ભય હોય, પ્લેગ ફેલાઇ રહ્યો હોય, કોલેરા ફાટી નિકળ્યો હોય તો એ મુસીબતોથી બચવા અને એ આફતોના દૂર થતાં સુધી સવારની નમાઝમાં છેલ્લી રકઅતના રૂકુઅ પછી ઉભા રહી (કૌમા)માં હાથ બાંધી અથવા છુટા રાખી (દલીલની રૂએ હાથ બાંધવા જ બેહતર છે) કુનુતે નાઝિલહ ઇમામ અને મુક્તદી ધીમે-ધીમે પઢે. મુક્તદીઓને દુઆ યાદ ન હોય તો ઇમામ સાધારણ આવાઝથી દુઆ પઢે અને મુક્તદીઓ ધીમે-ધીમે આમીન કહે. (શામી ભાગ-૧ પાનું-૬૨૮)

કુનુતે નાઝિલહ :- અલ્લાહુમ્મહદિના ફીમન હદય્ત, વઆફીના ફીમન આફય્ત, વતવલ્લના ફીમન તવલ્લય્ત, વબારિક લના ફીમા અઅતય્ત, વકિના શર્ર મા કઝય્ત, ઇન્નક તકઝી વલા યુકઝા અલય્ક, વઇન્નહુ લા યઝિલ્લુ મંવ્વાલય્ત, વલા યઇઝ્ઝુ મન આદય્ત, તબારકત રબ્બના વતઆલય્ત, નસ્તગ્ફિરૂક વનતુબુ ઇલય્ક, વસલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિવં વઆલિહી વઅસ્હાબિહી વસલ્લમ.

નોટ :- કઝય્ત, તકઝી, યુકઝા ઝુવાદથી, યઝિલ્લુ ઝાલથી, યઇઝ્ઝુ ઝે થી પઢવું (મિશ્કાત શરીફ પાનું-૧૧૨, નુરૂલ ઇઝાહ પાનું-૯૮-૯૯)

અર્થાત :- હે અલ્લાહ ! જે લોકોને તે હિદાયત ફરમાવી છે તેમની સાથે હમોને પણ હિદાયત ફર્માવ અને જે લોકોને તે રાહત ઇનાયત ફર્માવી છે તેમની સાથે હમને પણ રાહત ઇનાયત ફરમાવ અને તે લોકોમાં હમોને પણ શામિલ કર જેમનો તુ મદદગાર છે અને જે-જે નેઅમત તુ અમને અતા કરે તેમાં બરકત અતા ફરમાવ. અને જે કાંઇ ચુકાદા તેં આપ્યા છે તેની બુરાઇથી હમોને મહફુઝ રાખ. તુ હાકિમ છે. સૌના ઉપર તું હુકમ જારી કરે છે. તારા ઉપર કોઇનો હુકમ જારી થઇ શકતો નથી. બેશક તે માણસ ઝલીલ થઇ શકતો નથી જેનો તુ મદદગાર છે. અને તે માણસ કદી ઇઝઝતવાળો બની શકતો નથી જેનો તુ મુખાલિફ છે. તુ મહાન છે અને બરકતવાળો છે. હમો તારાથી ગુનાહોની માફી ચાહિયે છીએ અને તારાથી તૌબહ કરીએ છીએ, અને અલ્લાહની રહમતો નાઝિલ થતી રહે, અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ.) પર અને આપની આલ અને અસ્હાબ પર. અને સલામતી નાઝિલ થાય તેઓ પર. બેશક ! મુસીબતો અને આફતોને દુર કરવા માટે 'કુનુતે નાઝિલહ' પઢવાનો અને દુઆઓ માંગવાનો આ ખાસ સમય છે પરંતુ ફક્ત દુઆ માંગી લેવી કાફી નથી. બલ્કે જે ગુનાહોને કારણે આ મુસીબત આવી પડી છે તેનાથી તૌબહ કરી તેને તજી દેવા પણ જરૂરી છે. કુનુતે નાઝિલહ ક્યારે પઢવી ? ક્યાં સુધી પઢવી ? એનો ફેસ્લો અહલે ઇલ્મ કરી શકે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :- 'ઝહરલ ફસાદુ ફિલ બર્રિ વલ્બહરિ બિમા કસબત અયદિન્નાસિ લિયુઝીકહુમ બઅઝલ્લઝી અમિલુ લઅલ્લહુમ યર્જિઉન.'

અર્થાત :- ભૂમીના તટ અને પાણીના પટ ઉપર લોકોના અમલોના કારણે બુરાઇઓ ફેલાઇ રહી છે તેમના અમુક અમલોની ખુદા તેમને મઝા ચખાડશે. જેથી તેઓ એ કામો ફરી વાર ન કરે. (કુર્આને હકીમ સુરએ રૂમ રૂકુઅ-૫ પારો-૨૧)

માટે ગુનાહો કરતા રહી ઔપચારિક રીતે કુનુતે નાઝિલહ પઢી લેવાનો કોઇ અર્થ નથી.

જેવી રીતે કુવામાં ઉંદર પડવાથી પાણી નાપાક થઇ જાય છે, તો પ્રથમ ઉંદર કાઢી લઇ ૨૦ થી ૩૦ ડોલ પાણી કાઢી નાખવાથી કુવો પાક થઇ જાય છે. ઉંદર કાઢયા વગર ૨૦૦ થી ૩૦૦ ડોલ પાણી કાઢવાથી પણ કુવો પાક નહીં થાય. તેવી જ રીતે પ્રથમ ગુનાહોથી તૌબહ કરી લઇ આફતોને દુર કરવા કુનુતે નાઝિલહ પઢવામાં આવે તો તે હેતુને પાર પાડશે. ગુનાહોથી સાચા દિલથી તૌબહ નહીં કરવામાં આવે. બલ્કે ગુનાહો કરતા રહેવામાં આવશે તો કુનુતે નાઝિલહ પઢવાનો કોઇ અર્થ રહેશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુનુતે નાઝિલહ બાબત વધુ ખુલાસો

(૧૦૨૭) સવાલ :- કુનુત નાઝિલહ કયા સંજાગોમાં અને ક્યાં સુધી પઢવી ? હમારે ત્યાં પહેલાં કદી પઢવામાં આવી ન હતી અને અમને યાદ પણ નથી. આપ (સલ.) અને આપના સહાબા (રદી.)એ નમાઝમાં કુનુતે નાઝિલહ પઢી હતી ? કિતાબોના હવાલા સાથે જણાવશો. એના માટે જમાઅત શર્ત છે કે એકલો માણસ પણ પઢી શકે છે ? ઔરતો પઢી શકે કે નહીં ? આ બધી બાબતોનો ખુલાસો કરશોજી.

જવાબ :- જ્યારે મુસલમાનો કોઇ આમ મુસીબત અને બલામાં મુબ્તલા થઇ જાય જેમ કે કોઇ દુશ્મન ચઢી આવે અથવા તાઉન (પ્લેગ) અને હૈઝહ (કોલેરા) જેવી હલાક કરનારી બીમારી ફેલાઇ જાય અને લોકોમાં ભારે ગભરાટ અને પરેશાની ફેલાઇ જાય, એવા સંજોગોમાં મુસીબત દૂર થતાં સુધી દરરોઝ સવારની નમાઝમાં બીજી રકઅતના રૂકુઅ પછી 'કૌમા'માં હાથ બાંધી અથવા હાથ છુટા રાખી (દલીલની રૂએ હાથ બાંધવા જ બેહતર છે) ઇમામ ઝોરથી, પણ કિર્અતની આવાઝ કરતાં કમ કુનુતે નાઝિલહ પઢે અને મુક્તદી મૌકે-મૌકે, ધીમે-ધીમે આમીન કહે. અગર બધાને કુનુતે નાઝિલહ યાદ હોય તો ઇમામ તથા મુક્તદી બધાય ધીમે-ધીમે કુનુતે નાઝિલહ પઢે, જેમ કે રમઝાનમાં વિત્ર જમાઅત સાથે પઢતી વખત દુઆએ કુનુત પઢવામાં

આવે છે.

આમ મુસીબતના સમયે દુઆએ કુનુત પઢવું મસ્નૂન છે. આપ (સલ.) અને સહાબા (રદી.)ના અમલથી સાબિત છે. સહીહ હદીસો અને ફિકહની મોઅ્તબર કિતાબોથી પુરવાર થાય છે. એની શરૂઆત માહે સફર સન ૪ હિજરીમાં થઇ છે, આપ (સલ.) એ ૭૦ સહાબા (રદી.)ની એક મુકદ્દસ જમાઅત જેમાં મોટા મોટા ઉલ્મા અને કારીઓ હતા અહલે 'નજદ' પાસે તબ્લીગ માટે રવાના ફર્માવી. રસ્તામાં 'બીરે મઉનહ, મકામે આમિર, રઅલ, ઝકવાન, ઉસય્યહ અને બની લહયાન વિગેરે કબીલાના બદમાશો મુકાબલામાં આવ્યા અને સહાબા (રદી.)ને ઘેરામાં લઇ લીધા. સહાબા (રદી.) એ કહ્યું કે હમો તમારી સાથે લડવા નથી આવ્યા. અમને અલ્લાહના રસુલે તબ્લીગ માટે જ્યાં રવાના કર્યા છે ત્યાં હમો જઇ રહ્યા છે. પરંતુ ઝાલિમોએ નહીં માન્યું અને બધાને શહીદ કરી નાંખ્યા. એક સહાબી ઘણા ઝખ્મી હોવા છતાં બચી આવ્યા હતા. આ દર્દનાક બનાવથી આપ (સલ.)ને ઘણો જ સદમો થયો અને એક મહીના લગી સવારની નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢતા રહ્યા. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે કુનૂતે નાઝિલહ પઢવાનો આ પહેલો મૌકો છે. એ પહેલાં અમે પઢતા ન હતા.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે આપ (સલ.) અનેઆપના ખુલફા (રદી.) ઉપર જ્યારે કોઇ હાદિસો (મુસીબત) પેશ આવતો તો નમાઝમાં મુસલમાનોના હકમાં દુઆ અને દુશ્મનો માટે બદદુઆ કરતા હતા અને આ તરીકાને કદી છોડ્યો નહીં એટલે જ્યારે પણ હાદિસો પેશ આવતો ત્યારે એને અમલમાં લાવતા હતા. (હુજ્જતુલ લાહિલ બાલિગહ ભાગ-ર પાનું-૪૫)

અલ્લામહ ઇબ્ને કય્યિમ (રહ.) ફર્માવે છે કે મુસય્લમએ કઝ્ઝાબ સાથે હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)ની જંગ થઇ ત્યારે હઝરતે સિદ્દીક (રદી.)એ નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢી. હઝરત ઉમરે ફારૂક (રદી.) એ અહલે કિતાબ સાથે મુકાબલાના વખતે કુનુતે નાઝિલહ પઢી. હઝરત અલી (રદી.) અને હઝરત અમીર મુઆવિયહ (રદી.)ની લડાઇ વખતે બન્નેવ સાહિબોએ કુનૂતે નાઝિલહ પઢી.

(ઝાદુલ મઆદ-ભાગ-૧ પાનું-૭૫)

કુનૂતે નાઝિલહનો હુકમ આમ છે. મર્દ, ઔરત, ઇમામ, મુન્ફરિદ દરેકને શામિલ છે. જમાઅતની કૈદ અને મર્દોની તખ્સીસ અને મુન્ફરિદ તથા ઔરતો માટે મુમાનિઅતની સહીહ અને સચોટ દલીલ મન્કુલ નથી. 'કનતલ ઇમામ' એને માટે પુરતી દલીલ નથી. હઝરત મૌલાના મુફ્તી કિફાયતુલ્લાહ (રહ.) નો પણ આ જ મત છે.માટે મુન્ફરિદ (એકલો નમાઝ પઢનાર) અને ઔરતો પોતાની નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢી શકે છે, પણ ઔરતો ઝોરથી પઢે નહીં.

સવારની નમાઝ સિવાય બીજી જહરી નમાઝો (મગ્રિબ-ઇશા)માં કુનૂતે નાઝિલહ પઢવા બાબત આપણા ફુકહા (રહ.)માં ઇખ્તિલાફ છે. માટે પઢવા કે નહીં પઢવા ઉપર કોઇને મજબૂર કરવું અને લડવું-ઝઘડવું મુનાસિબ નથી. (અસહહુ-સ્સિયર) (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૩૫૮) (તહતાવી ભાગ-૧ પાનું-૬૪૭) (શામી ભાગ-૧ પાનું-૬૨૮)

કુનૂતે નાઝિલહ એક મુકર્રર નથી. સમય અને સંજોગ અનુસાર દુઆએ માસુરહમાંથી મુનાસિબ દુઆ શામિલ કરી શકાય છે.

નીચેના દુઆ પણ બહું મુનાસિબ છે.

અલ્લાહુમ્મન સુરિલ ઇસ્લામ વલ્મુસ્લિમીન વઅઝ્ઝિઝ વઅદક વકાન હક્કન અલય્ના નસ્રુલ મુઅમિનીન વલ્મુઅમિનાતિ વલ્મુસ્લિમીન વલ્મુસ્લિમાતિ વઅલ્લિફ બય્ન કુલૂબિહિમ, વઅસ્લિહ ઝાત બય્નિહિમ, વન્સુરહુમ અલા અદુવ્વિક વઅદુવ્વિહિમ, અલ્લાહુમ્મ અહલિકિલ કફરત-લ્લઝીન યસુદ્દુન અન

સબીલિક, વયુકઝ્ઝિબૂન રૂસુલક, વયુકાતિલૂન અવ્લિયાઅક, અલ્લાહુમ્મ ખાલિફ બય્ન કલિમતિહિમ વઝ્ઝિલ અકદામહુમ, વશત્તિત શમ્લહુમ વફર્રિક જમ્અહુમ, વઅર્સિલ બિલાદહુમ, અલ્લાહુમ્મ અલ્કિ ફી કુલૂબિહિમુર્-રૂઅબ, અલ્લાહુમ ખુઝહુમ અખ્ઝ અઝીઝિમ મુક્તદિર, અલ્લાહુમ્મ ઇન્ના નજઅલુક ફી નુહૂરિહિમ વનઊઝુ બિક મિન શુરૂરિહિમ, વઅન્ઝિલ બિહિમ બઅસકલ્લઝી લા તરૂદ્દુહુ અનિલ કવ્મિલ મુજરિમીન.

**નોટ :-** મોટા આલિમને દુઆ સંભળાવી સહીહ કરી પઢવી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝુહરની સુન્નત શરૂ કીધી અને જમાઅત ઉભી થઇ જાય તો શું કરે ?

**(૧૦૨૮) સવાલ :-** એક માણસે ઝુહરની ચાર રકઅત સુન્નત પઢવા માટે કોલ બાંધ્યો પણ બે રકઅત પઢવા પછી જમાઅત ઉભી થઇ જવાથી બે રકઅત ઉપર સલામ ફેરવી દીધી તો હવે બે રકઅત પઢવાથી ચાર રકઅત અદા થઇ જશે કે ફરીથી ચાર રકઅત પઢવી જરૂરી છે ? આવા સંજોગોમાં બે રકઅત ઉપર સલામ ફેરવ્વું અફઝલ છે કે ચાર રકઅત પુરી કરવું ?

**જવાબ :-** મઝકૂર સુરતમાં ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ પઢવી જરૂરી છે. બે રકઅત પઢવી કાફી નથી, એટલા માટે કે આ ચાર રકઅત એક જ સલામથી મસ્નૂન છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૬૩૦)

બે રકઅત પર સલામ ફેરવ્વાની જરૂરત ન હતી. ચાર રકઅત પુરી કરી લીધી હોત તો બેહતર થાત અને એ જ રાજેહ કોલ છે. અગરચે બે રકઅત ઉપર સલામ ફેરવ્વું પણ દુરૂસ્ત છે. (દુર્રે મુખ્તાર પાનું-૬૬૮)

### વધુ સંતોષ માટે મુફતી કિફાયતુલ્લાહ સાહબનો ફત્વો જુઓ

**(૫૨૪) જવાબ :-** ઝુહરકી સુન્નતે જો ફર્ઝ શુરૂઅ હોનેસે પહલે પઢ રહા થા અગર દરમિયાનમેં ફર્ઝ શુરૂઅ હો જાએ તો સુન્નતેં પુરી કરકે સલામ ફેરે ઔર ફર્ઝમેં શામિલ હો જાએ. લેકિન અગર દો રકઅત પર સલામ ફેર કર ફર્ઝમેં શરીક હો જાએ ઔર ફિર ચારોં રકઅતે ફર્ઝકે બાદ અદા કરેં તો યે ભી જાઇઝ હૈ. પહલી સુરત બેહતર હૈ. (મૌલાના મુફ્તી) મુહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ-દેહલી. (કિફાયતુલ મુફ્તી ભાગ-૩ પાનું-૨૬૨) ફક્ત....

### કિયામની હાલતમાં તકબીરે તહરીમા કહ્યા પછી વિના થોભે રૂકુઅમાં ચાલ્યો ગયો

**(૧૦૨૯) સવાલ :-** મુક્તદીએ કિયામની હાલતમાં તકબીરે તહરીમા કહી તે પછી થોભ્યા વગર રૂકુઅમાં ચાલ્યા ગયો અને ઇમામ સાથે રૂકુઅમાં શામિલ થઇ ગયો તો આવી રીતે કિયામનો ફર્ઝ મુતહક્કક થઇ જશે કે તકબીર પછી થોભવું જરૂરી છે ?

**જવાબ :-** કિયામની હાલતમાં તકબીર કહેવાની મિકદાર કાફી છે. 'મજાલિસુલ અબ્રાર'માં છે કે:- જો તકબીર ઉભા-ઉભા કહી અને પછી ન થોભ્યા તો કિયામ અને તકબીર બન્નેવનો ફર્ઝ (એટલી વાર ઉભા રહેવાથી) અદા કરી ચુક્યો. એ પછી કિયામમાં થોભવું એના માટે જરૂરી નથી, જેથી જેટલો કિયામ હાસિલ થયો તે જ કાફી છે. (મજલિસ-૫૨ પાનું-૩૦૭-૩૦૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રૂકુઅમાં જુકતાં જુકતાં તકબીરે તહરીમા કહી તો શું હુકમ ?

**(૧૦૩૦) સવાલ :-** મુક્તદીએ તકબીર તહરીમા કિયામની હાલતમાં થોભીને કહી નથી બલ્કે જુકતાં જુકતાં અને રૂકુઅમાં જતાં-જતાં કહી અને ઇમામને રૂકુઅમાં પકડી લીધા તો આ ઇકતિદા સહીહ ગણાશે ? અને રકઅત મુઅતબર ગણાશે કે નહીં ?

**જવાબ :-** પુછેલી સુરતમાં તકબીર કિયામની હાલતમાં કહી નથી બલ્કે જુકતાં-જુકતાં કહી છે જેથી

નમાઝમાં દાખિલ ન થશે, જ્યારે નમાઝમાં દાખલ થવું સહીહ નહીં થયું તો રકઅત કેવી રીતે મુઅતબર ગણાશે ? બલ્કે નમાઝ જ સહીહ નહીં થાય. 'મજાલિસુલ અબ્રાર'માં છે કે :- તકબીરનો મૌકો મહઝ કિયામ છે. (કિંવા કિયામની હાલતમાં પુરી તકબીર હોવી જોઇએ ) એટલે સુધી કે જો ઇમામને રૂકુઅમાં પકડી લીધા અને જુકતાં-જુકતાં તકબીર કહી તો નમાઝમાં દાખિલ થશે નહીં. એટલા માટે કે નમાઝમાં દાખલ થવાની શર્ત તકબીરનું ખાલિસ કિયામમાં વાકિઅ થવું છે જેથી કિયામમાં 'અલ્લાહ' કહ્યું અને રૂકુઅમાં 'અકબર' તો પણ નમાઝમાં દાખિલ થશે નહીં. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૫૨ પાનું-૩૦૭) (કબીરી પાનું-૨૭૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મહોલ્લાની મસ્જિદની જમાઅત જતી રહે તો બીજી મસ્જિદમાં જવું કેવું ?**

(૧૦૩૧) સવાલ :- મહોલ્લાની મસ્જિદમાં જમાઅત થઇ ગઇ તો બીજા મહોલ્લાની મસ્જિદમાં જમાઅત હાસિલ કરવા માટે જવું જરૂરી છે કે નહીં ?

જવાબ :- મસ્જિદે પહોંચ્યા પછી જણાયું કે જમાઅત થઇ ચુકી છે તો બીજી મસ્જિદમાં જમાઅતની તલાશમાં જવું વાજિબ નથી. જવા ચાહે તો જઇ શકે છે, મના નથી. (રસાઇલુલ અરકાન પાનું-૫૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુક્તદીને ડાબી બાજુ કે પાછળ ઉભો રાખે તો શું હુકમ છે ?**

(૧૦૩૨) સવાલ :- એક જ મુક્તદી હોય તો તેને જમણી બાજુ ઉભો રાખવાની જગ્યાએ પાછળ ઉભો રાખે કે ડાબી તરફ તો નમાઝ થશે કે નહીં ?

જવાબ :- નમાઝ તો થઇ જશે, પણ સુન્નત વિરૂદ્ધ હોવાના લઇ બુરાઇના મુરતકિબ થશે. 'કન્ઝુ-દકાઇક'ની શર્હ 'અય્ની'માં છે :- હત્તા લવ સલ્લા ફી યસારિહી અવ ખલ્ફિહી જાઝ, વયકુનુ મુસીઅન લિમુખાલિફતિ-સ્સુન્નતિ (ભાગ-૧, પાનું-૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝબરદસ્તી પહેલી સફમાં જગ્યા કરવા વિષે**

(૧૦૩૩) સવાલ :- ઝૈદ અઝાન થતાંની સાથે જ મસ્જિદમાં જઇ પહેલી સફમાં બેસી જાય છે અને બકર મસ્જિદમાં આવી છેલ્લી સફમાં બેસે છે. ઇકામત વખતે જ્યારે ઝૈદ વિગેરે સફ બંધી કરે છે તો બકર છેલ્લી સફમાંથી સફોને ચીરી પહેલી સફમાં ઝૈદની બગલમાં ઝબરદસ્તી દાખલ થવાની કોશિશ કરે છે. ઝૈદનું કહેવું છે કે આ હરકત બુરી અને શરીઅત વિરૂદ્ધ છે. જો તમારે પહેલી સફની ફઝીલત હાસિલ કરવી હોય તો પહેલાંથી આવીને બેસી જાવ. પરંતુ બકર માનતો નથી તો બકરનું આવું કાર્ય શરઇ દ્રષ્ટિએ કેવું છે ?

જવાબ :- જ્યારે નમાઝી મસ્જિદમાં નમાઝ પઢવાના ઇરાદે જાય ના જતાં જ પહેલી સફમાં અથવા જ્યાં જગ્યા મળે બેસે. આગળની સફોમાં જગ્યા હોવા છતાં પાછળ બેસવું અને પાછળથી ધક્કા મુક્કા કરી પહેલી સફમાં ઘુસી જવું, નમાઝીઓને તકલીફ પહોંચાડવું છે અને આવી હરકત બુરી અને સખત મકરૂહ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇકામતની અફઝલ રીત**

(૧૦૩૪) સવાલ :- હમારે ત્યાં ઇકામત કહેવાની કોઇ રીત નથી. કદી ઇમામના પાછળ ઉભા રહી કહી દીધી તો કદી ડાબા કિનારા પરથી અને કદી જમણા કિનારા પર ઉભા થઇ કહી દીધી અને આવું જાણી બુજી વિના ઉઝરે કરવામાં આવે છે, તો ઇકામતનો સહીહ અને મસ્નૂન તરીકા શું છે ? જણાવશો.

જવાબ :- ઇમામની પાછળ સીધમાં ઉભા રહી તકબીર કહેવાનો દસ્તુર છે. જેથી એ જ અફઝલ લેખાશે, અલબત્ત જરૂરત અને મૌકા મુવાફિક જે તરફ મુકબ્બિર ઉભો રહી તકબીર કહે દુરૂસ્ત છે. શરઇ

જરૂરત વગર આમ-તેમ કિનારા ઉપર ઉભા રહી તકબીર કહેવાની આદત અવ્વલિય્યતના ખિલાફ ગણાશે પરંતુ તકબીર કાબિલે ઇઆદહ નહીં થાય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કમ અકલવાળો માણસ કઇ સફમાં ઉભો રહે ?

(૧૦૩૫) સવાલ :- એક બાલિગ છોકરો છે, પરંતુ પાગલ જેવો છે નમાઝમાં શાંતિથી ઉભો રહેતો નથી. પાગલની જેમ આમ-તેમ જોયા કરે છે, પાકી-નાપાકીનો પણ ખ્યાલ કરતો નથી એમ છતાં તે પહેલી સફમાં ઉભો રહે છે જેના લઇ બીજા નમાઝીઓને તકલીફ થાય છે તો એવા છોકરાને પહેલી કે બીજી સફમાં ઉભો રાખી શકાય કે નહીં ? અને જો આગલી સફોમાં ઉભો થઇ જાય તો તેને પાછળ હટાવી શકાય કે નહીં ? ખુલાસો કરશો.

જવાબ :- જે બાલિગ છોકરો પાગલ જેવો હોય, નમાઝની અઝમત સમજતો ન હોય. પાકી-નાપાકીનો ખ્યાલ રાખતો ન હોય અને નમાઝમાં બેકાર હરકતો કરતો હોય, જેના લઇ નમાઝીઓને તશ્વીશ થતી હોય તો એને બાલિગોની સફમાં ઉભા રહેવાથી રોકી દેવામાં આવે. જો ઉભો થઇ ગયો હોય તો એને પાછળ હટાવી શકાય છે. ફુકહાએ એવા માણસને બચ્ચાના હુકમમાં દાખિલ કર્યો છે. (કવ્લુહુ અવ મઅતૂહુન) હુવ-ન્નાકિસુલ અકલિ, વકીલલ મદહુશુ મિન ગય્રિ જુનૂનિન કઝા ફિલ મગ્રિબિ વકદ જઅલહુ ફી હુકમિ-સ્સબિય્યિ. (શામી ભાગ-૧ પાનું-૫૪૧) (બાબુલ ઇમામત) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### પહેલી સફ કોને કહેવાય ?

(૧૦૩૬) સવાલ :- પહેલી સફ કઇ ગણાય ? જો જગ્યાની તંગીને લઇ એક સફ આગળ વધારવામાં આવે અને તે મિમ્બરના લઇ તૂટી જાય અને મુક્તદી ઇમામની પાસે આજુ-બાજુ ઉભા હોય તો આ સફ પહેલી સફ ગણાશે કે એના પાછળ વાળી સફ ? અને પહેલી સફ બાતિલ ગણાશે ? જગ્યાની તંગીના લઇ આ મુજબ સફ બનાવ્વું કેવું છે ?

જવાબ :- પહેલી સફ તે છે જે ઇમામના નઝદીક હોય. મુઅઝઝિન ઇકામત માટે ઇમામના પાછળ ઉભા થાય છે. તેમની સાથે મુસલ્લીઓની જે સફ છે તે પહેલી સફ છે. જો આ સફ આગળ વધી ઇમામના નઝદીક થઇ જાય તો પણ તે જ સફ પહેલી સફ ગણાશે. પાછળ જમાઅતખાના અને સહેનમાં અને ઉપર પણ જગ્યા ન હોય તો નમાઝીઓનું ઇમામના નઝદીક થઇ જવું વિના કરાહતે દુરૂસ્ત છે. જગ્યા હોવા છતાં ઇમામની સાથે સફ બનાવી લેવું મકરૂહે તહરીમી છે. દુર્રે મુખ્તાર' અને 'શામી'માં છે કે, 'એકથી વધુ મુક્તદી હોય તો તેઓ ઇમામની પાછળ ઉભા રહે. જો બે મુક્તદી હોય અને ઇમામ એમણના વચ્ચે ઉભો રહ્યો તો મકરૂહે તન્ઝીહી છે અને જો બેથી વધુ હોય તો મકરૂહે તહરીમી છે.' (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૩૧) વળી મુક્તદીઓના ઇમામ સાથે ઉભા રહેવામાં ઔરતોની જમાઅત સાથે પણ મુશાબહત લાઝિમ આવે છે. આ પણ કરાહતનું એક કારણ છે. પહેલી સફ વિષેના લખાણની તાઇદ શામીની ઇબારતથી પણ થાય છે. જુઓ 'વયુઅલમુ મિન્હુ બિલઅવ્લા અન્ન મિસ્લ મકસુરતિ દમિશ્ક'.... (શામી ભાગ-૧ પાનું-૫૩૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇકામત કહેવામાં મુઅઝઝિન ઇમામના તાબેઅ છે !

(૧૦૩૭) સવાલ :- ઇમામ સાહબ ફજરની સુન્નત પઢી રહ્યા હતા કે મુઅઝઝિને ઇકામત શરૂ કરી દીધી તો શું હુકમ છે ?

જવાબ :- મુઅઝઝિન ઇકામત કહેવા માટે ઇમામ સાહબના હુકમ અથવા ઇશારાના તાબેઅ છે, જેથી ઇમામ સાહબ મૌજૂદ હોય તો જ્યાં સુધી તેઓ પોતે આગળ ન વધે અથવા ઇકામત કહેવાનો હુકમ, ઇશારો કે તૈયારી ન બત્લાવે ઇકામત કહેવામાં જલ્દી ન કરવી જોઇએ. મુક્તદીઓ માટે પણ ઇમામના

આગળ વધવા પહેલાં ઉભા થવું મકરૂહ છે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૬૧)

હઝરત જાબિર (રદી.) ફરમાવે છે કે મુઅઝ્ઝિન જ્યારે હુઝુર (સલ.)ને આવતા દેખતા તો તે વખતે ઇકામત શરૂ કરતા. (મુસ્તદરકે હાકિમ ભાગ-૧ પાનું-૨૧૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મસ્જિદમાં શરઇ હોઝ માનિએ ઇકતિદા હોય શકે છે ?**

(૧૦૩૮) સવાલ :- અમારે ત્યાં મસ્જિદે શરઇની હદથી દુર ફિનાએ મસ્જિદમાં હોઝ છે. તેની પાછળ ઓટલો છે જ્યાં મુસાફિરો આરામ કરે છે અને બાળકો તઅલીમ લે છે. સવાલ એ છે કે એ ઓટલા ઉપરના મુક્તદીઓની વચ્ચે દહ-દર-દહ હોઝ હોવા છતાં ઇકતિદા સહીહ થશે કે નહીં ? એ વિષે અહલે ઇલમમાં ભારે મતફેર થઇ ગયો છે. એક પક્ષ કહે છે કે સફોનો ઇત્તિસાલ હોય, કિંવા હોઝની આજુ-બાજુ પણ નમાઝીઓની સફ હોય તો ઓટલા ઉપરના મુક્તદીઓની ઇકતિદા સહીહ ગણાશે,નહીં તો ઇક્તિદા સહીહ ગણાશે નહીં, ત્યારે બીજો પક્ષ દલીલ કરે છે કે મસ્જિદના ઇહાતાની બધી જગ્યા એક જ ગણાય છે. "ફિનાઉલ મસ્જિદિ લહુ હુકમુલ મસ્જિદિ." માટે સફોના ઇત્તિસાલનો સવાલ ઉભો થતો નથી. કિંવા સફો મુત્તસિલ હોય કે ન હોય અને ઇમામ અને મુક્તદીમાં ગમે તેટલો ફાસ્લો (અંતર-ખાલી જગ્યા) હોય ઇકતિદા સહીહ થઇ જાય છે. આ અહમ ઇખ્તિલાફી મસ્અલામાં આપની રહબરી અને ચોખવટની જરૂરત છે. માટે દલીલો સાથે સમજાવશો.

જવાબ :- ઇમામની ઇકતિદા સહીહ હોવા માટે ઇમામ અને મુક્તદીની જગ્યા મુત્તહિદ (એક) હોવી શર્ત છે. હકીકતન એક હોય કે હુકમન, મસ્જિદે શત્વી (જમાઅતખાનુ) અને મસ્જિદે સૈફી (સહન) દાખિલે મસ્જિદ તથા "ફિનાએ મસ્જિદ" (મસ્જિદ સાથેના મસાલિહે મસ્જિદ માટેની ખુલ્લી જગ્યા) એ બધી જગ્યા ઇકતિદાના મસ્અલામાં મુત્તહિદ (એક જ) ગણાય છે. જેથી ઇમામ અને મુક્તદી તથા બીજી સફોના વચ્ચે બે સફથી વધારે પણ ફાસ્લો (અંતર) માનિએ ઇકતિદા હોતો નથી, કિંવા મોટો ફાસ્લો (અંતર) હોવા છતાં ઇકતિદા સહીહ ગણાય છે. પરંતુ ઇમામ અને મુક્તદીની જગ્યા મુત્તહિદ ન રહેવા અને ઇકતિદા સહીહ ન હોવાના અમુક સબબો છે.

જેમાંનો એક સબબ (માનિએ ઇકતિદા) એ છે કે ઇમામ અને મુક્તદી વચ્ચે એવી દીવાર હોય કે તેના લીધે ઇમામની નકલો-હરકતની જાણ મુક્તદી પર મુશ્તબેહ રહે.

"નુરૂલ ઇઝાહ"માં છે વલા હાઇતુન, યશ્તબિહુ મઅહુલ ઇલ્મુ બિઇન્તિકાલિલ ઇમામિ....

અર્થાત :- ન તો કોઇ એવી દીવાર હોય કે તેના લીધે ઇમામની નકલો હરકતની જાણ મુક્તદી પર મુશ્તબેહ રહે (પાનું-૮૧)

બીજો સબબ (માનિએ ઇકતિદા) એ છે કે ઇમામ અને મુક્તદીના દરમિયાન એટલો પહોળો રસ્તો હોય જેમાંથી બળદ-ગાડું વિગેરે પસાર થઇ શકે. (જો કે નમાઝ વખતે રસ્તો બંધ હોય)

નુરૂલ ઇઝાહમાં છે. "વલા તરીકુન તમુર્રૂ ફીહિલ અજલતુ"

અર્થાત :- ન તો ઇમામ અને મુક્તદી વચ્ચે એવો રસ્તો હોય કે જેમાંથી બળદ-ગાડું વિગેરે પસાર થઇ શકે. (પાનું-૮૧)

ઝાદુલ ફકીરમાં છે કે "વલા મમ બય્નહુ વ બય્નલ ઇમામિ તરીકુન વાસિઉન વહુવ મા તમુર્રૂ ફીહિલ અજલતુ" (પાનું-૫૩)

ત્રીજો સબબ (માનિએ ઇકતિદા) એ છે કે ઇમામ અને મર્દ મુક્તદી દરમિયાન ઔરતોની સફ કાઇમ હોય. નુરૂલ ઇઝાહમાં છે. "વ અન લા યફસિલ બય્નલ ઇમામિ વલ્મઅમૂમિ સફફુમ-મિનન્નિસાઇ."

અર્થાત :- ન તો ઇમામ અને મુક્તદી વચ્ચે ઔરતોની સફ હોય (પાનું-૮૧) (અલઇખ્તિયાર

લિતઅલીલિલ મુખ્તાર ભાગ-૧, પાનું-૫૯)

ચોથું કારણ (માનિએ ઇકતિદા) એ છે કે ઇમામ અને મુક્તદી દરમિયાન એવી પહોળી નહેર હોય જેમાંથી નાવ (હોડી) પસાર થઇ શકે. (તેમાં પાણી હોય કે ન હોય)

નુરૂલ ઇઝાહમાં છે "વ અલ્લા યફસિલ નહરૂન યમુર્રૂ ફીહિઝ-ઝવ્રકુ."

અર્થાત :- ન તો ઇમામ અને મુક્તદી વચ્ચે એવી નહેર હોય જેમાં નાવ ચાલી શકે (પાનું-૮૧)

ઝાદુલ ફકીરમાં છે. વયમ્નઉલ ઇકતિદાઅ હલ્લુલતુ નહરિન યસઉઝ-ઝવ્રક (પાનું-૫૩)

હઝરત ઉમરે ફારૂક (રદી.)ની મરફૂઅન અને મવ્કુફન રિવાયતમાં છે કે જે મુક્તદી અને ઇમામ વચ્ચે નહેર યા રસ્તો અથવા ઔરતોની સફ હોય તો તેની નમાઝ સહીહ નથી. (મુસન્નફ ઇબ્ને અબ્દુર્-રઝઝાક ભાગ-૩ પાનું-૮૧) (કલાઇદુલ અઝહાર અલા કિતાબિલ આસાર ભાગ-૨ પાનું-૧૪૧) (ફતાવા કાઝીખાન ભાગ-૧ પાનું-૪૪) (મરાકિલ ફલાહ પાનું-૫૬) (હાશિયહ અલ્ઇખ્તિયાર લિતઅલીલિલ મુખ્તાર ભાગ-૧ પાનું-૫૯) વિગેરે. માનિએ ઇકતિદાના મસ્અલામાં શરઇ હોઝ (દહ દર દહ)નો પણ એ જ હુકમ છે અને મસ્જિદનો હોઝ પણ એ હુકમમાં શામિલ છે. મસ્જિદના અંદરનો હોઝ એ હુકમથી મુસ્તસ્ના (બાકાત) નથી તો ફિનાએ મસ્જિદનો હોજ કઇ રીતે બાકાત ગણાશે.

દુર્રે મુખ્તારમાં છે. 'અવ નહરૂન તજરી ફીહિસ્સુફૂનુ વલવ ઝવ્રકન વલવ ફિલ મસ્જિદ.'

અર્થાત :- માનિએ ઇકતિદા છે નહેર જેમાં નાવ ચાલી શકે છે. જો કે નાની હોય અને મસ્જિદમાં હોય અને શામીમાં છે વ અમ્મલ બિર્કતુ અવિલ હવ્ઝુ (ઇલા કવ્લિહી) વહાસિલુહુ અન્નલ હવ્ઝલ કબીરલ મઝકૂર ફી કિતાબિ-ત્તહારતિ યમ્નઉ અય મા લમ તત્તસિલિ સ્સુફૂફુ હવ્લહુ કમા યઅતિ.

અર્થાત :- તળાવ યા હોઝ મોટો શરઇ (દહ દર દહ) વચ્ચે હોય અને સફો મુત્તસિલ ન હોય તો માનિએ ઇકતિદા છે. (શામી ભાગ-૧ પાનું-૫૪૭)

અને "તહતાવી અલા મરાકિલ ફલાહમાં છે 'વયમ્નઉ નહરૂન વલવ કાન ફિલ મસ્જિદિ કત્તરીકિ કમા ફિદદુરર' (પાનું-૧૭૦) અને 'કબીરી તથા સગીરી'માં છે. વલવ કાન બૈનલ ઇમામિ વલ મુક્તદી ફિલ જામિઇ અવ ગય્રિહી નહરૂન ફઇન કાન સગીરન લા યમ્નઉ વ ઇન કાન કબીરન યમ્નઉ. (કબીરી-૨૮૮) (સગીરી પાનું-૨૬૮)

અત્રે ઉર્દૂ જાણનારાઓની સહુલત માટે ઉર્દૂ ફતાવા પેશ કરવામાં આવે છે.

હઝરત મવ. શાહ સૈયદ ઝુવ્વાર હુસૈન પાકિસ્તાની લખે છે :-

મસ્જિદ યા મેદાનમેં અગર ઇમામ ઔર મુક્તદીકે દરમિયાન યા દુસ્રી સફોંકે દરમિયાન પાનીકા ચશ્મહ યા હોઝ યા કોઇ ઔર એસા હી હાઇલ યા ખાલી જગા હે તો અગર વોહ દહ દર દહ (૧૦ X ૧૦ ગઝ શરઇ) હે તો ઇકતિદાકા માનેઅ હે જબકે ઉસકે ઇર્દ-ગિર્દ (યઅની) દાએં-બાએં લોગ ખળે હોકર સફેં મુત્તસિલ ન હો ગઇ હોં, ઔર અગર ઇસ હોઝ વગૈરહકે ઇર્દ-ગિર્દ યઅની દાએં-બાએં લોગ ખળે હોકર સફેં હો જાએં તો ઉસ બાદ વાલોંકી નમાઝ દુરૂસ્ત હો જાએગી ઔર અગર વો હોઝ વગૈરહ છોટા યઅની દહ-દર-દહ સે કમ હો તો માનિએ ઇકતિદા નહીં, ખ્વાહ ઉસકે દાએં-બાએં લોગ ખળે ન હુએ હો (ઉમ્દતુલ ફિકહ જિલ્દ-૨ સફા-૧૯૬)

હઝરત મવ. અબુલ કાસિમ દિલાવરી પાકિસ્તાની લખે છે કે :-

મસ્જિદકા દહ-દર-દહ હોઝ ઇમામ ઔર મુકદીયોંમેં હાઇલ હો તો ઇકતિદા સહીહ નહીં. બજુઝ ઉસ સુરતકે કે હોઝકે ગિર્દ સફેં બરાબર મુત્તસિલ હોં ઔર અગર હોઝ ઉસ્સે છોટા હો તો ઇકતિદા સહીહ

હે (ઇમાદુ-દ્દીન સફા-૩૨૪)

સારાંશ કે પહેલા પક્ષની તહકીક સહીહ અને કાબિલે અમલ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામ કઅદએ અખીરહમાં બેસે તો મસ્બુક દુરૂદ-દુઆ પઢે કે નહીં ?**

(૧૦૩૯) સવાલ :- એક માણસની બે રકઅત છુટી ગઇ. જ્યારે ઇમામ બીજા કાયદામાં દુરૂદ, દુઆ પઢે તો આ મસ્બુક શું કરે ? દુરૂદ, દુઆ પઢે કે ખામોશ રહે ?

જવાબ :- મસ્બુક ઇમામની સાથે બીજા કાયદામાં તશહહુદ એ પ્રમાણે ધીમે-ધીમેથી પઢે કે ઇમામના સલામની સાથે સાથે એની તશહ્હુદ પુરી થાય અથવા 'અશહદુ અલ લા ઇલાહ ઇલ્લલ્લાહુ' સલામ ફેરવ્યા સુધી ડબલ-તબલ પઢ્યા કરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૪૭૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુક્તદી ઇમામથી પહેલાં સલામ ફેરવે તો શું હુકમ છે ?**

(૧૦૪૦) સવાલ :- મુક્તદી ઇમામથી પહેલાં સલામ ફેરવી આપે તો નમાઝ સહીહ થઇ કે ફરીથી દુહરાવવી પડશે કે પછી ઇમામ સાથે ફરીથી સલામ ફેરવે ?

જવાબ :- શરઇ ઉઝર વિના મુક્તદી ઇમામથી પહેલાં સલામ ફેરવી દે તો નમાઝ અદા થઇ જશે. પણ મકરૂહ થશે. એને જોઇએ કે ઇમામ સાથે નમાઝ પુરી કરે અને ઇમામ સાથે ફરીથી સલામ ફેરવે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૯૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામ સાથે એક રકઅત મળે તો છુટેલી રકઅતો કેવી રીતે અદા કરવી ?**

(૧૦૪૧) સવાલ :- ત્રણ રકઅત પુરી કર્યા પછી એક મુક્તદી ઇમામ પાછળ નમાઝમાં શામિલ થયો. તે પોતાની છુટેલી ત્રણ રકઅતો કઇ રીતે અદા કરે ? કઇ-કઇ રકઅતમાં સુરએ ફાતિહા સાથે સુરત મેળવે અને કઇ રકઅત ઉપર કાયદો કરે. હવાલાથી લખશો કે અહીં એ વિષે મત ભેદ છે.

જવાબ :- પુછેલી સુરતમાં ઇમામના સલામ ફેરવ્યા બાદ ઉભા થઇ સના પઢે. પછી અઉઝુ અને બિસ્મિલ્લાહ પઢી સુરએ ફાતિહા અને સુરત પઢે અને રૂકુઅ-સિજદા કરી કાયદો કરે. બીજી રકઅતમાં પણ સુરએ ફાતિહા અને સુરત પઢે, પરંતુ એ રકઅત પછી કાયદો ન કરે અને ત્રીજી રકઅતમાં ફક્ત સુરએ ફાતિહા પઢે અને પછી કાનુનના મુતાબિક બીજો કાયદો કરી નમાઝ પુરી કરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૫૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મગ્રિબની નમાઝમાં બે રકઅત છુટી જાય તો કેમ અદા કરે ?**

(૧૦૪૨) સવાલ :- મગ્રિબની નમાઝમાં બે રકઅત છુટી જાય તો ઇમામ સાહબના સલામ ફેરવ્યા બાદ કેવી રીતે અદા કરે ? અહીંયા મતભેદ છે જેથી ખુલાસો કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં ઇમામના સલામ ફેરવ્યા બાદ ઉભો થઇ પહેલી રકઅતમાં સના, તઅવ્વુઝ અને બિસ્મિલ્લાહ પઢી સુરએ ફાતિહા અને સુરત પઢી રૂકુઅ-સિજદો કરી કાયદો કરે. પછી બીજી રકઅતમાં સુરએ ફાતિહા અને સુરત મેળવી નમાઝ પુરી કરે. આ આમ કાયદો છે. પરંતુ હદીસે ઇબ્ને મસ્ઉદ (રદી.)ને લઇ અમુક ફુકહાએ લખ્યું છે કે અગર બે રકઅત પઢીને કાયદો કરશે તો પણ એના ઉપર સિજદએ સહવ કે નમાઝનો ઇઆદો લાઝિમ નહીં થાય. (મજમઉઝ-ઝવાઇદ ભાગ-૧, પાનું-૧૭૬) (કબીરી પાનું-૪૪૦) (શામી ભાગ-૧, પાનું-૫૫૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પહેલી સફ આગળ વધારવા પર ઇશ્કાલ અને તેનો જવાબ**

(૧૦૪૩) સવાલ :- મુકર્રમી મુફ્તી સાહબ ! અસ્સલામુ અલયકુમ વ. વ., હાલ એક જરૂરી વાત

પેશ છે, તે આ કે આપના ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૩ પાનું-૫૮ ઉપર આ મસ્અલો નીચે મુજબ લખેલ છે.

'અલ્બત્ત અગર પાછળ જમાઅતખાનામાં યા વરંડા કે સહેનમાં પણ જગ્યા ન હોય અને જો હોય તો વરસાદ અથવા સખત તડકાને લઇ ઉભા રહેવું મુશ્કિલ હોય તો પછી કરાહત નથી.'

હમારા શહેરની મસ્જિદમાં આ જરૂરતન જવાઝના મસ્અલામાં ઉલ્માના દરમિયાન મત ભેદ છે. ઉમ્મીદ છે કે આપ હવાલા સાથે જવાબ આપશો.

જવાબ :- મુકર્રમી મૌલાના સાહબ ! સલામ મસ્નૂન. આપના ગિરામીનામાથી વાકિફ થયો. (જઝાકુમુલ્લાહુ તઆલા) હકતઆલા આપને પુરી ઝિંદગી દીનની ખિદમતમાં મશ્ગૂલ રાખે અને કબૂલ ફર્માવી નજાતનો ઝરીઓ બનાવે, આમીન.

આપના ઇશ્કાલનો જવાબ એ છે કે પુછેલી સુરતમાં વિના કરાહતે જવાઝનો હુકમ કોઇ નસના વિરૂદ્ધ (મુઆરિઝ) નથી બલ્કે કુર્આની નુસુસ અને ફિકહી કાનુન ના બિલ્કુલ મુતાબિક છે. અલ્લાહપાકનો ઇર્શાદ છે. યુરીદુલ્લાહુ બિકુમુલ યુસ્ર વલા યુરીદુ બિકુમુલ ઉસ્ર, (સુરએ બકરહ) અર્થાત :- અલ્લાહ તઆલાને તમારી સાથે આસાની કરવું મંઝુર છે. તકલીફ આપવી મંઝુર નથી. અલ્લાહ તઆલાનો બીજો ઇર્શાદ છે 'મા જઅલ અલય્કુમ ફિદ્દીનિ મિન હરજ.' અલ્લાહ તઆલાએ દીનના મઆમલામાં તમારા ઉપર તંગી રાખી નથી. (સુરએ હજ)

અને ફિકહી કાનુન છે. 'અઝ્ઝરૂરાતુ તુબીહુલ મહઝુરાત' (હાજત મના ચીઝોને જાઇઝ કરી દે છે) (અશ્બાહ વન્નઝાઇર પાનું-૧૦૮) 'અલ્મશક્કતુ તજલિબુ-ત્તય્સીર' (સખ્તીથી આસાની થઇ જાય છે) (અલ અશ્બાહ)

'નિસાબુલ એહતિસાબ'માં છે કે કઅબા શરીફના ઉપર અને મસ્જિદની છત ઉપર નમાઝ પઢવું (બે અદબી અને બેહુરમતીના લઇ) મકરૂહ છે. પરંતુ તઅમીર અને મરમ્મતના લઇ ચઢવું પડે તો મકરૂહ નથી. એવી જ રીતે કોઇ પણ મસ્જિદની છત ઉપર ચઢવું મકરૂહ છે, અને એ જ કારણસર એ પણ મકરૂહ છે કે સખ્ત ગરમીના લઇ છત ઉપર જમાઅત કરે. પરંતુ એ કે મસ્જિદમાં નમાઝીઓની ગુંજાઇશ ન રહે તો પછી મકરૂહ નહીં થશે. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ-૧૫, પાનું-૩૨)

એ જ પ્રમાણે મુસલ્લીઓ પર નમાઝ પઢવાની જગ્યા તંગ થઇ જાય તો જરૂરતન પહેલી સફનું આગળ વધારી લેવું વિના કરાહતે દુરૂસ્ત ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મજબુરીના લઇ અસરની નમાઝ જમાઅતથી એક મિસ્લ પર પઢી શકાય ?

(૧૦૪૪) સવાલ :- હમો જિદ્દહમાં નોકરી અર્થે મુકીમ છીએ જે કંપનીમાં કામ કરીએ છીએ તેમાં ઘણાં હિંદુસ્તાની હન્ફી છે અને ઘણા યમની છે. કંપનીમાં એક મસ્જિદ પણ બનાવી છે. તેમાં યમની લોકો ઝિદ પર આવી અસરની નમાઝ એક મિસ્લ પર જમાઅતથી પઢે છે. હમુએ એમને ઘણાં સમજાવ્યા કે હમારા હિસાબે વખત થતો નથી છતાં પણ તેઓ માનતા નથી અને એક મિસ્લ પર જમાઅત કરી નમાઝ પઢે છે. આવા સંજોગોમાં જો હન્ફી એક મિસ્લ પર એઓની સાથે જમાઅતમાં શરીક થઇ જાય અને નમાઝ પઢી લે તો શું હુકમ છે ? નમાઝ અદા થશે કે કેમ ? જણાવશો.

જવાબ :- અસરનો વખત એક મિસ્લથી શરૂ થાય છે કે બે મિસ્લથી એમાં ઇખ્તિલાફ છે. એહતિયાત એમાં જ છે કે ઝુહરની નમાઝ એક મિસ્લના અંદર પઢી લેવામાં આવે અને અસરની નમાઝ બે મિસ્લ હોવા પછી અદા કરવામાં આવે. હઝરત અબુ હુરૈરહ (રદી.)ની રિવાયતથી એની તાઇદ થાય છે. અબ્દુલ્લાહ બિન રાફેઅ મૌલા ઉમ્મે સલ્મા (રદી.)થી રિવાયત છે કે એમણે હઝરત અબુ હુરૈરહ (રદી.)થી નમાઝના

અવ્કાત વિષે સવાલ કર્યો. તો હઝરત અબુહુરૈરહ (રદી.)એ ફર્માવ્યું હું તમને બતલાવું છું. ઝુહરની નમાઝ પઢો, જ્યારે તમારો પડછાયાં તમારા બરાબર હોય અને અસરની નમાઝ એવા વખતે પઢો જ્યારે તમારો પડછાયો તમારાથી ડબલ હોય. (મુઅત્તા ઇમામ માલિક પાનું-૩)

જો અસરની નમાઝ બે મિસ્લથી પહેલાં પઢવામાં આવે (જેમ કે તમારે ત્યાં થાય છે) તો નમાઝ મુશ્તબેહ ગણાશે. બે મિસ્લ પછી પઢવામાં શંકા ન રહેશે, બલ્કે બિલ્ઇત્તિફાક અદા થઇ જશે. ઇબાદતમાં એહતિયાત જરૂરી છે. એ લોકો બે મિસ્લથી પહેલાં જ પઢવા ઉપર ઝિદ કરતા હોય તો બીજી મસ્જિદમાં જ્યાં એહતિયાત પર અમલ થતો હોય ત્યાં ચાલ્યા જાવ અને જો એ પણ અશક્ય કે મુશ્કિલ હોય તો મજબુરન જમાઅતથી નમાઝ પઢી લો અને બે મિસ્લ પછી એકલા-એકલા દુહરાવી લો. (એઅલાઉ સ્સુનન ભાગ-૪ પાનું-૩૭૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફર્ઝ નમાઝ બાદ દુઆ લાંબી કે ટૂંકી ?

(૧૦૪૫) સવાલ :- અમારા ઇમામ સાહબ ફજર અને અસરની નમાઝ બાદ ઝરા લાંબી દુઆ માંગે છે અને ઝુહર, મગ્રિબ અને ઇશાની ફર્ઝ નમાઝ બાદ ત્રણથી ચાર દુઆ માંગે છે તથા ઇદની નમાઝ પછી પણ લાંબી દુઆ માંગે છે તો તેના વિષે લખશો મસ્નૂન શું છે ?

જવાબ :- ફજરની અને અસરની નમાઝ પછી (જેના પછી સુન્નતો પઢવાની નથી) ઝઇફ, બીમાર અને જરૂરતમંદ નમાઝીઓની રિઆયત રાખી લાંબી દુઆ માંગી શકાય છે અને ઝુહર તથા મગ્રિબ અને ઇશાની નમાઝ બાદ (જેના પછી સુન્નતો પઢવાની છે) સાધારણ દુઆ માંગે. એટલે 'અલ્લાહુમ્મ અન્ત-સ્સલામ....' સાથે અમુક દુઆએ માસુરહ પઢવું બેહતર છે. જુમ્અહની નમાઝ પછી પણ સુન્નતો પઢવાની છે માટે સાધારણ દુઆ હોવી જોઇએ. (વધુ ખુલાસા અને દલીલો માટે જુઓ ફતાવા રહીમિય્યહ ગુજરાતી-૧ પાનું-૧૦૬ તથા ઉર્દુ પાનું-૨૦૩ તથા અંગ્રેઝી પાનું-૧૫૨)

ઇદૈનની નમાઝ બાદ ખુત્બો છે માટે મુખ્તસર દુઆની ગુંજાઇશ છે. લાંબી દુઆ થશે તો નમાઝ અને ખુત્બામાં ઇત્તિસાલ (જોડાણ) રહેશે નહીં (ફાસ્લો થઇ જશે) હાલાંકે નમાઝ અને ખુત્બામાં ઇત્તિસાલ મત્લૂબ અને મસ્નૂન છે. ઇદના ઇજતિમાઅમાં જ દુઆની મહત્વતા છે તે તે દુઆ છે જ ખુત્બામાં માંગવામાં આવે છે. ઇદની નમાઝ બાદ દુઆની તેટલી મહત્વતા નથી અને ખુત્બા પછી તો દુઆ સાબિત જ નથી. જુઓ (૧) મજમુઅએ ફતાવા કદીમ ભાગ ૧, પાનું-૧૨૦ કર્તા અલ્લામહ અબ્દુલ હય લખનવી (રહ.) (૨) ફય્ઝુલ બારી ભાગ-૨, પાનું-૩૬૨ (૩) અર્ફે શઝી ભાગ-૧. પાનું ૨૪૧ કર્તા અલ્લામહ અન્વરશાહ કશ્મીરી (રહ.) (૪) ઇલ્મુલ ફિકહ ભાગ-૨, પાનું-૨૭૧ કર્તા આહલે સુન્નત મવ્લાના અબ્દુશકૂર (રહ.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મિયાં-બીવીની નમાઝ બાજમાઅત

(૧૦૪૬) સવાલ :- કોઇ વખત આપણી જમાઅત જતી રહે તો ઘરે આવી પોતાની ઔરત સાથે જમાઅતથી નમાઝ પઢી શકાય કે નહીં ?

જવાબ :- હાં, ઔરત સાથે જમાઅત કરી શકાય છે, પણ ઔરત મરદની બાજુમાં નહીં ઉભી રહે. મરદની પાછળ ઉભું રહેવું પડશે. ઔરત મરદની બાજુમાં ઉભી રહેશે તો બન્નેવની નમાઝ થશે નહીં.

'શામી'માં છે :-- અલ્મર્અતુ ઇઝા સલ્લત મઅ ઝવ્જિહા ફિલ બય્તિ ઇન કાન કદમુહા બિહિઝાઇ કદમિઝ-ઝવ્જિ લા તજૂઝુ બિલ્જમાઅતિ (ભાગ-૧ પાનું-૫૩૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જમાઅતે સાનિયહ કરવું કેવું છે ?

(૧૦૪૭) સવાલ :- મેહરાબથી હટી જમાઅતખાનાના ગોશા (ખુણા)માં જમાઅતે સાનિયહ કરવામાં

કાંઇ વાંધો છે ? ખુલાસો કરશો.

જવાબ :- જમાઅતખાનામાં જમાઅતે સાનિયહનો રિવાજ પડવાથી અસલ (પહેલી) જમાઅત પર અસર પડવા વગર રહેતો નથી. માટે કરાહતથી ખાલી નથી. અગર કવી ઉઝરના લીધે જમાઅતે ઉલા છુટી જાય તો મકાનમાં અથવા મસ્જિદે શરઇથી ખારિજ જગ્યામાં (ફિનાએ મસ્જિદમાં) જમાઅત કરી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફજર અને અસરની નમાઝ બાદ ઇમામની દુઆ પહેલાં ચાલ્યા જવું કેવું ?**

(૧૦૪૮) સવાલ :- નમાઝે ફજર અને અસરના સલામ બાદ પોતે દુઆ માંગી ઇમામ દુઆથી ફારિગ થાય તે પહેલાં ચાલ્યા જવું કેવું છે ?

જવાબ :- શરઇ જરૂરત વગર આમ કરવું ખિલાફે સુન્નત અને મકરૂહે તન્ઝીહી છે અને એની આદત કરી લેવી ગુનાહિત છે. (અશિઅતુ-લ્લમઆત શર્હે મિશ્કાત પાનું-૪૪૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તહજ્જુદની નમાઝમાં પાછળથી શામિલ થનારા કરાહતના ઝિમ્મેદાર છે**

(૧૦૪૯) સવાલ :- હમારા ઇમામ સાહબ હાફિઝે કુર્આન છે. એઅતેકાફના દિવસોમાં તહજ્જુદની નમાઝમાં ત્રણ સિપારહ પઢે છે. એક-બે મુઅતકિફીન મુક્તદી હોય છે. પણ કોઇ વખત પાછળથી અમુક લોકો શામિલ થઇ જાય છે તો એમાં કાંઇ વાંધો છે ? કિતાબનો હવાલો જરૂર આપશો.

જવાબ :- અગર ઇમામ સાહબની મરઝી વિરૂદ્ધ એ લોકો શામિલ થાય છે તો કરાહતના તેઓ ઝિમ્મેદાર છે. ઇમામ સાહબ ઝિમ્મેદાર નથી. પરંતુ ઇમામ સાહબને લાઝિમ છે કે તેઓને મસ્અલો બતાવી શામિલ થવાથી રોકી દે. નહીં તો કરાહતની ઝિમ્મેદારીથી સુબુકદોશ થશે નહીં. 'શામી'માં છે. લવિકતદા બિહી વાહિદુન અવ ઇસ્નાનિ સુમ્મ જાઅત જમાઅતુન ઇકતદુ બિહી કાલ-રંહમતી યમ્બગી અન તકુનલ કરાહતુ અલલ મુતઅખ્ખિરીન.

અર્થાત :- નફિલ પઢનાર સાથે એક બે મુક્તદી હોય. પછી બીજા લોકો આવી શામિલ થઇ ગયા તો અલ્લામહ રહમતી (રહ.) ફરમાવે છે કે કરાહતની ઝિમ્મેદારી પાછળથી શામિલ થનારા ઉપર છે. (ભાગ-૧, પાનું-૬૬૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તહજ્જુદની નમાઝની જમાઅત કરવા વિષે**

(૧૦૫૦) સવાલ :- તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢવી કે છુટા-છુટા પઢવી ? રમઝાનમાં અમુક ઇમામો હનફિયુલ મઝહબ હોવા છતાં તહજ્જુદની નમાઝ મોટી જમાઅત સાથે અદા કરે છે અને એને મોટી ફઝીલત સમજે છે. એના માટે શું હુકમ છે ?

જવાબ :- તહજ્જુદની નમાઝ વિના જમાઅતે છુટા-છુટા પઢવી જોઇએ. બાજમાઅત મકરૂહ છે. મસ્જિદમાં કે મકાનમાં, રમઝાનમાં કે ગૈર રમઝાનમાં બાજમાઅત પઢવાનો એહતેમામ આપ (સલ.) અને આપના સહાબએ કિરામથી મન્કુલ નથી. રમઝાનુલ મુબારકમાં એઅતેકાફનો આપનો બરાબર મ અમૂલ હતો પણ આપ (સલ.)એ સહાબએ કિરામની સાથે જમાઅતથી તહજ્જુદ પઢી હોય એ સાબિત નથી માટે ફુકહા (રહ.) લખે છે કે તહજ્જુદ વિગેરે નફિલ નમાઝ જમાઅત સાથે પઢવું મકરૂહ છે. વિના તદાઇ (વગર બુલાવે) એક-બે મુક્તદી સાથે પઢવું મકરૂહ નથી. હદીસથી એનો સુબુત મળે છે. એનાથી વધુનો સુબૂત મળતો નથી. માટે ફુકહા (રહ.) લખે છે કે ઇમામ વગર બે માણસો હોય તો બિલ્ઇત્તિફાક મકરૂહ નથી. ત્રણ હોય તો મકરૂહ હોવામાં ઇખ્તિલાફ છે. ચાર હોય તો બિલ્ઇત્તિફાક મકરૂહ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૬૬૪)

'મજમૂઅહ ફતાવા સઅદિયહ'માં છે :- જમાઅત દર નમાઝે તહજ્જુદ બતદાઇ મકરૂહ-સ્ત વબિગયિ તદાઇ કે ઇત્તિફાકન યક-દો કસ યા સેહ કસ ઇકતિદા મુતહજ્જિદ નુમાયન્દ મકરૂહ નેસ્ત.

અર્થાત :- તહજ્જુદની નમાઝ બાજમાઅત તદાઇ સાથે મકરૂહ છે. તદાઇ વગર ઇત્તિફાકન એક-બે માણસ અથવા ત્રણ માણસો તહજ્જુદ પઢનારની ઇકતિદા કરે તો મકરૂહ નથી. તદાઇ એટલે ઇમામ વગર ચાર માણસ હોય. જેમ કે 'દુર્રે મુખ્તાર'માં છે અને ફાઝિલે ચલ્પી 'શર્હે વિકાયહ'ના હાશ્યામાં લખે છે કે:- તહજ્જુદની નમાઝમાં જમાઅત કત્અન બિદઅત છે. (પાનું-૭૨-૭૩)

અને હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) લખે છે કે અફસોસ હઝાર અફસોસ ! બઅઝે અઝ બિદઅતહા કે દર સલાસિલે દીગર અસ્લન મૌજુદ નેસ્ત દરીં તરીકએ અલિય્યહ ઇહદાસ નમુદહ અન્દ વ નમાઝે તહજ્જુદ રા બજમાઅત મી ગુઝારન્દ.

અર્થાત :- અફસોસ હઝાર અફસોસ કે બીજા સિલસિલામાં જે બિદઅતોનું નામો નિશાન નથી તે આ મુકદ્દસ તરીકા (મશાઇખે નકશબંદિય્યહ)માં શામિલ કરી લેવાય છે. તે એ કે તહજ્જુદની નમાઝ જમાઅતથી પઢાય છે અને અત્રાફથી લોકો ભેગા થઇ મોટી જમાઅતથી પઢે છે. એ અમલ મકરૂહે તહરીમી છે. (મકતુબ ૧૩૧ મકતુબાત ભાગ-૧, પાનું-૧૪૪)

અલ્બત્ત ! અમુક ઉલ્મા ખાસ રમઝાન માસની તહજ્જુદને આ હુકમથી મુસ્તસ્ના (બાકાત) માને છે. પરંતુ ઉલ્માનો મોટો ભાગ તેમની સાથે સંમત નથી.

**'ફતાવા રશીદિય્યહ'માં છે**

**સવાલ** :- નવાફિલકો બાજમાઅત અદા કરના ઔર બિલ્ખુસુસ રમઝાનમેં તહજ્જુદ ઔર અવ્વાબીનકો જમાઅતસે પઢના જાઇઝ હે યા નહીં ?

**જવાબ** :- જમાઅત નવાફિલકી સિવાયે ઉન મવાકેઅકે કે હદીસસે સાબિત હે, મકરૂહે તહરીમહ હે. ફિકહમેં લિખ્ખા હે અગર તદાઇ હો ઔર મુરાદ તદાઇસે ચાર આદમી મુક્તદીકા હોના હે, પસ જમાઅત સલાતે કુસૂફ, તરાવીહ, ઇસ્તિસ્કાકી દુરૂસ્ત ઔર બાકી સબ મકરૂહ હે. કઝા ફી કુતુબિલ ફિકહ. (ભાગ-૧, પાનું-૪૭)

**બીજો ફત્વો** :- મસ્અલહ :- બઅઝ કસ્બાતમેં રિવાજ હે કે રમઝાન શરીફમેં બઅઝ હુફ્ફાઝ નમાઝે તહજ્જુદમેં બાહમ કુર્આન શરીફ સુનતે-સુનાતે હેં ઔર દો-ચાર આદમી ઔર ભી જમાઅતમેં શરીક હો જાતે હેં ઔર એક દુસ્રેકે ઘર જા કર જગાતે હેં ઔર કિસી રોઝ બે ઇત્તિલાઅ સબ મસ્જિદમેં જમઅ હો જાતે હે,સો યે જમાઅત દુરૂસ્ત હે યા નહીં ?

જવાબ :- નવાફિલકી જમાઅત તહજ્જુદ હો યા ગૈર તહજ્જુદ, સિવાયે તરાવીહ, વકુસૂફ વઇસ્તિસ્કાકે અગર ચાર મુક્તદી હો તો હનફિય્યહકે નઝદીક મકરૂહે તહરીમી હે, ખ્વાહ ખુદ જમઅ હોં, ખ્વાહ બતલબ આવે ઔર તીનમેં ખિલાફ હે. ઔર દો મેં કરાહત નહીં. કઝા ફી કુતુબિલ ફિકહ, વલ્લાહુ તઆલા અ'લમ. (ભાગ-૨, પાનું-૫૫)

અન્વારૂલ બારી શર્હે સહીહ બુખારીમાં હઝરત અન્વર શાહ સાહબના શાગિર્દ રશીદ મવ્લાના સૈયદ અહમદ રઝા બિજનોરી સાહબ લખે છે કે ફુકહાને લિખ્ખા કે નવાફિલકી જમાઅત મકરૂહ હે બજુઝ રમઝાનકે ઔર ઇસ્સે મુરાદ સુન્નતે તરાવીહ હે. હઝરત શાહ સાહબ (રહ.)ને ફર્માયા કે ફુકહાકી ઇસ ઇબારતસે જિસ્ને મુત્લક નવાફિલે રમઝાન સમઝા, ગલતી કી. લિહાઝા તહજ્જુદકી જમાઅત તીનસે ઝિયાદહકી રમઝાનમેં ભી મકરૂહ હોગી. (અન્વારૂલ બારી ભાગ-૧ પાનું-૧૯૧)

સાહિબે બદાએઅ પણ કિયામે રમઝાનથી તરાવીહ મુરાદ લે છે. તહજ્જુદ મુરાદ લેતા નથી.

(બદાએઅ ભાગ-૧ પાનું-૨૮૦)

અને શમ્સુલ અઇમ્મહ સરખ્સી (રહ.) એ તો ચોખવટ કરી દીધી છે કે, 'ઇન્નલ જમાઅત લવ કાનત મુસ્તહબ્બતન ફી હકકિ-ન્નવાફિલિ લફઅલહુલ્ મુજતહિદૂનલ કાઇમૂન બિલ્લયલિ...'

અર્થાત :- અગર નવાફિલની જમાઅત મુસ્તહબ હોત તો તમામ કાઇમુલ લય્લ તહજ્જુદ ગુઝાર મુજતહિદીનનો એના ઉપર અમલ હોત, કારણ કે દરેક તે નમાઝ જેને તન્હા અને બાજમાઅત બન્નેવ રીતે અદા કરવું જાઇઝ છે તેમાં જમાઅત અફઝલ છે. હાલાંકે નવાફિલ (તહજ્જુદ વિગેરે) જમાઅત સાથે અદા કરવું ન તો આપ (સલ.)ના મુબારક ઝમાનામાં મન્કુલ છે, ન તો તાબેઇન (રહ.) વિગેરેના ઝમાનામાં, માટે એ કૌલ કે તરાવીહ વત્રૂક તહજ્જુદ વિગેરે બીજી નફિલ નમાઝ પણ રમઝાનમાં જમાઅત સાથે બિલા કરાહત જાઇઝ છે (એ કૌલ) તમામ ઉમ્મતના ખિલાફ છે અને બાતિલ છે. (મબ્સુત શર્હે કાફી કિતાબુ-ત્તરાવીહ અદદે તરાવીહની બહસમાં ભાગ-૨ પાનું-૧૪૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇકામત (તકબીર) વખતે ક્યારે ઉભા થવું

(૧૦૫૧) સવાલ :- શું ફરમાવે છે ઉલ્માએ દીન નીચેના મસ્અલામાં કે જ્યારે ફર્ઝ નમાઝ માટે બાંગી સાહબ ઇકામત (તકબીર) કહે છે તે વખતે મુક્તદીઓએ સફો સીધી કરવા માટે ક્યારે ઉભા થવું જોઇએ ? અમુકનું કહેવું છે કે જ્યારે બાંગી સાહબ તકબીર પઢવાનું શરૂ કરે કે તરત જ સફો દુરૂસ્ત કરવા માટે ઉભા થઇ જવું જોઇએ અને અમુકનું કહેવું છે કે 'હય્ય અલ-સ્સલાહ' અથવા 'હય્ય અલલ ફલાહ' વખતે ઉભા થવું જોઇએ. આ વિષે શરઇ હુકમ શું છે ? હવાલાથી જણાવશો.

જવાબ :- નમાઝીની સફોની દુરૂસ્તગીની હદીસે પાક અને હન્ફી ફિકહમાં ઘણી જ તાકીદ અને અહમિયત આવી છે. એના ઉપર નમાઝનું કામિલ હોવું મૌકુફ છે, અને હદીસમાં છે કે ઇમામને સફના વચમાં રાખો. બન્નેવ (સીધી અને ડાબી) બાજુ સફો બરાબર હોવી જરૂરી છે. લાંબી-ટૂંકી હોવી મકરૂહ છે. નમાઝીઓ મળી-મળીને રહે. કાંધાથી કાંધો મેળવી ઉભા રહે અને પોતાના ટખ્ના પાસેના નમાઝીના ટખ્નાની મહાઝ (મુકાબિલ)માં હોવા જોઇએ. વચમાં જગ્યા ન રહે. શૈતાન જગ્યા જોઇ બકરીના બચ્ચાની જેમ ઘુસી જાય છે અને નમાઝીઓના દિલોમાં વસ્વસા નાખે છે. સફો દુરૂસ્ત નહીં રાખશો તો ખુદાપાક સુરત બગાડી દેશે અને દિલો બદલાય જશે. ઇખ્તિલાફનો રોગ પૈદા થઇ જશે વિગેરે વિગેરે ખરાબીઓ હદીસ અને ફિકહની કિતાબોમાં મઝકૂર છે. (મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ વિગેરે)

આપ (સલ.) સફો દુરૂસ્ત થવા પછી જ નમાઝ શુરૂઅ ફર્માવતા. એક વખતે એક માણસની છાતી સફથી બાહર નિકળેલી જોઇ ફર્માવ્યું એ ખુદાના બંદાઓ ! તમો તમારી સફો દુરૂસ્ત રાખો. (કિવા આગળ-પાછળ નહી રહો) નહીં તો ખુદાપાક તમારી અંદર જરૂર ફૂટ નાંખી દેશે. (મુસ્લિમ શરીફ ભાગ-૧, પાનું-૧૮૨)

આપ (સલ.)એ ફર્માવ્યું :- તમે સફોને એવી દુરૂસ્ત કેમ નથી રાખતા જેવી કે ફરિશ્તાઓ ખુદાની સામે પોતાની સફો દુરૂસ્ત રાખે છે. સહાબા (રદી.)એ અર્ઝ કરી કે ફરિશ્તા ખુદાની પાસે કેવી રીતે સફો દુરૂસ્ત રાખે છે ? આપે ફર્માવ્યું, પહેલાં આગલી સફો પુર કરી લે છે અને ખૂબ મળીને ઉભા રહે છે. (મુસ્લિમ શરીફ ભાગ-૧, પાનું-૧૮૧)

અને ફર્માવ્યું કે :- ઠીક ઠીક ઉભા રહો. આગળ-પાછળ ન રહો કે એનો અસર (તાસીર) તમારા દિલો ઉપર પડશે. (મુસ્લિમ શરીફ ભાગ-૧, પાનું-૧૮૧)

અને ફર્માવ્યું કે :- સફો દુરૂસ્ત રાખો કે એના ઉપર નમાઝનો કમાલ અને ખૂબી મૌકુફ છે. (મુસ્લિમ શરીફ ભાગ-૧, પાનું-૧૮૧)

અને ફર્માવ્યું કે :- તમો તમારી સફોને ખૂબ દુરૂસ્ત કરો, મળી-મળીને ઉભા રહો અને કાંધાથી કાંધો મેળવીને રાખો. ખુદાની કસમ ! હું શૈતાનને સફોના ગાળામાં (નમાઝીઓના વચ્ચેના ગાળામાં) ઘુસ્તો જોઉં છું. (અબૂદાવુદ ભાગ-૧ પાનું-૧૦૪) (મિશ્કાત પાનું-૯૮)

સફોની દુરૂસ્તગી બાબત જે ફઝીલતો અને ખામી રહી જવા વિષે જે વઇદો વારિદ છે તે 'હય્ય અલલ ફલાહ' વખતે ઉભા થવા, નહીં થવા બાબત આવી નથી. પછી સફોની દુરૂસ્તગીની અહમિયતને નઝર અંદાઝ કરી 'હય્ય અલલ ફલાહ' વખતે જ ઉભા થવા બાબત શા માટે ઇસ્રાર કરવામાં આવે છે? ઇમામ ઉપર એ પાબંદી નથી કે ઇકામત પહેલાં મુસલ્લા ઉપર આવી બેસે. સાહિબે શરીઅત અને હઝરાતે સહાબા (રદી.) ખુલફાએ રાશિદીન અને આપણા ઇમામો (રહ.) ના મુબારક ઝમાનામાં ઇકામત પહેલાં ઇમામ મુસલ્લા ઉપર આવી બેસે એનો એહતિમામ અને ઇલ્તિઝામ ન હતો , જુઓ :-

(૧) હઝરત જાબિર ઇબ્ને સમુરહ (રદી.)થી રિવાયત છે કે 'કાન બિલાલુન યુઅઝઝિનુ ઇઝા દહઝતિ-શ્શમ્સુ ફલા યુકીમુ હત્તા યખ્રૂજ-ન્નબિય્યુ (સલ.) ફઇઝા ખરજ અકામ-સ્સલાત હીન યરાહુ'

અર્થાત :- હઝરત બિલાલ (રદી.) ઝુહરની અઝાન તે વખતે દેતા હતા જ્યારે સૂરજનો ઝવાલ થઇ જતો, પછી ઇકામત (તકબીર) નહીં કહેતા જ્યાં સુધી આપ (સલ.) હુજરા શરીફથી બાહિર નહીં આવતા. જ્યારે આપ (સલ.) બાહિર આવતા ત્યારે નમાઝ માટે ઇકામત કહેતા હતા. (સહીહ મુસ્લિમ ભાગ-૧, પાનું-૨૨૧)

(૨) હઝરત અબૂહુરૈરહ (રદી.)થી રિવાયત છે કે 'ઇન્ન-સ્સલાત કાનત તુકામુ લિરસુલિલ્લાહિ (સલ.) ફયઅખુઝુ-ન્નાસુ મસાફ્ફહુમ કબ્લ અંય્યકુમ-ન્નબિય્યુ (સલ.) મકામહુ.'

અર્થાત :- રસુલે ખુદા (સલ.)ની ઇમામત માટે નમાઝ કાયમ કરવામાં આવતી હતી અને લોકો (સહાબા) આપ (સલ.)ના મુસલ્લા પર આવ્વા પહેલાં પોતે પોતાની જગ્યા સફોમાં લઇ લેતા હતા. (સહીહ મુસ્લિમ ભાગ-૧, પાનું-૨૨૦)

(૩) હઝરત અબૂહુરૈરહ (રદી.)ની બીજી રિવાયત :- ઉકીમતિ-સ્સલાતુ ફકુમ્ના ફઅદલ્ના સ્સુફૂફ કબ્લ અંય્યખ્રૂજ ઇલય્ના રસુલુલ્લાહિ (સલ.)....

અર્થાત :- એક વાર નમાઝ કાયમ (ઉભી) કરવામાં આવી હતી. હમો (સહાબહ) ઉભા થયા અને આપ (સલ.) હમારી તરફ નિકળવાં પહેલાં હમોએ સફો દુરૂસ્ત કરી લીધી (સહીહ મુસ્લિમ ભાગ-૧, પાનું-૨૨૦)

(૪) હઝરત અબુ કતાદહ (રદી.)થી રિવાયત છે કે કાલ રસુલુલ્લાહિ (સલ.) ઇઝા ઉકીમતિ-સ્સલાતુ ફલા તકૂમૂ હત્તા તરવ્ની.

અર્થાત :- આપ (સલ.) એ ફર્માવ્યું કે જ્યારે નમાઝની ઇકામત કહેવામાં આવે તો તમો ઉભા નહીં થાવ જ્યાં સુધી મને તમારા તરફ આવતાં જોઇ ન લો.(સહીહ બુખારી ભાગ-૧, પારો ૩, પાનું-૮૮) (સહીહ મુસ્લિમ ભાગ-૧, પાનું-૨૨૦) (મિશ્કાત પાનું-૬૭)

(૫) હઝરત ઇબ્ને શિહાબથી રિવાયત છે અન્નન્નાસ ખાસ કાનુ સાઅત યકુલુલ મુઅઝઝિનુ 'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર' યુકીમુ-સ્સલાત યકુમૂ-ન્નાસુ ઇલસ્સલાતિ ફલા ય'તિન્નબિય્યુ (સલ.) મકામહુ હત્તા યુઅદ્દલુ-સ્સુફૂફ.

અર્થાત :- જ્યારે મુઅઝઝિન અલ્લાહુ અકબર કહેતા હતા તો લોકો નમાઝ માટે ઉભા થઇ જતા હતા અને આપ (સલ.)ના તશ્રીફ લાવતાં સુધી સફો દુરૂસ્ત થઇ જતી હતી. (મુસન્નફ અબ્દુ-ર્રઝ્ઝાક ભાગ-૧, પાનું-૫૦૭)

(૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઔફ (રદી.) ફરમાવે છે :- કાલ કાન બિલાલુન ઇઝા કાલ કદકામતિ સ્સલાતુ નહઝ રસુલુલ્લાહિ (સલ.) બિત્તકબીરિ....

અર્થાત :- હઝરત બિલાલ જ્યારે કદ કામતિ-સ્સલાહ કહેતા હતા તો આપ (સલ.) ઉભા થતા હતા. (મજમઉઝ-ઝવાઇદ ભાગ-૧ પાનું-૧૮૨)

મઝકુર નંબર ૧ થી ૫ ની હદીસોથી સાબિત થાય છે કે ઇકામતની શરૂઆતમાં ઉભા થઇ સફો ઠીક કરી લેવા ઉપર સહાબા (રદી.)નો તઆમુલ હતો. માટે ફુકહા (રહ.) અને મુહદ્દિસીન (રહ.) એ તરીકાને સુન્નત માને છે, અને એ જ પ્રમાણે તવારૂસ છે. ગાલિબન હદીસ નંબર ૬ નો લિહાઝ કરી ફુકહા (રહ.)એ લખ્યું છે કે "હય્ય અલ સ્સલાહ યા હય્ય અલલ ફલાહ યા કદ કામતિસ્સલાહ" વખતે ઉભા થવું આદાબમાંથી છે 'વલહા આદાબુન' (અને નમાઝ માટે આદાબ છે) અને સાથે જ તેનો હુકમ પણ લખી દીધો છે કે 'તર્કુહુ લા યુજિબુ ઇસાઅતન વલા ઇતાબન....' (એને તર્ક કરવામાં ન તો કરાહતે તન્ઝીહી લાગુ પડે છે, ન તો બાઇસે ઇતાબ હોય છે. માત્ર એક મુસ્તહબ ચીઝ છે) આથી સાબિત થાય છે કે ઇમામની મૌજુદગીમાં ઇકામત શરૂ થતાંની સાથે ઉભા થઇ સફો ઠીક કરી લેવું મકરૂહ નથી. અલ્બત્ત ઇમામ હાઝિર ન હોય તો ઉભા-ઉભા ઇમામનો ઇન્તિઝાર કરવું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૪૬) (નુરૂલ ઇઝાહ પાનું-૭૬) (મરાકિલ ફલાહ પાનું-૫૨) (તહતાવી પાનું-૧૬૧)

**નમાઝના આદાબ અને મુસ્તહબ્બાત વિષે ફિકહી કાનુન**

૧. ફુકહા (રહ.)ની તસ્રીહ છે કે 'તારિકુલ મુસ્તહબ્બિ લા યુલામુ' (મુસ્તહબને છોડનાર મલામતનો મુસ્તહિક હોતો નથી.)

૨. 'ઇન્નલ મન્દૂબ યન્કલિબુ મકરૂહન ઇઝા ખીફ અંય યુર્ફઅ અન રૂત્બતિહી' (બેશક ! મુસ્તહબને જ્યારે તેના મરતબા અને દરજાથી વધારી દેવામાં આવે કિંવા સુન્નત અને જરૂરી સમજી લેવામાં આવે તો મકરૂહ બની જાય છે.) (મજમઉલ બિહાર ભાગ-૨ પાનું-૨૪૪) (ફત્હુલ બારી શર્હે સહીહ બુખારી ભાગ-૨ પાનું-૨૮૧)

૩. લિઅન્ન તર્કલ મકરૂહિ અહમ્મુ મિન ફેઅલિલ મસ્નૂનિ' (મકરૂહને તર્ક કરવું મસ્નૂન પર અમલ કરવા કરતાં વધુ અહમ છે) (કબીરી-૩૬૫)

૪. તર્કુલ મકરૂહિ અવ્લા બિઇદરાકિલ ફઝીલતિ' (ફઝીલત હાસિલ કરવામાં કોઇ પ્રકારની કરાહત લાઝિમ આવતી હોય તો તેને છોડું દેવું અવ્લા છે)

દુર્રે મુખ્તાર, શામી, કબીરી વિગેરે ફિકહની મુઅતબર કિતાબામાં છે :- 'વસજદતુ શ્શુક્રિ મુસ્તહબ્બતુન બિહી યુફ્તા, લાકિન્નહા તુકરહુ બઅદ સ્સલાતિ લિઅન્નલ જહલત યઅતકિદ્દૂનહા સુન્નતન અવ વાજિબતન, વકુલ્લુ મુબાહિન યુઅદ્દી ઇલય્હી ફમકરૂહુન'

અર્થાત :- સજદએ શુક્ર મુસ્તહબ છે, પરંતુ નમાઝ પછી લોકોની સામે સજદએ શુક્ર કરવું મકરૂહ છે કારણ કે જાહિલ લોકો એને સુન્નત અથવા વાજિબ માની લેશે. મત્લબ કે જે મબાહ અને મુસ્તહબને તેના દરજાથી વધારી દેવાશે, કિંવા મુસ્તહબને સુન્નત અને વાજિબ સમજી લેવાશે તો મકરૂહ બની જશે. આથી સાબિત થયું કે મુસ્તહબને સુન્નત સમજી લેવું અને તેને છોડનારને મલામત કરવી, બૂરૂં, ભલું કહેવું જાઇઝ નથી, અને એવા કામો કાબિલે તર્ક હોય છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૩૧) (કબીરી પાનું-૫૭૩) મગ્રિબની અઝાન અને ઇકામત દરમિયાન બે રકઅત પઢવી મુસ્તહબ છે. આપ (સલ.)એ ત્રીજી વખત ફર્માવ્યું કે 'લિમન શાઅ' (જે ચાહે તે પઢે) એનું કારણ રાવી બયાન કરે છે કે 'કરાહત અંય્યત્તખિઝહ-ન્નાસુ-સ્સુન્નત' અર્થાત :- આપને એ પસંદ નથી કે લોકો સુન્નત સમજી બેસે. (મિશ્કાત

પાનું-૧૦૪) અમુક ઉલમાઓએ પોતાના ઝમાનામાં અય્યામે બીઝ કિંવા દરેક માસની તેરમી, ચૌદમી, પંદરમી તારીખના રોઝહ રાખવા વિષે કરાહતનો ફત્વો આપ્યો છે, કારણ કે એમના ઝમાનામાં આ રોઝહનો આમ રિવાજ એવો થઇ ગયો હતો કે ભય લાગ્યાં કે લોકો જરૂરી અને વાજિબ સમજવા લાગશે. હાલાંકે અય્યામે બીઝના રોઝહ મુસ્તહબ છે. એની ફઝીલત ઘણી હદીસોમાં વારિદ છે.

મજાલિસુલ અબ્રારમાં છે. 'વકુલ્લુ મબાહિન અદ્દા ઇલા હાઝા ફહુવ મકરૂહુન' (દરેક તે વસ્તુ જેને સુન્નતનો દરજ્જો આપવામાં આવે તે મકરૂહ છે) (મજલિસ પાંચમી પાનું-૨૯૦)

અને મિશ્કાત શરીફની શર્હ મિરકાતમાં છે. કાલ ત્તીબી અન્ન મન અસર્ર અલા અમ્રિન મન્દૂબિન વજઅલહુ અઝમન વલમ યઅમલ બિર્રૂખ્સતિ ફકદ અસાબ મિન્હુ શ્શય્તાનુ મિનલ ઇઝલાલિ ફકય્ફ મન અસર્ર અલા બિદઅતિન અવ મુન્કરિન.' (ભાગ-૧ પાનું-૪૪૭) (ગાયતુલ અવ્તાર ભાગ-૧, પાનું-૨૨૦-૨૨૧)

અર્થાત :- જેણે કોઇ મન્દૂબ અને મુસ્તહબ ઉપર ઇસ્રાર કર્યો અને તેને જરૂરી હુકમ બનાવી લીધો અને રૂખ્સત ઉપર અમલ નહી કર્યો તો જાણે તેને શૈતાને ગુમ્રાહીના રસ્તા પર નાંખી દીધો. (મિરકાત-શર્હ મિશ્કાત ભાગ-૨ પાનું-૩૫૩)

### ઇમામની ચાર હાલતો છે

(૧) ઇમામ સાહબ ઠીક ઇકામત વખતે હુજરામાંથી બહાર નિકળે તો તેમને જોઇ ઉભા થઇ જાય.

(૨) ઇમામ પાછળથી આવે તો જે સફ પાસેથી પસાર થાય તેઓ ઉભા થાય 'વઇલ્લા ફયકૂમુ કુલ્લુ સફફિન યન્તહી ઇલય્હિલ ઇમામુ'

(૩) ઇમામ આગળથી મસ્જિદમાં દાખલ થાય તો તેમના ઉપર નઝર પડતાં જ ઉભા થઇ જાય. 'વઇન દખલ મિન કુદામિન કામૂ હીન યકઉ બસરહુમ અલય્હિ'

(૪) અને જો ઇત્તિફાકન ઇમામ મેહરાબની પાસે હોય તો હય્ય અલલ ફલાહ વખતે ઉભા થવુ મુસ્તહબ છે. જરૂરી નથી, અને ઇમામનું કદકામતિ સ્સલાહ કહેતા વખતે નમાઝ શરૂ કરી દેવું મુસ્તહબ છે અને જો ઇકામત પુરી થવા પછી નમાઝ શુરૂઅ કરવામાં આવે તો કાંઇ વાંધો નથી. બલ્કે બેહતર છે ઇજમાઅન, 'વલ્કિયામુ લિઇમામિન વમુઅતમ્મિન' (તન્વીરૂલ અબ્સાર, દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૪૭) (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૨૮૯)

સારાંશકે તન્વીરૂલ અબ્સાર અને દુર્રે મુખ્તારમાં જયાં આદાબની માતહત 'વલ્કિયામુ લિઇમામિન વમુઅતમ્મિન હીન કીલ હય્ય અલલ ફલાહ' લખ્યું છે ત્યાં આ પણ મુસ્તહબ લખ્યું છે. નઝરૂહુ ઇલા મવ્ઝિઇ સુજૂદિહી હાલ કિયામિહી....

અર્થાત :- મુસ્તહબ છે કિયામની હાલતમાં સજદહની જગ્યા પર નઝર રાખવુ, રૂકુઅની હાલતમા પગના પંજા ઉપર, સજદહની હાલતમાં નાકની નોક ઉપર, કઅદહમાં પોતાની ગોદ તરફ, પહેલા સલામ વખતે પોતાના સીધા ખભા ઉપર, બીજા સલામ વખતે ડાબા ખભા ઉપર નઝર રાખવી એ સૌ ખુશૂઅ અને ઇન્કિસારી હાસિલ થવા માટે આદાબમાંથી છે. (જ્યારે મઝકુર બધા અમલો 'હય્ય અલલ ફલાહ'ના મસ્અલાની જેમ આદાબ અને મુસ્તહબ્બાતમાંથી છે અને જેનાથી ખુશૂઅ અને ઇન્કિસારી હાસિલ થાય છે. તો એમને અમલમાં લેવા માટે કેમ ઝોર અપાતું નથી ?)

ઇમામ તહતાવી (રહ.) અને ઇમામ કરખી (રહ.) વિગેરે લખે છે કે મઝકુર જગ્યા ઉપર કોઇ એવી વસ્તુ (નકશો-નિગાર) હોય જેનાથી દિલ હટે અને ખુશૂઅ ખુઝૂઅમાં ખલલ આવે તો એ મુસ્તહબ રહેશે નહીં, કારણ કે ખુશૂઅ-ખુઝૂઅની ઘણી અહમિયત છે....

અને નમાઝના આદાબમાંથી આ પણ છે કે જ્યારે 'કદ કામતિ-સ્સલાહ કહેવામાં આવે તો ઇમામ નમાઝ શરૂ કરે અને જો ઇમામ ઇકામત ખતમ થવા પર નમાઝ શુરૂઅ કરે તો એમાં પણ કાંઇ વાંધો નથી, બલ્કે તાખીર કરવું જ વધારે સહીહ છે એ મસ્લિહતે કે ઇકામત કહેનાર પણ ઇમામની સાથે નમાઝ શરૂ કરી શકશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૪૭) (ગાયતુલ અવ્તાર ભાગ-૧, પાનું-૨૨૦-૨૨૧)

વિચારો ! માત્ર એક 'મુકબ્બિર'ની રિઆયત કરી 'કદ કામતિ-સ્સલાહ' ઉપર નમાઝ શરૂઅ નહીં કરવાનો હુકમ અપાયો અને એક મુસ્તહબ છોડી દેવાને વધુ સહીહ કહેવામાં આવ્યું તો પુરી જમાઅત જેમાં સેંકડો, હઝારો નમાઝીઓ હોય શકે છે, સફોની દુરૂસ્તી (જેની હદીસ અને ફિકહમાં ઘણી તાકીદ આવી છે) ખાતર ઇમામની હાજરીમાં ઇકામતની શરૂઆતમાં જ નમાઝીઓ ઉભા થઇ સફો દુરૂસ્ત કરવામાં લાગી જાય તો કયા કાનુનથી મકરૂહ થઇ શકે છે ? બલ્કે હદીસ અને ફિકહની રોશનીમાં એ અમલ ઘણો અફઝલ ગણાશે, અને સહાબાનો અમલ પણ એની તાઇદ કરે છે. 'ફત્હુલ બારી શર્હે સહીહ બુખારી'માં છે 'ફકદ સબત અનિ સ્સહાબતિ અન્નહુમ કાનૂ યકૂમૂન ઇઝા શરઅલ મુઅઝઝિનુ ફિલ્ઇકામતિ' સહાબએ કિરામ (રદી.) એવા વખતે ઉભા થઇ જતા જ્યારે કે મુઅઝઝિન ઇકામત કહેવું શુરૂઅ કરી દેતા. (ભાગ-૨ પાનું-૯૯) (મુસન્નફ અબ્દુ-ર્રઝઝાક ભાગ-૧, પાનું-૫૦૭)

એવી જ રીતે અમુક જાહિલ ઇમામોએ એ આદત કરી લીધી છે કે જુમ્અહના ખુત્બા પછી મુસલ્લા ઉપર આવી બેસી જાય છે. પછી ઇકામત શરૂ થાય છે અને 'હય્ય અલલ ફલાહ' વખતે ઇમામ અને મુક્તદી ઉઠે છે. એ હદીસ અને હન્ફી ફિકહની કોઇ એક પણ કિતાબથી સાબિત થઇ શકતું નથી. એ તરીકો પણ બિલ્કુલ ખિલાફે સુન્નત અને તજી દેવા લાયક છે. બલ્કે હુકમ એ છે કે ખુત્બા પછી તરત જ ઇકામત શરૂ થઇ જાય અને ઇમામના મુસલ્લા પર પહોંચતા ઇકામત પુરી થઇ જાય. 'દુર્રે મુખ્તાર'માં છે :- ફઇઝા અતમ્મ ઉકીમત (કવ્લુહુ ઉકીમત)

અર્થાત :- જ્યારે ખતીબ ખુત્બો પુરો કરે. ખુત્બો ખતમ થતાંની સાથે મુત્તસિલન ઇકામત શરૂ કરી દેવામાં આવે, એવી રીતે કે ઇમામ મુસલ્લા ઉપર પહોંચે તે વખતે ઇકામત ખતમ થઇ જાય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૭૦)

'મજાલિસુલ અબ્રાર'માં છે - વઇઝા ફરગ મિનલ ખુત્બતિ વશરઅલ મુઅઝઝિનુ ફિલ ઇકામતિ યન્ઝિલુ મિનલ મિમ્બરિ વયુસલ્લી બિન્નાસિ રકઅતય્નિ.

અર્થાત :- અને જ્યારે ખુત્બાથી ફારિગ થઇ જાય અને મુઅઝઝિન તકબીર કહેવા લાગે તો ઇમામ મિમ્બરથી ઉતરે અને લોકોને બે રકઅત પઢાવે. (મજલિસ ૪૯, પાનું-૨૯૬)

'સગીરી'માં છે :- વઇઝા ફરગ મિનલ ખુત્બતિ અકામૂ વસલ્લા બિહિમુ-ર્રકઅતય્નિ અલા મા હુવલ મઅરૂફ, (અર્થાત) જ્યારે ખતીબ ખુત્બાથી ફારિગ થઇ જાય તો ઇકામત કહે અને ઇમામ બે રકઅત પઢાવે. આજ મઅરૂફ તરીકો છે. (પાનું-૨૮૧)

અને 'કબીરી'માં પણ છે :- વઇઝા ફરગ મિનલ ખુત્બતિ અકામુ-સ્સલાત, વસલ્લા બિન્નાસિ રકઅતય્નિ અલા મા હુવલ મુતવારિસુલ મઅરૂફ, (અર્થાત) અને જ્યારે ખતીબ ખુત્બાથી ફારિગ થઇ જાય તો નમાઝ માટે ઇકામત કહે અને લોકોને બે રકઅત પઢાવે. એ જ મુતવારિસ અને મઅરૂફ છે. (પાનું-૫૨૦)

૧. કદ કામતિ-સ્સલાહ વખતે નમાઝ શરૂ કરવું મુસ્તહબ છે, પરંતુ મુકબ્બિરની રિઆયત કરી એને તર્ક કરવામાં આવે છે.

૨. વુઝુ-ગુસલમાં ગરગરો કરવું સુન્નત છે, પરંતુ રોઝહની હાલતમાં પાણી હલકમાં ઉતરી જવાના ખૌફથી ગરગરો કરવું મના છે. (અશ્બાહ વન્નઝાઇર પાનું-૧૧૫-૧૧૬)

૩. વુઝુમાં દાઢીના બાલોનો ખિલાલ કરવું સુન્નત છે, પરંતુ એહરામની હાલતમાં બાલ તુટી જવાના ખૌફથી ખિલાલ મકરૂહ છે.

જુઓ ! મઝકુર દરેક જગ્યાઓમાં મુસ્તહબને કોઇ ન કોઇ આરિઝને લઇ છોડવામાં આવ્યો છે. એ જ પ્રમાણે 'હય્ય અલલ ફલાહ' વખતે ઉભા થવાના અદબને પણ સફોની દુરૂસ્તગીનો લિહાઝ કરી તર્ક કરવું અવ્લા ગણાશે જેમકે ખુત્બા વખતે ખતીબ તરફ રૂખ કરી બેસ્વું મુસ્તહબ છે. પરંતુ સફોની દુરૂસ્તગીનો ખ્યાલ કરતાં કિબ્લા રૂખ બેસ્વાને ઇખ્તિયાર કરવામાં આવ્યું છે. 'મજાલિસુલ અબ્રાર'માં છે 'વયુસ્તહબ્બુલ લિલ્કૌમિ....' (મજલિસ-૪૯, પાનું-૨૯૬)

આથી સાબિત થાય છે કે સફોની દુરૂસ્તગીના તાકીદી હુકમનો લિહાઝ કરી ઇકામત શરૂ થતાંની સાથે ઇમામ અને મુક્તદીઓનું ઉભા થઇ જવું મકરૂહ નથી. હાં, ઇમામની ગૈરમૌજુદગીમાં મુક્તદીને તાકીદી હિદાયત છે કે બેસી રહે. ઇમામની ગૈર મૌજુદગીમાં ઉભા થવું મકરૂહ છે. (શામી વિગેરે)

વળી મુસ્તહબને તેના દરજાથી વધારવું, સુન્નત અને જરૂરી સમજી લેવું, ઇકામતની શરૂઆતમાં ઉભા થનારને મલામત કરવું, બદ અકીદહ સમજવું, બેસવા ઉપર મજબૂર કરવું, મસ્જિદમાંથી કાઢી મુકવું કઇ રીતે જાઇઝ હોઇ શકે છે ? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**એક, કે એકથી વધુ મુક્તદી હોય જેમાં ઔરત પણ શામિલ હોય તો સફો કઇ રીતે બનાવ્વી ?**

(૧૦૫૨) સવાલ :- એક જ મુક્તદી હોય યા નાબાલિગ છોકરો હોય અથવા એકથી વધુ મુક્તદી હોય જેમાં ઔરતો શામિલ હોય તો સફ કેવી રીતે બનાવ્વામાં આવે ?

જવાબ :- એક મુક્તદી હોય તો ઇમામની સીધી બાજુ મહાઝમાં થોડા પાછળ ઉભા રહે 'દુર્રે મુખ્તાર'માં છે :- વયકિફુલ વાહિદુ મુહાઝિયન લિયમીનિ ઇમામિહી (ભાગ-૧, પાનું-૫૨૯-૫૩૦) જો ડાબી બાજુ ઉભા રહ્યા તો મકરૂહે તન્ઝીહી છે 'ફલવ વકફ અન યસારિહી કુરિહ ઇત્તિફાકન' (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૩૦) 'શામી'માં છે :- અઝઝાહિરૂ અન્નલ કરાહત તન્ઝીહિય્યતુન લિતઅલીલિહા ફિલ કાફી જાઝ વઅસાઅ.... (શામી ભાગ-૧, પાનું-૫૩૦) એવી રીતે જો એક મુક્તદી હોય અને પાછળ ઉભા રહ્યા તો મકરૂહે તન્ઝીહી છે સુન્નત વિરૂદ્ધ હોવાથી, (વકઝા) યુકરહુ (ખલ્ફહુ અલલ અસહહિ) લિમુખાલિફતિ-સ્સુન્નતિ (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૩૦) અને જો ફક્ત એક નાબાલિગ છોકરો હોય તો ઇમામની સીધી બાજુ મહાઝમાં એટલે ઇમામની સીધમાં થોડો પાછળ ઉભો થઇ જાય. વયકિફુલ વાહિદુ વલવ સબિય્યન.... મુહાઝિયન લિયમીનિ ઇમામિહી અલલ મઝહબિ (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૩૦) અને જો મુક્તદી ફક્ત એક ઔરત હોય ભલેને પોતાની ઔરત અથવા માં-દિકરી વિગેરે મુહર્રમાતમાંથી હોય તે ઇમામના પાછળ ઉભી રહે, 'અમ્મલ વાહિદતુ ફતતઅખ્ખર' (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૩૦) અને જો એક ઔરત, એક મર્દ હોય તો મર્દને ઇમામ પોતાની સીધમાં ઉભો રાખે અને ઔરતને પાછળ ઉભી રાખે (કવ્લહુ અમ્મલ વાહિદતુ ફતતઅખ્ખર) ફલવ કાન મઅહુ રજુલુન અય્ઝન યુકીમહુ અય યમીનિહી વલ્મર્અતુ ખલ્ફહુમા (શામી ભાગ-૧, પાનું-૫૩૦) હત્તા લવ કાન ખલ્ફહુ રજુલુન વાહિદુન વઇમ્રઅતુન યકુમુ-ર્રજુલુ બિહિઝાઇહી કમા લવ લમ યકુન મઅહુ ઇમ્રઅતુન (અખ્ની શર્હે કન્ઝુદકાઇક ભાગ-૧, પાનું-૩૯) અને જો ઇમામની સાથે બે મર્દ અને એક ઔરત હોય તો બન્નેવ મર્દ પાછળ ઉભા રહે અને ઔરત એ બન્નેવના પાછળ ઉભી રહે. 'વલવ રજુલાનિ યુકીમુહુમા ખલ્ફહુ વલ્મર્અતુ ખલ્ફહુમા' (શામી ભાગ-૧, પાનું-૫૩૦) અને જો એકથી વધુ બે મુક્તદી ઇમામના પાછળ ઉભા રહેવાની જગ્યાએ ઇમામની બન્નેવ બાજુ સીધમાં ઉભા થઇ ગયા તો મકરૂહે તન્ઝીહી છે અને બે થી વધુ હોય તો મકરૂહ તહરીમી છે, કારણ કે બે થી વધુ હોય તો ઇમામને આગળ રહેવું વાજિબ છે. 'વઝઝાઇદુ યકિફુ ખલ્ફહુ ફલવ તવસ્સત ઇસ્નય્નિ કુરિહ તન્ઝીહન વતહરીમન લવ અકસર' (દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૩૧)

જો એક મુક્તદી ઇમામની સીધમાં ઉભો હોય અને ઇમામના પાછળ જમાઅત હોય તો બિલ્ઇત્તિફાક મકરૂહ છે. આ કરાહત મુક્તદીના હકમા છે, ન કે ઇમામના હકમાં, વલવ કામ વાહિદુન બિજમ્બિલ ઇમામિ વખલ્ફહુ સફફુન કુરિહ ઇજમાઅન.... (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં લાઉડસ્પીકરનો ઉપયોગ

(૧૦૫૩) સવાલ :- નમાઝમાં લાઉડસ્પીકરના ઉપયોગ વિષે શું હુકમ છે ?

જવાબ :- નમાઝ તો થઇ જાય છે, પરંતુ એનો ઉપયોગ નમાઝના મુનાસિબ નથી અને એહતિયાતના ખિલાફ છે. જેથી કરાહતથી ખાલી નથી 'મબ્સુત સરખ્સી'માં છે :- અલ્અખ્ઝુ બિલ એહતિયાતિ ફી બાબિલ ઇબાદાતિ વાજિબુન' (ઇબાદાતના બાબતમાં એહતિયાત કરવું વાજિબ છે.) (શામી ભાગ-૨, પાનું-૮૪)

અગર ઇમામની તકબીરે તહરીમહ અને તકબીરાતે ઇન્તેકાલાતની આવાઝ છેલ્લી સફવાળાઓને પહોંચી જાય એવા સંજોગોમાં જેવી રીતે મુકબ્બિરને મુકર્રર કરવું બિલ્ઇત્તિફાક મમ્નુઅ અને બિદઅત છે. એ જ પ્રમાણે લાઉડસ્પીકર રાખવું પણ બિલ્ઇત્તિફાક નાજાઇઝ અને બિદઅતે મકરૂહહ છે. (શામી ભાગ-૧, પાનું-૪૪૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં લાઇડસ્પીકર બાબત મઝાહિરે ઉલૂમનો તાઝો ફત્વો

(૧૦૫૪) સવાલ :- ક્યા ફરમાતે હૈં હઝરાતે મુફતિયાને કિરામ વ ઉલ્માએ દીન મુન્દરજએ ઝૈલ મસાઇલમેં 'હમારે યહાં લાઉડસ્પીકરકા ઇસ્તેઅમાલ બહુત આમ હોતા જા રહા હે હત્તા કે છોટી-છોટી મસાજિદમેં ભી ઇસકે ઇસ્તેઅમાલકા રિવાજ હો રહા હે. અબ દરયાફતે તલબ ઉમૂર યે હે :--

(૧) બળી મસાજિદમેં નમાઝીયોંકી કસ્રત ઔર હુજૂમકે વક્ત ઇસ આલહકે ઇસ્તિઅમાલકી શરઅન ઇજાઝત હે યા નહીં ?

(૨) આખિરી સફોંકે નમાઝીયોંકા ઇમામકી કિર્અતકી આવાઝકો સુન્ના શરઅન ઝરૂરી હે યા મુસ્તહબ હે યા અવ્લા હય કે ઇમામકી કિર્અતકી આવાઝ ઉન તક પહોંચે ?

(૩) અગર નમાઝીયોંકો જમાઅતકી નમાઝમેં કિર્અતકી આવાઝ સુને બગૈર દિલજમ્ઇ હાસિલ નહીં હોતી તો ઐસી સુરતમેં ઇસ આલહકે ઇસ્તિઅમાલકી શરઅન ઝરૂરત હે યા નહીં ?

જવાબ :- (૧) હામિદવં વ મુસલ્લિયન નમાઝમેં ઇસ આલહકે ઇસ્તિઅમાલ કરનેમેં મુતઅદદ મફાસિદ હૈં , જિન્કી બિના પર ઇસ આલહકા ઇસ્તિઅમાલ નમાઝોંમે દુરૂસ્ત વ મુનાસિબ નહીં, ઇસ્સે ઇજતિનાબ કરના ચાહિએ. સાદહ ઔર મસ્નુન તરીકોંકે મુવાફિક બળી જમાઅતોંમે મુકબ્બિરીનકે ઝરીએ તકબીરાતે ઇન્તેકાલિય્યહકી આવાઝકો આખિરી સુફૂફ તક પહોંચાયા જાયે, યે તરીકા મફાસિદસે પાક હે. અલ્બત્તહ મુકબ્બિરીનકા ઇન્તિઝામ ઉમ્દહ તરીકે પર કિયા જાયે. (મફાસિદકી તફસીલ રિસાલા આલાતે જદીદહકે અહકામમેં મુલાહિઝહ ફરમા લેં.

(૨) આખરી સફોંકે નમાઝીયોંકો ઇમામકી કિર્અતકા પહોંચાના ન જરૂરી હે, ન ઇમામકે ઝિમ્મે લાઝિમ હે બલ્કે ઇમામકો અપની મુતવસ્સિત તાકતકે મુતાબિક આવાઝ બુલંદ કરનેકા હુકમ હે, તાકતસે ઝ્યાદા જહર કરનેવાલે ઇમામકો ઇસાઅતકા મુરતકિબ કરાર દિયા ગયા હે.

(૩) ઐસી સુરતમેં ભી ઇસ્કી ઇજાઝત નહીં દી જા સકતી,ફક્ત કતબહુ (મુફ્તી) યહ્યા ગુફિરલહુ મદ્રસા અરબિયહ મઝાહિરે ઉલૂમ સહારનપુર , ૨૪ રમઝાનુલ મુબારક ૧૩૯૨ હિજરી.

અલ્જવાબુ સહીહુન (હઝરત મૌલાના મુફ્તી) મુઝફ્ફર હુસૈન ૨૪-૯-૯૨ (ફત્વા નં. ૧૧૪૬)

હઝરત મુફ્તી સાહબ દામત ફયુઝુહુમકા જવાબ સહીહ ઔર કવાઇદે ઉસુલકે ઐન મુતાબિક ઔર

ઝરૂરિયુલ અમલ હે, નમાઝ અફઝલુલ ઇબાદાત હે સલ્ફે સાલિહીનકે તરીકેકે મુતાબિક બિલા તકલ્લુફ વ બિલા તસન્નુઅ અદા કરના ચાહિયે. 'અલક્કુમ બિમઝહબિ સ્સલફિ સ્સાલિહિ ઇમ્શૂ ફિલ જાદતિલ મુસ્તકીમતિ.... યઅની લાઝિમ પકડો સલ્ફે સાલિહીનકે મઝહબકો, ચલો રાહે મુસ્તકીમ પર જિસ્મેં ન તશબીહ હો, ન તઅતીલ બલ્કે ઇત્તિબાઅ હો જનાબે રસુલુલ્લાહ (સલ.)કી સુન્નતકા બિલા તકલ્લુફ, બિલા તસન્નુઅ, બિલા તશદુદ ઔર લિસાની ઔર અકલકે ઘોડે દોળાયે બગૈર, જિસ કદર તુમ્હારે અગ્લોંને ગુન્જાઇશ સમજી, તુમ ભી સમજો. (અલ્ફત્હુર્રબ્બાની મઅ તર્જુમહ મજલિસ-૧, સફા-૬૦) લિહાઝા ઇસ્કે અદા કરનેમેં બળી એહતિયાતકી ઝરૂરત હે. કિતાબ મબ્સુતુસ્સરખ્સીમેં હે. 'અલ્અખ્ઝુ બિલ્ ઇહતિયાતિ ફિલ ઇબાદાતિ વાજિબુન' યઅની ઇબાદાતમેં ઇહતિયાતકો મલ્હુઝ રખના ઔર તકલ્લુફાતસે બચાના લાઝિમ હે. (શામી જિલ્દ ૨ સફા-૮૪) લિહાઝા નમાઝકો લાઉડસ્પીકરકે બેજા તકલ્લુફાત સે મહફુઝ રખના જરૂરી હે કે હુઝુરે કલ્બ ઔર તવજ્જુહ ઇલલ્લાહકે લિયે મુખિલ હે. નમાઝકી સિહ્હત ઔર તકમીલ ઇમામકી કિરાઅત સુન્ને પર મવ્કુફ નહીં હે. ઐસા હોતા તો ઝુહર ઔર અસરકી ચારોં રકૈઅતોમેં કિર્અત સિર્રી ન હોતી. જહરી હોતી, નીઝ ઇશા ઔર મગ્રિબકી પિછલી રકઅતોમેં કિર્અત સિર્રી ન હોતી, જહરી હોતી. અલ્બત્તહ તકબીરાતે ઇન્તિકાલિય્યહકી આવાઝ સુન્ના-સુનાના જરૂરી હે તો ઇસ્કે લિયે બળી જમાઅતમેં જબકે ઇમામકી આવાઝ પિછલી સફોંકે લિયે કાફી ન હો તો શરીઅતને મુકબ્બિરીન કાઇમ કરનેકી ખાસ હિદાયત ફર્માઇ હે. વલ્લાહુ અ'લમુ બિસ્સવાબ -

અહકર સૈયદ અ. રહીમ લાજપુરી ગુફિરલહુ વલિવાલિદય્હી.

રાંદેર તારીખ ૧ ઝિલ્હજ ૧૩૯૨ હિજરી

**ફર્ઝ નમાઝમાં ઇમામને લુકમો આપવા વિષે**

(૧૦૫૫) સવાલ :- ફર્ઝ નમાઝમાં ઇમામ કોઇ વખત ભુલી જાય તો મુક્તદી લુકમો આપી શકે કે નહીં ? અમુક લોકોનું માનવું છે કે ફર્ઝ નમાઝમાં ઇમામને એક મોટી આયત અથવા ૩ નાની આયતો પઢી લેવા પછી લુકમો આપશે અને ઇમામ લઇ લેશે તો નમાઝ ફાસિદ થઇ જશે. એ વિષે ખુલાસાની જરૂરત છે.

જવાબ :- ઇમામ ફર્ઝ નમાઝમાં કિર્અત પઢતાં-પઢતાં ભુલી જાય અથવા મુતશાબિહત લાગી જાય તો અગર ઇમામ સુરએ ફાતિહા પછી મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢી ચુક્યો છે તો રૂકુઅમાં ચાલ્યો જાય, મુક્તદીને લુકમો આપવા ઉપર મજબુર નહીં કરે અને મુક્તદી પણ લુકમો આપવામાં જલ્દી કરે નહીં. પરંતુ કોઇ મુક્તદીએ લુકમો આપી દીધો અને ઇમામે સ્વીકાર્યો તો સહીહ એ છે કે નમાઝ થઇ જશે. ફાસિદ થશે નહીં.

'દુર્રે મુખ્તાર'માં છે 'બિખિલાફિ ફત્હિહિ અલા ઇમામિહી ફઇન્નહુ લા યફસુદુ મુત્લકન લિફાપતિહિન વઆખિઝિન બિકુલ્લિ હાલિન (કવ્લુહુ બિકુલ્લિ હાલિન) અય સવાઉન કરઅલ ઇમામુ કદ્ર મા તજુઝુ-સ્સલાતુ અમ લા, ઇન્તકલ ઇલા આયતિન ઉખ્રા અમ લા, તકર્રરલ ફત્હુ અમ લા, હુવલ અસહહુ.'

અર્થાત :- મુક્તદી પોતાના ઇમામને લુકમો આપે તો નમાઝ ફાસિદ થશે નહીં. ન તો લુકમો આપનાર મુક્તદીની, ન તો લુકમો લેનાર ઇમામની, જરૂરત જેટલી કિર્અત કરી ચુક્યો હોય કે ન હોય, પણ ફુકહા (રહ.) એ ચોખવટ કરી છે કે મુક્તદી ઇમામને લુકમો આપવામાં જલ્દી નહીં કરે કારણ કે લુકમો આપવાની ઝાહિરી સુરત તઅલીમ અને તઅલ્લુમની છે જે વિના જરૂરત મકરૂહ છે. ઇમામને પણ ખાસ હિદાયત છે કે મુક્તદીઆને લુકમો દેવા પર મજબૂર નહીં કરે એવી રીતે કે એક આયત અથવા એક જુમ્લાને દોહરાવ્તો રહે કે ખામોશ ઉભો રહે. જેથી મુક્તદીને લુકમો આપવાની ફર્ઝ પડે. બલ્કે અગર બમિકદારે વાજિબ (એક રિવાયતમાં બકદ્રે મુસ્તહબ) કિર્અત કરી ચુક્યો હોય તો રૂકુઅ કરી લે અથવા તો આગળની આયત યા

સુરત પઢવાનું શરૂ કરી દે. (હિદાયહ ભાગ-૧, પાનું-૧૧૬) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૮૨) (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૬૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખુલ્લે માથે નમાઝ પઢવાનો હુકમ**

(૧૦૫૬) સવાલ :- દિન-પ્રતિ-દિન આઝાદ મનિશ લોકોએ ખુલ્લે માથે નમાઝ પઢવાની ફેશન બનાવી દીધી છે. એનો શું હુકમ છે ? જણાવશો.

જવાબ :- માથાને ઢાંકવું, ટોપી પહેરવી, ઇસ્લામી લિબાસમાં શામિલ છે અને ખાસ ફઝીલત અને અહમિયત ધરાવે છે. ખુલ્લે માથે લોકોની સામે આવવું અને ફરવું બેઅદબી અને બેશરમીનું કામ છે. આપ (સલ.) અને આપના સહાબા (રદી.), હઝરાતે તાબેઇન, સલ્ફે સાલિહીન, મશાઇખ અને મુહદ્દિસીન અને દીનના ઇમામોની એ આદત ન હતી.એ તો યહુદો-નસારા અને ગૈર કોમની તકલીદ છે.

હઝરત ગૌસે અ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નું ફર્માન છે. 'વયુકરહુ કશ્ફુ ર'સિહી બય્ન-ન્નાસિ.'

અર્થાત :- લોકોની સામે ખુલ્લે માથે આવવું અને ખુલ્લે માથે ફરવું મકરૂહ છે. (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ-૧, પાનું-૧૩)

અને તલ્બીસે ઇબ્લીસમાં ઇમામ જવ્ઝી (રહ.) લખે છે કે :- વલા યખ્ફા અલા આકિલિન અન્ન કશ્ફ- ર્રઅસિ મુસ્તકબહુન ફીહી ઇસ્કાતુ મુરૂવ્વતિન વતર્કુ અદબિન વઇન્નમા યકઉ ફિલ મનાસિકિ તઅબ્બુદન લિલ્લાહિ વદલાલતન.

અર્થાત :- અકલમંદ માણસ પર મખ્ફી નથી કે લોકોની સામે માથું ખુલ્લું રાખવું અને ખુલ્લે માથે ફરવું કબીહ છે અને એમાં ઇસ્કાતે મુરૂવ્વત અને તર્કે અદબ છે. ફક્ત એહરામની હાલતમાં ઇઝહારે ઉબૂદિય્યત અને ઇઝહારે આજિઝી માટે હુકમ છે. (નહીં કે બતોરે ફેશન) (તલ્બીસે-ઇબ્લીસ પાનું-૩૭૩)

તો જ્યારે ખુલ્લે માથે લોકોની સામે આવવું અને ખુલ્લે માથે ફરવું મકરૂહ અને બેઅદબી ગણાય છે તો નમાઝ જેવી અફઝલુલ ઇબાદાત ખુલ્લે માથે પઢવામાં કેટલી કબાહત અને બેઅદબી લાઝિમ આવશે? મોટા માણસોને ખુલ્લે માથે ફરતાં અને ખુલ્લે માથે નમાઝ પઢતાં બાળકો જોશે તો તેઓ પણ આમ કરશે અને એ કબાહતના બાઇસ મોટા માણસો બનશે.

હદીસમાં છે 'વમન સન્ન ફિલ ઇસ્લામિ સુન્નતન સય્યિઅતન કાન અલય્હી વિઝરૂહા વવિઝરૂ મન અમિલ બિહા મિમ બઅદી મિન ગય્રિ અંય યન્કુસ મિન અવ્ઝારિહિમ શય્ઉન' (મિશ્કાત પાનું-૩૩)

અર્થાત :- અને જેણે બુરો તરીકો જારી કર્યો અને જે લોકો તેને અપનાવશે તેઓ પણ ગુનેહગાર થશે અને પેલો માણસ પણ ગુનેહગાર બનશે અને પેલાના ગુનાહમાં કાંઇ કમી આવશે નહીં. (મિશ્કાત)

'દુર્રે મુખ્તાર'માં છે કે સુસ્તીથી ખુલ્લે માથે નમાઝ પઢવી મકરૂહ છે, અને શામીમાં છે કે ઉલ્માએ નકલ કર્યું છે કે ગરમીના લીધે પણ ખુલ્લે માથે નમાઝ પઢવું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ-૧, પાનું-૫૯૯-૬૦૦)

ફુકહા (રહ.) સાફ લખે છે કે સુસ્તીના લીધે ખુલ્લે માથે નમાઝ પઢવું મકરૂહ છે. અગર નમાઝની હાલતમાં ટોપી નિકળી જાય તો અમલે કસીર લાઝિમ ન આવે એવી રીતે પહેરી લે. (બિદાયતુલ મુજતહિદ ભાગ-૧, પાનું-૧૬૭) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૯૯-૬૦૦) માટે ખુલ્લે માથે નમાઝ પઢવાની ફેશન તજી દેવી જરૂરી છે અને ફાસિકાના ફેઅલ છે.

ખુદાપાક નવજુવાનોને નેક તૌફીક આપે કે આ નાઝેબા હરકતથી બાઝ આવી જાય. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુસ્સુનન વન્નવાફિલ

### સિત્તેર હઝાર રકઅત પઢવાની મન્નત માની હોય તો શું કરે ?

(૧૦૫૭) સવાલ :- મારા નવજુવાન છોકરા કમર હુસેને મારી ખતરનાક બીમારીથી ગભરાયને મન્નત માની લીધી કે મારી તંદુરસ્તી પછી ૭૦ હઝાર રકઅત નમાઝ નફિલ અદા કરશે. તે જિસ્માની લિહાઝથી કમ્ઝોર છે અને પુરો દિવસ કારોબારને સંભાળે છે તો હવે તે નફિલોને આઠ-આઠ કરી ૨૪ રકઅત અદા કરે તો એવી સુરતમાં આઠ-નવ વર્ષ મુદ્દત લાગી જશે. આવી સુરતમાં કાંઇ કફ્ફારો થઇ શકે છે કે જેના અદા કરવાથી આ નફલો સાકિત અને માફ થઇ જાય. યા તો આ નફલો ઘરના બીજા માણસો પણ વહેંચી લઇ અદા કરી શકે ? આપ કોઇ સુરતથી વાકિફ કરશો.

જવાબ :- નફિલ નમાઝની મન્નતોમાં રકઅતની ગણત્રીના મુતાબિક દરરોઝ રાત-દિવસમાં જેટલી રકઅતો અદા કરી શકે, અદા કરતો રહે. મુદ્દત મુકર્રર નથી. હાં, પરંતુ જલ્દી સુબુકદોશ થઇ જવાની કોશિશ જારી રાખે એના માટે કોઇ કફ્ફારો વિગેરે બદલ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સલાતુત્તસ્બીહનો તરીકો, ફઝીલત અને એના વિષેના મસાઇલ

(૧૦૫૮) સવાલ :- સલાતુત્તસ્બીહની શું ફઝીલત છે? એનો તરીકો શું છે ? એનો કોઇ ટાઇમ મુકર્રર છે કે નહીં ? એની તસ્બીહ કઇ રીતે ગણવામાં આવે ? અગર કોઇ જગ્યા તસ્બીહ પઢવી ભૂલી જાય અથવા કમી થઇ જાય તો એની કઝા કેવી રીતે કરવી ?

જવાબ :- હુઝૂર (સલ.)એ આ નમાઝ પોતાના મોહતરમ કાકા હઝરત અબ્બાસ (રદી.)ને સિખવાડી અને ફર્માવ્યું કે એને પઢશો તો અલ્લાહ તઆલા આપના આગલા-પાછલા, નવા-જુના, જાણમાં હોય કે ન હોય, નાના-મોટા, ઝાહિરી, બાતિની બધા ગુનાહ માફ કરી દેશે. (મિશ્કાત શરીફ)

આ ફઝીલતને ધ્યાનમાં લઇ ઉંમર ભરમાં કમ અઝ કમ એક વખત તો આ નમાઝ પઢવી જોઇએ.

આ નમાઝને પઢવાની બે રીતો હદીસથી સાબિત છે (પહેલી રીત) ચાર રકઅતની નિય્યત કરવામાં આવે અને અલ્હમ્દુ તથા સુરત પઢી લેવા પછી રૂકુઅથી પહેલાં ૧૫ વખત આ કલિમા 'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલાઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર'ને પઢે અને અમુક રિવાયતના મુવાફિક 'વલા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ' પણ મેળવી શકાય છે. પછી રૂકુઅમાં રૂકુઅની તસ્બીહ પછી તે જ કલિમાત ૧૦ વખત, રૂકુઅથી ઉઠી કોમામાં ૧૦ વખત, પછી સજદહમાં સજદહની તસ્બીહ પછી ૧૦ વખત, પછી સજદાથી ઉઠી જલ્સામાં ૧૦ વખત,પછી બીજા સજદામાં તસ્બીહ પછી ૧૦ વખત, બીજા સજદાથી ઉઠી બેસી જઇ ૧૦ વખત પઢે. આ પ્રમાણે દરેક રકઅતમાં ૭૫ તસ્બીહ થઇ એ મુજબ જ દરેક રકઅતમાં પઢે. પહેલા અને બીજા કાયદામાં અત્તહિય્યાતથી પહેલાં તસ્બીહ પઢવામાં આવે. આ રીતે કુલ ૩૦૦ તસ્બીહ થઇ જશે.

બીજી રીત :- એ છે કે પહેલી રકઅતમાં 'સના' પઢવા પછી કિર્અતથી પહેલાં ૧૫ વખત આ કલિમાત પઢે, પછી કિર્અત બાદ રૂકુઅથી પહેલાં ૧૦ વખત, પછી રૂકુઅમાં રૂકુઅની તસ્બીહ પછી ૧૦ વખત, રૂકુઅથી ઉઠી (કૌમા)માં ૧૦ વખત, સજદામાં (સજદાની તસ્બીહ પછી) ૧૦ વખત, સજદાથી ઉઠી જલ્સામાં ૧૦ વખત, બીજા સજદામાં સજદાની તસ્બીહ પછી ૧૦ વખત પઢે. (આ બીજી રીતમાં બીજા સજદા પછી તસ્બીહ પઢવાની ઝરૂરત નથી) આ રીતે એક રકઅતમાં ૭૫ તસ્બીહની ગણત્રી પુરી થઇ

જશે અને જ્યારે બીજી રકઅત માટે ઉભા થાવ તો પહેલાં ૧૫ વખત આ તસ્બીહ પઢો. પછી કિર્અત પછી રૂકુઅથી પહેલાં ૧૦ વખત એ પ્રમાણે ચાર રકઅત પુરી કરો. ઉપરની બન્નેવ રીતોમાંથી પહેલી રીત સનદની રૂએ વધુ કવી છે. પરંતુ બન્નેવ રીતો સહીહ અને અમલના કાબિલ છે. જે રીત આસાન જણાય તેને પસંદ કરવામાં આવે, અને એ પણ મુનાસિબ છે કે કદી પહેલી રીતથી, કદી બીજી રીતથી પઢવામાં આવે કેમકે બન્નેવ સુરતો રિવાયતે હદીસ અને સલફના અમલોથી મન્કૂલ અને માસૂર છે અને સલાતુ-ત્તસ્બીહમાં સુરએ ફાતિહા પછી ઇખ્તિયાર છે કે જે સુરત ચાહે પઢે. અમુક રિવાયતોમાં સુરએ 'ઇઝા ઝુલ્ઝિલત' અને 'આદિયાત' અને 'ઇઝા જાઅ નસ્રૂલ્લાહ' અને 'કુલ હુવલ્લાહુ અહદ' મન્કુલ છે અને અમુક રિવાયતોમાં 'અલ્હાકુમુ-ત્તકાસુર' 'સુરએ અસ્ર, સુરએ કાફિરૂન અને સુરએ ઇખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) વારિદ છે. (શામી ભાગ-૧, પાનું-૬૪૩)

આ નમાઝનો કોઇ વખત મુકર્રર નથી. મકરૂહ વખતો સિવાય બાકી દિવસ રાત્રીના કોઇ પણ વખતે પઢવી જાઇઝ છે. અલ્બત્ત ઝવાલ પછી પઢવું વધુ સારૂં છે. પછી દિવસમાં કોઇ વખતે, પછી રાતમાં (શામી ભાગ-૧, પાનું-૬૪૩) (ફઝાઇલે ઝિક્ર) એ તસ્બીહોને ઝુબાનથી ગણવાથી નમાઝ તૂટી જશે. આંગળીઓ બંધ કરી ગણવું અને તસ્બીહ હાથમાં રાખી ગણવું કરાહતથી ખાલી નથી. બેહતર એ છે કે આંગળીઓ જે પ્રમાણે પોતાની જગા પર છે તેવી જ રહે અને દરેક તસ્બીહ પર એક-એક આંગળીને તે જગ્યાએ દબાવતો રહે. (ફઝાઇલે ઝિક્ર, ગાયતુલ અવ્તાર, શામી)

અગર કોઇ જગ્યાએ તસ્બીહ પઢવું ભુલી જાય યા મુકર્રર ગણત્રીથી ઓછું પઢે તો બીજા રૂકનમાં એને પુરૂં કરે. અલ્બત્ત ભૂલેલાની કઝા રૂકુઅથી ઉઠી કૌમામાં અને બે સિજદા દરમિયાન જલ્સામાં ન કરે કે નાનો રૂકન છે. એના પછી જે રૂકન હોય તેમાં છુટેલી તસ્બીહ પણ પઢી લે. જેમકે રૂકુઅમાં ભુલી ગયો તો પહેલા સજદામાં પઢી લે, એવી રીતે પહેલા સજદાની બીજી રકઅતમાં કિયામની તસ્બીહની સાથે પઢી લે અને અગર રહી જાય તો છેલ્લા કાયદામાં 'અત્તહિય્યાતથી' પહેલાં પઢી લે. (ફઝાઇલે ઝિક્ર, નજાતુલ મુસ્લિમ, ગાયતુલ અવ્તાર) સારાંશ કે તસ્બીહની ગણત્રી ત્રણસો (૩૦૦) પુરી થવી જોઇએ અને ઇરાદા પૂર્વક વધુ ન કરવી જોઇએ નહીંતર અમુક ઉલમાના કૌલના મુવાફિક એ નમાઝનો જે ખાસ સવાબ છે તે ફોત થઇ જાય છે અને અગર ભુલથી વિના ઇરાદે વધુ પઢાઇ ગઇ તો કાંઇ વાંધો નથી. (નજાતુલ મુસ્લિમીન)

અગર સલાતુ-ત્તસ્બીહમાં કોઇ ભૂલ થઇ જાય તો સજદએ સહવમાં સલાતુ-ત્તસ્બીહની તસ્બીહ ન પઢવામાં આવે. કેમ કે આ નમાઝની કુલ તસ્બીહો ૩૦૦ (ત્રણસો) છે. તે તો ચાર રકઅતોમાં પુરી થઇ ગઇ. (તિરમિઝી શરીફ-શામી) અગર એની ગણત્રીમાં ભૂલથી કમી રહી ગઇ હોય તો એના માટે સજદએ સહવ નથી. પરંતુ બીજા કારણસર સજદએ સહવ લાઝિમ થયો હોય તો તેમાં એ કમી પુરી કરી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તસ્બીહમાં કમી રહી ગઇ તો સજદએ સહવથી તલાફી થશે ?

(૧૦૫૯) સવાલ :- સલાતુ-ત્તસ્બીહ પૂરી પઢી લેવા બાદ જણાયું કે તસ્બીહ ત્રણસોથી ઓછી પઢાઇ છે તો શું સજદએ સહવ કરવાથી તલાફી થઇ જશે ? એનાથી તલાફી ન થાય તો પછી તલાફીની સુરત શું છે ?

જવાબ :- અગર નમાઝના કઅદહમાં યાદ આવ્યું કે તસ્બીહ ઓછી પઢાઇ છે તો એનાથી સજદએ સહવ લાઝિમ આવતો નથી કેમ કે સજદએ સહવ વાજિબના છુટવા પર મુરત્તબ થાય છે અને આ તસ્બીહો વાજિબ નથી, એ સુરતમાં આ નમાઝ મુત્લક નફિલ થઇ ગઇ. સલાતુ-ત્તસ્બીહનો સવાબ મળશે નહીં. (નજાતુલ મુસ્લિમીન કર્તા હઝરત મુફ્તી મુહમ્મદ શફીઅ દેવબંદી (રહ.) ફક્ત. ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝે ઇસ્તિખારહ

(૧૦૬૦) સવાલ :- શાદી વિગેરે અહમ કામો માટે ઇસ્તિખારહ કરવામાં આવે છે તેની તરકીબ અને દુઆ લખી જણાવશો.

જવાબ :- જે કામો વિષે ઇસ્તિખારો કરવું મુસ્તહબ છે તેની રીત એ છે કે રાતના સુતી વખતે બે રકઅત ઇસ્તિખારહની નમાઝ પઢે. સલામ ફેરવી આ દુઆ દિલ લગાડી પઢે. 'અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરૂક બિઇલ્મિક વઅસ્તકદિરૂક બિકુદરતિક વઅસ્અલુક મિન ફઝલિકલ અઝીમ, ફઇન્નક તકદિરૂ વલા અકદિરૂ વતઅલમુ વલા અઅલમુ, વઅન્ત અલ્લામુલ ગુયૂબ, અલ્લાહુમ્મ ઇન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર ખય્રૂલ લી ફી દીની, વમઆશી વઆકિબતિ અમ્રી' ફકદિરહુ લી વયસ્સિરહુ લી, સુમ્મ બારિક લી ફીહિ, વઇન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર શર્રૂલ લી ફી દીની વમઆશી, વ આકિબતિ અમ્રી ફસ્રિફહુ અન્ની વસ્રિફની અન્હુ વકદિર લિયલ ખય્ર, હય્સુ કાન સુમ્મ અરઝિની બિહી'

પછી બાવુઝુ પાક-સાફ બિસ્તર પર કિબ્લા રૂખ મોં રાખી સુઇ જાય. (પુરી તફસીલ માટે જુઓ, બેહિશ્તી ઝેવર ભાગ-૨, ઇસ્તિખારહનું બયાન પાનું-૩૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સુજૂદિ સ્સહવ, વત્તિલાવત

### સુન્નતે ગૈર મુઅક્કદહના પહેલા કઅદહમાં દુરૂદ શરીફ શરૂ કરી દીધું તો ?

(૧૦૬૧) સવાલ :- અસર અને ઇશાની ફર્ઝ નમાઝ પહેલાંની ચાર રકઅત સુન્નતે ગૈર મુઅક્કદહ છે. તેના પહેલા કઅદહમાં 'અત્તહિય્યાત' પછી દુરૂદ શરીફ પઢી લે તો સહવનો સજદો લાગુ પડશે કે નહીં?

જવાબ :- અસર અને ઇશાની ફર્ઝ નમાઝ પહેલાંની ચાર રકઅત સુન્નત ગૈર મુઅક્કદહના પહેલા કઅદહમાં 'અત્તહિય્યાત' પઢી દુરૂદ શરીફ વિગેરે પણ પઢી શકાય છે. એનાથી સહવનો સજદો લાગુ પડતો નથી. 'દુર્રે મુખ્તાર'માં છે. 'વ ફિલ બવાકી મિન ઝવાતિલ અરબઇ યુસલ્લી....'

અર્થાત :- (ઝુહર તથા જુમ્અહ પહેલાંની અને જુમ્અહ પછીની ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ સિવાય) બીજી ચાર રકઅત સુન્નતે ગૈર મુઅક્કદહ અને ચાર રકઅત નવાફિલના પહેલા કઅદહમાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ વિગેરે અને ત્રીજી રકઅતની શરૂઆતમાં (પહેલી રકઅત જેમ) સના અને અઉઝુ પણ પઢી શકાય છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૬૩૩) (ફતાવા આલમગીરી, ભાગ-૧, પાનું ૧૧૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુન્નતે મુઅક્કદહના પહેલા કઅદહમાં દુરૂદ શરીફ શરૂ કરી દીધું તો ?

(૧૦૬૨) સવાલ :- ઝુહર તથા જુમ્અહ પહેલાંની અને જુમ્અહ પછીની ચાર રકઅત સુન્નતે મુઅક્કદહના પહેલા 'કઅદહ'માં દુરૂદ શરીફ પઢી શકાય કે નહીં ?

જવાબ :- મઝકૂર સુન્નતોના પહેલા 'કઅદહ'માં દુરૂદ શરીફ વિગેરે પઢવાનો હુકમ નથી. ભુલથી પઢી લેશે તો સહવનો સજદો લાગુ પડશે. હાં, જુમ્અહ પછીની ચાર રકઅત સુન્નતના પહેલા કઅદહમાં દુરૂદ શરીફ પઢી લેવાની સુરતમાં સહવનો સજદો વાજિબ હોવું મુસલ્લમ નથી. એમાં ઇખ્તિલાફ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૬૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફર્ઝ નમાઝની પાછલી રકઅતોની કિર્અત વિષે

(૧૦૬૩) સવાલ :- ઝુહર, અસર, ઇશાની ત્રીજી, ચોથી રકઅત અને મગ્રિબની ત્રીજી રકઅતમાં સુરએ ફાતિહા પછી ભુલથી સુરત મેળવી લેવાય તો સજદએ સહવ વાજિબ થશે કે નહીં ? તેમજ એ રકઅતોમાં કિર્અત ઝોરથી પઢાય તો સહવનો સજદો આવશે કે નહીં ?

જવાબ :- ફર્ઝ નમાઝના પાછલી રકઅતોમાં સુરએ ફાતિહા તથા સુરત પઢવી વાજિબ નથી. તેમજ ન પઢવું પણ વાજિબ નથી. માટે ભુલથી પઢી લેવાશે તો સજદએ સહવ લાગુ પડશે નહીં. અલ્બત્ત પાછલી રકઅતો સિર્રી છે. માટે ઝોરથી સુરએ ફાતિહા અથવા સુરત પઢી લેવાથી સજદએ સહવ લાગુ પડે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જહરી નમાઝમાં સિર્રન અને સિર્રી નમાઝમાં જહરન પઢવાથી સજદએ સહવ વિષે

(૧૦૬૪) સવાલ :- ઇમામે ભુલથી જહરી નમાઝમાં સિર્રન અને સિર્રી નમાઝમાં જહરન કિર્અત પઢી તો સજદએ સહવ લાગુ પડશે કે નહીં ? જો લાગુ પડે તો કેટલી મિકદાર પઢવાથી લાગુ પડશે ?

જવાબ :- સિર્રી નમાઝમાં જહરન કે જહરી નમાઝમાં સિર્રન એટલી મિકદારમાં કિર્અત પઢી હોય

કે જેનાથી નમાઝ સહીહ થઇ જાય છે. (નાની ત્રણ આયતો) તો સજદએ સહવ કરવો પડશે. એનાથી ઓછું પઢવાથી સજદએ સહવ લાગુ પડશે નહીં. માફ છે, કારણ કે બચવું મુશ્કિલ છે. (અલઇખ્તિયાર લિતઅલીલિલ મુખ્તાર ભાગ-૧, પાનું-૭૩) (રસાઇલુલ અરકાન પાનું-૯૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં પુરી સુરએ ફાતિહા પઢવી વાજિબ છે !**

(૧૦૬૫) સવાલ :- નમાઝમાં સુરએ ફાતિહા પઢવું વાજિબ છે અગર કોઇ પુરી આયત કે થોડી પઢવાથી રહી જાય તો શરઇ હુકમ શું છે ? અને સજદએ સહવ લાઝિમ આવશે કે નહીં ?

જવાબ :- આ ઇખ્તિલાફી મસ્અલો છે. હઝરત ઇમામ અબૂહનીફહ (રહ.)ના નઝદીક પુરી સુરએ ફાતિહા વાજિબ છે અને સાહિબૈન (રહ.)ના નઝદીક અર્ધાથી વધુ પઢવી વાજિબની અદાયગી માટે કાફી છે. બાકીનો ભાગ છુટી જવાથી સજદએ સહવ લાઝિમ થશે નહીં. ઇમામ સાહબનો કૌલ કવી અને અહવત છે કે સુરએ ફાતિહા પુરેપુરી વાજિબ છે. એનો કોઇ ભાગ અને જુઝવ છુટી જવાથી સજદએ સહવ લાઝિમ થઇ જશે. (દુર્રે મુખ્તાર) (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૩૨૦) (શામી ભાગ-૧, પાનું-૪૨૬) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૪૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**એક રકઅતમાં સુરએ ફાતિહા ડબલ પઢાઇ ગઇ તો ?**

(૧૦૬૬) સવાલ :- ઇમામે 'માલિકિ યવ્મિદ્દીન' લગી પઢી. પછી ફરીથી અલ્હમ્દુ પઢી, તો ડબલ પઢવા પછી સજદો આવે કે નહીં ? ઝૈદ કહે છે કે એક આયત પણ ડબલ પઢશે તો સજદો લાગુ પડશે. જ્યારે બકર કહે છે કે અડધી સુરત પઢવા પછી દુહરાવી હોય તો લાગુ પડશે. ખરૂં શું છે ? જણાવશો.

જવાબ :- સહીહ એ છે કે સુરએ ફાતિહામાં ભુલથી એક આયત પણ છુટી જશે તો સજદએ સહવ લાગુ પડશે અને સુરએ ફાતિહા ડબલ પઢવાથી અથવા અડધાથી વધુ ભાગ પઢી ફરી દોહરાવ્વાથી પણ સજદએ સહવ લાઝિમ આવે છે. 'ફતાવા આલમગીરી'માં છે :- વલવ કર્રરહા (અલ્ફાતિહત) ફિલ ઉલયય્નિ યજિબુ અલય્હી સુજૂદુ-સ્સહવિ.... (ભાગ-૧, પાનું-૧૨૬)

અને 'બહરૂર્રાઇક'માં છે :- વકિરાઅતુ અકસરિલ ફાતિહતિ સુમ્મ ઇઆદતુહા કકિરાઅતિહા મર્રતય્નિ કમા ફિઝ્ઝહીરિય્યતિ (ભાગ-૨, પાનું-૯૪)

પુછેલી સુરતમાં 'માલિકિ યવ્મિ-દ્દીન' સુધી પઢી ફરી વાર પઢવાથી સજદએ સહવ વાજિબ થશે નહીં. આ હુકમ તે રકઅતોનો છે, જેમાં સુરએ ફાતિહા પઢવું વાજિબ છે. જે રકઅતોમાં વાજિબ નથી (જેમ કે ફર્ઝની ત્રીજી-ચોથી રકઅત) તેનો આ હુકમ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં સજદાની આયત પઢાઇ ગઇ તો ?**

(૧૦૬૭) સવાલ :- તરાવીહમાં સામેઅ (સાંભળનારે) લુકમો આપતાં ભૂલથી સજદાની આયત પઢી લીધી. ઇમામે અને મુક્તદીઓએ પણ સાંભળી તો સજદો કરવો જરૂરી છે કે નહીં ?

જવાબ :- મુક્તદીએ પઢી છે માટે તેના ઉપર તથા તેના સાથી મુક્તદીઓ ઉપર તેમજ ઇમામ ઉપર સજદો વાજિબ થશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મસ્બૂક તરાવીહમાં સજદએ સહવ કરે કે નહીં ?**

(૧૦૬૮) સવાલ :- તરાવીહની પહેલી રકઅતમાં હાફિઝે ભુલ કરી જેથી સજદએ સહવ લાગુ પડયો ત્યાર પછી બીજી રકઅતમાં એક માણસ શામિલ થયો તો એ સજદએ સહવ કરે કે નહીં ? ઇમામ સાહબ કહે છે કે ઇકતિદા પહેલાં હાફિઝ સાહબે ભુલ કરી છે ત્યાર પછી બીજી રકઅતમાં માણસ શામિલ થયો છે માટે એ સજદએ સહવ નહીં કરે, એ વિષે દલીલ સાથે સહીહ મસ્અલો જણાવશો.

જવાબ :- એ માણસ મસ્બૂક છે. મસ્બૂક માટે હુકમ એ છે કે ઇમામની ઇત્તિબાઅમાં સજદએ સહવ કરે જો કે ઇકતિદા પહેલાંની ભુલે લાઝિમ થયો છે "દુર્રે મુખ્તાર"માં છે. "વલ્મસ્બુકુ યસ્જુદુ મઅ ઇમામિહી મુત્લકન સવાઉન કાન-સ્સહવુ કબ્લલ ઇક્તિદાઇ અવ બઅદહુ સુમ્મ યકઝી મા ફાતહુ"

અર્થાત :- મસ્બુક (જેની રકઅત ગઇ હોય) ઇમામની સાથે સજદએ સહવ કરે. ઇમામની ભુલ મસ્બુકના શામિલ થવા પહેલાંની હોય કે શામિલ થવા પછીની, પછી ઇમામના સલામ ફેરવ્વા બાદ મસ્બુક પોતાની ગએલી રકઅત કે રકઅતો અદા કરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૬૬૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં હાફિઝનો લુકમો લેવા ખામોશ રહ્યા તો ?**

(૧૦૬૯) સવાલ :- અમારે ત્યાં તરાવીહમાં હાફેઝ સાહબથી એક ભુલ થઇ તો પાછળવાળા હાફેઝ નીચેની આખી આયત પઢી ગયા ત્યાં સુધી ઇમામ સાહબ ખામોશ રહ્યા. આયત આ છે "અમ હસિબ્તુમ અન તુત્રકુ" થી 'ખબીરૂમ બિમા તઅમલુન' સુધી. તો શું સજદએ સહવ વાજિબ થાય છે ? અગર સજદએ સહવ ન કર્યો તો શું એ બે રકઅત તરાવીહ હમારે ફરીથી દુહરાવ્વી કે નહીં ?

હાલાંકે આયત ત્રણથી વધુ વાર 'અલ્હમ્દુ લિલ્લાહ' કહી શકાય એટલી લાંબી છે. માટે પુછેલી સુરતનો ખુલાસાવાર જવાબ આપશો.

જવાબ :- પુછેલી સુરતમાં તરાવીહ અદા થઇ ગઇ. દુહરાવ્વાની જરૂરત નથી. તરાવીહમાં હાફિઝનો લુકમો સાંભળવા માટે જરૂરતન ઇમામની આટલી ખામોશી મુફસિદે સલાત નથી અને સજદએ સહવની પણ જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં સજદએ તિલાવત**

(૧૦૭૦) સવાલ :- તરાવીહમાં સજદએ તિલાવતની આયત પછી સજદો કર્યો પણ ઉભા થઇ આગળથી પઢવાને બદલે ભુલથી સુરએ ફાતિહા પઢી લીધી. આવી રીતે સુરએ ફાતિહા એક રકઅતમાં ડબલ પઢવામાં આવી અને સજદએ સહવ કર્યા વગર નમાઝ પુરી કરી તો તરાવીહ થઇ કે દોહરાવ્વી જરૂરી છે ?

જવાબ :- પુછેલી સુરતમાં તરાવીહની નમાઝ અદા થઇ ગઇ. દુહરાવ્વાની જરૂરત નથી. સુરએ ફાતિહાની તકરાર મુતવાલિયન (લગાતાર) થઇ હોય તો સહવનો સજદો લાઝિમ આવે છે. મઝકૂર સુરતમાં સુરએ ફાતિહા પછી બીજી સુરત પઢવા બાદ સુરએ ફાતિહા પઢાઇ છે. કિંવા સુરએ ફાતિહા લગાતાર પઢાઇ નથી, માટે સજદએ સહવ વાજિબ થયો નથી.

'ફતાવા આલમગીરી'માં છે :-'વલવ કર્રરહા ફિલ ઉલયય્નિ યજિબુ અલય્હી સુજુદસ્સહવિ બિખિલાફિ મા લવ અઆદહા બઅદ-સ્સૂરતિ (ભાગ-૧, પાનું-૧૨૬)

અને 'કબીરી'માં છે :- વલવ કર્રરલ ફાતિહત ફી રકઅતિન મિનલ ઉલયય્નિ મુતવાલિયન (પાનું-૪૩૩)

સારાંશ કે સુન્નત, નફિલ અને વિત્રની દરેક રકઅતમાં અને ફર્ઝ નમાઝની પહેલી બે રકઅતોમાં સુરએ ફાતિહા પછી સુરત મેળવવું વાજિબ છે. સુરએ ફાતિહા ડબલ પઢવાની સુરતમાં સુરત પઢવામાં તાખીર લાઝિમ આવે છે, એટલા માટે સહવનો સજદો વાજિબ છે. સુરત પઢવા પછી સુરએ ફાતિહા પઢવાથી સુરત મેળવવામાં તાખીરનો સવાલ પૈદા થતો નથી. માટે સહવનો સજદો વાજિબ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સજદાની આયત પઢી સજદો ન કરવો અને બીજા રૂકનમાં નિય્યત કરવી**

(૧૦૭૧) સવાલ :- હાફિઝ સાહબ તરાવીહની ૨૦ મી રકઅતમાં સુરએ અઅરાફની છેલ્લી આયત (જે સજદએ તિલાવતની આયત છે) પઢી રૂકુઅમાં ચાલ્યા ગયા, સજદએ તિલાવત કર્યો નહીં. માટે નમાઝ પછી આ બાબત ચર્ચાતાં હાફિઝ સાહબે કહ્યું કે નમાઝના રૂકુઅ અથવા સજદામાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત કરી લેવાથી અદા થઇ જાય છે. તો શું આવી રીતે સજદો અદા થઇ જશે ? ખુલાસો કરશો.

જવાબ :- નમાઝમાં સજદએ તિલાવત અદા કરવાની એક રીત એ પણ છે કે સજદાની આયત ખત્મ કરી તરત નમાઝનો રૂકુઅ કરી લે (જેમકે પૂછેલી સુરતમાં કરવામાં આવ્યું છે) અથવા બે-ત્રણ નાની આયતો પઢવા પછી નમાઝનો રૂકુઅ કરી લે અને તેમાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત પણ કરી લે તો સજદએ તિલાવત અદા થઇ જાય છે. અગર રૂકુઅમાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત નહીં કરી તો નમાઝના સજદામાં નિય્યત કરે કે નહીં કરે તિલાવતનો સજદો અદા થઇ જશે. પરંતુ ઇમામ રૂકુઅમાં સજદો અદા કરવાની નિય્યત કરી લેશે અને મુક્તદી નિય્યત નહીં કરશે તો તેમનો સજદો અદા થશે નહીં. (રહી જશે) માટે આવી સુરતમાં ઇમામને જોઇએ કે રૂકુઅમાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત નહીં કરે. નમાઝના સજદામાં કરે. અગર સજદહમાં પણ નિય્યત નહીં કરશે તો પણ ઇમામ અને મુક્તદી સર્વેનો સજદએ તિલાવત અદા થઇ જશે. (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ-૧, પાનું-૭૨૪)

પુછેલી સુરતમાં ઇમામે અને મુક્તદીઓએ પણ નમાઝના રૂકુઅમાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત કરી હશે તો સર્વેનો સજદો અદા થઇ ગયેલો ગણાશે. અગર ઇમામે રૂકુઅમાં સજદએ તિલાવત અદા કરવાની નિય્યત કરી હશે અને મુક્તદીઓએ નિય્યત ન કરી હશે તો મુક્તદીઓનો સજદો અદા થએલો ગણાશે નહીં. અગર ઇમામે રૂકુઅમાં નિય્યત ન કરી હશે તો નમાઝના સજદામા કોઇએ નિય્યત કરી હશે કે ન કરી હશે સર્વેનો સજદો અદા થઇ ગએલો ગણાશે. મસ્અલહથી વાકિફ ન હોવાના લીધે બેહતર એ જ છે કે તિલાવતનો સજદો મુસ્તકિલ કરવામાં આવે, નમાઝના રૂકુઅ અથવા સજદહમાં અદા કરી લોકોને તશ્વીશમાં નાખે નહીં. મસ્અલા ઉપર અમલ કરાવ્વો હોય તો પહેલાંથી નમાઝીઓને વાકિફ કરી દેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહમાં સજદએ તિલાવત રહી ગયો તો ?

(૧૦૭૨) સવાલ :- તરાવીહમાં સજદએ તિલાવત રહી ગયો તો બીજા દિવસે તરાવીહમાં અથવા ખારિજમાં કઝા કરી શકાય કે નહીં ?

જવાબ :- નમાઝમાં વાજિબ થયેલો સજદો નમાઝમાં અદા કરવાનો રહી જાય તો તેની કઝા નથી. તેના માટે ઇસ્તિગ્ફાર કરે, ખુદાપાકથી માફી ચાહે.

'માલા બુદ્દ મિન્હુ'માં છે. 'સજદએ તિલાવત કે દર નમાઝ વાજિબ શુદહ બાદે નમાઝ કઝા ન શવદ' (પાનું-૭૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇમામ સાહબ સુરએ ફાતિહા પઢવા પછી સોચતા રહ્યા તો ?

(૧૦૭૩) સવાલ :- અમુક વખતે ઇમામ સાહબ સુરએ ફાતિહા પઢવા પછી સુરત મેળવતા પહેલાં થોડી વાર સોચે છે તો એનાથી નમાઝમાં કાંઇ ખામી આવશે કે કેમ ? અને સજદએ સહવ લાગુ પડશે કે નહીં ?

જવાબ :- સુરએ ફાતિહા પુરી કરવા પછી આમીન કહેવા અને સુરતથી પહેલાં 'બિસ્મિલ્લાહિ - ર્રહમાનિ - ર્રહીમ' પઢવા સિવાય જો એક રૂકનની અદાયગીની મિકદાર કિંવા ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકે એટલી વાર ખામોશ રહ્યા અને સોચતા રહ્યા તો સજદએ સહવ વાજિબ થશે. સજદએ સહવ ન કર્યો તો નમાઝ દોહરાવ્વી પડશે અને એનાથી કમ ખામોશ રહ્યા તો કાંઇ લાઝિમ આવશે નહીં. (દુર્રે

મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૦૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સલામ ફેરવ્વામાં તાખીર થઇ જાય તો સજદએ સહવ છે કે નહીં ?**

(૧૦૭૪) સવાલ :- ઇમામ સાહબ મગ્રિબની નમાઝના બીજા કઅદહમાં તશહ્હુદ, દુરૂદ શરીફ, દુઆ પઢી રહ્યા હતા એટલામાં એક મુક્તદીએ કઅદએ ઉલા સમજી લુકમો આપી દીધો કિંવા 'સુબ્હાનલ્લાહ' કહ્યું, જેથી ઇમામ સાહબ ઉભા થઇ ગયા પંરતુ જ્યારે બીજા મુક્તદીઓએ 'અલ્લાહુ અકબર' કહ્યું તો ઇમામ સાહબ તરત જ બેસી ગયા અને નમાઝ પુરી કીધી પણ સજદએ સહવ નહીં કર્યો. પાછળથી બેહિશ્તી ઝેવર ભાગ-૨, મસ્અલો નંબર-૧૯ જોઇને નમાઝ લોટાવી. હવે પુછવાનું એ કે ઇમામ સાહબ દુઆ અડધાથી વધુ પઢી ચુક્યા હતા તો સજદએ સહવ લાઝિમ થશે કે નહીં ? અહીં અમુકનું કહેવું છે કે નમાઝ થઇ ગઇ. દોહરાવ્વાની જરૂરત ન હતી કારણ કે નમાઝના ફર્ઝો અદા થઇ ચૂક્યા છે અને મઝકુર કિતાબના મુવાફિક ઉમ્દતુલ ફિકહ અને બેહિશ્તી સમરમાં પણ છે. પરંતુ હમને એ વિષે શર્હે સદર નથી થતું. જેથી આપ ખુલાસાવાર જણાવેશો.

જવાબ :- પુછેલી સુરતમાં પહેલી નમાઝ નાકિસ અદા થઇ હતી એટલા માટે કે સલામમાં તાખીર લાઝિમ આવી હતી. (અને સલામ નમાઝના વાજિબોમાંથી છે અને વાજિબની અદાગ્ગીમાં તાખીર થવાથી સજદએ સહવ લાઝિમ આવે છે) જેથી સજદએ સહવ કરવું જરૂરી હતું. સજદએ સહવ નહીં કર્યા તો નમાઝને દોહરાવ્વું ઝરૂરી છે. 'દુર્રે મુખ્તાર'માં છે. 'વયસ્જુદુ લિસ્સહવિ ફિસ્સુરતય્નિ લિનુકસાનિ ફરઝિહિ બિતાખીરિ-સ્સલામિ ફિલ ઉલા વતર્કુહુ ફિસ્સાનિયતિ' (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૦૦-૭૦૧) (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુરએ ફાતિહાથી પહેલાં સુરત પઢવાનું શરૂઅ કરી દીધું તો શું કરે ?**

(૧૦૭૫) સવાલ :- સુરએ ફાતિહાથી પહેલાં સુરત પઢવું શુરૂઅ કરી દીધું, પછી યાદ આવ્યું કે પહેલાં સુરએ ફાતિહા પઢવી જોઇતી હતી તો હવે શું કરે ? આવા સંજોગોમાં સુરત છોડી સુરએ ફાતિહા પઢે યા સુરત પઢી સુરએ ફાતિહા પઢે, અને મઝકુર સુરતમાં સજદએ સહવ લાઝિમ આવશે કે નહીં ?

જવાબ :- સુરત છોડી ફાતિહા પઢે, પછી સુરત પઢે. જો પહેલી વખત સુરતની એક આયત પઢી લીધી હોય તો સજદએ સહવ લાગુ પડશે કારણ કે કિર્અતમાં રૂકનની મિકદાર એક આયત પઢવું છે અને આ તાખીરનો સબબ છે અને એક આયતથી કમ પઢી હોય તો સજદએ સહવ લાગુ પડશે નહીં કેમ કે સુરએ ફાતિહા પઢવામાં એટલી તાખીર માફ છે. (રસાઇલુલ અરકાન પાનું-૯૩) (શામી પાનું-૪૨૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સલામ ફેરવ્વા પહેલાં સજદએ સહવ કર્યો તો ?**

(૧૦૭૬) સવાલ :- ઇમામ સાહબ મગ્રિબની બીજી રકઅત પછી કાયદો કરવાની જગ્યાએ ઉભા થઇ ગયા. કિયામની કરીબ હતા કે મુક્તદીએ લુકમો આપ્યો તો બેસી ગયા અને છેવટે સજદએ સહવ કર્યો પરંતુ એક તરફ સલામ ફેરવ્યા વગર, તો શું નમાઝને લોટાવ્વું જરૂરી છે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં કિયામના કરીબ થઇ જવા પછી કઅદહ તરફ લોટ્યા એ બુરૂ થયું. કિયામના કરીબ થઇ જવા પછી બેસવું નહીં જોઇએ. પુછેલી સુરતમાં છેવટમાં સજદએ સહવ કરી લેવું કાફી થઇ જાત. એક બાજુ સલામ ફેરવ્યા વિના સજદએ સહવ કરવું મકરૂહે તન્ઝીહી છે. પરંતુ નમાઝ થઇ ગઇ. લોટાવ્વાની જરૂરત નથી. 'વલવ સજદ કબ્લ-સ્સલામિ જાઝ વકુરિહ તન્ઝીહન' (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૬૯૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સૂરએ સાદના સજદએ તિલાવત વિષે**

(૧૦૭૭) સવાલ :- સુરએ સાદ (સ્વાદ)ના બીજા રૂકુઅમા સજદાની આયત છે. તેમાં પહેલો શબ્દ 'વઅનાબ' છે ત્યાં સજદો કરવો કે પછી 'હુસ્ન મઆબ'નો શબ્દ આવે છે ત્યાં સજદા કરવો. સહીહ શું છે? તે હવાલા સાથે જણાવશો.

જવાબ :- અમુક ફુકહા (રહ.) પહેલા શબ્દ (વઅનાબ) ઉપર સજદો કરવાનું કહે છે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૮૪) અને અમુક ફુકહા (રહ.) બીજા શબ્દ (વહુસ્ન મઆબ) ઉપર સજદો માને છે અને એ જ બેહતર છે. 'શામી'માં છે 'વફી સાદ ઇન્દ વહુસ્ન મઆબ, વહુવ અવ્લા મિન કવલિઝ-ઝૈલઇ ઇન્દ વઅનાબ' (શામી ભાગ-૧, પાનું-૭૧૬)

'ઇલ્મુલ ફિકહ'માં છે કે સુરએ સાદના બીજા રૂકુઅમાં આ આયત 'વખર્ર રાકિઅવં વઅનાબ ફગફરના લહુ ઝાલિક, વઇન્ન લહુ ઇન્દના લઝુલ્ફા વહુસ્ન મઆબ' આ આયતમાં 'વહુસ્ન મઆબ'ના લફઝ ઉપર સજદો છે. અમુક ઉલ્માના નઝદીક 'અનાબ'ના લફઝ ઉપર છે. પરંતુ આ કૌલ તહકીકી નથી. (રદદુલ મુહતાર) (ઇલ્મુલ ફિકહ ભાગ-૧, પાનું-૧૯૫) અગર કોઇ હાફિઝ સાહબે ભુલથી પહેલા શબ્દ (વઅનાબ) ઉપર સજદો કરી લીધો હોય તો બીજા શબ્દ ઉપર બીજી વાર સજદો કરવાની જરૂર નથી. પણ જાણી જોઇ પહેલા શબ્દ (વઅનાબ) ઉપર સજદો કરે નહીં. એહતિયાતના ખિલાફ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુરએ સાદના સજદા વિષે

(૧૦૭૮) સવાલ :- હમારે ત્યાં હાફિઝ સાહબે સુરએ સાદમાં 'વઅનાબ' ઉપર સજદો કરી લીધો તો અદા થયો કે દોહરાવ્વું પડશે ?

જવાબ :- કવી એ છે કે 'વહુસ્ન મઆબ' ઉપર સજદો કરવો જોઇએ. આપના હાફેઝ સાહેબે 'વઅનાબ' ઉપર સજદો કર્યો તો બીજા કૌલ મુજબ અદા થઇ ગયો છે, દુહરાવ્વાની જરૂરત નથી. (શામી ભાગ-૧, પાનું-૭૧૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સજદએ તિલાવત બાબત

(૧૦૭૯) સવાલ :- અગર ઇમામે સજદાની આયત પઢી પણ સજદો નહીં કર્યો તો મુક્તદી સજદો કરે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં મુક્તદી પણ ઇમામની મુતાબિઅતમાં સજદો નહીં કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુરએ ફાતિહા સાથે કિર્અત પઢવા પછી ફરીથી સુરએ ફાતિહા પઢી તો ?

(૧૦૮૦) સવાલ :- હમારી મસ્જિદના ઇમામે ઇશાની નમાઝમાં સુરએ ફાતિહા સાથે આશરે ૬ આયતો પછી લીધી તે પછી એમને થયું કે મેં સુરએ ફાતિહા પઢી નથી જેથી એમણે સુરએ ફાતિહા ફરીથી પઢી. ત્યાર બાદ સુરત મિલાવી. પહેલી વખત એમને સુરએ ફાતિહા ન પઢવાનો ગુમાન ગાલિબ હતો. હાલાંકે હકીકતમાં એઓએ પઢી હતી. તો બે વખત સુરએ ફાતિહા પઢી અને બે વખત સુરત પણ પઢી તો આવા સંજોગોમાં સજદએ સહવ લાગુ પડશે કે નહીં ? જો લાગુ પડે તો કેમ ? અને લાગુ ન પડે તો કયા કારણસર ? ખુલાસો કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં જ્યારે સુરએ ફાતિહા પુરી પઢવા પછી સુરતની ૬ આયતો પણ પઢી લીધી હતી, ત્યાર બાદ ફરીથી સુરએ ફાતિહા અને સુરતને પઢી તો આ મુજબ ફાતિહાને ડબલ પઢવાથી સજદએ સહવ લાઝિમ આવતો નથી. સુરતથી પહેલાં ફાતિહા ડબલ પઢવાથી સુરત મેળવવામાં તાખીર લાઝિમ આવે છે (અને સુરએ ફાતિહા પછી મુત્તસિલન સુરત મેળવવું વાજિબ છે) જેથી સજદએ સહવ

લાઝિમ આવે છે. કિંવા ફાતિહા મુતવાલિયન ડબલ પઢવાથી સજદએ સહવ લાઝિમ આવે છે. નહીં તો લાઝિમ આવતો નથી. વલવ કરરહા ફિ રકઅતિમ મિનલ ઉલયય્નિ મર્રતય્નિ વજબ સુજૂદુ સ્સહવિ લિતાખીરિલ વાજિબિ વહુવ-સ્સુરતુ કમા ફીઝઝખીરતિ (શામી ભાગ-૧, પાનું-૪૨૯) ફલવ કરરઅલ ફાતિહત મર્રતય્નિ કબ્લ-સ્સુરતિ વજબ સુજૂદુ-સ્સહવિ લિતાખીરિ-સ્સુરતિ (તહતાવી અલા દુર્રે, મુખ્તાર ભાગ-૧, પાનું-૩૨૧) 'વકર્રરલ ફાતિહત ફી રકઅતિમ મિનલ ઉલયય્નિ મુતવાલિયન (ઇલા કવ્લિહિ) યજિબુ અલય્હી સુજૂદુ-સ્સહવિ લિલુઝૂમિ તાખીરિલ વાજિબિ વહુવ-સ્સુરતુ (ઇલા કવલિહિ) વસવ કરરઅત ફાતિહત સુમ્મ-સ્સુરત સુમ્મલ ફાતિહત લા યલ્ઝિમુહુ-સ્સહવુ વકીલ યલ્ઝમુહુ (કબીરી પાનું-૪૩૩) વલવ કરરઅલ ફાતિહત મર્રતયનિ ફિલ ઉલયય્નિ ફઅલય્હી-સ્સહવુ લિઅન્નહુ આખ્ખર-સ્સુરત વલવ કરરઅ ફીહીમલ ફાતિહત સુમ્મ-સ્સુરત, સુમ્મલ ફાતિહત સાહિયન લમ યજિબ અલય્હી સહવુન વસાર કઅન્નહુ કરરઅ સુરતન તવીલતન (જવ્હરએ નય્યિરહ ભાગ-૧, પાનું-૭૭)' આ ઇબારતોથી સાફ રીતે જણાય છે કે પુછેલી સુરતમાં સજદએ સહવ વાજિબ થશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તશહ્હુદનો અમુક ભાગ છુટવાથી સજદએ સહવ લાગુ પડશે ?

(૧૦૮૧) સવાલ :- પહેલા કઅદહમાં કે બીજા કઅદહમાં તશહ્હુદનો અમુક ભાગ પઢવાનો રહી ગયા તો સજદએ સહવ કરવો પડશે કે નહીં ?

જવાબ :- તશહ્હુદ પુરૂં પઢવું વાજિબ છે. વધુ યા અમુક ભાગ છુટી જવાથી સજદએ સહવ લાગુ પડે છે. 'તહતાવી અલા મરાકિલ ફલાહ'માં છે. વલવ તરક-ત્તશહ્હુદ ફિલ કઅદતય્નિ અવ બઅઝહુ લઝિમહુ - સ્સુજૂદુ ફી ઝાહિરિ - રિવાયતિ લિઅન્નહુ ઝિકરૂન વાહિદુન મન્ઝુમુન ફતર્કુ બઅઝિહી કતર્કિ કુલ્લિહી. (પાનું-૨૬૭) ફક્ત ખુદાક વધુ જાણનાર છે.

### સજદએ સહવના વાજિબ હોવામાં દરેક નમાઝો બરાબર છે

(૧૦૮૨) સવાલ :- ઇમામે તરાવીહ બે રકઅત પછી કઅદહની જગ્યાએ ઉભા થઇ ગયા, લુકમો આપવાથી બેસી ગયા પણ સજદએ સહવ ન કર્યો. પુછવા ઉપર જવાબ આપ્યો કે તરાવીહ સુન્નત છે. એમાં સજદએ સહવ કરવાની કે નમાઝ દોહરાવ્વાની જરૂરત નથી. તો શું તરાવીહમાં ઇમામથી કોઇ એવી ભુલ થઇ જાય કે જેનાથી સજદએ સહવ લાઝિમ આવતો હોય તો સજદએ સહવ કરવાની જરૂરત નથી ? જો સજદએ સહવ ન કર્યો તો નમાઝ દોહરાવ્વી પડશે કે નહીં ?

જવાબ :- ઇમામે તરાવીહનું આ કહેવું કે 'તરાવીહ સુન્નત છે એમાં સજદએ સહવ કરવાની કે નમાઝ દોહરાવ્વાની જરૂરત નથી.' આ સહીહ નથી. નમાઝ ફર્ઝ હોય કે વાજિબ, સુન્નત હોય કે નફિલ દરેક નમાઝોમાં સજદએ સહવનો હુકમ છે. અલ્બત્ત ! ઇદૈન અને જુમ્અહની નમાઝમાં જ્યારે કે મજમો ઘણો વધુ હોય અને ભય હોય કે સજદએ સહવ કરવાથી નમાઝીઓ તશ્વીશમાં પડી જશે અને નમાઝ ખરાબ કરી લેશે તો એવી સુરતમાં સજદએ સહવ માફ થઇ જશે. એવી રીતે અગર કોઇ જગ્યાએ તરાવીહમાં પણ વધુ મજમાને લઇ સજદએ સહવ કરવાથી નમાઝમાં ફસાદ તેમજ નમાઝીઓમાં ઇન્તેશારનો કવી ભય હોય તો સજદએ સહવ માફ થઇ જાય છે અને નમાઝને દુહરાવ્વાની જરૂરત પણ રહેશે નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૦૫) (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સજદએ સહવ માટે ઇમામના સલામ ફેરવ્વા સાથે મસ્બુકે પણ સલામ ફેરવી દીધી તો શું હુકમ

(૧૦૮૩) સવાલ :- મુહતરમ મુફ્તી સાહબ ! આપના ફતાવા રહીમિય્યહ ભાગ-૧, પાનું-૧૩૪ સવાલ નંબર-૧૩૪ માં આ ફત્વો છે કે મસ્બુક સજદએ સહવ કરવામાં ઇમામની તાબેદારી કરે, પરંતુ સલામ ફેરવે નહીં. સવાલ એ પૈદા થાય છે કે જો મસ્બુક ઇમામ સાથે સલામ ફેરવી આપે તો એણે પોતાની નમાઝના

છેવટમાં સજદએ સહવ કરવો પડશે કે એની નમાઝ ફાસિદ થઇ જશે ? હમારે ત્યાં આ બનાવ પેશ આવ્યો છે. અમુકનું કહેવું છે કે એમની નમાઝ ફાસિદ થઇ ગઇ. જેથી આપ હવાલાથી જણાવશો.

જવાબ :- મસ્બૂક સજદએ સહવમાં તો ઇમામની તાબેદારી કરે. પરંતુ ઇમામ સાથે સલામ ફેરવે નહીં. સલામ ફેરવ્યા વિના જ ઇમામ સાથે સજદએ સહવ કરે. પુછેલી સુરતમાં જો મુક્તદીએ આ વાત યાદ રાખવા છતાં કે મારી નમાઝ બાકી છે. જાણી બુજી સલામ ફેરવી દીધી તો એની નમાઝ ફાસિદ થઇ જશે, અને જો ભુલથી સલામ ફેરવી દીધી તો એની નમાઝ ફાસિદ થશે નહીં અને સજદએ સહવ પણ લાગુ પડશે નહીં કારણ કે એ આ વખતે મુક્તદી છે અને મુક્તદી પર પોતાની ગલ્તીથી સજદએ સહવ લાગુ પડતો નથી. (બદાઇઉ સ્સનાએઅ ભાગ-૧, પાનું-૧૭૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામે નમાઝ પુરી કરવાના ઇરાદે સલામ ફેરવી, ભુલથી મસ્બૂકે પણ એમની સાથે સલામ ફેરવી દીધી તો ?**

(૧૦૮૪) સવાલ :- એક માણસની ઝુહરની બે રકઅતો છુટી ગઇ. ચોથી રકઅત પર જ્યારે ઇમામે નમાઝથી નિકળવાના ઇરાદે સલામ ફેરવી તો મઝકુર માણસે પણ ભુલથી ઇમામ સાથે સલામ ફેરવી દીધી. પછી એને યાદ આવ્યું કે મારી બે રકઅતો ચાલી ગઇ છે. તરત જ ઉભો થઇ ગયો અને છુટેલી રકઅતો અદા કીધી તો હવે એને આખિરમાં સજદએ સહવ કરવો પડશે કે નહીં ?

જવાબ :- જ્યારે ઇમામ નમાઝ પુરી કરવા માટે સલામ ફેરવે ત્યારે મસ્બૂકે એમની સાથે સલામ ફેરવ્વી ન જોઇએ. પરંતુ જો ભુલથી એક બાજુ કે બન્નેવ બાજુ સલામ ફેરવી દીધી તો અગર ઇમામના સલામ ફેરવ્યા પછી એણે સલામ ફેરવી છે તો સજદએ સહવ લાઝિમ છે. (એટલા માટે કે મુન્ફરિદ હોવાની હાલતમાં સલામ ફેરવી છે) નહીં તો સજદએ સહવ લાઝિમ નથી. (એટલા માટે કે મુક્તદી છે અને મુક્તદી પર એની પોતાની ગલ્તીથી સજદએ સહવ લાઝિમ આવતો નથી) (બદાઇઉ-સ્સનાએઅ ભાગ-૧, પાનુ-૧૭૬) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૬૦)

ઇમામ પછી જ મુક્તદી સલામ ફેરવે છે, એવું અકસર થાય છે અને એવી સુરતમાં સજદએ સહવ લાગુ પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**રૂકુઅ છુટી ગયો અથવા ફક્ત એક સજદો કર્યો તો ?**

(૧૦૮૫) સવાલ :- કોઇ માણસ રૂકુઅની જગ્યાએ સજદામાં ચાલ્યો ગયો અથવા ભુલથી એક સજદો કરી ઉભો થઇ ગયો તો મઝકુર સુરતમાં નમાઝને દુરૂસ્ત કરવાની કોઇ રીત છે ? જણાવશો.

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝના અંદર છુટી ગયેલા રૂકુઅ અને સજદાને અદા કરે, પછી છેવટે સજદએ સહવ કરે તો નમાઝની ઇસ્લાહ (દુરૂસ્તી) થઇ જશે. (આલમગીરી ભાગ-૧, પાનું-૮૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કિર્અતને ડબલ વખત પઢે તો સજદએ સહવ લાગુ પડશે કે નહીં ?**

(૧૦૮૬) સવાલ :- કિર્અતને ડબલ વખત પઢે જેમ કે હાફિઝો તરાવીહમાં આગળની આયત યાદ ન આવ્વા પર કરે છે તો સજદએ સહવ કરવો પડશે ? જો આ તકરાર (ડબલ પઢવું) ને ત્રણ આયતો થઇ જવા પછી કરે અથવા એથી પહેલાં કરે. શું બન્નેવનો એક જ હુકમ છે ?

જવાબ :- પુછેલી સુરતમાં સજદએ સહવ લાગુ પડશે નહીં. ચાહે તો તકરાર ત્રણ આયતો પઢવા પછી કરે કે એથી પહેલાં કરે. બન્નેવ સુરતોમાં સજદએ સહવ લાગુ પડશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામ પહેલો કે બીજો કાયદો છોડી ઉભા થવા લાગે અને મુક્તદીના લુકમાથી બેસી**

**જાય તો સજદએ સહવ છે કે નહીં ?**

(૧૦૮૭) સવાલ :- ચોથી રકઅતમાં તશહહુદ પઢી ઇમામ ઉભા થઇ રહ્યા હતા કે મુક્તદીના લુકમો આપવાથી બેસી ગયા, અથવા તો કઅદએ ઉલા છોડી ઇમામ સજદહથી કિયામ તરફ જઇ રહ્યા હતા કે લુકમાં આપવાથી બેસી ગયા તો પુછેલી બન્નેવ સુરતોમાં સજદએ સહવ લાગુ પડશે કે નહીં ?

જવાબ :- આખિરી કઅદહમાં ઇમામ સંપુર્ણ ઉભા થયા નહીં, બેસવાના કરીબ હતા તો સજદએ સહવ વાજિબ નથી. પહેલા કઅદહનો પણ એ જ હુકમ છે કે બેસવાના કરીબ હોય તો સજદએ સહવ નથી અને જો પુરા ઉભા થઇ ગયા અથવા ઉભા થવાના કરીબ થઇ ગયા તો સજદએ સહવ લાગુ પડશે. (હિદાયહ અવ્વલૈન પાનું-૧૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પહેલી બે રકઅતોમાં પઢેલી સજદહની આયતને બીજી બે રકઅતમાં**

**પઢી તો બીજો સજદો કરવો પડશે કે નહીં ?**

(૧૦૮૮) સવાલ :- તરાવીહની પહેલી બે રકઅતમાં ઇમામે પહેલી કે બીજી રકઅતમાં સજદએ તિલાવતની આયત પઢી સજદો કર્યો અને બે રકઅત પુરી કીધી. પછી બીજી બે રકઅતની નિય્યત બાંધી અને ભુલથી તે જ સજદહની આયત પઢી. પરંતુ સજદો કર્યો નહીં. નમાઝ પછી એક મુક્તદીના પુછવા પર ઇમામે કહ્યું કે પહેલી નમાઝનો સજદએ તિલાવત બીજી નમાઝ માટે કાફી છે. પુછવાનું એ કે ઇમામ સાહબનું કહેવું સહીહ છે કે પછી બીજી નમાઝમાં મુસ્તકિલ સજદો કરવો જરૂરી છે ?

જવાબ :- પૂછેલી સુરતમાં બીજો સજદો કરવો પડશે. તકબીરે તહરીમહ કહી બીજી નમાઝ શુરૂઅ કરવાથી હુકમન મજલિસ બદલાય જાય છે. 'મરાકિલ ફલાહ મઅ તહતાવીમાં' છે :- 'વલિઅન્નલ મકાન કદ તબદ્દલ બિલ ઇશ્તિગાલિ બિસ્સલાતિ ફસાર કમા લવ તબદ્દલ બિઅમલિન આખર' (પાનું-૨૮૬) અને 'મરાકિલ ફલાહ મઅ તહતાવીમાં છે કે 'વકઝા ઇઝા સજદ ફિસ્સલાતિ સુમ્મ અઆદહા બઅદ સલામિહી યસ્જુદુ ઉખ્રા ફી ઝાહિરિ-ર્રિવાયતિ લિઅદમિ બકાઇ-સ્સલવિય્યતિ હુકમન.'

અર્થાત :- નમાઝમાં સજદએ તિલાવતની આયત પઢી સજદો કર્યો પછી તે જ આયત સલામ ફેરવ્યા બાદ ફરી પઢી તો ઝાહિરી રિવાયતના મુતાબિક બીજો સજદો કરે. નમાઝમાં જે સજદો કર્યો હતો તે હુકમન પણ બાકી ન રહ્યો. (પાનું-૨૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સજદહની આયતનો તર્જુમો પઢવાથી સજદો વાજિબ થશે ?**

(૧૦૮૯) સવાલ :- સજદએ તિલાવત સજદહની આયત પઢવાથી કે સાંભળવાથી વાજિબ થાય છે, પરંતુ જો કોઇ સજદહની આયતનો તર્જુમો પઢે તો સજદએ તિલાવત વાજિબ થશે કે નહીં ? જણાવશો.

જવાબ :- પુછેલી સુરતમાં સજદો વાજિબ થશે, કેમ કે તર્જુમો તે જ આયતનો મફહુમ છે. 'નુરૂલ ઇઝાહ'માં છે 'વયજિબુ અલા મન તલા આયતન વલવ બિલ્ફારસિય્યતિ (કવ્લુહુ વલવ બિલ્ફારસિય્યતિ) ઇત્તિફાકન, ફહિમ, અવ લમ યફહમ, લિકવનિહા કુર્આનમ મિન વજહિન (મરાકિલ ફલાહ પાનું-૯૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સજદએ તિલાવતની એક આયતની તકરારની મુખ્તલિફ સુરતોનો હુકમ**

(૧૦૯૦) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન નીચેના મસાઇલમાં કે (૧) ઇમામે સુરએ **'અલીફ લામ મીમ સજદહ'** પઢી અને સજદો કર્યો. પછી તે જ જગ્યાએ ફજરની નમાઝમાં તે જ સુરત પઢ્યા તો એમના ઝિમ્મે સજદએ તિલાવત છે કે પહેલાં કરેલો સજદો કાફી છે, કેમ કે જગ્યા બદલાઇ નથી.

(૨) નમાઝથી બાહર સજદહની આયત પઢી અને સજદો ન કર્યો નમાઝમાં તે જ આયત પઢી અને નમાઝમાં સજદએ તિલાવત કરી લીધો તો આ એક સજદો કાફી છે કે પછી નમાઝના બાહર જે એક

સજદહની આયત પઢી હતી તેના માટે બીજો સજદો કરવો પડશે ?

(૩) નમાઝમાં સજદહની આયત પઢી અને નમાઝમાં જ સજદો કરી લીધો. પછી નમાઝ બાદ તે જ જગ્યાએ તે જ આયત ફરી પઢી તો બીજો સજદો કરવો પડશે કે નહીં ? ખુલાસા પૂર્વક જવાબથી નવાઝશો એવી આશા રાખું છું.

જવાબ :- (૧) પુછેલી સુરતમાં બીજો સજદો કરવો પડશે, ઇમામ અને એમના સાથે મુક્તદીઓએ સજદએ તિલાવત કરવો જરૂરી છે. 'અશ્બાહ વન્નઝાઇર'માં છે 'ઇઝા કર્રર આયત-સ્સજદતિ ફી મકાનિન મુત્તહિદિન કફત્હુ વાહિદતુન ઇલ્લા ફી મસ્અલતિન ઇઝા કરઅહા ખારિજ-સ્સલાતિ વસજદ લહા સુમ્મ અઆદહા ફી મકાનિહી ફિસ્સલાતિ ફઇન્નહુ તલ્ઝમુહુ ઉખ્રા.'

અર્થાત :- એક જ મજલિસમાં સજદહની આયત મુકર્રર પઢે તો એક સજદો કાફી છે. પરંતુ આ મસ્અલહમાં કે નમાઝના બાહર સજદહની આયત પઢી પછી તે જ જગ્યાએ નમાઝ પઢી અને તે જ સજદાની આયત પઢી તો એના માટે બીજો સજદો જરૂરી છે. (પાનું-૧૯૧)

'મરાકિલ ફલાહ'માં છે વલવ તલા આયતન (ખારિજ-સ્સલાતિ ફસજદ) લહા (સુમ્મ) દખલ ફિસ્સલાતિ વ (અઆદ) તિલાવતહા (ફીહા) અય ફિસ્સલાતિ ફી મજલિસિહી (સજદ) સજદતન (ઉખ્રા) લિઅદમિ તબઇય્યતિહા લિલ ખારજિય્યતિ લિકુવ્વતિ-સ્સલવિય્યતિ.... (મરાકિલ ફલાહ મઅ હાશિયહ તહતાવી, પાનું-૨૮૬) (માલા બુદ્દ મિન્હુ પાનું-૭૧) ફક્ત....

(૨) નમાઝમાં જે સજદો કર્યો તે કાફી છે. બીજો જરૂરી નથી. (વઇન લમ યસ્જુદ અવ્વલન) હીન તલા અવ સમિઅ ખારિજ-સ્સલાતિ (કફત્હુ) સજદતુન (વાહિદતુન) વહિય-સ્સલાતિય્યતુ અનિ ત્તિલાવતય્નિ લિકુવ્વતિહા ફી ઝાહિરિ-ર્રિવાયતિ (મરાકિલ ફલાહ પાનું-૨૮૬) (માલા બુદ્દ મિન્હુ પાનું-૭૧) પરંતુ સજદો કરી લેવામાં એહતિયાત છે. ચુનાન્ચે 'તહતાવી અલા મરાકિલ ફલાહ'માં છે (કવ્લુહુ ફી ઝાહિરિ-ર્રિવાયતિ) વફી રિવાયતિ-ન્નવાદિરિ યસ્જુદુ લિલ અવ્વલિ ઇઝા ફરગ મિનસ્સલાતિ લિઅન્ન-સ્સાબિક લા યકૂનુ તબ્અલ લિલ્લાહિકિ વલિઅન્નલ મકાન કદ તબદ્દલ બિલ્ઇશ્તિગાલિ બિસ્સલાતિ ફસાર કમા લવ તબદ્દલ બિઅમલિન આખર, વજહુઝ-ઝાહિરિ ઇન્ન-દુખુલ ફિસ્સલાતિ અમલુન કલીલુન વબિમિસ્લિહિ લા યખ્તલિફુલ મજલિસુ કઝા ફીશર્હિ (પાનું-૨૮૬)

(૩) ઝાહિરી રિવાયત એ છે કે બીજો સજદો લાઝિમ થશે. 'વકઝા લવ સજદ ફિસ્સલાતિ સુમ્મ અઆદહા બઅદ સલામિહી યસ્જુદુ ઉખ્રા ફી ઝાહિરિ ર્રિવાયતિ લિઅદમિ બકાઇસ્સલવિય્યતિ હુકમન" (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનું-૨૮૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સજદએ તિલાવત કર્યા પછી ઉભા થઇ એક-બે આયતો પઢી રૂકુઅ કરવું

(૧૦૯૧) સવાલ :- ઇમામ સાહબે મગ્રિબની નમાઝમાં સુરએ ફાતિહા પછી જાણી બુજી સુરએ અલક (ઇકરઅ બિસ્મિ રબ્બિક) પઢી તકબીર કહી તરત જ રૂકુઅ કર્યો અને દઅવેદાર છે કે મારૂં આમ કરવું ઐન સુન્નતના મુતાબિક છે. તો સવાલ એ છે કે એમનો આ દઅવો અને અમલ હદીસ અને સુન્નતનાં મુતાબિક છે ? ખુલાસાથી વર્ણવશો.

જવાબ :- જ્યારે કે ઇમામ સાહબ દઅવો કરે છે કે સજદએ તિલાવત પછી કોઇ પણ વસ્તુ પઢ્યા વગર રૂકુઅ કરી લેવું સુન્નતના મુતાબિક છે. તો એની દલીલ પેશ કરવી એમણના ઝિમ્મે છે. ફક્ત દઅવો કરવો કાફી નથી. ફુકહા (રહ.)ના નઝદીક બે-ત્રણ આયતો પઢવા વિના રૂકુઅ કરી લેવું કરાહતથી ખાલી નથી. અગરચે નમાઝ થઇ જાય છે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૮૫) (બહરૂ-રાઇક ભાગ-૨, પાનું-૧૨૨-૧૨૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં સજદહની આયત બાદ ત્રણ આયત પઢી સજદો કરવું**

(૧૦૯૨) સવાલ :- નમાઝમાં સજદહની આયત પઢી તરત સજદો કર્યો નહીં. ત્રણ આયત પઢવા પછી કર્યો તો અદા થયેલો ગણાશે ? કે સજદએ સહવ કરવો પડશે ? કે પછી નમાઝ દોહરાવ્વી પડશે ?

જવાબ :- નમાઝમાં સજદહની આયત પઢવામાં આવે તો તરત જ સજદો કરવું વાજિબ છે, જો ત્રણ આયતોથી વધુ પઢવા પછી સજદો કરવામાં આવ્યો તો કઝા ગણાશે અને તાખીરના લઇ સજદએ સહવ વાજિબ થશે. મુખ્તાર મઝહબ મુજબ, જો સજદએ સહવ ન કર્યો તો નમાઝ દોહરાવ્વી પડશે. જે સજદએ તિલાવત નમાઝમાં વાજિબ થયો હોય તે સલામ ફેરવ્વા પહેલાં, બલ્કે સલામ ફેરવ્યા પછી પણ જ્યાં સુધી કોઇ હરકત નમાઝના મનાફી ન કરી હોય કરી લેવું જોઇએ. એ પછી તૌબહ અને ઇસ્તિગ્ફાર સિવાય માફીની કોઇ સુરત નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૨૨) (મરાકિલ ફલાહ તહતાવીના હાશ્યહ સાથે પાનું-૨૬૭) (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૮૧)

'માલા બુદ્દ મિન્હુ'માં છે કે 'સજદએ તિલાવત કે દર નમાઝ વાજિબ શુદહ બઅદે નમાઝ કઝા ન શવદ' (પાનું-૭૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સજદાની એક જ આયત બે રકઅતોમાં પઢી તો કેટલા સજદા કરવા ?**

(૧૦૯૩) સવાલ :- ઇમામે તરાવીહની પહેલી રકઅતમાં સજદાની આયત પઢી સજદો કર્યો. ઇત્તિફાકન બીજી રકઅતમાં તે જ સજદાની આયતને દુહરાવી તો પહેલો સજદો કાફી છે કે પછી બીજો કરવો પડશે ?

જવાબ :- પહેલો સજદો કાફી થઇ જશે. (બદાઇઉ-સ્સનાએઅ ભાગ-૧, પાનું-૧૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં સજદએ સહવ ન કર્યો તો બે રકઅત લોટાવ્વા વિષે**

(૧૦૯૪) સવાલ :- તરાવીહમાં હાફિઝે સજદાની આયત પઢી એક સજદો કરવાની જગ્યાએ બે સજદા કર્યા તો બે સજદા કરવાથી કિયામમાં તાખીર થવાથી સજદએ સહવ લાગુ પડશે કે નહીં ? જો લાગુ પડતો હોય, અને સજદએ સહવ ન કર્યો તો બે રકઅત ફરીથી પઢવી પડશે ? જમાઅતથી પઢે કે એકલા એકલા ? જણાવશો.

જવાબ :- તરાવીહની નમાઝમાં એક સજદો વધુ હોવાને લઇ તાખીર થઇ. સજદએ સહવ કરી લેવો હતો-સજદએ સહવ ન કર્યો, જેથી વખતના અંદર-અંદર લોટાવી લે. લોકો હાઝિર હોય તો જમાઅતથી, નહીં તો એકલા-એકલા પઢી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ-ત્તરાવીહ વલ-વિત્ર

### તરાવીહમાં ઔરતોની જમાઅત વિષે

(૧૦૯૫) સવાલ :- હમારે ત્યાં બે-ત્રણ ઔરતો હાફિઝે કુર્આન છે. તેઓ તરાવીહમાં કુર્આન સંભળાવશે નહીં તો ભુલી જશે. આ ઉઝરના લઇ એક મૌલ્વી સાહબે જમાઅત સાથે તરાવીહ પઢવાની ઇજાઝત આપી છે અને મહોલ્લે-મહોલ્લેની ઔરતો શામિલ થઇ જમાઅતથી તરાવીહ પઢાય છે. એના માટે આપણા હન્ફી મઝહબનો શું.મસ્અલો છે. ખુલાસા સાથે લખી જણાવવા મહેરબાની કરશો.

જવાબ :- ઔરતો હાફિઝ હોય તો પણ તરાવીહ બા જમાઅતની ઇજાઝત નથી. તન્હા-તન્હા પઢે. ઔરતો માટે જમાઅત મકરૂહે તહરીમી છે. દુર્રે મુખ્તારમાં છે. "વયુકરહુ તહરીમન જમાઅતુન નિસાઇ વલવ ફિત્તરાવીહિ."

અર્થાત :- ઔરતો માટે જમાઅત કરી નમાઝ પઢવું મકરૂહે તહીરીમી છે. તરાવીહનો પણ એ જ હુકમ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૨૮) અને માલા બુદ્દ મિન્હુમાં છે કે જમાઅતે ઝના તન્હા નિઝદે ઇમામ અબુહનીફા (રહ.) મકરૂહસ્ત. વ નિઝદે દીગર અઇમ્મહ જાઇઝ સ્ત.

અર્થાત :- ઔરતોની જમાઅત ઇમામ અબુહનીફહ (રહ.)ના નઝદીક મકરૂહ છે અને બીજા ઇમામો જાઇઝ માને છે. (માલાબુદ્દ મિન્હુ પાનું-૩૫) અમુક ઉલમા (રહ.) સ્ત્રીના આવાઝને ઔરત માને છે.

માલા બુદ્દ મિન્હુમાં છે :- દર નવાઝિલ ગુફ્તહ કે અવાઝે ઝન હમ ઔરત સ્ત ઇબ્ને હુમામ (રહ.) ગુફતહ કે બરીં તકદીર અગર ઝન બકિરાઅત બજહર ખ્વાન્દ નમાઝશ ફાસિદ શવદ.

અર્થાત :- ફિકહની મોઅતબર કિતાબ 'નવાઝિલ'માં છે કે સ્ત્રીનો અવાઝ પણ ઔરત (છુપાવવા લાયક) છે. ઇમામે ઇબ્ને હુમામ (રહ.) ફરમાવે છે કે આ કૌલ અનુસાર સ્ત્રી કિરાઅત ઝોરથી પઢશે તો તેમની નમાઝ ફાસિદ થઇ જશે. (પાનું-૩૦) અને "મજાલિસુલ અબ્રાર"માં છે કે "ઇલ્લા અન્નલ મર્અત લા તર્ફઉ સવ્તહા, લિઅન્ન સવ્તહા અવ્રતુન."

અર્થાત :- પરંતુ તકબીરે તશ્રીક કહેવામાં સ્ત્રી પોતાનો આવાઝ ઉંચો નહીં કરે કારણ કે તેનો અવાઝ પણ ઔરત (છુપાવ્વાની વસ્તુ) છે. (મજલિસ-૩૫ પાનું-૨૩૧)

અમુક ઉલ્માનું કહેવું છે કે હાફિઝે કુર્આન ઔરત તરાવીહમાં કુર્આન સંભળાવશે તો કુર્આન યાદ રાખશે, નહીં તો તેને ભુલી જશે. માટે અમુક ઔરતો સાથે જમાઅત કરી તરાવીહમાં કુર્આન સંભળાવે તો તેના માટે જાઇઝ હોવું જોઇએ. પણ આ દલીલ અને ઉઝર ઉપરની દલીલો સામે કવી લેખાતો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર પાબંદને ઇમામે તરાવીહ બનાવવું કેવું છે ?

(૧૦૯૬) સવાલ :- હમારે ત્યાં એક કોલેજિયન નવજવાન છોકરો હાફિઝ છે. દાઢી પણ રાખે છે તેનો લિબાસ હાલની ફેશન અને યહુદ-નસારાઓનો પસંદ કરેલ ઝમીનને ઝાડુ મારતી ઘસળાતી બેલબોટમ પાટલુન અને ફેશની બુશશર્ટ છે અને હિપ્પી વાળ રાખી ખુલ્લે માથે ફરે છે. કોલેજ તરફથી મઝકુર લિબાસ અને હય્અત અપનાવવું ફરજિયાત નથી. આવા હાફિઝને તરાવીહનો ઇમામ મુકર્રર કરવું કેવું છે ? પંજગાના નમાઝ બાજમાઅતના પાબંદ માણસો એની ઇમામત વિષે વાંધો ઉઠાવે છે અને કેટલાક આઝાદ ખ્યાલ રાઝી છે અને કહે છે કે નમાઝ પઢાવતી વખત મુસલ્લા પર જશે ત્યારે ઇઝાર, કફની અને ટોપી

પહેરશે. પછી શો વાંધો છે ? તો એને ઇમામ મુકર્રર કરવો કે નહીં ? જ્યારે એનાથી અફઝલ અને પાબંદ હાફિઝ આસાની સાથે મળી શકે છે. તો આવા સંજોગોમાં કઇ સુરત ઇખ્તિયાર કરવી પસંદદીદ છે. ખુલાસો કરશો.

જવાબ :- પાબંદ અને અફઝલને ઇમામ બનાવવામાં આવે. ખાલી હાફિઝ થઇ જવા અને દાઢી રાખી લેવાથી માણસ મુતશર્રેઅ અને ઇમામતનો અહલ બની જતો નથી. બલ્કે દરેક એવી આદતો અને ખસ્લતોથી બચવું જરૂરી છે જે શરીઅતની નઝરમાં નાપસંદ અને મઝમૂમ હોય અને સારા અખ્લાક તથા ખુદા શનાસી અને ખુદા તરસીના અવસાફોથી મુત્તસિફ હોય. હદીસમાં છે કે અગર તમને એ પસંદ છે કે તમારી નમાઝ મકબુલિયતના દરજે પહોંચે તો તમારામાં જે બેહતર અને દીનદાર, પાબંદે શરીઅત હોય તે તમારી ઇમામત કરે કે તે તમારા અને તમારા પરવરદિગારના વચ્ચે કાસિદ (એલચી) છે. (શર્હે-નિકાયહ ભાગ-૧, પાનું-૮૬)

અને હદીસમાં છે કે :- જ્યારે કૌમની ઇમામત એવો માણસ કરે કે તેની પાછળ તેનાથી અફઝલ મૌજુદ હોય તો તે કૌમ સદા પસ્તીમાં (પાછળ પડેલી) રહેશે. (ફતાવા ઇબ્ને તૈમિય્યહ ભાગ-૧, પાનું-૧૦૮)

એક હદીસમાં છે કે અફઝલ મળવા છતાં ગૈર અફઝલ (ગૈર પાબંદ)ને ઇમામ બનાવ્યો તો તેણે ખુદાની ખિયાનત કરી, રસુલની ખિયાનત કરી અને તમામ મુસલમાનોની ખિયાનત કરી. (ફતાવા ઇબ્ને તૈમિય્યહ ભાગ-૧, પાનું-૧૦૮)

અને હદીસમાં છે કે ફાસિક, ફાજિર કોઇ મોમિન મુસલમાનનો ઇમામ નહીં બને (ઇબ્ને માજહ)

આપ (સલ.)ના ફરમાન અનુસાર મર્દ માટે 'ટખ્નહ'થી નીચી ઇઝાર અને લુંગી પહેરવી જાઇઝ નથી. (મિશ્કાત-કિતાબુ-લ્લિબાસ) તો ગૈરો અને ફાસિકોની ઇજાદ કરેલી ઝમીન સાથે ઘસળાતી બેલ્બોટમ પાટલુન કઇ રીતે જાઇઝ હોય શકે છે ?

અબુદાઉદ શરીફમાં છે કે એક ઇમામે કિબ્લા તરફ થુક્યું. આ જોઇ આપ (સલ.)એ મુસલ્લીઓને કહ્યું કે હવે પછી આ માણસ તમારો ઇમામ નહીં બને. (ભાગ-૧, પાનું-૭૬) તો જે હાફિઝ ઝમીન સાથે ઘસ્ળાતી બેલ્બોટમ પાટલુન અને ફેશનેબલ બુશશર્ટ પહેરવાને તથા હિપ્પી બનવાને અને ખુલ્લે માથે ફરવાને ફખર સમજે છે એ ઇમામતના જલીલુલ કદ્ર મન્સબ (ઓહદા)ના અહલ અને શાયાને શાન કઇ રીતે હોય શકે છે ? મઝકુર હાફિઝ બુરી આદતો અને મકરૂહ લિબાસ તજી દેવાનું મંઝુર કરે અને મુસલ્લીઓને ભરોસો આવે તો ઇમામે તરાવીહ બનાવ્વામાં વાંધો નથી અને જો પોતાની આદત અને લિબાસ છોડવા તૈયાર ન હોય તો એવા માણસને ઇમામ નહીં બનાવે કારણ કે એનો અર્થ એ થયો કે સુન્નતના મુતાબિક લિબાસને પસંદ કરતો નથી અને ખિલાફે સુન્નત ફેશની લિબાસને દિલથી ચાહે છે. એ ઝેહનિય્યતના બગાળની અલામત છે એવો માણસ ઇમામ બનવાને લાયક નથી અને નમાઝીઓની નારાઝગી વ્યાજબી ગણાશે.

હદીસમાં છે કે દીની ખામીના કારણે ઇમામથી લોકો નારાઝ હોય તો નમાઝ મકબુલ થશે નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૫૨૨)

મત્લબ કે આપ (સલ.)ના સુન્નત તરીકાને નાપસંદ કરવું અને ગૈરો અને ફાસિકો, ફાજિરોનો તરીકો પસંદ કરવું. ખાસ કરી હાફિઝે કુર્આન અને ઇમામ માટે બહું જ અફસોસનાક છે. કોલેજના માહોલનો લિહાઝ કરી ફેશન પરસ્તીને જરૂરી સમજે છે. અફસોસ ! આપ (સલ.)ના સહાબી હઝરત હુઝૈફહ (રદી.) સફરમાં હતાં. ખાતી વખતે આપના હાથમાંથી લુકમો પડી ગયો તો આપ નીચેથી લઇ મોમાં નાખવા લાગ્યા તો ખાદિમે ધીમેથી કહ્યું આમ નહીં કરો. અહીંના લોકો એને ઐબ સમજે છે. આપે કહ્યું, 'અ, અત્રૂકુ સુન્નત હબીબી લિહાઉલાઇલ હુમકાઅ' અર્થાત :- શું આ બેવકુફોનો ખ્યાલ કરી મારા હબીબે પાક (સલ.)ની સુન્નતને તજી દઉં ? કુર્આની આયત 'ફલા વરબ્બિક લા યુઅમિનુન'ની તફસીરમાં ઇમામ જઅફર સાદિક

(રદી.)થી મરવી છે કે અગર કોઇ કૌમ ખુદાની ઇબાદત કરે: નમાઝ, રોઝા, હજ, ઝકાત બધા અહકામ બજાવે પણ આપ (સલ.)ના કોઇ અમલને પસંદ નહીં કરે અને તેના ઉપર અમલ કરવામાં દિલમાં તંગી મહસુસ કરે તો નમાઝ વિગેરે અમલો હોવા છતાં તેનું ઇમાન ખત્રામાં હોય છે. (તફસીરે રૂહુલ મઆની ભાગ-૧, પાનું-૬૫)

હઝરત ઇમામ અબુ યુસુફ (રહ.)એ પઢાવતી વેળા હદીસ બયાન કરી કે આપ (સલ.)ને કદુ (દુધી) બહું પસંદ હતી. એક શાગિર્દ બોલી પડ્યા કે મને તો પસંદ નથી તો ઇમામ સાહબે તલ્વાર ઉઠાવી કહ્યું કે તૌબા કર, નહીં તો કતલ કરી નાંખીશ.

આથી સાબિત થાય છે કે આપ (સલ.)ના પસંદ કરેલા અમલને નાપસંદ કરવું અને નફરતની નિગાહે જોવું ઇમાન માટે ખતરનાક છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહમાં કુર્આન શરીફ જલ્દી-જલ્દી પઢવું

(૧૦૯૭) સવાલ :- તરાવીહની નમાઝમાં કુર્આન મજીદની તિલાવત એટલી ઝડપથી કરવી કે કુર્આન શરીફના તલફ્ફુઝ (શબ્દો) સાફ-સાફ અદા ન થતા હોય તો આ વિષે શરીઅતનો શું હુકમ છે ? ખુલાસો કરશો.

જવાબ :- કુર્આન શરીફ બહું જ ફસીહ-બલીગ ઝુબાનમાં નાઝિલ થયું છે. એને તજવીદના કાયદા અનુસાર પઢવું જરૂરી છે. નહીં તો લહને જલી તથા લહને ખફી લાઝિમ આવે છે અને ફસાહત-બલાગત તથા રોનક નાબુદ થઇ જાય છે :-

ગર તુ કુર્આં બદીં નમ્ત ખ્વાની
બે બર્રી રવ્નકે મુસલમાની

મુજવ્વીદીને કિરામ લખે છે કે એક હર્ફની જગ્યાએ બીજો હર્ફ પઢી દીધો જેમ કે મોટી (હે)ની જગ્યાએ નાની (હે) પઢી દીધી, અથવા (સે)ની જગ્યાએ (સીન) યા સાદને (સુવાદ) પઢી દીધો અથવા (ઝાલ)ની જગ્યાએ (ઝે), (ઝા), (ઝોઇ) પઢી દીધી, અથવા (સાદ)ની જગ્યાએ (સા) યા (સીન) પઢી દીધી, અથવા (હમ્ઝહ)ની જગ્યાએ ઐન, અને ઐનની જગ્યાએ (હમ્ઝહ) પઢી દીધી અથવા હર્ફને વધારી યા ઘટાડી દીધો જેમ કે (ઇય્યાક) ને (ઇય્યાકા) અને (ઝલમના) ને (ઝલમન) પઢી દીધું. અથવા (ઝબર) (ઝેર)-(પેશ) અને (જઝમ)માં એકને બીજાની જગ્યાએ પઢી દીધું. આ પ્રકારની ગલ્તીઓ લહને જલી કહેવાય છે અને એ હરામ છે. કદી એનાથી અર્થ બદલાય જઇ નમાઝ ફાસિદ પણ થઇ જાય છે અને પૂર હર્ફને બારીક અને બારીકને પૂર પઢવાથી અને મદની જગ્યાએ કસ્ર અને કસ્રની જગ્યાએ મદ કરી લેવાથી લહને ખફી લાઝિમ આવે છે. એ ગલ્તી પહેલી ગલ્તીઓથી હલ્કી છે એટલે મકરૂહ છે પણ એનાથી બચવું પણ જરૂરી છે. (જમાલુલ કુર્આન પાનું-૩)

'મજાલિસુલ અબ્રાર'માં છે :- લોકોએ તરાવીહને આદત બનાવી રાખી છે, નહીં કે ઇબાદત કે જેનાથી કુર્બે ઇલાહી હાસિલ કરે અને રસુલે ખુદા (સલ.) એ જેવી રીતે કિર્અત વગૈરહની તરાવીહમાં શર્ત કરી છે તેમ અદા કરે. (એના બદલે) લોકો એવા ઇમામ પાછળ તરાવીહ પઢવાને પસંદ કરે છે જે સારી રીતે રૂકુઅ અને સુજૂદ તથા કૌમા અને જલ્સા નથી કરતા અને કુર્આનને સાફ-સાફ જેમ કે ખુદાપાકનો હુકમ છે નથી પઢતા, બલ્કે બહું જલ્દી (તેઝ) પઢવાના લીધે બઅઝ હુરૂફ અથવા હરકાત (ઝબર, ઝેર, પેશ) રહી જવાથી ખુલ્લુ ગલત થઇ જાય છે અને ફતાવા બઝ્ઝાઝિયહ'માં મન્કુલ છે કે ગલત પઢવું બિલ્ઇત્તિફાક હરામ છે. એવા ગલત પઢનાર ઇમામ પાછળ નમાઝ પઢવા કરતાં મહોલ્લાની મસ્જિદ છોડી બીજા મહોલ્લાની મસ્જિદમાં ચાલ્યા જવું બેહતર છે. લોકોનો એ હાલ થઇ ગયો છે કે શરઇ ઉઝર વગર મહોલ્લાની મસ્જિદ છોડી તે મસ્જિદ તરફ દોડે છે, જ્યાં રકમ રકમની રાગણી અને ગલ્તીઓ થાય છે

અને એવો ઇમામ પસંદ કરે છે જે ઠીક રીતે રૂકુઅ-સજદો કરતો નથી અને કુર્આન સાફ-સાફ નથી પઢતો બલ્કે બઅઝ વખત એવા ઇમામ ઉપર એઅતેરાઝ કરે છે જે ઠીક રીતે રૂકુઅ-સજદો કરે છે અને કુર્આન શરીફ સાફ-સાફ પઢે છે તેનાથી નાસે છે. કિંવા તેને છોડી બીજી જગ્યાએ જાય છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ-૨૮, પાનું-૧૯૦)

સારાંશ કે મુજવ્વીદીન અને ફુકહાએ કિરામની તઅલીમ અને હિદાયત અનુસાર અમલ કરે. તલફ્ફુઝ સહીહ અદા કરે અને એટલું ઝડપી અને જલ્દી નહીં પઢે કે હુરૂફ અને હરકાત (ઝબર, ઝેર, પેશ અને જઝમ) બદલાય જાય અને લહને જલી યા લહને ખફી લાઝિમ આવે. નહીં તો નેકી બરબાદ અને ગુનોહ લાઝિમ થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહની કઝા

(૧૦૯૮) સવાલ :- રમઝાનના ચાંદની ખબર મોડી રાતે મળી જેથી તરાવીહ પઢી શકયા નહીં તો હવે તેની કઝા જમાઅત સાથે પઢવી કે એકલા-એકલા ?

જવાબ :- તરાવીહ તેના ટાઇમમાં (સુબ્હે સાદિક સુધી) પઢવાની છે. ટાઇમ નિકળી જવા પછી તરાવીહની કઝા નથી. ન તો જમાઅત સાથે ન તો એકલા-એકલા. છતાં કોઇ પઢશે તો તરાવીહ ગણાશે નહીં. નફિલ ગણાશે અને નફિલ જમાઅત સાથે મકરૂહ છે જ્યારે કે ઇમામ વગર ત્રણ-ચાર મુક્તદી હોય (મજાલિસુલ અબ્રાર) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહની ત્રણ રકઅત પઢી લીધી તો ?

(૧૦૯૯) સવાલ :- ભુલથી તરાવીહની ત્રણ રકઅત પઢી લીધી અને બે રકઅત પર કાયદો પણ કર્યો નહીં. પણ સજદએ સહવ કરી લીધો તો બે રકઅત સહીહ ગણાશે કે ફાસિદ ગણાશે ?

જવાબ :- નફિલ નમાઝનો આમ કાયદો એ છે કે ત્રણ રકઅત નફિલ પઢી અને દરમિયાનનો કાયદો કર્યો નહીં તો નમાઝ ફાસિદ થઇ જશે. પરંતુ તરાવીહ વિષે અમુક ફુકહાની તહકીક એ છે કે ફાસિદ થશે નહીં (શામી ભાગ-૧, પાનું-૬૫૨)

મઝકુર કૌલ અનુસાર આપને ત્યાંની તરાવીહ થઇ ગએલી ગણાશે. પણ બીજા કૌલ અનુસાર સહીહ ગણાશે નહીં. ફાસિદ લેખાશે. માટે એહતિયાત એમાં છે કે જમાઅત મોટી ન હોય અને ઇન્તિશારનો ભય ન હોય તો દોહરાવી લેવી બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફાસિદ થએલી રકઅતની કિર્અત લોટાવવી ઝરૂરી છે ?

(૧૧૦૦) સવાલ :- તરાવીહની ૧૯ રકઅત થઇ. બે રકઅતના બદલે એક જ રકઅત પઢી તો એમાં પઢેલી કિર્અત દુહરાવવી પડશે ?

જવાબ :- હા, ફાસિદ થએલી રકઅતોની કિર્અત લોટાવવી જરૂરી છે, માટે રકઅતો લોટાવે તો કિર્અત પણ લોટાવે. અગર તે દિવસે કિર્અત લોટાવ્વાનું રહી જાય તો બીજા દિવસની તરાવીહમાં લોટાવી શકાય છે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૭૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાબાલિગની તરાવીહમાં ઇમામત

(૧૧૦૧) સવાલ :- નાબાલિગ હાફિઝ તરાવીહની નમાઝમાં બાલિગોની ઇમામત કરી શકે કે નહીં? હવાલા સાથે જણાવશો.

જવાબ :- નાબાલિગ મુકલ્લફ નથી. એના ઉપર નમાઝ ફર્ઝ નથી. એની નમાઝ નફિલ ગણાય છે. માટે ફર્ઝ, વાજિબ અને સુન્નતે મુઅકકદહ, તરાવીહમાં બાલિગોની ઇમામત કરી શકતો નથી. નાબાલિગોની

ઇમામત કરી શકે છે. (હિદાયહ ભાગ-૧, પાનું-૧૦૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગૈર મુકલ્લિદોની વાર્ષિક ધોકાબાઝી

(૧૧૦૨) સવાલ :- આગલા વર્ષો જેમ આ વર્ષે પણ રમઝાન પહેલાં શઅબાનમાં સામરોદી ગૈરમુકલ્લિદે વીસ રકઅત તરાવીહ વિરૂદ્ધ પમ્ફલેટ છાપ્યું છે. જેમાં હન્ફી ઉલ્મા મૌલાના નાનોત્વી વિગેરેના નામો વિરોધીઓમાં શામિલ કર્યા છે જેથી ભોળા લોકો ધોકામાં પડી જશે. માટે ખુલાસાની જરૂરત છે. તદઉપરાંત લખ્યું છે કે 'વીસ રકઅત ઉપર ઇજમાઅના દઅવેદારો ક્યાં સુઇ ગયા ? શું હઝરત ઉમરે ફારૂક (રદી.) ઇજમાઅથી વાકિફ ન હતા ?' એનો પણ ખુલાસો કરશો.

જવાબ :- પમ્ફલેટ છાપવાનો મકસદ જ ધોકાબાઝી અને એક ઝાતની શરારત છે. મને પણ પોસ્ટ મારફતે ફરેબી પમ્ફલેટ મળ્યું છે. પમ્ફલેટમાં જેટલા હન્ફી મહાન ઉલ્માના નામો વિરૂધી તરીકે લખ્યાં છે એમાંથી એકની પણ માન્યતા અને અમલ વીસ રકઅતથી કમનો નથી. પોતાની જમાઅતના ભોળા લોકોને ખુશ કરી પૈસા વહોરવા છે.

**જુઓ મવ. નાનોત્વી (રહ.)નો ફત્વો :-**

બાકી રહી તરાવીહ ! તેમાં જે આજકાલના મુલ્લાંઓએ તખ્ફીફ (કમ પઢવાની સુરત) કાઢી છે. એટલે ૨૦ ની ૮ કરી નાંખી છે. તે સૌને સહેલાઇના કારણે પસંદ આવે છે, પણ એ વાત કોઇ સમજતું નથી કે આઠ રકઅત જે હદીસમાં આવી છે તે તહજ્જુદની રકઅતો છે, તહજ્જુદ બીજી ચીઝ છે અને તરાવીહ બીજી વસ્તુ, તરાવીહની વીસ જ રકઅતો છે.

હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં હઝારો સહાબા (રદી.) હતા તે ઝમાનાથી લઇ આજ લગી કોઇએ વીસ રકઅત (પઢવા)માં કાંઇ હુજ્જત કરી ન હતી. (ખુશી-ખુશી ૨૦ રકઅત પઢા કરતા હતા) પરંતુ આજકાલ એવા અનપઢ ઉમ્મી આલિમ પૈદા થયા છે કે તેઓએ હઝરત ઉમર (રદી.) અને સહાબા (રદી.)ની પણ ભૂલ કાઢી. સુબ્હાનલ્લાહ ! આ મોઢું અને મસુરની દાળ ? (નાના મોઢે મોટી વાત) (તસફિયતુલ અકાઇદ પાનું-૩૮-૩૯)

આઠ રકઅત તરાવીહ વિષે કોઇ હદીસ સહીહ અને સરીહ નથી.

હઝરત આઇશહ (રદી.)ની આઠ (૮) રકઅત બાબત હદીસ તહજ્જુદના બારામાં છે. તરાવીહ સાથે તેનો કાંઇ સંબંધ નથી, કારણ કે હઝ. અબૂસલ્મહ (રદી.)ના સવાલના જવાબમાં હઝ. આઇશહ (રદી.) ફર્માવે છે કે :- આપ (સલ.) રમઝાન અને ગૈર રમઝાનમાં ૧૧ રકઅતથી વધુ પઢતા ન હતા, (વિત્ર સાથે)

ગૈર રમઝાનનો શબ્દ સાફ બતાવે છે કે તરાવીહ મુરાદ નથી. તહજ્જુદ મુરાદ છે કારણ કે રમઝાન અને ગૈર રમઝાનમાં તહજ્જુદ પઢાય છે, નહીં કે તરાવીહ ?

મઝકુર હદીસે આઇશહ બાબત શારિહે મિશ્કાત હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે :- વસહીહ આંનસ્તકે આંચે આંહઝરત (સલ.) ગુઝારદ હમા નમાઝે તહજ્જુદે વે બૂદ કે યાઝદહ રકઅત બાશદ, વઇબ્ને અબી શય્બહ અઝ ઇબ્ને અબ્બાસ (રદી.) રિવાયત આવુર્દ કે આંચે આંહઝરત ગુઝારદ બિસ્ત રકઅત બૂદ.

અર્થાત :- અને સહીહ એ છે કે આપ (સલ.) ૧૧ રકઅત (વિત્ર સહિત) પઢતા હતા તે તહજ્જુદની નમાઝ હતી અને ઇબ્ને અબી શય્બહ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કરે છે કે આપ (સલ.)એ તરાવીહ પઢી છે તે વીસ રકઅત હતી (અશિઅતુલ્લમ્આત ભાગ-૧, પાનું-૫૪૪)

હદીસની મશહુર કિતાબ તિરમિઝી શરીફના કર્તા હઝરત ઇમામ અબૂ ઇસા તિર્મિઝી (રહ.) ફર્માવે

છે કે :- હઝરત અલી (રદી.) અને હઝરત ઉમર (રદી.) વિગેરે સહાબાથી વીસ રકઅત સાબિત છે. (તિરમિઝી ભાગ-૧, પાનું-૯૯)

'ઇજમાઅના દઅવેદાર ક્યાં સુઇ ગયા ? એનો જવાબ એ છે કે સુઇ નથી ગયા. જાગતા જ છે. ખુદ તેમના માનીતા પેશવા ઇમામ ઈબ્ને તૈમિય્યહ (રહ.) ૨૦ રકઅત તરાવીહ વિષે શું લખે છે તે આંખો ખોલી વાંચો. ફર્માવે છે :- એ અમ્ર સાબિત થઇ ચૂક્યો છે કે હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદી.) રમઝાનમાં સહાબા (રદી.)ને વીસ રકઅત તરાવીહ અને ત્રણ વિત્ર પઢાવતા હતા. ઉલ્માની મોટી જમાઅત એને સુન્નત માને છે, કારણ કે ઉબય (રદી.) મુહાજિરીન અને અન્સારની મૌજુદગીમાં વીસ રકઅત પઢાવતા હતા અને 'વલમ યુન્કિરહુ મુન્કિરૂન' કોઇએ પણ ઇન્કાર અને એઅતિરાઝ કર્યો નથી. (ફતાવા ઇબ્ને તૈમિય્યહ ભાગ-૧, પાનું-૧૯૧)

**અને મજાલિસુલ અબ્રારમાં વીસ રકઅત વિષે ઇજમાઅની તસ્રીહ :-**

અર્થાત :- વીસ રકઅત તરાવીહનો અમલ સહાબા (રદી.)ની મૌજુદગીમાં અમલમાં આવ્યો. ખાસ કરી હઝરત ઉસ્માને ગની (રદી.), હઝ. અલી (રદી.), હઝ. ઇબ્ને મસ્ઉદ (રદી.), હઝ. અબ્બાસ (રદી.), હઝ. ઇબ્ને અબ્બાસ (રદી.), હઝ. તલ્હા (રદી.), હઝ. ઝુબૈર (રદી.), હઝ. મઆઝ (રદી.) વિગેરે મુહાજિરીન અને અન્સાર (રદી.)ની હાજરીમાં અમલમાં આવ્યો. 'વમા રદ્દત અલય્હી વાહિદુમ મિન્હુમ.'

અર્થાત :- અને કોઇ એક સહાબીએ પણ મુખાલફત કરી નહીં (મજલિસ-૨૮, પાનું-૧૮૭)

આ ઇબારતોથી સાબિત થાય છે કે તરાવીહની વીસ રકઅત જ છે. અગર વીસ ન હોત તો જરૂર કોઇ એઅતેરાઝ કરત ? એ ઇજમાઅની દલીલ છે.

મુહદ્દિસ ઇબ્ને હજર મક્કી (રહ.) ફર્માવે છે કે :- સહાબા (રદી.)એ વીસ રકઅત ઉપર ઇજમાઅ કર્યો છે. (મિરકાત ભાગ-૨, પાનું-૧૭૫)

મહાન મુહદ્દિસ ઇમામ નવવી (રહ.) કિતાબુલ અઝકાર પાનું-૧૦૪ માં લખે છે કે જાણી લો કે વીસ રકઅત તરાવીહ સુન્નત હોવા પર બધા ઉલ્માનો ઇત્તિફાક છે.

મુહદ્દિસ અલ્લામહ ઇબ્ને હજર હૈસમી (રહ.)ની તહકીક છે કે સહાબએ કિરામ (રદી.)એ તરાવીહની વીસ રકઅત ઉપર ઇજમાઅ કર્યો છે. (તોહફતુલ અખ્યાર પાનું-૧૯૭)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફર્માવે છે કે સહાબએ કિરામ (રદી.) અને તાબેઇન (રહ.)ના ઝમાનામાં તરાવીહની વીસ રકઅત ઉપર કરાર થયો હતો. (હુજ્જતુ-લ્લાહિલ બાલિગહ ભાગ-૨, પાનું-૬૭)

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફર્માવે છે કે સહાબએ કિરામ (રદી.)એ તરાવીહની વીસ રકઅત ઇખ્તિયાર ફર્માવી અને એ વીસની ગણત્રી ઉપર સહાબા (રદી.)નો ઇજમાઅ થઇ ચુક્યો છે. (મજમુઅએ ફતાવા અઝીઝી ભાગ-૧, પાનું-૧૨૬)

અગર તરાવીહની વીસ રકઅત ન હોત તો કોઇ એક પણ સહાબી જરૂર એઅતેરાઝ કરત ?

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહ પછી દૌરની રીત

(૧૧૦૩) સવાલ :- હમારા ગામમાં રમઝાન માસમાં તરાવીહ પછી કુર્આન શરીફનો દૌર ગામના લોકોને ત્યાં રાત્રે રાખવામાં આવે છે અને એનું લિસ્ટ બનાવ્વામાં આવે છે કે આજે પહેલા રોઝે અમુકને ત્યાં અને બીજા રોઝે અમુકને ત્યાં અને આ રીતે આખો મહીનો ગામમાં દૌર પઢવામાં આવે છે. તો શું

રિવાજી દૌર બિદઅત છે ? આ રીતે કુર્આન શરીફનો દૌર પઢાવી શકાય કે કેમ ? રમઝાન માસમાં જ આ મુજબ કુર્આન શરીફનો દૌર રાખવામાં આવે છે જેથી લોકો મુંઝવણમાં છે. આપ સાહબ ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :- બેશક ! દૌરની આ રીત અને રિવાજ મસ્નૂન તરીકા મુજબ નથી. બેહતર એ છે કે તરાવીહ બાદ મસ્જિદમાં, અગર મદ્રસાના મકાનમાં એવી રીતે દૌર પઢવામાં આવે કે કુર્આન પઢેલા માણસો એક-એક રૂકુઅ એક પછી એક પઢે અને બધા હાઝિરીન સાંભળે. આ તઅલીમી દૌરથી બે (૨) ફાયદા છે. એક તો એથી સાંભળનારાઓનો પણ દૌર થશે અને ભૂલો સુધરશે તેમજ કુર્આન સહીહ અને પાકું પણ થશે. હાઝિરીનમાં એક સહીહ પઢનાર અને તજવીદથી વાકિફની હાજરી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ૨૭ મી રમઝાનની રાત્રે ખત્મે કુર્આન

(૧૧૦૪) સવાલ :- રમઝાન શરીફમાં તરાવીહનું ખત્મે કુર્આન ૨૭ મી રમઝાનના જ રાખવું કેવું છે ? ખુલાસો કરશો.

જવાબ :- ૨૭ મી રાત ઘણી ફઝીલત અને બરકતવાળી છે માટે એમાં ખતમ રાખવું પસંદીદહ છે. પણ જ્યારે એને જરૂરી સમજી લેવામાં આવે, અને જેઓ ૨૯ મી વિગેરે રાતોમાં ખતમ કરે તેના ઉપર એઅતેરાઝ કરવામાં આવે તો અકીદાની ઇસ્લાહ અને હિફાઝત માટે કદી-કદી બીજી તારીખોમાં ખતમ કરવામાં આવે તો બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહમાં ચાર રકઅત પછી બેસવાનો હુકમ

(૧૧૦૫) સવાલ :- તરાવીહની ચાર રકઅત બાદ બેસવાનો શું હુકમ છે ?અને તે બેઠકમાં ઇજતિમાઇ દુઆને જરૂરી સમજી લેવું અને જેઓ તેમાં ભાગ ન લે તેને બુરૂં-ભલું કહેવું અને મલામતના પાત્ર સમજવું સહીહ છે ?

જવાબ :- તરાવીહની ચાર રકઅત બાદ જેટલી વાર ચાર રકઅત પઢવામાં લાગે છે એટલીવાર બેસવું મુસ્તહબ છે. નમાઝી જલ્દી ફારિગ થવાને પસંદ કરે છે અને કંટાળો આવે નહીં અને જમાઅત તૂટે નહીં, એટલા માટે બેસવાની મિકદારમાં કમી કરી શકાય છે. પણ એકદમ તર્ક કરવાની ઇજાઝત નથી. થોડી વાર પણ બેસે, વકફો કરે અને એ વકફામાં શરીઅતે આઝાદી આપી છે કે જે ચાહે પઢે. એક ચીઝ નક્કી કરી લેવી ગૈર શરઇ પાબંદી છે. અહલે મક્કાહ એ વકફામાં તવાફ કરતા અને બે રકઅત તવાફ પછીની નફિલ પઢતા. અહલે મદીના એકલા-એકલા ચાર રકઅત પઢતા. હમોને પણ ઇખ્તિયાર છે કે એકલા-એકલા નમાઝ પઢે, દુઆ કરે, કુર્આન પઢે, નફિલ પઢે. તસ્બીહ પઢે, દુરૂદ શરીફ પઢે, ખામોશ બેસી રહે. જેને જે યોગ્ય લાગે તે એકલા-એકલા કરે. એક જ વસ્તુ પકડી રાખવી (જેમ કે ઇજતિમાઇ દુઆનો ઇલ્તિઝામ) સહીહ નથી. શરીઅતે આપેલી સહુલત અને ઇખ્તિયારમાં દખલ અંદાઝી અને તબ્દીલી તથા તંગી પૈદા કરવા અને બીજા અઝકારો તસ્બીહ, તહ્લીલ, તિલાવતે કુર્આન વિગેરેથી રોકી દેવા સમાન છે.

'દુર્રે મુખ્તાર'માં છે :- (યજલિસુ) નુદુબન (બય્ન કુલ્લિ અર્બઅતિન બિકદરિહા વ કઝા બય્નલ ખામિસતિ વલ વિત્રિ) વયુખય્યરૂન બય્ન તસ્બીહિન વ કિરાઅતિન વ સુકુતિન ફુરાદા.

અર્થાત :- તરાવીહની ચાર રકઅત પછી ચાર રકઅત પઢવામાં જેટલો ટાઇમ લાગે છે એટલો ટાઇમ બેસવું મુસ્તહબ છે, એવી જ રીતે પાંચમાં તરવીહા અને વિત્ર દરમિયાન પણ બેસવું મુસ્તહબ છે. નમાઝીને ઈખ્તિયાર છે કે એ બેઠકમાં તસ્બીહ પઢે, ચાહે કુર્આન પઢે, ચાહે ખામોશ રહે, ચાહે તન્હા નફિલ

પઢે. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧, પાનું-૬૬૧)

અને ફતાવા આલમગીરીમાં છે :- સુમ્મ હુમ મુખય્યરૂન ફી હાલતિલ જુલુસિ ઇન્શાઉ સબ્બહુ, વઇન શાઉ કઅદુ સાકિતીન વ અહલુ મક્કહ યતૂફૂન ઉસ્બુઅન, વઅહલુ મદીનહ યુસલ્લૂન અર્બઅ રકઅતિન ફુરાદા.

અર્થાત :- ફરી તેઓને એ બેઠકમાં ઈખ્તિયાર છે કે તસ્બીહ પઢે ચાહે તો ખામોશ બેસી રહે, અહલે મક્કહ ખાનએ કઅબહના ૭ (સાત) ચક્કર મારી બે રકઅત પઢતા અને અહલે મદીના ચાર રકઅત એકલા-એકલા નફિલ પઢતા. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૭૪)

અને "અય્ની શર્હે કન્ઝ"માં છે :- સુમ્મ હુમ મુખય્યરૂન ફી હાલતિલ જુલુસિ ઇન શાઉ સબ્બહુ વઇન શાઉ કરઉલ કુર્આન વઇન શાઉ સલ્લૂ અર્બઅ રકઅતિન ફુરાદા વ ઇન શાઉ કઅદૂ સાકિતીન વઅહલુ મક્કહ યતૂફૂન ઉસ્બુઅન વયુસલ્લૂન રકઅતય્નિ વઅહલુ મદીનહ યુસલ્લૂન અર્બઅ રકઅતિન.

અર્થાત :- પછી બસવાની હાલતમાં ઈખ્તિયાર છે, અગર ચાહે તો તસ્બીહ પઢે. અગર ચાહે તો કુર્આનની તિલાવત કરે. અગર ચાહે તો ચાર રકઅત નફિલ એકલા-એકલા પઢે. અગર ચાહે તો ખામોશ બેસે. અહલે મક્કા ખાનએ કઅબાના સાત ચક્કર લગાડી બે રકઅત નમાઝ પઢતા અને મદીના શરીફના લોકો ચાર રકઅત પઢતા (ભાગ-૧, પાનું-૪૯)

'મજાલિસુલ અબ્રાર'માં છે :- વહુમ ફિલ ઇન્તિઝારિ મુખય્યરૂન ઇન શાઉ સબ્બહુ વઇન શાઉ હલ્લલુ વઇન શાઉ સકતૂ અય્યુ ઝાલિક ફઅલૂ, ફહુવ હસનુન લિકવ્લિહી અલય્હી-સ્સલામ અલ્મુન્તઝિરૂ લિસ્સલાતિ કઅન્નહુ ફિસ્સલાતિ.'

અર્થાત :- અને બે તરવીહાના વચમાં કિંવા દર ચાર રકઅત પછી એક તરવીહાની મિકદાર (ચાર રકઅત પઢે એટલી વાર) બેસે, તેમજ પાંચમાં તરવીહા (૨૦ રકઅત બાદ) અને વિત્ર દરમિયાન બેસે. કારણ કે દર તરવીહા વચ્ચે બેસવું (તવક્કુફ કરવું) સહાબા (રદી.)ના મુબારક ઝમાનાથી આજ લગી ચાલુ છે અને એ ઇન્તિઝારના વકફામાં નમાઝીઓને ઇખ્તિયાર છે. ચાહે તો સુબ્હાનલ્લાહ પઢે, ચાહે તો લા ઇલાહ ઇલ્લલ્લાહ પઢે, ચાહે તો ચુપ રહે (ખામોશ બેસી રહે) એમાંથી જે અમલને ઈખ્તિયાર કરે બેહતર છે. કારણ કે આપ (સલ.)નું ફર્માન છે કે :- અલ્મુન્તઝિરૂ લિસ્સલાતિ કઅન્નહુ ફિસ્સલાતિ'

અર્થાત :- નમાઝનો ઈન્તિઝાર કરનાર જાણે કે નમાઝમાં જ છે. તરવીહામાં મક્કાના (બાહિમ્મત) લોકો તવાફ કરતા અને તવાફની બે રકઅત પઢતા. જ્યારે મદીના શરીફ વાળા ચાર રકઅત (બે-બે રકઅત એકલા-એકલા) પઢતા. (મજલિસ-૨૮ પાનું-૧૮૭)

બરેલ્વીઓની મશ્હુર કિતાબ "બહારે શરીઅત"માં છે :- ઇસ બેઠનેમેં ઉસે ઈખ્તિયાર હે કે ચુપકા બેઠા રહે યા કલિમહ પળ્હે યા તિલાવત કરે યા દુરૂદ શરીફ પળ્હે. યા ચાર રકઅત તન્હા નફિલ પઢે જમાઅતસે મકરૂહ હે. યા યે તસ્બીહ પઢે. 'સુબ્હાન ઝિલ્મુલ્કિ વલ્મલકૂતિ,સુબ્હાન ઝિલ્ઇઝ્ઝતિ વલ્અઝમતિ વલ કિબ્રિયાઇ વલ્જબરૂતિ. સુબ્હાનલ મલિકિલ હય્યિલ્લઝી લા યનામુ વલા યમૂત. સુબ્બુહુન, કુદ્દુસુન રબ્બુલ મલાઇકતિ વર્રૂહ, લા ઇલાહ ઇલ્લલ્લાહુ નસ્તગ્ફિરૂલ્લાહ નસ્અલુકલ જન્નત, વનઉઝુ બિક મિનન્નાર' (ગુન્યહ, રદ્દુલ મોહતાર વગયરહુમા) (બહારે શરીઅત ભાગ-૪, પાનું-૩૧-૩૨)

સારાંશ કે બધા (પાંચ) તરવીહાનો એક જ હુકમ છે, બલ્કે પાંચમાં તરવીહાનું એટલું મહત્વ નથી, જેટલું બાકીના ચાર તરવીહાનું છે.

'ફતાવા સિરાજિય્યહ' અને 'ફતાવા આલમગીરી'માં છે કે :- વલવ અલિમ અન્નલ જુલૂસ બય્નલ ખામિસતિ વલ વિત્રિ યસ્કુલુ અલલ કવ્મિ લા યજલિસુ'

અર્થાત :- જો ઇમામ જાણી લે કે પાંચમા તરવીહા અને વિત્ર દરમિયાન મુક્તદીઓને બેસવું ભારે પડે છે તો ન બેસે (ફતાવા સિરાજિય્યહ પાનું-૨૦) (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૧૧૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહની બીજી રકઅતની કિર્અત લંબાવી શકાય ?

(૧૧૦૬) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન આ મસ્અલામાં કે મસ્જિદના હાફિઝ સાહબે તરાવીહની પહેલી રકઅતમાં કિર્અત ટુંકી પઢી અને બીજી રકઅતમાં લાંબી પઢી. જ્યારે બીજા હાફેઝો જે સાંભળે છે તેમનું કહેવું છે કે નમાઝમાં પહેલી રકઅત મોટી હોવી જોઇએ. તરાવીહ પઢાવનાર હાફેઝોનું કહેવું છે કે સુન્નત નમાઝમાં પહેલી રકઅતમાં કિર્અત ટુંકી (નાની) હોય અને બીજી રકઅતમાં લાંબી હોય તો વાંધો નથી. માટે આપ એનો ખુલાસાવાર જવાબ આપશો.

જવાબ :- તરાવીહ જો કે સુન્નત છે, પરંતુ જમાઅત સાથે પઢવામાં આવે છે માટે ફર્ઝના મુશાબેહ થઇ જાય છે. જેથી નવાફિલની બધી છુટ અને સહુલતો એના માટે રહેતી ન હોવાથી તરાવીહની બીજી રકઅતની કિર્અત લંબાવવી પસંદદીહ નથી. કદી થઇ જાય તો કાબિલે ગિરિફ્ત નથી. પણ એની આદત કરી લેવી ખિલાફે મુસ્તહબ છે.

'ફતાવા આલમગીરી'માં છે કે તરાવીહની નમાઝમાં બીજી રકઅતની કિર્અત લંબાવવું પસંદીદહ નથી.

હઝરત ઇમામ અબુ હનીફા (રહ.) અને હઝરત ઇમામ અબૂ યુસુફ (રહ.)ના નઝદીક મુસ્તહબ એ છે કે તરાવીહની બન્નેવ રકઅતની કિર્અત બરાબર હોય અને હઝરત ઇમામ મુહમ્મદ (રહ.)ના નઝદીક મુસ્તહબ એ છે કે પહેલી રકઅતની કિર્અત કાંઇક લાંબી હોવી જોઇએ. (આલમગીરી ભાગ-૧, પાનું-૭૫) (કબીરી પાનું-૩૮૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કોણી સુધી કપાયેલા હાથ વાળા હાફિઝ પાછળ તરાવીહ પઢી શકાય ?

(૧૧૦૭) સવાલ :- હાફિઝે કુર્આનનો એક હાથ કોણી પાસેથી કપાઇ ગયો છે. એવા ઇમામ પાછળ તરાવીહ મકરૂહ થશે કે નહીં ?

જવાબ :- એવા ઇમામ પાછળ તરાવીહ પઢવું જાઇઝ છે. મકરૂહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખત્મે કુર્આન વખતે છેલ્લી રકઅતમાં 'અલિફ લામ મીમ'થી 'મુફલિહુન' સુધી પઢવું કેવું ?

(૧૧૦૮) સવાલ :- તરાવીહમાં જ્યારે કુર્આન મજીદ પુરૂં કરવામાં આવે છે તો આમ તોર પર રિવાજ છે કે છેલ્લી બે રકઅતોમાંથી પહેલી રકઅતમાં 'સુરએ ફલક' અને બીજી રકઅતમાં 'સુરએ નાસ' અને 'અલિફ લામ મીમ'થી 'મુફલિહુન' સુધી સુરએ ફાતિહા સાથે પઢે છે. તો શું એનો સુબુત શરીઅતમાં છે કે નહીં ?

જવાબ :- તરાવીહમાં ખત્મે કુર્આન વખતે ઓગણીસ (૧૯)મી રકઅતમાં સુરએ ફાતિહા અને મુઅવ્વઝતૈન (સુરએ ફલક અને સુરએ નાસ) પઢવું અને વીસમી રકઅતમાં સુરએ ફાતિહા અને સુરએ બકરહનો અમુક ભાગ (મુફલિહુન સુધી) પઢવું મુસ્તહબ છે. હદીસથી સાબિત છે. (કબીરી શર્હે મુન્યહ પાનું-૪૬૩)

અમુક જગ્યાએ એ રિવાજ છે કે વીસમી રકઅતમાં ચાર વખત સુરએ ઇખ્લાસ અને સુરએ ફલક, સુરએ નાસ, સુરએ બકરહ મુફલિહુન સુધી અને બીજી દુઆઓ પઢાય છે. એ સહીહ તરીકાથી સાબિત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શું કુર્આનની તરાવીહ પઢાવ્વું ઇમામની ઝિમ્મેદારીઓમાંથી છે ?**

(૧૧૦૯) સવાલ :- ઇમામ સાહબ પાંચેવ નમાઝો પાબંદીથી પઢાવે છે પરંતુ કુર્આન પાક તરાવીહમાં ખતમ કરવાથી આજિઝ છે. મજબુરીનું કારણ એ છે કે કઇ વર્ષોથી તરાવીહ પઢાવ્વાની આદત છુટી ગઇ છે. કમીટીવાળા ઇમામ સાહબને મજબુર કરે છે અને કહે છે કે કુર્આને પાકની તરાવીહ પઢાવ્વું ઇમામની ઝિમ્મેદારી છે. પૂછવાનું એ કે શું ખરેખર કુર્આનની તરાવીહ પઢાવ્વું ઇમામની ઝિમ્મેદારીઓમાંથી છએ અને ઇમામને એના ઉપર મજબૂર કરી શકાય ?

જવાબ :- જ્યારે કે ઇમામ તરાવીહમાં કુર્આન મજીદ પુરૂં કરવાથી આજિઝ અને કાસિર છે તો 'અલમ તર કય્ફ'થી પઢાવ્વાના ઝિમ્મેદાર છે. જો મુક્તદીઓ તરાવીહમાં કુર્આન શરીફ સાંભળવાની સઆદત હાસિલ કરવા માંગતા હોય તો એનો બંદોબસ્ત તેઓ કરે. લિવજહિલ્લાહ તરાવીહ પઢાવનાર ન મળી શકે તો કોઇ હાફિઝને રમઝાનુલ મુબારક માટે નાઇબ ઇમામ બનાવી લે. ઇશા વિગેરે એક-બે નમાઝો એમના ઝિમ્મે જરૂરી કરી દેવામાં આવે અને તેઓ તરાવીહ પણ પઢાવે તો ઉજરત લેવાની ગુંજાઇશ પણ નિકળી શકે છે, કેમ કે મજબુરી છે. (ફતાવા રહીમિય્યહ ભાગ-૧, પાનું-૧૪૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુન્નતો પઢ્યા વગર તરાવીહમાં શામિલ થઇ શકે ?**

(૧૧૧૦) સવાલ :- એક માણસે ઇશાની ફર્ઝ તો પઢી લીધી પરંતુ તરાવીહ શરૂ થઇ જવાથી સુન્નતો પઢી ન શક્યાં તો એ માણસ તરાવીહમાં શરીક થઇ શકે કે નહીં ? અને સુન્નતો તરાવીહ પછી પઢે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં સુન્નતો છોડી તરાવીહમાં શામિલ થઇ જાય. સુન્નતો પછી પઢી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇશાની ફર્ઝ ન પઢનાર પાછળ તરાવીહ પઢી લીધી તો ?**

(૧૧૧૧) સવાલ :- ઇશાની જમાઅત થઇ ગઇ. જ્યારે તરાવીહની જમાઅત થવા લાગી તો બીજા હાફિઝ જેમણે હજુ ઇશાની ફર્ઝ નમાઝ પઢી ન હતી. મુસલ્લા પર ઉભા થઇ ગયા અને બે રકઅત તરાવીહ પઢાવી દીધી. મુક્તદીઓમાંથી અમુકે એઅતેરાઝ કર્યો તો હાફિઝ સાહબને હટાવી દીધા. ત્યાર બાદ ઇમામની ઇક્તિદામાં બાકીની તરાવીહ પુરી કીધી તો પુછવાનું એ કે મુક્તદીઓની આગલી બે રકઅતો સહીહ થઇ કે નહીં ? જો સહીહ ન થઇ તો એને દોહરાવ્વું જરૂરી છે ?

જવાબ :- પુછેલી સુરતમાં તરાવીહની બે રકઅતો દોહરાવવી જરૂરી હતી. 'વસ્સહીહુ અન્ન વક્તહા બઅદલ ઇશાઇ લા તજુઝુ કબ્લહા....' (કબીરી પાનું-૩૮૫-૩૮૬) તે જ વખતે દોહરાવ્વી હતી અને જો ન દોહરાવી તો પછી સુબ્હે સાદિકથી પહેલાં એકલા-એકલા પઢી શકતા હતા. હવે વખત નિકળી ગયો એની કઝા નથી. તૌબહ, ઇસ્તિગ્ફાર કરે અને એ બે રકઅતોમાં જેટલું કુર્આન પઢવામાં આવ્યું હોય તેને દોહરાવ્વું ન હોય તો બીજા દિવસે દોહરાવી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાબાલિગ હાફિઝો કુર્આન પાકું કરવા નફિલ જમાઅતથી પઢે અને ઇસ્લાહ માટે કોઇ બાલિગ એમની ઇકતિદા કરે તો શું હુકમ છે ?**

(૧૧૧૨) સવાલ :- અમુક નાબાલિગ હાફિઝો રાત્રે નવાફિલમાં કુર્આન સંભળાવ્વા માંગે છે તો શું એવા નાબાલિગ ઇમામની ઇસ્લાહ અર્થે ઇક્તિદા કરી શકાય કે નહીં ?

જવાબ :- નફિલ નમાઝ અને તહજ્જુદમાં અહનાફના નઝદીક જમાઅત મકરૂહ છે. ઇમામ પાછળ બે મુક્તદી હોય તો મકરૂહ નથી. ત્રણ હોય તો ઈખ્તિલાફ છે અને ચાર હોય તો બિલ્ઇત્તિફાક મકરૂહ છે. આ હુકમ જમાઅતનો છે. બાકી રહી નાબાલિગ હાફિઝની ઇક્તિદા, એ તો તરાવીહ અને નવાફિલમાં

પણ દુરૂસ્ત નથી. ઇસ્લાહ માટે બાલિગ હોવું જરૂરી નથી. નાબાલિગ હાફિઝો પણ ઇસ્લાહ કરી શકે છે. 'વ ઇમામતુ-સ્સબિય્યિલ આકિલિ ફિ-ત્તરાવીહિ વન્નવાફિલિલ મુત્લકતિ યજુઝુ ઇન્દ બઅઝિહિમ વલા યજુઝુ ઇન્દ આમ્મતિહિમ કઝા ફી મુહીતિ-સ્સરખ્સી. (આલમગીરી ભાગ-૧, પાનું-૭૪) (કબીરી પાનું-૩૯૦)

અલ્બત્ત ! જો નાબાલિગ પોતાનું કુર્આન પાકું કરવા અને તરાવીહ પઢાવ્વાની ટેવ પાડવા નફિલ નમાઝમાં કુર્આન સંભળાવે તો લુકમો આપવા માટે એક હાફિઝ, જો એક કાફી ન હોય તો બે હાફિઝ તઅલીમન ઇક્તિદા કરી શકે છે. ફઝીલત હાસિલ કરવાની ગર્ઝથી ઇક્તિદા જાઇઝ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇશા એકલો પઢનાર તરાવીહ અને વિત્ર જમાઅતથી પઢી શકે ?**

(૧૧૧૩) સવાલ :- જે માણસે ઇશા એકલા પઢી તે જમાઅતથી તરાવીહ અને વિત્ર પઢી શકે છે કે નહીં ? દારૂલ ઉલુમ શાહે આલમ અહમદાબાદ તરફથી જવાબ મળેલો છે કે વિત્ર જમાઅતથી નથી પઢી શકતો. (બહારે શરીઅત ભાગ-૪) દુર્રે મુખ્તાર અને આપના ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧, પાનું-૧૬૨ પર છે કે વિત્ર જમાઅતથી પઢી શકે છે. આ બન્નેવ જવાબ મુતઝાદ (અલગ-અલગ) છે. જેથી જવાબથી નવાઝશો અને કયો કૌલ રાજેહ અને મુફ્તા બિહી છે તે લખશો.

જવાબ :- સહીહ એ છે કે જેણે ઇશાની નમાઝ એકલા પઢી હોય તે તરાવીહ અને વિત્ર જમાઅતથી પઢી શકે છે. 'વઇઝા લમ યુસલ્લિલ ફર્ઝ મઅલ ઇમામિ કીલ લા યત્તબિઅહુ ફિત્તરાવીહિ વલા ફિલ વિત્રિ વકઝા ઇઝા લમ યુસલ્લિ મઅહુ-ત્તરાવીહ લા યત્તબિઅહુ ફિલ વિત્રિ અસ્સહીહુ અન્નહુ યજુઝુ અંય યત્તબિઅહુ ફી ઝાલિક કુલ્લિહી.... (સગીરી પાનું-૨૧૦) (કબીરી પાનું-૩૯૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શબીના કિંવા એક રાતમાં કુર્આન ખતમ કરવું કેવું છે ?**

(૧૧૧૪) સવાલ :- હમો નંદરબારના નવજુવાનો શબીના કરવા ચાહિએ છીએ એની રીત શું છે ? કિંવા કુર્આન શરીફ એક રાતમાં ખતમ કરીએ કે ત્રણ રાતમાં ? કેટલી રકઅતમાં ખતમ કરવામાં આવે ? વીસ રકઅતોમાં કે એથી વધુ રકઅતોમાં ?

જવાબ :- મૌજુદહ ઝમાનામાં રિવાજી શબીના કરાહત અને મફાસિદથી ખાલી નથી. એક ખરાબી તો એ છે કે નફિલની જમાઅતમાં કુર્આન પઢવામાં આવે છે. હાલાંકે નફિલ જમાઅતથી (અગર બે મુક્તદીથી વધુ હોય તો) મકરૂહે તહરીમી છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ-૧૯, પાનું-૧૩૯) (કબીરી પાનું-૩૮૯)

અલ્બત્ત તરાવીહમાં દુરૂસ્ત છે બશર્તે કે કુર્આન સાફ અને સહીહ પઢવામાં આવે અને શોહરત મકસુદ ન હોય અને મુક્તદી સુસ્ત ન હોય. અગર અમુક લોકો બેસી રહે અને વાતો કરતા રહે, ખાવા-પીવાના બંદોબસ્તમાં લાગેલા રહે અને પરિણામે એમની તરાવીહ પણ ફૌત થઇ જાય તો જાઇઝ નથી. ચાલુ ઝમાનામાં એવા હાફિઝો ક્યાં છે ? જે પુરા કુર્આન શરીફને સાફ અને સહીહ એક રાતમાં ખતમ કરે. 'યઅલમૂન-તઅલમૂન' સિવાય કાંઇ સમજમાં આવશે નહીં. જેથી ઉપર મુજબના હાફિઝને ત્રણ દિવસથી કમમાં કુર્આન મજીદ ખતમ કરવું કરાહતથી ખાલી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.'

**તરાવીહ પઢાવનાર ખુશીથી આપેલો હદયો લઇ શકે ?**

(૧૧૧૫) સવાલ :- હું હિમ્મત નગરમાં સાત વર્ષથી તરાવીહ પઢાવું છું. ખુદાના ફઝલથી કદી પણ પૈસા વિગેરે લીધા નથી. લોકો પણ ઘણા ખુશ છે. ચાલુ વર્ષે તેઓ ખુશીથી હદયો આપવા માંગે છે તો હું હદયો લઇ ગરીબોને આપી શકું કે નહીં ? અથવા પોતે વાપરી શકું ? સાથે સાથે હું ઝુહરની નમાઝ પણ

દરરોઝ પઢાવું છું. ખુલાસો કરશો.

જવાબ : તમો સાત વર્ષથી તરાવીહ પઢાવો છો અને હદયો લેતા નથી. જો ચાલુ વર્ષે પણ તે જ જગ્યાએ તરાવીહ પઢાવી રહ્યા છો અને તે લોકો ખુશીથી કાંઇ આપવા પર ઇસ્રાર કરે છે તો કબુલ કરી શકો છો કેમ કે ખાલિસ હદયો છે. એ પહેલા સાત વર્ષ સુધી લેવા-દેવાના સિલ્સિલો નથી રહ્યો એ એની દલીલ છે. જો નવી જગ્યા છે તો કબુલ કરવામાં ન આવે કે હદયો નથી, બલ્કે ઉજરત આપી રહ્યા છે. એટલા માટે કે લોકો ઉજરત આપવાના આદી છે. જેથી કબુલ ન કરવામાં આવે. ગરીબને આપવાની નિય્યતથી પણ ન લેવામાં આવે. ઝોહર પઢાવ્વાથી આપ ઇમામ કે નાઇબ ઇમામના દરજ્જામાં આવી જતા નથી કેમકે જ્યારે તમોને તરાવીહ માટે મુકર્રર કર્યા તો ઇમામ કે નાઇબ ઇમામની વાત કરી રાખ્યા ન હતા. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહમાં ખત્મે કુર્આન પછી શીરીની વહેંચવા વિષે

(૧૧૧૬) સવાલ :- (૧) રમઝાનુલ મુબારકમાં તરાવીહમાં ખત્મે કુર્આન થાય છે તે દિવસે શીરીની વહેંચવુ કેવું છે ? (૨) શીરીની ફક્ત એક માણસ તરફથી વહેંચાય છે. ચંદો કરતા નથી તો એ દુરૂસ્ત છે કે નહીં ? (૩) શીરીની જમાઅત ખાનામાં વહેંચી શકીએ છીએ કે સહેનમાં વહેંચવી ?

જવાબ :- (૧) જરૂરી નથી. લોકોએ એને જરૂરી સમજી લીધું છે અને પાબંદી સાથે અમલ કરવામાં આવે છે. લોકોને ચંદો આપવા પર મજબુર કરવામાં આવે છે. મસ્જિદોમાં છોકરાઓના જમા થવા અને શોર બકોર વિગેરે ખરાબીઓને ધ્યાનમાં રાખી આ દસ્તુરને બંધ કરી દેવું જ બેહતર છે.

(૨) ઇમામે તરાવીહ અથવા બીજા કોઇ માણસ ખત્મે કુર્આનની ખુશીમાં કદી-કદી શીરીની વહેંચે અને મસ્જિદની હુરમતના લિહાઝ રાખવામા આવે તો દુરૂસ્ત છે.

(૩) મસ્જિદનો ફર્શ ખરાબ ન થાય. સુકી વસ્તુ હોય અને મસ્જિદની બેહુરમતી લાઝિમ ન આવે તો દુરૂસ્ત એ છે કે દરવાઝા પર વહેંચવામા આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### અમુક હાફિઝો મળી તરાવીહ પઢાવે તો દુરૂસ્ત છે કે નહીં ?

(૧૧૧૭) સવાલ : હમારી મસ્જિદમાં ચાર હાફિઝ મળી તરાવીહ પઢાવે છે. પહેલા હાફિઝ ચાર રકઅત, બીજા હાફિઝ આઠ રકઅત, ત્રીજા હાફિઝ ચાર રકઅત, ચોથા હાફિઝ ચાર રકઅત પઢાવે છે. આમ કરવું દુરૂસ્ત છે કે નહીં ?

જવાબ :- અફઝલ એ છે કે એક અથવા બે હાફિઝ મળી તરાવીહ પઢાવે. જો એવા જય્યિદ અને બાહિમ્મત હાફિઝ ન હોય અને મુતઅદદ હાફિઝ તરાવીહ પઢાવે તો એ પણ દુરૂસ્ત છે. તરાવીહ થઇ જાય છે. (ફતાવા આલમગીરી ભાગ-૧. પાનુ ૬૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહના પુરસ્કાર વિષે

(૧૧૧૮) સવાલ :- હાફિઝ કોઇ પુરસ્કાર (પગાર, મહેનતાણું) નક્કી કર્યા વગર લિલ્લાહ તરાવીહ પઢાવે અને મુક્તદીઓ ખુશીથી મદદ કરે તો એમાં કોઇ વાંધો છે ?

જવાબ : પુરસ્કાર (પગાર, મહેનતાણું) નક્કી કર્યા વગર હાફિઝ 'લિવજહિલ્લાહ' તરાવીહ પઢાવે અને મુક્તદીઓ ખુશીથી પોતાના તરફથી મદદ તરીકે આપે એમાં વાંધો નથી. જાઇઝ છે. પરંતુ આપવા લેવાની પ્રણાલિકા પડી જવાથી હાફિઝના દિલમાં આશા અને લાલચ જન્મે છે અને આપનારને આપવાની ફિકર રહે છે. માટે "અલ્મઅરૂફુ કલ્મશરૂત"ના કાયદા અનુસાર પુરસ્કાર (પગાર, મહેનતાણા) સમાન થઇ જાય છે. જેથી એ રીત પણ કરાહતથી ખાલી નથી. મોટા ભાગે હાફિઝોનો હેતુ પુરસ્કાર લેવાના હોય છે. જે જાઇઝ નથી. ગુનાહિત છે. 'લિવજહિલ્લાહ' તરાવીહ પઢાવ્વાની ઘણી ફઝીલત છે અને ઘણા

સવાબનું કામ છે. હાફિઝો શા માટે પોતાને ઘણા સવાબથી મહરૂમ (વંચિત) રાખે છે અને ગુનેહગાર બને છે ?

'શામી'માં છે :- "વઇન્નલ કિર્અત લિશય્ઇમ મિન-દુન્યા લા યજુઝુ વ ઇન્નલ આખિઝ વલ્મુઅતી આસિમાનિ."

અર્થાત :- દુનિયાની કોઇ વસ્તુ માટે કિર્અત પઢવી જાઇઝ નથી. લેનાર અને દેનાર બન્નેવ ગુનેહગાર છે. (ભાગ-૧, પાનું-૬૮૭ તથા ભાગ-૫ પાનું-૪૭)

હદીસ શરીફમાં છે :- "ઇકરઉલ કુર્આન વલા તઅકુલુ બિહી"

અર્થાત :- કુર્આન પઢો અને તેને કમાવાનું (પેટ ભરવાનું) સાધન ન બનાવો, માટે હાફિઝોએ વિચારવું જોઇએ કે પચાસ, પોણો સો કે સો, બસો રૂપિયા માટે ખુદાએ પોતાને આપેલ મહાન, અતિ મહાન નેઅમત (હિફઝે કુર્આન)નો દુરૂપ્યોગ શા માટે કરવો ? જો કે નમાઝીઓને તરાવીહ પઢવાનો અને કુર્આન સાંભળવાનો સવાબ ઇન્શા અલ્લાહ મળશે. (પરંતુ એટલો નહીં જેટલો લિલ્લાહ પઢાવનાર પાછળ મળે છે) (ઇમ્દાદુલ ફતાવા, તતિમ્મહ સાલિસહ પાનું-૬૩)

પુરસ્કાર જાઇઝ હોવાની એક રીત એ છે કે જ્યાં લિલ્લાહ તરાવીહ પઢાવનાર હાફિઝ નહીં મળી શકે ત્યાં રમઝાન શરીફના મહીના માટે હાફિઝને તરાવીહ સાથે એક-બે વખતની ફર્ઝ નમાઝ પઢાવવા અને ઇમામની ગૈર હાજરીમાં તેમનું કામ સંભાળી લેવા માટે નાઇબ ઇમામ તરીકે રાખી લેવામાં આવે. મઝકુર શરઇ હીલાથી પગાર આપવો, લેવો જાઇઝ થઇ જશે.

આ વિષયનો ફત્વો હિજરી સન ૧૩૭૦ માં લખીને મહાન મુફ્તીઓની તસ્દીકો સહિત "જમાઅત" (સુરત) અને "પય્ગામ" (કાવી)માં હું આગળ છપાવી ચુક્યો છું. (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહ પઢાવનાર હાફિઝો કેવા હોવા જોઇએ ? તેમજ હાફિઝોને પસંદ કરવાના અહલ કોણ છે ?**

(૧૧૧૯) સવાલ :- હમારે ત્યાં ઇંગ્લેન્ડમાં મદ્રસાના સંચાલકોની દર વર્ષે ચુંટણી થાય છે. મસ્જિદ-મદ્રસાની કમીટી બનાવ્વામાં આવે છે. મસ્જિદ કમીટીના ઝિમ્મે ઇમામ, મુઅઝઝિન અને રમઝાનમાં તરાવીહ માટે હાફિઝોની નિમણૂંક હોય છે. તરાવીહ પઢાવનાર હાફિઝો કેવા હોવા જોઇએ ? કુર્આન કાચું છે કે પાકું, સહીહ પઢે છે કે ગલત, તજવીદનો લિહાઝ રખાય છે કે નહીં ? એ વિષેનો એહતેમામ કમીટીના સભ્યો આલિમ ન હોવાથી હોતો નથી. હાં, એનો પુરતો ખ્યાલ રખાય છે કે હાફિઝ સુરેલી આવાઝવાળો હોય. જલ્દી (તેઝ) પઢનાર હોય, તરાવીહની ૨૦ રકઅતથી જલ્દી ફારિગ કરી દેતો હોય. ભલે 'યઅલમૂન-તઅલમૂન' સિવાય કશું સમજમાં ન આવે. કમ્ઝોર અને ઝઇફ માણસો ભલે રૂકુઅ-સજદામાં થાકી જાય. ન તો કાયદેસરનો કૌમો થાય છે ન તો જલ્સો, ન તો સહીહ રીતે રૂકુઅ-સજદા થાય છે. એ પણ જોવામાં આવે છે કોનો છોકરો છે. ઝિમ્મેદાર હઝરાતના અને મોટા લોકોના છોકરાઓને ફવ્કિયત આપવામાં આવે છે.

હવે પૂછવાનું એ કે તરાવીહ માટે હાફિઝોની પસંદગી કરવાના અહલ કોણ છે ? કેવા હાફિઝોની પસંદગી કરવી જોઇએ ? તરાવીહ સહીહ હોવા અને કુર્આન શરીફની તિલાવતના સહીહ હોવા માટે શું શું શર્તો છે ? એની ચોખવટ કરશો કે જેથી હઝારો મુસલમાન નમાઝ અને તરાવીહ જેવી અહમ ઇબાદત સહીહ રીતે અદા કરી શકે.

જવાબ :- કાઇમી ઇમામ અને તરાવીહના હાફિઝ ઇમામોની પસંદગીના અહલ આલિમ, હાફિઝ અને કારી હોય શકે છે. જેઓ અહલે ઇલ્મ નથી તેઓ ઉલ્મા અને હાફિઝોના મશ્વેરા વગર કામ કરશે

તો ઘણી કબાહતોના મુરતકિબ બનશે અને કિયામતની અલામતોમાંથી ગણાશે.

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાન્વી (રહ.) ફર્માવે છે :- ગર્ઝ આજકલ હર શખ્સ મુફસ્સિર મુતરજિમ હે ઔર હર એક શરીઅતમેં રાઇ દેતા હે, ગોયા શરીઅતકા સમજના તમામ ફુનૂનસે આસાન હે. હાલાં કે યે તો કાનૂને ઇલાહી હે જબ દુન્યવી સલાતીનકે કવાનીનકો હર શખ્સ નહીં સમજ સકતા બલ્કે ખાસ વુકલા ઔર બેરિસ્ટર ઔર હાઇકોર્ટકે જજ હી ઉસકો સમજતે હૈં તો ખુદાઇ કાનૂનકુ એસા કિયા આસાન સમજ લિયા હે ? (વઅઝ અલ્બાબ પાનું-૧૮)

તરાવીહ સુન્નતે મુઅક્કદહ છે અને અહલે સુન્નત વલ્જમાઅતનો શિઆર છે. તરાવીહમાં કુર્આન શરીફ ખતમ કરવું પણ તાકીદી સુન્નત છે. બે અથવા ત્રણ ખતમ કરવું મુસ્તહબ અને અફઝલ છે. કમ અઝ કમ એક ખતમ પૂરી સિહહત સાથે હોવાનો એહતમામ હોવો જોઇએ.હમો જેવી રીતે અમલ કરીશું હમારી ઔલાદ પણ હમને જોઇ તેવી જ રીતે અમલ કરશે. કુર્આનની તિલાવત અને નમાઝની કિર્અતમાં સિહહત અને તજવીદની રિઆયત જરૂરી છે. હુરૂફ સહીહ અદા ન હોવાથી અને બદલાય જવાથી એટલે સાદ (સુવાદ)ના બદલે સીન-સે અને સીનના બદલે (સાદ-સુવાદ), ઝાદ (ઝુવાદ)ના બદલે ઝા, (ઝોઇ) ઝે-ઝાલ અને તા (તોઇ)ની જગ્યાએ તે અને તે ની જગ્યાએ તા (તોઇ) વિગેરે પઢવામાં આવશે તો લહને જલી લાઝિમ આવશે અને કદી એવી ભુલોથી અર્થ બદલાઇ જઇ નમાઝ ફાસિદ પણ થઇ જાય છે. મદ, ગુન્ના, ઇખ્ફા, ઇઝહારની ભુલ લહને ખફી છે. એનાથી નમાઝ ફાસિદ થશે નહીં. પરંતુ મોટી ફઝીલતોથી મહરૂમી છે. રમઝાન જેવા મુબારક અને મુકદસ માસમાં તરાવીહની નમાઝમાં કુર્આનનું ખતમ બાકાયદા અને પૂરી દિલચસ્પી અને શૌક-ઝૌકથી કરવામાં ન આવે તો એનાથી વધુ મહરૂમી બીજી શું હોય શકે છે ? આ મુબારક પ્રસંગ વર્ષમાં એક જ વખત આવે છે અને કદાચ આપણી ઉંમરનું આખિરી વર્ષ પણ હોય.

મજાલિસુલ અબ્રારમાં છે કે લોકોએ તરાવીહને આદત રસમ બનાવી રાખી છે, ન કે ઇબાદત કે જેનાથી કુર્બે ખુદાવંદી હાસિલ કરે, તે શર્ત મુજબ જે રસુલુલ્લાહ (સલ.)એ કિર્અત બાબત હિદાયત ફર્માવી છે. પસ એવા ઇમામ પાછળ નમાઝ પઢે છે જે પુરી રીતે રૂકુઅ-સજદા-કૌમા અને જલ્સા કરતા નથી અને ખુદાવંદના હુકમ મુજબ કુર્આન શરીફને તજવીદ સાથે સાફ-સાફ પઢતા નથી. બલ્કે ઘણી ઉતાવળને લઇ અમુક હુરૂફ અથવા હરકતોના રહી જવાથી લહને જલીના શિકાર બની જાય છે. અને 'ફતાવા બઝ્ઝાઝિયહ'માં છે કે ગલત પઢવું બિલ્ઇત્તિફાક હરામ છે અને બીજા ફતાવામાં છે કે જો ઇમામ ગલત પઢતો હોય તો એમાં કાંઇ વાંધો નથી કે માણસ મહોલ્લાની મસ્જિદ છોડી બીજી મસ્જિદમાં ચાલ્યો જાય અને ચાલ્યો જવાથી તે ગુનેહગાર થશે નહીં. એ કારણથી કે એનો હેતુ સહીહ પઢનાર પરહેઝગાર પાછળ નમાઝ પઢવું છે અને નબીએ કરીમ (સલ.)નું ફર્માન છે કે જેણે પરહેઝગાર આલિમ પાછળ નમાઝ પઢી એણે જાણે કોઇ પયગમ્બર પાછળ નમાઝ પઢી અને એમાં એ વાત તરફ ઇશારો છે કે અગર કોઇ શરઇ ઉઝરના લઇ મહોલ્લાની મસ્જિદ છોડી દે તો ગુનેહગાર થશે નહીં. હવે તે લોકોનો શું હાલ થશે જે વિના ઉઝરે મહોલ્લાની મસ્જિદે જવું છોડી દે છે અને એવી મસ્જિદોમાં જાય છે જ્યાં ઝાત-ઝાતના રાગ અને ભુલો થાય છે અને એવા ઇમામ તલાશ કરે છે જેઓ ન ઠીક રીતે સજદો કરે છે, ન તો કુર્આન શરીફને તરતીલ સાથે સહીહ રીતે પઢે છે. બલ્કે અમુક વખતે એવા ઇમામ ઉપર એઅતેરાઝ કરે છે જેઓ પુરી રીતે રૂકુઅ-સજદો કરે છે અને કુર્આન શરીફ સહીહ પઢે છે અને એનાથી દુર રહે છે અને એવા લોકોમાં શામિલ થઇ જાય છે જેઓએ પોતાના દીનને હંસી-ખેલ બનાવી રાખ્યું છે અને દુંન્યવી ઝિંદગીએ એમને ધોકો દઇ રાખ્યો છે અને તેઓ આખિરતથી બેખબર અને ગાફિલ છે.

બેશક ! જેણે તરાવીહ એવી રીતે પઢી કે કૌમા (રૂકુઅ પછી ઇત્મીનાનથી ઉભા રહેવું) જલ્સા (બન્નેવ સજદા વચ્ચે ઇત્મીનાનથી બેસવું) અને એઓને શાંતિપૂર્વક અદા કરવું જેની અદના મિકદાર એક તસ્બીહના બરાબર છે એને છોડી દેશે તો ગુનેહગાર થશે.

વળી અહીંયા એક નુકતો છે જેનાથી આગાહ કરવું જરૂરી છે, જેથી જે માણસમાં ઇન્સાફ અને હકની જાનિબ મૈલાન હોય તે એનાથી નસીહત હાસિલ કરે, અને તે આ છે કે તરાવીહ વીસ (૨૦) રકઅત છે અને દરેક રકઅતમાં એક કૌમો અને એક જલ્સો છે. સાથે-સાથે એ બન્નેવને ઇત્મીનાનથી અદા કરવું જરૂરી છે અને કોમા-જલ્સામાંથી કોઇ એકમાં પણ ઇત્મીનાનને છોડવું ગુનોહ છે. એ બન્નેવમાંથી કોઇ એકમાં પણ ઇત્મીનાન જતો રહ્યો તો વીસ ગુનાહ થશે, અને જો કૌમહ અને જલ્સા બન્નેવમાં ઇત્મીનાન છોડી દીધું તો ૪૦ ગુનાહ થશે અને જો બન્નેવ (કૌમા-જલ્સા) છુટી ગયા તો બધા મળી ૮૦ ગુનાહ થયા અને જો એની સાથે ઝાહિરાત કરવાનો ગુનોહ પણ મેળવી લઇએ તો બધા મળી ૧૬૦ ગુનાહ થઇ જશે અને એના સાથે આ નમાઝને ન દોહરાવ્વાનો ગુનોહ જે વાજિબ છે તે પણ મેળવી લેવાય તો હવે કુલ્લે ૧૮૦ ગુનાહ થઇ જશે અને એના સાથે એ મઝકૂર વસ્તુઓનું છોડવું એનો સબબ થઇ જાય છે કે ઇન્તેકાલાતના અંદર જે ઝિક્ર છે તે દરેક ઇન્તિકાલાત પછી અદા કરવામાં આવે છે અને ઇન્તિકાલાતમાં મુકર્રર કરેલ ઝિક્રો-અઝકારને પાછળથી અદા કરવામાં બે ખામીઓ છે. એક એને એની જગ્યા પર અદા ન કરવું અને બીજું એને બે મૌકા અદા કરવું. તો હવે દરેક રકઅતમાં ચાર મકરૂહ થયા અને તેના લીધે ચાર સુન્નતોને છોડવું લાઝિમ આવે છે કેમ કે જેણે કૌમાને અથવા એને આરામથી અદા કરવાને છોડી દીધું તો 'સમિઅલ્લાહુ લિમન હમીદહ' અને 'અલ્લાહુ અકબર' જુકતી વખતે અદા થશે. બલ્કે 'અલ્લાહુ અકબર' સિજદા પછી વાકેઅ થશે અને સુન્નત એ છે કે 'સમિઅલ્લાહુ લિમન હમીદહ' રૂકુઅથી માથું ઉઠાવતી વખતે કહે અને અલ્લાહુ અકબર સજદા માટે જૂકતી વખતે કહે. એ જ પ્રમાણે જો જલ્સા અને ઇત્મીનાનને છોડી દેવામાં આવે તો પહેલી તકબીરનો અમુક ભાગ જુકતી વખતે અદા થશે. બલ્કે બીજી તકબીરનો અમુક ભાગ સિજદામાં જવા પછી પઢાશે. હાલાંકે સુન્નત પહેલી તકબીરને માથું ઉઠાવ્તી વખત કહેવું છે અને બીજી તકબીરને જુકતી વખતે કહેવું છે. તો હવે મકરૂહાતની ગણત્રી તમામ રકઅતોમાં ૮૦ થઇ જશે. જેના લઇ ૮૦ સુન્નતોને છોડવું લાઝિમ આવશે અને જ્યારે આ મકરૂહાતની ઝાહિરાત કરવાનો ગુનોહ પણ એમાં શામિલ કરી લેવામાં આવે, કેમ કે મકરૂહની ઝાહિરાત કરવી પણ મકરૂહ છે. કુલ્લે ૧૬૦ મકરૂહાતનો ઇરતિકાબ અને ૧૬૦ સુન્નતોને છોડવું લાઝિમ આવ્યું હવે જે માણસ રમઝાનની મુબારક રાતોમાંથી દરેક રાતે ફક્ત તરાવીહમાં ૮૦ ગુનાહ અને ૧૬૦ મકરૂહાતનો ઇરતિકાબ કરે છે અને ૧૬૦ સુન્નતોને છોડે છે. તો શું એવા માણસની ગણત્રી અકલમંદોમાં થઇ શકે છે ? હાલાંકે હરેક સુન્નતને છોડવામાં એક ખાસ ઇતાબ અને શફાઅતથી મહરૂમી છે. પસ કોઇ અકલમંદ શું આ વાતને પસંદ કરી શકે છે કે પોતાને રસુલે ખુદા (સલ.)ની શફાઅતથી મહરૂમ કરી આપે કે જેમની શફાઅતની ચાહક અલ્લાહની પુરી મખ્લૂક એટલે સુધી કે અંબિયા-અવ્લિયા અને સુલ્હા છે. અલ્લાહથી દુઆ છે કે ખુદા હમોને મહરૂમ લોકોમાંથી ન બનાવે. આમીન. સુમ્મ આમીન. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૨૯, પાનું-૧૯૧)

સાહિબે મજાલિસુલ અબ્રારના આ તફસીલી બયાનને વારંવાર પઢો અને પછી પોતાની તરાવીહ ઉપર નઝર નાંખો કે હમારી તરાવીહમાં આ બધી ખરાબીઓ છે કે નહીં ? અગર નથી તો ખુદાનો શુક્ર અદા કરો અને જો ખરાબીઓ હોય તો એ ખરાબીઓની ઇસ્લાહની કોશિશ કરો અને તે ત્યારે જ બની શકશે જ્યારે કે હાફિઝ સહીહ પઢનાર અને સુન્નત મુજબ નમાઝ અદા કરતો હોય અને મુક્તદી પણ ઝોક-શૌકથી આ અઝીમ ઇબાદતને ઇબાદત અને કુર્બે ઇલાહીનો ઝરીઓ સમજીને અદા કરવાની ફિકર કરે. થોડો વખત વધુ ખર્ચ થાય તો એનો ખ્યાલ કરવામાં ન આવે કે વખત ઇબાદતમાં જ ખર્ચ થઇ રહ્યો છે. જલ્દી (તેઝ) પઢવું મુત્લકન કાબિલે મઝમ્મત નથી.એટલા માટે કારીઓએ કિર્અતના ત્રણ દરજા મુકર્રર કર્યા છે. તરતીલ, તદવીર, હદર, તરતીલમાં ધીમેથી પઢવામાં આવે છે. તદવીરમાં એનાથી જલ્દી અને હદરમાં એનાથી પણ જલ્દી, પરંતુ શર્ત એ છે કે હુરૂફની અદાયગીમાં અને સિહહત અને સફાઇમાં કાઇ ખરાબી ન આવવા પામે. ખુદાના વાસ્તે તરાવીહની અઝમતને સમજો અને એમાં થનારી ભુલોની ઇસ્લાહ

કરો. અલ્લાહ તઆલા દરેક મુસલમાનને તૌફીક અતા ફર્માવે. આમીન, સુમ્મ આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરવીહામાં નીચેના કલિમાત પઢવું કેવું છે ?

(૧૧૨૦) સવાલ :- હમારે ત્યાં તરાવીહ શરૂ કરતા પહેલાં એક માણસ બુલંદ અવાઝથી આ કલિમાત પઢે છે. 'સલાતુ-ત્તરાવીહિ સુન્નતુન, રહિમકુમુલ્લાહ, લાઇલાહ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ' તે પછી તરાવીહ શરૂ થાય છે. બે રકઅત પછી આ તસ્બીહ યા કરીમલ મઅરૂફિ. યા કદીમલ એહસાનિ, અહસિન ઇલય્ના રબ્બના બિઇહસાનિકલ કદીમ, યા અલ્લાહુ, યા અલ્લાહુ, યા અલ્લાહુ ફઝલુમ મિનલ્લાહિ વનિઅમતુવં વમગ્ફિરતુવં વરહમહ, લાઇલાહ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ, પઢે છે અને ચાર રકઅત પછી 'અલ્બદરૂ મુહમ્મદુલ મુસ્તુફા (સલ.) લા ઇલાહ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર. અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ, પઢવા પછી 'યા કરીમલ મઅરૂફ છેવટ સુધી પઢે છે અને બીજા તરવીહામાં' 'ખલીફતુ રસુલુલ્લાહિ બિસ્સિદકિ વત્તહકીકિ અમીરિલ મુઅમિનીન સય્યિદિના અબીબક્રિનિ-સ્સિદીક (રદી.) લા ઇલાહ ઇલ્લલ્લાહુ.... પઢે છે. પછી ત્રીજા તરવીહામાં 'મુઝય્યિનુલ મસ્જિદિ વલ-મિમ્બરિ વલ્મેહરાબિ અમીરિલ મુઅમિનીન સય્યિદિના ઉમ્રિબ્નિલ ખત્તાબિ (રદી.) લાઇલાહ ઇલ્લલ્લાહુ.... પઢે છે. ચોથા તરવીહામાં 'જામિઉલ કુર્આનિ કામિલુલ હયાઇ વલ્ઇમાનિ અમીરિલ મુઅમિનીન સય્યિદિના ઉસ્માનિ બ્ને અફ્ફાન (રદી.) લા ઇલાહ ઇલ્લલ્લાહુ....અને પાંચમાં તરવીહામાં 'અસદુલ્લાહિલ ગાલિબ, મઝહરૂલ અજાઇબિ વલ્ગરાઇબિ ઇમામુલ મશ્રિકિ વલ્મગ્રિબિ અમીરિલ મુઅમિનીન સય્યિદિના અલિય્યિ-બ્ને અબી તાલિબ (રદી.) લાઇલાહ ઇલ્લલ્લાહુ.... પઢે છે અને સુબ્હાનલ મલિકિલ કુદુસ પણ છેવટ સુધી એક માણસ પઢે છે અને આ બધું ઝોરથી પઢાય છે અને જેથી બીજા માણસો તસ્બીહ વિગેરે કાંઇ પણ પઢી શકતા નથી અને વિત્રથી પહેલાં 'અલ્વિત્રુ વાજિબુન રહિમકુમુલ્લાહ, લાઇલાહ ઇલ્લલ્લાહ છેવટ સુધી પઢે છે. શું આ બધા કલિમાત પઢવું હદીસથી સાબિત છે અને પઢવાનો શું હુકમ છે ?'

જવાબ :- આ બધી વાતો સુન્નતના મુતાબિક નથી. રસ્મો અને રિવાજી છે. જેથી તજી દેવા લાયક છે. બે રકઅત પર તરવીહો નથી. અલ્બત્ત ચાર રકઅત પછી તરવીહો છે અને એ મુજબ બેસ્વાનો હુકમ છે કે નમાઝીઓ પર બાર (બોજ) ન ગુઝરે અને એમાં ઇજતિમાઇ ઝિક્ર અને દુઆ નથી. લોકો ઇન્ફિરાદી તોર પર જે ચાહે પઢે. ચાહે તિલાવત કરે. નફિલ પઢે, ઝિક્રો-અઝકારમાં મશ્ગુલ રહે, દુરૂદ શરીફ પઢતા રહે અથવા ખામોશ બેસી રહે. બધું જાઇઝ છે. એક વસ્તુના બધાને પાબંદ બનાવી દેવું શરીઅતે આપેલી આઝાદી પર પાબંદી લગાડી દેવું છે. (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૧, ગુજરાતી પાનું-૧૫૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### એક માણસ ફર્ઝ-વિત્ર પઢાવે અને હાફિઝ ફક્ત તરાવીહ પઢાવે તો ?

(૧૧૨૧) સવાલ :- હમારે ત્યાં ઇમામ સાહબ ઇશાની ફર્ઝ નમાઝ અને વિત્ર પઢાવે છે અને બીજા હાફેઝી તરાવીહ પઢાવે છે તો એમાં કાંઇ વાંધો છે ?

જવાબ :- કાંઇ વાંધો નથી. હઝરત ઉમર (રદી.) ફર્ઝ નમાઝ અને વિત્ર પઢાવતા હતા અને હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદી.) તરાવીહ પઢાવતા હતા. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રમઝાન સિવાય વિત્ર જમાઅતથી અદા કરવું કેવું ?

(૧૧૨૨) સવાલ :- રમઝાન સિવાય બીજા દિવસોમાં વિત્ર જમાઅતથી અદા કરી શકીએ કે નહીં?

જવાબ :- વિત્રની જમાઅત રમઝાન સિવાયના દિવસોમાં મકરૂહે તહરીમી છે. 'કબીરી'માં છે 'વલા યુસલ્લિલ વિત્ર બિજમાઅતિન ઇલ્લા ફી શહરિ રમઝાન....' (પાનું-૪૦૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વીસ રકઅત તરાવીહ સુન્નત છે કે બિદઅત ?**

(૧૧૨૩) સવાલ :- વીસ રકઅત તરાવીહ જમાઅતથી પઢવું સુન્નત છે કે બિદઅતે ઉમરી ? ગૈર મુકલ્લિદો બિદઅતે ઉમરી કહે છે શું એમનું આ કહેવું સહીહ છે ?

જવાબ :- વીસ રકઅત તરાવીહ જમાઅતથી સુન્નતે મુઅક્કદહ છે. એના ઉપર સહાબાનો ઇજમાઅ છે અને ઇજમાઅ શરઇ હુજ્જત છે જેથી બિદઅત કહેવું ગુમ્રાહી છે અને રવાફિઝની મુવાફિકત કરવું છે. હઝરત ઉમર (રદી.) ખુલફાએ રાશિદીનમાંથી છે અને હુઝુર (સલ.) એ ખુલફાએ રાશિદીનના તરીકાને સુન્નત ફર્માવ્યું છે. આપ (સલ.)નું ફર્માન છે. 'અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઇ-ર્રાશિદીનલ મહદિય્યીન' અને ફર્માવ્યું 'ઇક્તદૂ બિલ્લઝય્નિ મિમ બઅદી અબીબક્રિન વ ઉમર (રદી.)....

સહીહ બુખારીના શારેહ શૈખુલ ઇસ્લામ અલ્લાહ બદરૂદ્દીન ઐની (રહ.) 'બિનાયહ શર્હે હિદાયહ'માં લખે છે કે 'સીરતુલ ઉમરિ લા શકક ફી અન્ન ફી ફેઅલિહા સવાબુન વફી તર્કિહા ઇકાબુન લિઅન્ના ઉમિરના બિલ્ઇકતિદાઇ બિહા લિકવ્લિહી (અલ.) ઇક્તદૂ બિલ્લઝય્નિ મિમ બઅદી અબી બક્રિન વઉમર, ફઇઝા કાનલ ઇક્તિદાઉ બિહિમા મામુરમ બિહી યકૂનુ વાજિબન, વતારિકુલ વાજિબિ યસ્તહિકકુલ ઇકાબ વલ્ઇતાબ. (હઝરત ઉમર (રદી.)ના તરીકા ઉપર અમલ કરવું મૂજિબે સવાબ છે અને એનો તર્ક કરવું ઇકાબ છે. એટલા માટે કે હુઝુરે અકરમ (સલ.)ના આ કોલ મુબારક 'ઇક્તદૂ બિલ્લઝય્નિ મિમ બઅદી અબી બક્રિન વ ઉમર (રદી.)માં હમને આપની ઇક્તિદાનો હુકમ કરવામાં આવ્યો છે. તો જ્યારે એ બન્નેવ હઝરાતની ઇકતિદા મઅમૂર બિહી (જેના પર અમલ કરવાનો હુકમ આપવામાં આવ્યો) છે તો યકીનન ઇકતિદા કરવી વાજિબ છે અને વાજિબને છોડનાર ઇકાબ અને ઇતાબનો મુસ્તહિક હોય છે. (બહવાલા કિયામુલ મિલ્લતિ વદ્દીન પાનું-૩૭૮)

ગૈર મુકલ્લિદોના માનીતા પેશ્વા હાફિઝ ઇબ્ને તૈમિય્યહ (રહ.) ફર્માવે છે કે બેશક આ સાબિત શુદહ અમ્ર છે કે હઝરત ઇબય ઇબ્ને કઅબ (રદી.) રમઝાનુલ મુબારકમાં લોકોને ૨૦ રકઅત તરાવીહ અને ત્રણ રકઅત વિત્ર પઢાવ્તા હતા. પસ અકસર ઉલ્માએ ૨૦ રકઅત તરાવીહને જ સુન્નતે નબ્વી કરાર દીધું છે કેમ કે હઝ. ઉબય ઇબ્ને કઅબ (રદી.) મુહાજિરીન અને અન્સાર (રદી.)ની મૌજુદગીમાં ૨૦ રકઅત પઢાવતા હતા. કોઇએ પણ એમના આ ફેઅલ ઉપર ઇન્કાર અને એઅતેરાઝ કર્યો નથી (જો ૨૦ રકઅત સાબિત ન હોતે તો મુહાજિરીન અને અન્સારમાંથી કોઇ પણ એઅતિરાઝ કરતે) (ફતાવા ઇબ્ને તૈમિય્યહ ભાગ-૧, પાનું-૧૯૧). અને એમના મહાન પેશ્વા અને મુક્તદા અલ્લામહ દાવુદ ઝાહિરી પણ વીસ રકઅત તરાવીહના કાઇલ હતા. (બિદાયતુલ મુજતહિદ ભાગ-૧, પાનું-૧૯૨)

કુત્બુલ આરિફીન ઇમામ શઅરાની (રહ.) ફર્માવે છે કે પછી હઝરત ઉમર (રદી.)એ ૨૩ રકઅતનો હુકમ આપ્યો, એમાંથી ત્રણ રકઅત વિત્ર હતી અને બધા શહેરોમાં એના ઉપર અમલ થતો રહ્યો. (કશ્ફુલ ગુમ્મહ ભાગ-૧, પાનું-૧૬૭)

હઝરત ઉમર (રદી.)એ હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદી.)ને વીસ રકઅત તરાવીહ પઢાવવા માટે નક્કી કર્યા, તે વખતે સહાબા મોટી સંખ્યામાં મૌજુદ હતા. એમાં હઝરત ઉસ્માન (રદી.), હઝરત અલી (રદી.), હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.), હઝરત અબ્બાસ (રદી.) અને એમના સાહબઝાદહ હઝરત અબ્દુલ્લાહ (રદી.), હઝરત ઝુબૈર, હઝરત મઆઝ (રદી.) અને એમના સિવાય બધા જ મુહાજિર અને અન્સાર મૌજુદ હતા. કોઇએ હઝરત ઉમર (રદી.) પર એઅતેરાઝ કર્યો નહીં અને આપની તરદીદ નહીં કીધી.

બલ્કે બધાએ આપનો તઆવુન કર્યો અને આપની મુવાફિકત અને તાઇદ કીધી અને જારી અને રાઇજ કર્યું અને સહાબા પાબંદીથી પઢતા રહ્યા, એટલે સુધી કે હઝરત અલી (રદી.)એ હઝરત ઉમર (રદી.)ની તઅરીફ કીધી અને એમના માટે ભલાઇની દુઆ કીધી. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૨૮ પાનું-૧૮૭)

હઝરત અલ્લામહ અન્વર શાહ કશ્મીરી (રહ.) ફર્માવે છે કે ફારૂક (રદી.)નો અમલ (૨૦ રકઅત તરાવીહ)ને ઉમ્મતે પસંદ કર્યો અને એ સુન્નતે શરઇય્યહ છે. કિંવા સુન્નતે મુઅક્કદહ છે. દલીલ એ છે કે હુઝુર (સલ.)નું ફર્માન છે કે 'અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલ્ફાઇ-ર્રાશિદીનલ મહદિય્યીન' (અલ્અર્ફુ શ્શઝી ભાગ-૧, પાનું-૩૬૦)

આ ઇબારતોથી પુરવાર થાય છે કે **૨૦** રકઅત પર તમામ સહાબાનો ઇજમાઅ થઇ ચુક્યો છે. જેથી એ બિદઅત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કઅદએ ઉલા ન કર્યો અને તરાવીહની ચાર રકઅત પઢી તો ?

(૧૧૨૪) સવાલ :- હાફિઝે તરાવીહની બે રકઅતના બદલે ચાર રકઅત એક સલામથી પઢાવી. ત્રીજી રકઅત માટે ઉભા થતી વખતે બીજા હાફિઝે લુકમો આપ્યો છતાં લુકમો ન લીધો અને છેવટે સજદએ સહવ પણ ન કર્યો તો પુછેલી સુરતમાં કેટલી રકઅત તરાવીહ અદા થઇ ? જો તરાવીહ સહીહ ન થાય તો કિર્અતને લોટાવ્વું જરૂરી છે કે નહીં ?

જવાબ :- હાફિઝ સાહબ જ્યારે ત્રીજી રકઅત માટે ઉભા થવા લાગ્યા અને એમને લુકમો આપવામાં આવ્યો તો એમણ માટે બેસી જવું જરૂરી હતું, પરંતુ જ્યારે લુકમો ન લીધો અને ઉભા થઇ ગયા અને ચાર રકઅતો પઢાવી તો સજદએ સહવ કરી સલામ ફેરવ્વું જરૂરી હતું. આ સુરતમાં બે રકઅત તરાવીહ અને બે રકઅત નફિલ થાત. પરંતુ જ્યારે સજદએ સહવ ન કર્યો તો બુરૂં કર્યું અને આ સુરતમાં બે રકઅત તરાવીહ થઇ, પરંતુ દોહરાવ્વી જરૂરી છે. વખતના અંદર દોહરાવી લેવી જોઇએ. વખત નિકળી જવા પછી એની કઝા નથી. એ ચાર રકઅતમાં જેટલું કુર્આન પઢવામાં આવ્યું છે તેને દોહરાવી લેવામાં આવે. જો બે રકઅત પર કાયદો કરી લીધો હોય તો ચાર રકઅત તરાવીહ અદા થઇ ગઇ અને કિર્અત દોહરાવ્વાની પણ જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહની બે જમાઅતો કરવા વિષે

(૧૧૨૫) સવાલ :- હમારા ત્યાં ખુદાના ફઝલથી હાફિઝો ઘણાં છે. કુર્આન શરીફ એઓને યાદ રહે એ હેતુથી હમોએ રમઝાનમાં એ મઅમુલ બનાવ્યો છે કે ઇશાની નમાઝ હમો સર્વે મહોલ્લાની મસ્જિદમાં જમાઅતથી અદા કરીએ છીએ. તે પછી અમુક હાફિઝો મદ્રસાની ઇમારતમાં તરાવીહ પઢાવે છે. જ્યાં બીજા થોડા મુસલ્લી પણ શામિલ થઇ જાય છે અને બાકીના હાફિઝો તે જ મસ્જિદમાં જ્યાં ઇશા જમાઅતથી પઢાઇ છે, તરાવીહ પઢાવે છે. મદ્રસામાં તરાવીહ પઢનાર-પઢાવનાર વિત્ર પણ ત્યાં જ પઢે છે. પુછવાનું એ કે કુર્આનની હિફાઝતની નિય્યતથી ઉપર મુજબ તરાવીહની બે જમાઅતો કરવું કેવું છે ?

જવાબ :- ઇશાની ફર્ઝ નમાઝ જમાઅતથી મસ્જિદમાં અદા કરી અમુક હાફિઝ અને એમના સાથે અમુક મુસલ્લી તરાવીહ અને વિત્ર મદ્રસાની ઇમારતમાં જમાઅત સાથે એ હેતુથી પઢે છે જે સવાલમાં જણાવેલ છે. મસ્જિદની જમાઅતને તર્ક કરવું મકસુદ નથી, જેથી આ રીત જાઇઝ છે. મના નથી. મદ્રસામાં બાજમાઅત અદા કરવાથી જમાઅતનો સવાબ તો મળી જશે. અલ્બત્ત મસ્જિદની ફઝીલત પ્રાપ્ત થશે નહીં એની તલાફી હિફાઝતે કુર્આનના મકસદથી પુરી થઇ જશે, ઇન્શાઅલ્લાહ, (મરાકિલ ફલાહ મઅ હાશિયહ તહતાવી, પાનું-૨૪૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગામની ઔરતોને સંભળાવ્વા માઇકમાં તરાવીહ પઢાવ્વું કેવું છે ?

(૧૧૨૬) સવાલ :- તરાવીહ માઇકમાં પઢાવ્વું કેવું છે ? અહીંયા ગામની ઔરતોને સંભળાવ્વા માટે તરાવીહ માઇકમા પઢાવ્વામાં આવે છે તો એ જાઇઝ છે ?

જવાબ :- જ્યારે ઇમામની આવાઝ નમાઝીઓને પહોંચી જાય છે તો માઇકમાં તરાવીહ પઢાવ્વું મકરૂહે તહરીમી ગણાશે. આવાઝ ન પહોંચવાની સુરતમાં મકરૂહે તન્ઝીહી ગણાંશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહ માટે નાઇબ ઇમામ રાખે તો ઇમામનો પગાર કમ કરી શકાય ?**

(૧૧૨૭) સવાલ :- ઇમામ તરાવીહને નાઇબ ઇમામ બનાવી ઇશા અને ફજરની નમાઝ પણ સોંપવામાં આવે તો એ સુરતમાં મસ્જિદના પૈસાથી પગાર દેવું દુરૂસ્ત ગણાશે પણ અસલ ઇમામથી ઇશાં તથા ફજરનો બોજ કમ થયો તો એના પગારમાં કમી કરી શકાય કે નહીં ?

જવાબ :- અસલ ઇમામ સાહબ પણ પાંચેવ નમાઝોમાં હાઝિર રહેશે (અને આ મઆમલો પણ ફક્ત એક મહીનાનો છે) જેથી એમના પગારમાં કમી કરવાની કોઇ વજહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુકર્રર ઇમામ જ તરાવીહ પઢાવ્વાનો હકદાર છે**

(૧૧૨૮) સવાલ :- હું એક મસ્જિદમા ઇમામ છું, મેં તકર્રૂર વખતે એ શર્ત કરી હતી કે હું જ તરાવીહ પઢાવીશ. હવે મસ્જિદના મુતવલ્લી મારી મોજુદગીમા બીજા હાફિઝને બોલાવ્વા માંગે છે (જેથી હું નારાઝ છું) તો શું એમનું આ કાર્ય જાઇઝ છે ? તરાવીહ પઢાવ્વાનો વધુ હકદાર કોણ છે ?

જવાબ :- તરાવીહ પઢાવ્વાનો હક ઇમામનો છે. અગર ઇમામ ન પઢાવી શકે અથવા ઇમામ ઇજાઝત આપી દે તો બીજા હાફિઝને સોંપવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઘરમાં બાલિગ હાફિઝની ઇકતિદામાં મહરમ અને ગૈર મહરમ ઔરતો તરાવીહ પઢે તો શું હુકમ છે ?**

(૧૧૨૯) સવાલ :- ઘરમાં કોઇ બાલિગ છોકરો હાફિઝે કુર્આન તરાવીહ પઢાવે એની સાથે બે-ત્રણ માણસો હોય અને પાછળ પરદામાં ઔરતો જમાઅતથી તરાવીહ પઢે જેમાં મહરમ અને ગૈર મહરમ ઔરતો પણ હોય તો જાઇઝ છે કે નહીં ?

જવાબ :- હાફિઝ બાલિગ છોકરા મહરમ ઔરતોની ઇમામત કરી શકે છે અને એમના સાથે ગૈર મહરમ ઔરતો પણ પરદાની પાબંદી રાખી શામિલ થવા ચાહે તો શામિલ થઇ શકે છે. અલ્બત્ત અગર ફિત્નાનો ભય હોય તો એવી જગ્યાએ નામહરમ ઔરતોનું શામિલ થવું જાઇઝ નથી. આ ફિત્નાના ઝમાનામાં ઔરતો પોત-પોતાના ઘરોમાં તરાવીહ પઢે. એ જ અફઝલ અને બેહતર છે. એમાં જ એઓને વધુ સવાબ મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**'લિમા તસીફુ' સહીહ છે કે 'લિમ તસિફુ'**

(૧૧૩૦) સવાલ :- હમારે ત્યાં એક મૌલાના સાહબ કે જેઓ હાફિઝ કારી અને મૌલ્વી છે તે તરાવીહ પઢાવી રહ્યા હતા. જ્યારે તે પઢતા-પઢતા "વલા તકૂલૂ લિમા તસિફુ" (પારા-૧૪ સુરએ નહલ) ઉપર પહોંચ્યા ત્યારે તે પઢતા-પઢતા 'લિમા'નો અલિફ (કાનો) નહીં પઢ્યા કે જેનો ઉચ્ચાર 'લિમ' થાય છે. પાછળથી અમે એક-બે માણસે લુકમો પણ આપ્યો પરંતુ તેમણે લુકમો લીધો નહીં. તરાવીહ પછી પુછવામાં આવ્યું તો તેમણે કહ્યું કે 'અલિફ' પઢવામાં નહીં આવે તો આપ મહેરબાન ખુલાસાવાર લખી જણાવવા તસ્દી લેશો.

જવાબ :- 'વલા તકૂલૂ લિમા તસિફુ'માં 'લિમા'નો અલિફ પઢવાનો છે. હઝફ કરવું ખોટું છે. લહને જલી ગણાશે. મૌલ્વી સાહબનું આ પ્રમાણે કહેવું કે 'લિમા'નો અલિફ પઢવામાં નહીં આવે એ સહીહ નથી.

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહમાં એક વખત કુર્આન ખતમ કરવું તાકીદી સુન્નત છે

(૧૧૩૧) સવાલ :- રમઝાનમાં એક કુર્આન તરાવીહમાં ખતમ કરવું ફુકહાએ સુન્નત લખ્યું છે એનાથી કઇ સુન્નત મુરાદ છે, મુઅક્કદહ કે ગૈર મુઅક્કદહ ? તફસીલી જવાબ દલીલો સાથે આપી જણાવશો.

જવાબ :- સહીહ મઝહબ અને સહીહ કૌલ મુજબ તરાવીહમાં એક કુર્આન ખતમ કરવું સુન્નતે મુઅક્કદહ છે. કૌમની સુસ્તીના લઇ એને તર્ક ન કરવામાં આવે અને બે ખતમ કરવામાં ફઝીલત છે. ત્રણ ખતમ કરવું અફઝલ છે. જ્યાં ફુકહા (રહ.)એ એક ખતમને સુન્નત લખ્યું છે એનાથી ઝાહિરન સુન્નતે મુઅક્કદહ મુરાદ છે. (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૧, પાનું-૩૦૦) (નિહાયહ શર્હે હિદાયહ ભાગ-૧, પાનું-૧૩૧) (બહરૂ-ર્રાઇક ભાગ-૨, પાનું-૬૮-૬૯) (મિરકાત શર્હે મિશ્કાત ભાગ-૧, પાનું-૧૭૪) (હિદાયહ ભાગ-૧, પાનું-૧૩૧) (ફત્હુલ કદીર ભાગ-૧, પાનું-૪૦૯) (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૧૧૭) (માલા બુદ્દ મિન્હુ પાનું-૬૩) (ઇલ્મુલ ફિકહ ભાગ-૨, પાનું-૫૭)

હાં, અમુક ફુકહા (રહ.) લખે છે કે કોઇ જગ્યાના લોકો એટલા સુસ્ત અને બદશૌક હોય કે પુરૂં કુર્આન મજીદ સાંભળવાની હિમ્મત ન રાખતા હોય તો એટલું પઢે કે મસ્જિદો જમાઅતથી ખાલી ન પડી જાય. એવી ખરાબ હાલત ન હોય તો એક ખતમથી કમ ન કરે કેમ કે એ જ સુન્નત છે. (બહરૂ-ર્રાઇક ભાગ-૨, પાનું-૬૧)

અગરચ આં હઝરત (સલ.)થી તરાવીહમાં કુર્આન મજીદ ખતમ કરવા વિષે કોઇ રિવાયત હમારા ઇલ્મમાં નથી. પરંતુ એટલું તો સાબિત છે કે હુઝુર (સલ.)એ સહાબા (રદી.) સાથે અર્ધી અને તિહાઇ રાત સુધી અને એક વખત સેહરી સુધી તરાવીહ પઢી છે. જુઓ (અબુદાવુદ ભાગ-૧, પાનું-૨૦૨) (તિર્મિઝી શરીફ (નસઇ શરીફ) (ઇબ્ને માજહ).

એક હદીસમાં છે કે હુઝુર (સલ.)એ રમઝાનમાં અમુક લોકોને મસ્જિદના ખુણામાં જમાઅતથી નમાઝ પઢતા જોઇ પુછયું કે આ કોણ લોકો છે ? લોકોએ કહ્યું કે એઓને કુર્આન યાદ નથી જેથી (હાફિઝે કુર્આન) હઝરત ઉબય બિન કઅબ (રદી.)ની ઇકતિદામાં તરાવીહ પઢે છે. હુઝુર (સલ.)એ એમની તઅરીફ ફર્માવી કે સારૂં કરી રહ્યા છે. (અબુદાવુદ ભાગ-૧, પાનું-૨૦૨)

આ હદીસથી જણાયું કે તરાવીહ માટે હાફિઝ ઇમામની તલાશનો હેતુ ખત્મે કુર્આન છે. આ હદીસના રાવી મુસ્લિમ બિન ખાલિદના સિકહ અને મુઅતબર હોવા વિષે જુઓ 'અત્તઅલીકુલ મુમજ્જદ પાનું-૧૧૧'

હદીસ અને ફિકહની કિતાબોમાં છે કે બીજા ખલીફા હઝરત ઉમરે ફારૂક (રદી.)એ તરાવીહની ઇમામત માટે હાફિઝોને બોલાવી એમની કિર્અત સાંભળી, પછી તેઝ પઢનારને ત્રણ ખતમ કરવાનો હુકમ આપ્યો. (કિંવા દરેક અશ્રહમાં એક ખતમ, મહીનામાં ત્રણ અશ્રહ છે અને દરેક અશ્રહની અલગ ફઝીલત છે.) હદીસમાં છે 'અવ્વલુહુ રહમતુન, વઅવ્સતુહુ મગ્ફિરતુન વઆખિરૂહુ ઇત્કુમ મિનન્નારિ, અને વધુ તેઝ નહીં પઢનાર (કિંવા તદવીરથી પઢનાર)ને એક ખતમ કરવા માટે ફર્માવ્યું અને આહિસ્તા પઢનાર (કિંવા તદવીરથી પઢનાર)ને ખતમ કરવા માટે ફર્માવ્યું અને સહાબા (રદી.)ને એમના શૌક અને હિમ્મત મુજબ મઝકુર ઇમામોમાંથી કોઇ એકની ઇક્તિદાની હિદાયત ફર્માવી. (અસ્સુનનુલ કુબરા મઅલ જવહરૂ-ન્નકી ભાગ-૨, પાનું-૪૯૭) (મુસન્નફ ઇબ્ને અબી શય્બહ ભાગ-૨, પાનું-૩૯૨) (કબીરી શર્હે મુન્યહ પાનું-૩૮૮) (સલાતે મસઉદી ફારસી ભાગ-૩, પાનું-૧૮૮) (ફતાવા કાઝીખાન ભાગ-૧, પાનું-૧૧૧)

અમીરૂલ મુ'મિનીન હઝરત ઉમર (રદી.)ના સામે તરાવીહમાં કુર્આન ખતમ કરવા બાબત હુઝુર (સલ.)ની કોઇ દલીલ જરૂર હશે. નહીં તો આપ એનો હુકમ ન ફર્માવત, અને ન તો સહાબા (રદી.) એને

તસ્લીમ કરત. જો ખુલફાએ રાશિદીનના અમુક અમલોની સૂરત હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં હમને નઝર ન આવે પરંતુ શરઇ મકસદોને લઇ એનું ઐન સુન્નત અને ઐન શરીઅત હોવું જરૂરી છે. જેથી જેમને ખત્મે કુર્આનની મૌજૂદહ રીત હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં નઝર નથી આવતી એઓ માટે જરૂરી છે કે હુઝુર (સલ.)ના ખાસ ભરોસાપાત્ર વઝીર અને ઇબાદતના સાથી હઝરત ઉમર (રદી.)ના ફેસ્લાને દિલથી માની સુન્નત યકીન કરે.

ઉસુલે ફિકહની મશ્હુર અને મુઅતબર કિતાબ 'ઉસુલુ-શ્શાશી'માં છે 'વસ્સુન્નતુ ઇબારતુન અનિ-ત્તરીકતિલ મસ્લૂકતિલ મરઝિય્યતિ ફી બાબિ-દ્દીનિ સવાઉન કાનત મિર્રસુલિલ્લાહિ (સલ.) અવ મિન-સ્સહાબતિ (રદી.) કાલ અલય્હિ-સ્સલાતુ વસ્સલામ અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ-ખુલ્ફાઇ-ર્રાશિદીનલ મહદિય્યીન અઝ્ઝુ અલય્હા બિન્નવાજિઝ.'

અર્થાત :- સુન્નત તે પસંદીદહ તરીકાને કહે છે જે દીનમાં શામિલ છે અને જેના ઉપર હુઝુર (સલ.)નો કે આપના સહાબા (રદી.)નો અમલ હોય. આપ (સલ.)નું ફર્માન છે મારા તરીકાને અને (મારા પછી) મારા ખલીફાના તરીકાને મઝબુતીથી પકડી રાખો. (પાનું-૧૦૪)

એટલા માટે હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :-

અર્થાત :- હકીકતમાં ખુલફાએ રાશિદીન (રદી.)ની સુન્નત પણ પય્ગમ્બર (અલ.)ની સુન્નત છે. (અશિઅતુ-લ્લમ્આત ભાગ-૧, પાનું-૧૩૧)

મુહદ્દિસ મુલ્લાં અલી કારી (રહ.) ફર્માવે છે કે ખુલ્ફાએ રાશિદીન (રહ.)એ હકીકતમાં હુઝુર (સલ.)ની જ સુન્નત ઉપર અમલ કર્યો છે. 'ફઅલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલ્ફાઇ-ર્રાશિદીન ફઇન્નહુમ લમ યઅમલૂ ઇલ્લા બિસુન્નતી (મિશ્કાત શર્હે મિશ્કાત ભાગ-૧, પાનું-૨૪૨ મુલ્તાની)'

સારાંશ કે તરાવીહમાં એક ખત્મ કરવું તાકીદી સુન્નત છે અને અહલે સુન્નતનો શિઆર પણ છે. રવાફિઝ વિગેરે એનાથી મહરૂમ છે, અને કુર્આન હિફઝ કરવું પણ કુર્આનની બકા (બાકી રહેવા)નો સબબ છે. ખુદાના ખ્વાસ્તહ આ શરઇ રસમ ખતમ થઇ ગઇ તો કુર્આનને હિફઝ કરવાનો સિલસિલો પણ બંધ થઇ જશે અને હાફિઝો ખતમ થઇ જશે. જેથી કોઇ પણ રીતે આ સુન્નતને કાઇમ રાખવાની જરૂરત છે. આ સુન્નત ઉપર ખૈરૂલ કુરૂન અને સહાબાના મુબારક ઝમાનાથી આજ સુધી અમલ રહ્યો છે અને ચારેવ મઝહબના ઉલ્મા, ફુકહા, મશાઇખ અને મુહદ્દિસીન (રહ.) એના ઉપર દિલો-જાનથી આમિલ અને મુત્તફિક છે.

અલ્લામહ બહરૂલ ઉલૂમ ફર્માવે છે :- વયુસન્નુલ ખત્મુ ફીહા મર્રતન વમા ઝાદ ફહસનુન હાકઝા જર-ત્તવારૂસુ મિન ઝમાનિ અમીરિલ મુઅમિનીન ઉમર (રદી.) ઇલા હાઝલ આન વહાઝિહિલ અહકામુ મિમ્મત્તફક અલય્હી ફુકહાઉલ મઝાહિબિલ અર્બઇ મિન ગય્રિ ખિલાફિન (રસાઇલુલ અરકાન પાનું-૧૩૯)

સલ્ફે સાલેહીનનો અમલ અને એમનો તવારૂસ ફુકહા (રહ.)ના નઝદીક અહમ દસ્તાવેઝ છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) 'ઇઝાલતુલ ખિફા'માં લખે છે કે સલફનો ઇત્તિફાક અને એમનો તવારૂસ ફિકહમાં અસ્લે અઝીમ છે. (ભાગ-૨, પાનું-૮૫)

એક મસ્અલાની તહકીક કરતાં ફુકહા (રહ.) લખે છે કે જે અમલ સલફથી મુતવારિસ હોય એની ઇત્તિબાઅ અને પૈરવી વાજિબ છે. 'લિઅન્નલ મુસ્લિમીન તવારસુ હાકઝા ફવજબ અંય યુત્તબઅ તવારૂસુલ મુસ્લિમીન' (બહરૂ-ર્રાઇક ભાગ-૨, પાનું-૧૬૫)

અમુક ફુકહા (રહ.)નો કૌલ છે કે તરાવીહ ખત્મે કુર્આન માટે મશ્રૂઅ થઈ છે. લિઅન્નહા (અયિ-ત્તરાવીહુ) શુરિઅત લિઅજલિ ખત્મિલ કુર્આન. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૪૧)

અને દરેક મહોલ્લાની મસ્જિદમાં જમાઅતથી તરાવીહ હોવાનો એહતેમામ અને તાકીદી હુકમની હિકમત એ બતાવી છે કે અવામ જે હાફિઝ નથી તેઓ તરાવીહમાં કુર્આન સાંભળી શકે અને ખત્મે કુર્આનની સુન્નત અને ફઝીલતથી મહરૂમ ન રહે. (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ-૧ પાનું-૧૪૭)

સાહિબે મઝહબ ઈમામ અબૂ હનીફહ (રહ.) તરાવીહમાં એક ખત્મ કરતા હતા અને દિવસે એક, રાત્રે એક, બધા મળી રમઝાનુલ મુબારકમાં ૬૧ ખતમ ફર્માવતા. (ફતાવા કાઝીખાન ભાગ-૧ પાનું ૧૧૨.)

ઈમામ બુખારી (રહ.) પણ તરાવીહમાં એક ખત્મ કરતા હતા. (રકઆતે તરાવીહ પાનું ૧૧૭-૧૧૮ મુસન્નિફ મુહદ્દિસે જલીલ મૌલાના હબીબુ-ર્રહમાન અ'ઝમી દામત બરકાતુહુમ)

'ઉમ્દતુલ ફિકહ'માં છે કે :- રમઝાનુલ મુબારકમાં તરાવીહમાં એક વખત કુર્આન મજીદનું તરતીબવાર ખતમ સુન્નત છે. કૌમની સુસ્તીના લઈ એને તર્ક કરવામાં ન આવે (ઉમ્દતુલ ફિકહ ભાગ-૨ પાનું -૩૬૮ મુસન્નિફ મૌલાના ઝુવ્વાર હુસૈન સા. (રહ.) મત્બુઅહ પાકિસ્તાન.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહમાં બીજી રકઅત પર કાયદો કરવું ભુલી ગયો તો ?

(૧૧૩૨) સવાલ :- તરાવીહની બીજી રકઅત પર કાયદો ન કર્યો, ભૂલથી ઊભા થઈ ગયા અને ચાર રકઅત પુરી કરી સજદએ સહવ કર્યો તો ફક્ત બે રકઅત તરાવીહ ગણાંશે? શું સુન્નત અને નવાફિલમાં આખિરી કાયદો ફર્ઝ નથી? પુછેલી સુરતમાં ફર્ઝ અદા કરવામાં ફક્ત તાખીર થઈ રહી છે કે ફર્ઝ પણ છુટી રહ્યો છે? ઈશ્કાલ દુર ફરમાવશો.

જવાબ :- નફિલમાં દરેક બે રકઅત પછી કાયદો કરવું જરૂરી છે, જેથી નફિલ નમાઝમાં બે રકઅત પર કાયદો ન કરવામાં આવ્યો તો નમાઝ ફાસિદ થઈ જશે. (શામી ભાગ-૧ પાનું ૬૫૨.)

અલબત્ત! ચાર રકઅત અને એથી વધુ ૬-૮-૧૦-૧૨-૧૪-૧૬-૧૮-૨૦ રકઅત તરાવીહ પઢવામાં આવે અને દરમિયાનનો કાયદો ન કરવામાં આવે તો સજદએ સહવ કરી લેવા પર બે રકઅત તરાવીહ મુઅતબર હોવાના અમુક ફુકહા કાઈલ છે. અને એઓના નઝદીક કાયદો મુન્તકિલ થઈને આખિરમાં આવી જશે તો ફર્ઝની અદાય્ગીમાં ફક્ત તાખીર થશે જેની તલાફી સજદએ સહવથી થઈ જશે. તરાવીહ સુન્નતે મુઅક્કદહ છે. જમાઅતથી અદા કરવામાં આવે છે જેથી એનો દરજો ફર્ઝ અને વાજિબના કરીબ-કરીબ છે. ફક્ત નફિલ નથી. જેથી તરાવીહમાં અમુક ફુકહા (રહ.) બે રકઅતની અદાય્ગીના કાઈલ છે. (શામી ભાગ-૧ પાનુ-૬૫૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહ પઢાવ્વા પર ઉજરત લેવું-દેવું કેમ દુરૂસ્ત નથી.?

(૧૧૩૩) સવાલ :- રમઝાનમાં તરાવીહ પઢાવ્વા હાફિઝને રાખવામાં આવે છે. આવનાર હાફિઝને મસ્જિદની રકમથી ખાવા-પીવા, રહેવા-સહેવાનો તથા કપડાંની ધોલાઈનો ખર્ચ આપવું અને આખિરમાં ઉજરતના તોર પર કંઈક આપવું સહીહ છે કે નહીં? જો સહીહ ન હોય તો કેમ? જ્યારે કે આ મુસલ્લીઓની જરૂરત છે, બિલ્ફર્ઝ દેવું સહીહ છે અને મસ્જિદ પાસે એટલી રકમ નથી તો કોઈ માણસ આ બોજ પોતાના સિરે લઈ લે તો સહીહ છે કે નહીં ?

જવાબ :- અસલ હુકમ તો એ જ છે કે તાઆત પર ઉજરત લેવું-દેવું જાઈઝ નથી. પરંતુ મુતઅખ્ખિરીન ઉલ્માએ દીનની બકાની જરૂરતને મદ્દે નઝર રાખી કુર્આનની તઅલીમ, ઈમામત, અઝાન વગેરે અમુક ચીઝો ઉપર ઉજરત લેવા-દેવાના જવાઝનો ફત્વો આપ્યો છે. જે વસ્તુઓને મુસ્તસ્ના કરી છે જવાઝનો હુકમ એમાં જ રહેશે. તરાવીહ મુસ્તસ્ના કરેલ વસ્તુઓમાં નથી જેથી અસલ મઝહબની બુન્યાદ ઉપર તરાવીહ પર ઉજરત લેવું-દેવું નાજાઈઝ જ રહેશે. (શામી ભાગ -૫ પાનું -૪૬)

વળી તરાવીહની અદાયગી ખત્મે કુર્આન પર મૌકુફ નથી. 'અલમ તર'થી પણ પઢી શકાય છે. જેથી

એમાં દીનના હુકમનું ઝાઇઅ થવું લાઝિમ આવતું નથી જેના લઇ મસ્જિદના પૈસાથી હાફિઝને ઉજરત વિગેરે દેવું સહીહ નથી. અસલ મસ્અલો એ જ છે. પરંતુ મુશકિલાત પણ નઝર અંદાઝ ન હોવી જોઇએ જે દર વર્ષે અને તકરીબન દરેક મસ્જિદના નમાઝીઓને પેશ આવે છે. એના માટે એક કાબિલે અમલ જવાઝનો તરીકો ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧માં જોઇ લેશો.

મુસલ્લીઓમાંથી અગર કોઈ સાહિબે ખૈર હાફિઝ સાહબના ઈફતાર અને સહેરી વગેરેનો બંદોબસ્ત કરી આપે અને છેવટમાં હદયા યા ઈમ્દાદના તોર પર કાંઈક પેશ કરે તો એ કાબિલે એઅતેરાઝ નથી. ઉજરતના તોર પર આપવું મના છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પંદર વર્ષનો છોકરો શર્અન બાલિગ છે?**

(૧૧૩૪) સવાલ :-મારી પૈદાઈશની તારીખ ૨૬ જુન ૬૪ ઈસ્વી છે. અંગ્રેઝી સનના એઅતેબારથી રમઝાનની પહેલી તારીખે મારી ઉંમર ૧૫ વર્ષની થઈ જશે. તો હું ચાલુ વર્ષે તરાવીહ પઢાવી શકું કે નહીં?

જવાબ :-જ્યારે આપની ઉંમર પહેલી રમઝાનના અંગ્રેઝી સનના એઅતેબારથી પંદર વર્ષની થઈ જશે તો હિજરી સનના એઅતેબારથી બતરીકે અવ્લા થઈ જશે. જેથી આપ તરાવીહ પઢાવી શકો છો. પંદર વર્ષ પહેલાં અગર બુલૂગતની અલામત (એહતેલામ, ઈન્ઝાલ વિ.) ઝાહિર ન થાય તો પંદર વર્ષ પુરા થવાથી છોકરાને (એવી રીતે છોકરીને પણ) શર્અન બાલિગ સમજવું જરૂરી છે. 'દુર્રે મુખ્તાર'માં છે :- (ફઈલ લમ યૂજદ ફીહિમા) શય્ઉન (ફહત્તા યતિમ્મ લિકુલ્લિમ મિન્હુમા ખમ્સ અશર સનતન બિહી યુફતા) લિકસરિ અઅમારિ અહલિ ઝમાનિના (ભાગ-૫ પાનું-૧૩૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખત્મે કુર્આનની રાત્રે હાફિઝોને ફૂલ હાર પહેરાવવા વિષે**

(૧૧૩૫) સવાલ :- હમારે ત્યાં જે રાત્રે તરાવીહમાં કુર્આન ખતમ થાય છે તે રાત્રે હાફિઝ સાહબની ઇઝઝત અફઝાઈ માટે ફુલોનો હાર પહેરાવ્વામાં આવે છે. આમ કરવું કેવું છે? એનો કોઈ કિતાબથી સુબુત છે? હું હાફિઝ છું અને ચાલુ વર્ષે મેં તરાવીહ પઢાવી છે અને એઅતિકાફ પણ કર્યો છે. મને એ પસંદ નથી. હું એવી રીતે કહું કે હાર પહેરવાથી મારો એઅતિકાફ ફાસિદ થઈ જશે ? આવી રીતે જુઠી વાત કહી હાર પહેરવાથી ઈન્કાર કરી શકું કે નહીં?

જવાબ :- ખત્મે કુર્આનની રાતે હાફિઝોને ફૂલોનો હાર પહેરાવ્વામાં આવે છે એ રિવાજ બુરો અને છોડવા લાયક છે. અને એમાં ઈસ્રાફ (ફુઝુલ ખર્ચી) પણ છે. આપ હાર પહેરવા ચાહતા નથી તો એના માટે જુઠ બોલ્વાની ઈજાઝત નથી, બલ્કે સાફ-સાફ કહી દેવામાં આવે કે હમને આ રિવાજ પસંદ નથી અને એમાં ઈસ્રાફ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં ઝોરથી બિસ્મિલ્લાહ પઢવા વિષે**

(૧૧૩૬) સવાલ :- હમારા ત્યાં હાફિઝ સાહબ તરાવીહમાં દરેક સુરત પર બિસ્મિલ્લાહ ઝોરથી પઢતા હતા. તો એ વિષે શું હુકમ છે?

જવાબ :- હન્ફી ફિકહની રૂએ તરાવીહના ખત્મે કુર્આનમાં એક જ સુરત ઉપર ઝોરથી બિસ્મિલ્લાહ પઢવી જોઇએ. બધી સૂરતો ઉપર બિસ્મિલ્લાહ ઝોરથી પઢવી હન્ફી મસ્લકના વિરૂદ્ધ છે. તકબીરે તહરીમહથી લઈ સલામ ફેરવ્વા લગી પુરી નમાઝ હન્ફી ફિકહ અનુસાર અદા કરવી અને બિસ્મિલ્લાહના મામલામાં વિરૂદ્ધ કરવું કઈ રીતે ખરૂં કહી શકાય? (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૪૫૭) (ફતાવા દારૂલ ઉલુમ ભાગ-૪ પાનું ૨૬૪-૨૬૫) (ઈમ્દાદુલ ફતાવા ભાગ-૧ પાનું-૩૦૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**રમઝાનમાં ઈમામ-મુઅઝઝિન માટે ચંદો કરવો, શીરીની વહેંચવી, ઈમામનું પોતાના શાગિર્દને ખત્મના**

**દિવસે મસ્જિદમાં ઘડિયાળ ભેટ આપવું.**

(૧૧૩૭) સવાલ :- હમારી મસ્જિદમાં પહેલાંથી આ રિવાજ છે કે રમઝાન માસમાં ઈમામ તથા મુઅઝઝિન માટે ચંદો કરવામાં આવે છે. લોકો ખુશીથી ચંદો આપે છે, હાલાંકે ઈમામ સાહબનો પગાર ૧૨૫ રૂપિયા અને મુઅઝઝિન સાહબનો પગાર ૧૦૦ રૂપિયા મુકર્રર છે. ચંદામાં સારી રકમ જમા થઈ જાય છે. હમોએ ગયા વર્ષે સહુલત અર્થે ત્રણ માણસાંની એક ચંદા કમીટી બનાવી જેઓએ ઘણા શૌક અને મહેનતથી પહેલાં જેમ ચંદો કરી સારી રકમ જમા કરી, પરંતુ ઇત્તિફાકથી પહેલા વર્ષોથી ૫૦-૬૦ રૂપિયા ઓછા થયા, ચંદો કરેલ રકમ કમીટીના એક માણસે ઇમામને આપી તો એમણે મોં ચઢાવી કહ્યું આટલી રકમથી મારૂં શું થશે ? જેથી બીજા દિવસે મસ્જિદમાં ચંદા કમીટીના મઝકુર સભ્યે એઅલાન કર્યું 'અફસોસની વાત છે કે ઈમામ સાહબ માટે ચંદો ઓછો થયો છે જેથી બાકી હઝરાત એમાં દિલ ખોલી ભાગ લો' તે પછી બીજો થોડો ચંદો થયો અને પહેલાં વર્ષોથી વધુ રકમ જમા થઈ ગઈ. તે છતાં ઈમામ સાહબ શિકાયત કરે છે અને લોકો સામે ફરિયાદ કરે છે અને એમ પણ કહે છે કે મારો ઈરાદો હતો કે ચંદાની રકમ પાછી આપી દઉં, જેથી અમુક સવાલો પુછયા છે તેનો જવાબ આપી આભારી થશો.'

(૧) લાંબા સમયથી રમઝાનમાં ઈમામ-મુઅઝઝિન માટે ચંદો કરવાનો રિવાજ છે તો એ રિવાજ ઉપર મુતવલ્લી અને મુકતદીઓએ અમલ કરવું જાઈઝ છે?

(૨) મુકતદી આ ચંદાને ઈમામ અને મુઅઝઝિનનો હક સમજી આપે અને એઓ ચંદાને પોતાનો હક સમજી લે તો શું હુકમ છે?

(૩) ઈમામ ચંદાની રકમને ઓછી બતલાવી પોતાના હકને ઝાહિર કરે તો એવા ઈમામ પાછળ તરાવીહ પઢવું અને એવા ઈમામનું તરાવીહ પઢાવ્વું કેવું છે?

(૪) હદયા-તોહફાની રકમ અગર રસ્મી તોર પર આપવામાં આવે તો શું હુકમ છે?

(૫) તરાવીહમાં ખત્મે કુર્આન સમયે મસ્જિદમાં શીરીની વહેંચવું કેવું છે?

(૬) મસ્જિદમાં એક નવો તરીકો જારી કર્યો કે ઈમામે તરાવીહ પઢાવવા માટે પોતાના એક શાર્ગિદને મુકર્રર કર્યો અને ખતમના દિવસે બધાંની સામે મસ્જિદમાં પોતાના શાગિર્દને ઘડિયાળ તોહફામાં આપી. એક માણસે ઉભા થઈ ઈમામ સાહબના તોહફાની કદર કરતાં કહ્યું, આ હમારા માટે શરમની વાત છે. તોહફો હમારે આપવો જોઈએ, ઈમામ સાહબનું આ કાર્ય દુરૂસ્ત છે ?

જવાબ (૧-૨) પગાર નાકાફી હોવાને લઈ ઈમામ અને મુઅઝઝિન માટે ચંદો કરવામાં આવે અને મુસલ્લીઓ ખુશીથી ચંદો આપતા હોય અને પગારની કમીને પુરી કરવામાં આવે અને ચંદો ઝબરદસ્તી પ્રાપ્ત ન કરવામાં આવતો હોય તો વાંધો નથી. અગર આવી રીતે ઈમામ, મુઅઝઝિનની ઈમ્દાદ ન કરવામાં આવશે તો એમનું ગુઝરાન કેવી રીતે થશે? અને તેઓ કેવી રીતે રહી શકશે? બેહતર તો એ જ છે કે પગાર મુનાસિબ દેવામાં આવે અને ચંદાની રસમને બંધ કરી દેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૩) ચંદો તરાવીહ પઢાવ્વાની ઉજરતના લઈ કરવામાં આવતો હોય તો આ રીત સહીહ નથી. અને તરાવીહ પઢાવ્વું મુશ્તબેહ થઈ જશે. ફક્ત ખુદા પાક વધુ જાણનાર છે.

(૪) ચંદો આપનાર ખુશીથી આપતા હોય અને રસમની પાબંદી વગર ઈમામ મુઅઝઝિનની મદદ કરવું મકસુદ હોય તો વાંધો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૫) શીરીની વહેંચવા માટે મસ્જિદની રકમ વાપરવું અથવા ચંદો કરવું દુરૂસ્ત નથી. અલ્બત્ત કોઈ માણસ પોતાની મરઝીથી શીરીની વહેંચતો હોય તો કાબિલે એઅતેરાઝ નથી. ફક્ત ખુદા પાક વધુ જાણનાર

છે.

(૬) ઈમામનું પોતાના શાર્ગિદને તેની હોસ્લા અફઝાઈ માટે તોહફો આપવું દુરૂસ્ત છે. કાબિલે એઅતેરાઝ નથી. ઈખ્લાસ શર્ત છે. મુસલ્લીઓમાંથી કોઈ પણ તોહફો આપી શકે છે. તરાવીહ પઢાવ્વાની ઉજરતના તોર પર લેવું-દેવું દુરૂસ્ત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહની ૨૦ રકઅત અને વિત્ર પછીની ઈજતિમાઈ દુઆ.**

(૧૧૩૮) સવાલ :- તરાવીહની ૨૦ રકઅત પુરી થવા પછી ઈમામ દુઆ માંગે છે અને દુઆ પુરી કર્યા પછી વિત્રની નમાઝં માટે ઉભા થાય છે. વિત્રની નમાઝ પુરી કર્યા પછી એટલે કે સલામ ફેરવ્યા પછી ઈમામ સાહબે દુઆ માંગવી કે સર્વે મુસલમાનોએ અલગ-અલગ દુઆ માંગવી ? બેહતર તરીકો બતાવશો.

અમુક ભાઈઓનું કહેવું એમ છે કે વિત્રની નમાઝ બાદ ઈમામ સાહબે ઝોરથી દુઆ માંગવી જોઈએ. માટે ખુલાસાવાર જવાબ આપશો.

જવાબ :- તરાવીહમાં પાંચ તરવીહા છે. ફુકહા (રહ.) એ દરેક તરવીહાનો એક જ હુકમ લખ્યો છે માટે ૨૦ રકઅત પછીના તરવીહામાં પણ છુટ છે કે જેને જે યોગ્ય લાગે તે પઢે, બલ્કે પાંચમા તરવીહાનું એટલું મહત્વ નથી જેટલું મહત્વ પહેલા ચાર તરવીહાનું છે. ફુકહા (રહ.) લખે છે કે જો કૌમને પાંચમા તરવીહામાં બેસવાનું ભારે પડતું હોય તો ન બેસે.

'ફતાવા આલમગીરી'માં છે 'વલવ અલિમ અન્નલ જુલુસ બય્નલ ખામિસતિ વલ વિત્રિ યસ્કુલુ અલલ કવ્મિ લા યજલિસુ'

અર્થાત :- જો ઈમામ જાણી લે કે પાંચમા તરવીહા અને વિત્ર દરમિયાન બેસવાનું લોકોને ભારી પડે છે તો ન બેસે. (ભાગ-૧ પાનું-૭૪) (ફતાવા સિરાજિય્યહ પાનું -૨૦)

પાંચમો તરવીહો એ છેલ્લો તરવીહો છે. એના ઉપર તરાવીહની વીસ (૨૦) રકઅત ખતમ થઈ જાય છે. અને નમાઝના ખતમ થવા પછી દુઆ મુસ્તહબ છે. આમ કયાસ કરી અમુક બુઝુર્ગોથી પાંચમાં તરવીહામાં દુઆ માંગવું મસ્નૂન છે. માટે આપને ત્યાંનો તરીકો મઝકુર બુઝુર્ગોના તરીકા અનુસાર છે. પરંતુ વિત્ર પછી બાજમાઅત ઝોર-ઝોરથી દુઆ માંગવું મન્કૂલ નથી. માટે નમાઝીઓ અલગ-અલગ પોત-પોતે દુઆ માંગે અને ખૂબ માંગે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિત્રમાં કુનુત છોડી રૂકુઅમાં ચાલ્યો જાય તો ?**

(૧૧૩૯) સવાલ :- વિત્રની નમાઝમાં ત્રીજી રકઅતમાં દુઆએ કુનુત પઢવા વગર રૂકુઅ કરી લીધો હોય તો દુઆએ કુનુત માટે રૂકુઅ છોડી પાછા ઉભા થઈ કુનુત પઢે કે નહીં? ઉભા થઈ ગયા તો પાછો રૂકુઅ કરવો કે નહીં?

જવાબ :- દુઆએ કુનુત માટે રૂકૂઅ છોડી કિયામ તરફ પાછા વળવાની જરૂરત નથી. સજદએ સહવ કરી લેવાથી દુઆએ કુનુતની તલાફી થઈ જાય છે. અગર રૂકુઅ છોડી કિયામ તરફ પાછા ફરશે તો ખોટું કરેલું કહેવાશે.પણ નમાઝ ફાસિદ થશે નહીં. અને રૂકુઅ દોહરાવ્વાની પણ જરૂરત નથી. સજદાની તાખીર માટે સહવનો સજદો કરી લેવાથી નમાઝ સહીહ થઈ જશે. અલ્બત્ત સુરત છુટી ગઈ હોય અને તેના માટે રૂકુઅ છોડી કિયામ તરફ લોટશે તો પહેલો રૂકુઅ બાતિલ થઈ જશે. માટે તેને ફરી કરવું જરૂરી છે, અને સહવનો સજદો પણ કરવો પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિત્રમાં દુઆએ કુનુત ભુલી જાય તો ?**

(૧૧૪૦) સવાલ :- ઈમામ વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત છોડી રૂકુઅમાં ગયા તો શું કરે?

જવાબ :- પૂછેલી સુરતમાં સજદએ સહવ કરી લેવાથી નમાઝ સહીહ થઈ જશે. રૂકુઅમાં અથવા રૂકૂઅમાંથી ઊભા થઈ દુઆ પઢવી મના છે. પઢશે તો પણ સજદએ સહવ કરવો પડશે. અગર ઈમામ રૂકુઅ કરવા પછી દુઆએ કુનૂત માટે ઊભા થશે અને કુનૂત પઢી પાછા રૂકૂઅ કરશે તો રૂકુઅ લગ્વ ગણાંશે. (કારણ કે પહેલો રૂકૂઅ સહીહ થઈ ગયો છે) માટે જે મસ્બૂક આ બીજા રૂકૂઅ વખતે આવી શામિલ થશે તો તેને આ રકઅત ઈમામ સાથે મળેલી ગણાંશે નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું ૬૨૬-૬૨૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિતરમાં દુઆ પઢવાનું ભૂલી જાય તો?**

(૧૧૪૧) સવાલ :- વિતરની નમાઝની ત્રીજી રકઅતમાં દુઆએ કુનુત પઢવાનું યાદ નહીં રહે અને રૂકુઅ કરી લે તો હવે શું કરવું?

જવાબ :- રૂકુઅમાં અથવા રૂકુઅ પછી કૌમામાં યાદ આવે તો હવે નહીં પઢે. પઢવાનો મહલ જતો રહ્યો. આખિરમાં સજદએ સહવ કરી લેવું કાફી છે, વિતર સહીહ થઈ જશે. અને જો કૌમામાં (રૂકુઅ પછી ઉભા થઈ) દુઆએ કુનુત પઢી લીધી તો બીજી વાર રૂકુઅ નહીં કરે. પહેલો રૂકુઅ કાફી છે. મઝકુર બન્નેવ સુરતોમાં આખિરમાં સજદએ સહવ કરવાથી નમાઝ થઈ જશે. (મરાકિલ ફલાહ પાનું -૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિત્રની નમાઝમાં તરાવીહ સમજી શામિલ થાય તો ?**

(૧૧૪૨) સવાલ :- તરાવીહની નમાઝ પછી ઈમામે વિત્રની નમાઝ શરૂ કરી. મુકતદી તરાવીહની નમાઝ સમજી વિત્રની જમાઅતમાં શામિલ થઈ ગયો તો તેને શું કરવું જોઈએ?

જવાબ :- પૂછેલી સુરતમાં ઈમામના સલામ પછી ચોથી રકઅત મેળવી નમાઝ પુરી કરે. એ ચાર રકઅત નફિલ ગણાંશે. વિત્ર એના ઝિમ્મે બાકી છે. અગર ઈમામની સાથે સલામ ફેરવી દેશે (ચાર રકઅત પુરી નહીં કરશે) અથવા ઈમામના સલામ પહેલાં નમાઝ તોડી દેશે તો પણ એના ઝિમ્મે તેની કઝા લાઝિમ નથી કારણ કે એ નફિલની નિય્યતે શામિલ થયો ન હતો. (સગીરી - પાનું ૨૧૧)

અગર નફિલની નિય્યતે શામિલ થયો હોત જેમકે મગ્રિબની ફર્ઝ નમાઝ પઢી ચુકયા પછી તેની જમાઅતમાં નફિલની નિય્યતે શામિલ થઈ જાય. (જો કે શામિલ થવું જોઈએ નહીં) તો ઈમામના સલામ પછી ચોથી રકઅત મેળવી લે. અગર ઈમામ સાથે નમાઝ પુરી કરશે, ચોથી રકઅત મેળવશે નહીં તો એના ઉપર ચાર રકઅતની કઝા લાઝિમ આવશે કારણ કે નફિલની નિય્યતે શામિલ થઈ તેને પોતાના ઉપર લાઝિમ કરી લીધી છે. (ફતાવા આલમગીરી પાનું -૧૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈમામે તરાવીહ ફિલ્મ જુએ છે.**

(૧૧૪૩) સવાલ :- જે હુફ્ફાઝે કિરામ ફિલ્મ જુએ છે અને તરાવીહ પઢાવે છે તો શું તેમની તરાવીહ પઢાવ્વી જાઈઝ છે? અને તેમની પાછળ તરાવીહ પઢનારની તરાવીહ થશે કે નહીં? તે કિતાબોના હવાલા સાથે જણાવશો.

જવાબ :- મઝકુર હાફિઝ પાછળ તરાવીહ અદા થઈ જશે. દુહરાવ્વી જરૂરી નથી. પણ જે ફઝીલત પરહેઝગાર ઈમામ પાછળ પઢવામાં છે તે ફઝીલત મળશે નહીં. માટે જ્યાં સુધી સાચા દિલથી તૌબહ નહીં કરે એવા માણસને ઈમામતનો મુકદ્દસ મન્સબ (ઓહદો) આપવામાં આવે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિતરની જમાઅત**

(૧૧૪૪) સવાલ :- ચાંદની ખબર એક વાગ્યા પછી મળી. તરાવીહ પઢી લીધી અને વિતર પણ

જમાઅત સાથે અદા કરી, હાલાંકે ઈશાની નમાઝ સાથે એકલા-એકલા સૌ પઢી ચુકયા હતા તો શું વિતર બીજી વાર જમાઅત સાથે પઢવી જરૂરી છે કે પહેલાં પઢેલી કાફી હતી?

જવાબ :- જેઓ વિતર પઢી ચુક્યા હતા તેમના માટે જમાઅત સાથે પઢવાની નથી. અલબત્ત જેઓએ વિત્ર પઢી ન હતી તેઓમાંથી એક ઈમામ બની જમાઅત સાથે પઢી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈમામે ૧૬ રકઅત પછી વિતર પઢી લીધી તો ?

(૧૧૪૫) સવાલ :- ઈમામ સાહબે તરાવીહની ૧૬ રકઅત પઢાવી પણ તેઓ ૨૦ સમજ્યા અને વિતરની નિય્યતે વિતર શરૂ કરી દીધી. નમાઝીઓની નિય્યત તરાવીહની હતી કારણ કે ચાર બાકી હતી તો એનું શું થશે?

જવાબ :- ઈમામની નિય્યત વિતરની હતી માટે તેની વિતર અદા થઈ ગઈ. મુકતદીઓની વિતરની નિય્યત ન હતી માટે તેમની વિતર અદા થઈ નહીં.

ઈમામ પહેલાં રહી ગએલી ચાર રકઅત તરાવીહ પઢાવે. પછી મુકતદીઓમાંથી કોઈ ઈમામ બની વિતર પઢાવે, ઈમામ સાહબ વિતર પઢી ચુક્યા છે માટે વિતરના ઈમામ બની શકતા નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિતરની દુઆ યાદ ન હોય તો?

(૧૧૪૬) સવાલ :- જેને દુઆએ કુનુત યાદ ન હોય તો વિતરમાં શું પઢે?

જવાબ :- દુઆએ કુનુત યાદ કરવાની કોશિશ કરે. યાદ કરી લે ત્યાં સુધી 'અલ્લાહુમ્મ-ગ્ફિરલી' ત્રણ વખત પઢે. એ પણ નહીં પઢી શકે તો ત્રણ વાર 'યા રબ્બી' પઢી લે. (મરાકિલ ફલાહ પાનું-૭૪). ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુકતદીઓની દુઆએ કુનુત

(૧૧૪૭ ) સવાલ :- મુક્તદીએ દુઆએ કુનુત પુરી નહીં કરી કે ઈમામ રૂકુઅમાં ચાલ્યા ગયા તો મુકતદી શું કરે?

જવાબ :- પુછેલી સુરતમાં મુકતદી ઈમામની ઈત્તિબાઅ કરે, જેટલી દુઆ પઢી છે તે કાફી થઈ જશે. (શામી ભાગ -૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### દુઆએ કુનુત છુટી ગઈ તો?

(૧૧૪૮) સવાલ :- મુકતદીએ હજુ દુઆએ કુનુત શરૂઅ કરી નહીં એટલામાં ઈમામમાં રૂકુઅમાં ચાલ્યા ગયા તો મુકતદી શું કરે ?

જવાબ :- મુકતદીએ દુઆએ કુનુત શરૂઅ નહીં કીધી અને ઈમામ રૂકુઅમાં ચાલ્યા ગયા અથવા ઈમામ ભુલથી દુઆ છોડી રૂકુઅમાં ગયા. અગર મુકતદી કાંઈક દુઆ પઢી ઈમામ સાથે રૂકુઅમાં મળી શકતો હોય તો પઢી લે. નહીં મળી શકતો હોય તો છોડી દે. (મરાકિલ ફલાહ પાનું -૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિત્રમાં મસ્બુકના દુઆએ કુનુત પઢવા બાબત

(૧૧૪૯) સવાલ :- જે માણસ રમઝાનમાં વિત્રની બીજી અથવા ત્રીજી રકઅતમાં શામિલ થયો અને ઈમામ સાથે દુઆએ કુનૂત પઢી તે માણસ ઇમામના સલામ પછી છુટેલી રકઅત પઢે તેમાં તેને દુઆએ

કુનૂત પઢવી જરૂરી છે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં દુઆએ કુનૂત પઢવી જરૂરી નથી. ઈમામ સાથે પઢેલી દુઆએ કુનુત કાફી છે. અગર ઈમામ સાથે કુનૂત પઢવાનો મૌકો નહીં મળ્યો પણ ત્રીજી રકઅતના રૂકુઅમાં શામિલ થઈ ગયો તો પણ એ જ હુકમ છે કે બીજી વાર કુનુત નહીં પઢે. 'તહતાવી'માં છે :- ફમુદરિકુલ ઈમામિ ફી સાલિસતિહી લા યકનુતુ ફી કઝાઇ મા સબક બિહી લિઅન્નહુ અવ્વલુ સલાતિહી વલવ અદરકલ મસ્બુકુ ઈમામહુ ફી રૂકુઈ-સ્સાલિસતિ કાન મુદરિકન લિલ કુનૂતિ ફલા યકનુતુ ફી મા યકઝી કઝા ફિલ ફત્હિ (પાનું-૨૧૯, બાબુલ વિત્ર) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**દુઆએ કુનૂત સાથે દુરૂદ શરીફ પઢવું કે નહીં?**

(૧૧૫૦) સવાલ :- એક માણસનું કહેવું છે કે વિત્રમાં દુઆએ કુનૂતના આખિરમાં દુરૂદ શરીફ પઢવું મુસ્તહબ છે. તો એ બરાબર છે?

જવાબ :- હા, વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત ખતમ કરી 'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવં વઅલા આલિ મુહમ્મદ' પઢવું મુસ્તહબ છે. દુર્રે મુખ્તારમાં છે :- વયુસલ્લી અલ-ન્નબય્યિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ બિહી યુફતા (શામી ભાગ-૧ પાનું-૬૨૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તહજ્જુદ ગુઝાર માટે પણ રમઝાનમાં વિત્ર જમાઅતથી પઢવું અફઝલ છે !**

(૧૧૫૧) સવાલ :- તહજ્જુદ ગુઝાર માટે પણ રમઝાનમાં વિત્ર જમાઅત સાથે પઢવું અફઝલ છે કે તહજ્જુદ પછી?

જવાબ :- હાં, તહજ્જુદ ગુઝાર માટે પણ રમઝાનમાં વિત્ર જમાઅત સાથે પઢવું અફઝલ છે. (નુરૂલ ઈઝાહ પાનું ૧૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિત્રની નમાઝમાં ગરબડ**

(૧૧૫૨) સવાલ :- હમારે ત્યાં ૨૭ મી તરાવીહ પછીની વિતર નમાઝમાં ઇમામ સાહબ ત્રીજી રકઅતમાં દુઆએ કુનુત પઢ્યા વગર રૂકુઅમાં ચાલ્યા ગયા, પાછળ રહેલા મુક્તદીઓએ એકથી બે વાર લુકમો પણ આપ્યો પરંતુ ઇમામ સાહબ રૂકુઅમાં જ રહ્યા અને તઝબ્ઝુબમાં રહ્યા એટલે રૂકુઅમાં ઘણીવાર લાગી. ત્યાર પછી ઇમામ સાહબે સજદએ સહવ કરી નમાઝ પુરી કરી, પરંતુ મુક્તદીઓમાં ઘણાંએ કુનુત તો પઢી પણ રૂકુઅ નહીં કર્યો અને નમાઝ પુરી કરી. બીજા કેટલાક મુકતદીઓએ ન દુઆએ કુનૂત પઢી અને ન રૂકુઅ કર્યો કારણ કે તઝબ્ઝુબમાં રહ્યા અને પછી નમાઝ પુરી કરી, બીજા કેટલાક મુક્તદીઓએ દુઆએ કુનુત અધુરી પઢી અને રૂકુઅ પણ કર્યો નહીં. બીજા કેટલાક મુક્તદીઓએ દુઆએ કુનુત નહીં પઢી પણ રૂકુઅ કર્યો તો હવે એવી હાલતમાં કોની નમાઝ સહીહ થઇ અને કોની સહીહ નહીં થઇ ? અગર બધાની જ ફાસિદ થઇ હોય તો તેના માટે શું કરવું ? તે જણાવી એહસાન કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં ઇમામની નમાઝ સહીહ થઇ ગઇ, અને જેઓએ ઇમામની સાથે અથવા ઇમામના રૂકુઅ કરી લેવા પછી રૂકુઅ કરી લીધો છે તેમની પણ નમાઝ અદા થઇ ગઇ છે. દુહરાવ્વાની જરૂરત નથી. પરંતુ જે મુક્તદીઓનો રૂકુઅ રહી ગયો છે તેમની નમાઝ ફર્ઝ (રૂકુઅ) તર્ક થઇ જવાના લીધે થઇ નથી. માટે ફરીથી પઢવી જરૂરી છે.

ઇમામને રૂકુઅમાંથી કુનુત પઢવા માટે લુકમો આપી ઉભા કરવાની કોશીશ કરીને ખોટું કર્યું.

રૂકુઅમાંથી કુનૂત માટે ઉભા થવાની જરૂરત નથી. દુઆએ કુનુત રહી જવાની તલાફી સજદએ સહવ કરી લેવાથી થઇ જાય છે. દુઆએ કુનુત ભુલથી છુટવાની અમુક સુરતો છે. કિયામમાં નહીં પઢી, રૂકુઅમાં પઢી, રૂકુઅમાંથી ઉભા થઇ પઢી, કોઇ જગ્યાએ પઢી જ નહીં તો મઝકુર સુરતોમાં સજદએ સહવ કરી લેશે તો નમાઝ થઇ જશે અને સજદએ સહવ નહીં કરશે તો દુહરાવ્વી પડશે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૭૧) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું ૬૨૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વિત્રની નમાઝમાં કઇ સુરતો પઢવી મસ્નુન છે ?**

(૧૧૫૩) સવાલ :- વિત્રની નમાઝમાં કઇ સુરતો પઢવી મસ્નૂન છે ? જણાવશો.

જવાબ :- વિત્રની પહેલી રકઅતમાં 'સુરએ અઅલા' (સબ્બિહિસ્મ) બીજી રકઅતમાં 'સુરએ કાફિરૂન' (કુલ યા અય્યુહલ કાફિરૂન) ત્રીજી રકઅતમાં 'સુરએ ઇખ્લાસ' (કુલ હુવલ્લાહુ અહદ) મસ્નૂન અને મુસ્તહબ છે. પણ રમઝાનમાં જમાઅતથી ઇમામ પઢાવે તો એના ઉપર મુવાઝિબત નહીં કરે. કદી-કદી છોડી પણ દીએ. નહીં તો લોકો એને લાઝિમ અને જરૂરી સમજી લેશે. (શામી ભાગ-૧ પાનું-૫૦૮ તથા શામી પાનું-૬૨૩)

વિત્રમાં બીજી સુરતો પણ પઢવું મન્કૂલ છે. 'ઉમ્દતુ-રિંઆયહ અલા શર્હિલ વિકાયહ'માં છે કે વિત્રની પહેલી રકઅતમાં 'અલ્હાકુમુ-ત્તકાસુર' કે 'ઇન્ના અન્ઝલ્નાહુ' કે 'ઇઝા ઝુલ્ઝિલત' અને બીજી રકઅતમાં 'વલ્અસ્ર' કે 'ઇઝા જાઅ નસ્રૂલ્લાહ' કે 'ઇન્ના અઅતય્ના કલ્કવ્સર' અને ત્રીજી રકઅતમાં 'કુલ યા અય્યુહલ કાફિરૂન' કે 'તબ્બત' કે 'કુલહુવલ્લાહુ અહદ' (હાશિયહ-૩ પાનું-૨૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ જુમ્અહ

## દીહાતમાં બંધ થએલી જુમ્અહ ફરી ચાલુ કરી શકાય ?

(૧૧૫૪) સવાલ :- હમારા ગામ ઇટાલ્વાની વસ્તી ૬૦-૭૦ મકાનોની છે. બે મહોલ્લા છે અને બે મસ્જિદ છે. પહેલાં મોટી મસ્જિદમાં જુમ્અહ અને નાની મસ્જિદમાં ઝુહરની નમાઝ થતી હતી. પરંતુ ઘણાં લોકો ઝુહરની નમાઝ પઢતા હતા અને ઘણા લોકો જુમ્અહની નમાઝ પઢવા માટે બલેશ્વર, વેસ્મા, નવસારી અથવા સુરત ચાલ્યા જતા હતા. થોડા લોકો જુમ્અહ પઢતા હતા. એના પરથી ડાભેલ ફત્વો પુછવામાં આવ્યો. ત્યાંથી ફત્વો મળ્યો કે નાના ગામમાં જુમ્અહ પઢવી જાઇઝ નથી તેથી જુમ્અહ અદા નહીં થશે અને ઝુહર પઢવી ફર્ઝ છે. ત્યાર પછી ગામના લોકો ભેગા થયા અને આ નક્કી કરવામાં આવ્યું કે જ્યારે જુમ્અહ અદા નથી થતી તો પછી શા માટે પઢવામાં આવે છે ? કેટલાક લોકોએ કહ્યું કે બાપ-દાદાના ઝમાનાથી નમાઝ પઢતા આવી રહ્યા છીએ તો એને કેવી રીતે બંધ કરી દેવાય ? પરંતુ વધુ પડતા માણસોએ ફત્વા પ્રમાણે અમલ કર્યો અને કહ્યું કે ખોટા મસ્અલા પર ચાલવું નથી જેથી કરીને એઅલાન કરવામાં આવ્યું કે આવતી જુમ્અહથી ઝુહરની નમાઝ થશે અને પછી ઝુહરની નમાઝ વગર લડાઇ-ઝઘડે શરૂ થઇ ગઇ. ચાર-પાંચ મહીના પછી જ્યારે ઇદની નમાઝનો વખત આવ્યો તો જુમ્અહ ઇચ્છવા વાળાઓએ તક જોઇને ઇદની નમાઝનું એઅલાન કરી દીધું. પછી તેઓ ઇદની નમાઝ માટે મક્કમ રહ્યા હાલાંકે તે જ લોકો જ્યારે જુમ્અહ થતી હતી ત્યારે પણ જુમ્અહ પઢતા ન હતા અને બીજા મોટા સ્થળોએ ચાલ્યા જતા હતા, પરંતુ ફક્ત એક ખોટું કામ કરવા માટે આવું કર્યું અને હવે છુપો પ્લાન છે કે ફરીથી જુમ્અહ પણ આવી રીતે શરૂ કરાવી દઇશું. માટે હવે આપથી નીચે પ્રમાણે સવાલોના જવાબો જોઇએ છે.

(૧) જ્યારે જુમ્અહ જાઇઝ નથી તો શું ઇદની નમાઝ જાઇઝ થઇ જશે ?

(૨) શરઇ કાયદા પ્રમાણે જ્યારે જુમ્અહ બંધ થઇ ગઇ તો એને ફરીથી ચાલુ કરાવ્વું કેવું છે ?

(૩) જુમ્અહ ચાલુ કરવાનો પ્રયત્ન કરવાવાળા શું ગુનેહગાર અને હરામ કામ કરનાર નહીં કહેવામાં આવશે ?

(૪) ગામના બીજા આગેવાનો અને લોકો પર જુમ્અહ બંધ રહેવા દેવા પ્રયત્ન કરવું જરૂરી નથી?

ઉમ્મીદ છે કે આપ દલીલોથી તહકીકની સાથે મસ્અલો બયાન ફરમાવશો જેથી ગામનો ફિત્નો ખતમ થઇ જાય અને લોકો સહીહ મસ્અલા પર અમલ કરે.

લી. ઇટાલ્વા ગામના કેટલાક રહેવાસીઓ તરફથી

જવાબ :- પાંચ ટાઇમની નમાઝો (જેમાં ઝુહરની નમાઝ પણ શામિલ છે) સહીહ હોવા માટે શહેર અથવા કસ્બાની શર્ત નથી. દીહાતમાં, ખેતરમાં, જંગલમાં પણ અદા થઇ જાય છે. જમાઅતની પણ શર્ત નથી. ઇઝને આમની પણ શર્ત નથી. ખુત્બો પઢવાની પણ શર્ત નથી, પરંતુ જુમ્અહ એક ખાસ ઇબાદત છે. શઆઇરે ઇસ્લામમાંથી છે. એ ઘણા એહતિમામની સાથે અદા કરવામાં આવે છે. એટલા માટે આપણા હન્ફી મઝહબમાં જુમ્અહ સહીહ હોવા માટે અમુક શર્તો છે.

(૧) જમાઅત શર્ત છે, (૨) ખુત્બો શર્ત છે, (૩) ઇઝને આમ પણ શર્ત છે, (૪) શહેર અથવા કસ્બો યા કસ્બાનુમા મોટું ગામ હોવું શર્ત છે. દીહાતમાં યા જંગલમાં દુરૂસ્ત નથી. 'મા લા બુદ્દ મિન્હુ'માં છે 'પસ દર દીહાત નિઝદે ઇમામ અ'ઝમ (રહ.) જુમ્અહ જાઇઝ નેસ્ત (ઇમામે અ'ઝમ અબુહનીફા

(રહ.)ના નઝદીક દીહાતમાં જુમ્અહ જાઇઝ નથી. (પાનું-૫૮) (નુરૂલ ઇઝાહ વિગેરે)

નાના મદ્રસાથી લઇ મોટા દારૂલ ઉલુમના નિસાબમાં દાખિલ કિતાબ 'તઅલીમુલ ઇસ્લામ'માં છે :- સવાલ :- નમાઝે જુમ્અહ સહીહ હોનેકી ક્યા શર્તે હૈ ? જવાબ :- જુમ્અહકી નમાઝ સહીહ હોનેકી કઇ શર્તે હૈ. અવ્વલ શહર યા કસ્બેમેં હોના, છોટે ગાંવમેં જુમ્અહ દુરૂસ્ત નહીં. (ભાગ-૪ પાનું-૪૯) ગાવ ઓર જંગલમેં નમાઝે જુમ્અહ દુરૂસ્ત નહીં. (બહિશ્તી સમર ભાગ-૧ પાનું-૧૪૩) દીહાત અને જંગલમાં જુમ્અહ પઢી શકાય નહીં. એટલા માટે અરફાતના મેદાનમાં લાખો હાજીઓનો ઇજતિમાઅ હોવા છતાં ત્યાં જુમ્અહની નમાઝ પઢાતી નથી. ઝુહર પઢાય છે. હજ્જતુલ વિદાઅ વખતે જુમ્અહનો દિવસ હતો. હજ્જે અકબરી થઇ હતી પણ હઝારો સહાબાના ઇજતિમાઅમાં જુમ્અહ પઢાઇ નથી. ઝુહર બા જમાઅત પઢાઇ હતી અને આજ સુધી ઝુહર જ પઢાય છે માટે આપ લોકો પણ ઝુહર બાજમાઅત અદા કરતા રહો.

(૧) જ્યાં જુમ્અહ દુરૂસ્ત નથી ત્યાં ઇદ પણ દુરૂસ્ત નથી.

(૨) જ્યારે મુઅતબર ઉલ્મા અને મુફતિયાને કિરામે તમારા ગામમાં જુમ્અહ નહીં પઢવાનો હુકમ આપ્યો તો તે ઉપર અમલ કરવું જરૂરી છે. જુમ્અહ કાઇમ કરી શરઇ ફેસ્લાની ખિલાફ વરઝી કરવી જાઇઝ નથી. ગુનાહિત છે. હઝરત ગૌસે અઅ્ઝમ શેખ અ. કાદિર જીલાની (રહ.) ફર્માવે છે :- જ્યારે તમો ઉલ્માની પાસે આવો અને જે તેઓ તમને કહે તમો તેને કબુલ નહીં રાખો તો એ તમારૂં તેમની પાસે જવું (અથવા તેમનું તમારી પાસે આવવું) તમારા માટે હુજ્જત (દલીલ) બનશે. એનો ગુનાહ તમારા ઉપર એવો જ થશે જેવો કે તમો આપ (સલ.)ની મુલાકાત કરતે અને આપનું કહેલું નહીં માનતે. (ફતહે રબ્બાની મજલિસ-૫ પાનું-૪૧-૪૨)

અને આપનું બીજું ફર્માન છે કે :- તમારી વચ્ચે સુરતન નબી મૌજુદ નથી કે તમો તેમની ઇત્તિબાઅ કરો તો જ્યારે તમો રસુલે ખુદા (સલ.)ની પૈરવી કરનારા અને તેમના હકીકી ફર્માબરદારોની ઇત્તિબાઅ કરશો તો જાણે તમોએ નબીના ઇત્તિબાઅ કરી. (ફતહે રબ્બાની મજલિસ ૧૪. પાનું-૯૩)

આ જવાબોથી આપના બીજા સવાલોના જવાબ પણ સમજી શકાય છે.

ખુદાપાક નેક અમલની તોફીક આપે અને નફસાની ખ્વાહિશાતથી મહફૂઝ રાખે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## શાફેઇ મસ્જિદોમાં જુમ્અહની નમાઝ

(૧૧૫૫) સવાલ :- મુંબઇ શહેરના કેટલાક મુસ્લિમ મહોલ્લાની શાફેઇ મઝહબની મસ્જિદો જુમ્અહની નમાઝ વખતે બંધ રહે છે. શાફેઇ ઇમામોનો મંતવ્ય એવો છે કે જામેઅ મસ્જિદ સિવાય બીજી શાફેઇ મસ્જિદોમાં જુમ્અહ કાઇમ કરી શકાય નહીં. શાફેઇ ઇમામોના આ મસ્અલાના કારણે શાફેઇ અને હન્ફી ભાઇઓને પણ જુમ્અહના દિવસે ઘણી જ તંગી અને તકલીફ વેઠવી પડે છે, કારણકે વસ્તીના પ્રમાણમાં બધાને જુમ્અહ મસ્જિદમાં જગ્યા મળી શકતી નથી. બલ્કે હન્ફી મઝહબની મસ્જિદોમાં પણ બધાને જગ્યા મળતી નથી. વરસાદના ઝમાનામાં કેટલાક હન્ફી તથા શાફેઇ ભાઇઓને જુમ્અહની નમાઝથી મહરૂમ રહેવું પડે છે. શું આવા સંજોગોમાં પણ શાફેઇ મઝહબમાં એકથી વધુ મસ્જિદોમાં જુમ્અહ પઢવાની ઇજાઝત નથી? એનો જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :- બેશક ! હઝરત ઇમામ શાફેઇ (રહ.)ના નઝદીક નમાઝે જુમ્અહ સહીહ હોવાની એક શર્ત એ પણ છે કે શહેરમાં એક જ જગ્યાએ જુમ્અહ પઢી શકાય, અગર એકથી વધુ જગ્યામાં જુમ્અહ પઢવામાં આવશે તો જે ઇમામની તકબીરે તહરીમહ પહેલાં થઇ હશે તેની નમાઝ સહીહ થશે. બાકી મસ્જિદોમાં પઢેલી નમાઝ મોઅતબર ગણાશે નહીં. હઝરત ઇમામ અબુ હનીફા (રહ.)થી પણ એક રિવાયત

એવી જ મરવી છે. (મા લા બુદ્દ મિન્હુ પાનું-૫૭)

પરંતુ હઝરત ઇમામે અ'ઝમ (રહ.)ની બીજી રિવાયતમાં જરૂરતના લઇ અને હરજથી બચવા માટે એકથી વધુ જગ્યાએ નમાઝ પઢી શકાય છે. એ જ પ્રમાણે શાફેઇ મઝહબમાં પણ મજબુરીની હાલતમાં એકથી વધુ જગ્યાએ જુમ્અહ પઢવાની ગુંજાઇશ છે.

શાફેઇ મઝહબની મુઅતબર અરબી કિતાબ "અલ્અસાસ" કર્તા અલ્લામહ મુહમ્મદ યહ્યા બૈરૂતી શાફેઇ (રહ.)ના ઉર્દુ તર્જુમા "અરકાને ઇસ્લામ"માં છે :-

નમાઝે જુમ્અહ સહીહ હોનેકી શર્ત યેહ ભી હે કે બસ્તીમેં એક હી જગહ પઢ્હા જાએ, અગર એક બસ્તીમેં દો-તીન જગહ જુમ્અહ પઢ્હા ગયા તો જિસ ઇમામકી તકબીરે તહરીમહ પેહલે હોગી ઉસ્કા જુમ્અહ સહીહ હોગા ઔર દુસ્રા વ તીસરા જુમ્અહ બાતિલ હોગા, લેકિન અગર એક જગહ (જામેઅ મસ્જિદ કાફી ન હો તો એક શહરમેં મુતઅદ્દદ મસ્જિદોમેં જુમ્અહ પઢ્હના જાઈઝ હે) (રસાઇલે અરકાન પાનું-૭૬) (ભાષાંતરકાર હઝરત મૌલાના મુફતી મરગૂબ અહમદ લાજપુરી સુરતી (રહ.)

સારાંશ કે હન્ફી તથા શાફેઇ મઝહબમાં વિના ઉઝરે અને વગર મજબુરીએ એકથી વધુ જગ્યામાં જુમ્અહ પઢવાની ઇજાઝત નથી જેમ કે ઘણી જગ્યાએ મહોલ્લે-મહોલ્લે જુમ્અહ પઢાય છે. એ તરીકો જુમ્અહ કાયમ કરવાના બુન્યાદી મંશા અને તેની રૂહના ખિલાફ છે. હાં, જ્યાંની જામિઅ મસ્જિદ નાકાફી હોય અથવા ઘણી દુર હોવાના કારણે પહોંચવું મુશ્કિલ અને તકલીફ દેહ હોય (જેમ કે મુંબઇમાં) તો ત્યાં જરૂરતના પ્રમાણમાં એકથી વધુ મસ્જિદોમાં જુમ્અહની નમાઝ હન્ફી અને શાફેઇ મઝહબમાં પણ દુરૂસ્ત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બા પહેલાં ઇમામ ક્યાં બેસે ?

(૧૧૫૬) સવાલ :- જુમ્અહની અઝાન પછી ઇમામ (ખતીબ) સાહબ મેહરાબ અને મિમ્બર પાસે બેસતા નથી. જમાઅતખાના બહાર વરન્ડામાં બેસે છે અને ત્યાં જ તહિય્યતુલ મસ્જિદ અને સુન્નતો વિગેરે પઢે છે અને ઠીક ખુત્બા વખતે મિમ્બર પર આવે છે. બેહતર શું છે ?

જવાબ :- ઇમામે જુમ્અહ (ખતીબ) માટે મુસ્તહબ અને મસ્નુન તરીકો એ છે કે ખુત્બા પહેલાં મસ્જિદના હુજરામાં રહે, હુજરો ન હોય તો તેવી કોઇ મખ્સુસ અને શાંત જગ્યામાં બેસે. ત્યાં સુન્નતો વિગેરે પઢે અને ખુત્બા વખતે ત્યાંથી નિકળી મિમ્બર પર આવે. આપ (સલ.) ઐન (ઠીક) ખુત્બા વખતે પોતાના હુજરા શરીફમાંથી (જે મિમ્બરની જમણી બાજુ હતો) નિકળી મિમ્બર પર તશરીફ લાવતા. આપ (સલ.)ના ખુલફાએ રાશિદીન (રદી.)નો પણ એ અમલ હતો અને આજે પણ હરમૈન શરીફૈનના ખતીબો એના ઉપર અમલ કરે છે અને ઐન ખુત્બહ વખતે આવે છે.

હદીસમાં છે કે :- "ઇઝા ખરજલ ઇમામુ ફલા સલાત વલા કલામ."

અર્થાત :- જ્યારે ઇમામ ખુત્બા માટે હુજરાથી નિકળે ત્યારથી નમાઝ અને કલામ મના છે. હદીસમાં 'ખરજલ ઇમામ' (ઇમામ નિકળે)નો શબ્દ છે. 'કામલ ઇમામ' (ઇમામ ઉઠે)નો શબ્દ નથી. એમાં પણ ઇશારો છે કે ખતીબની જગ્યા મેહરાબ નથી, બલ્કે મેહરાબથી દુર અને આમ લોકોથી અલગ મખ્સુસ જગ્યા હોય છે. રિવાયતોમાં છે કે અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમરે ફારૂક (રદી.) તથા અમીરૂલ મુઅમિનીન હઝરત ઉસ્માન (રદી.)ના મુબારક ઝમાનામાં હઝરત અબૂ હુરૈરહ (રદી.) તથા હઝરત તમીમે દારી (રદી.) ખુત્બા પહેલાં મિમ્બર પાસે બયાન ફરમાવ્તા. જ્યારે અમીરૂલ મુઅમિનીન ખુત્બા માટે પોતાના હુજરા શરીફમાંથી નિકળતા તો તરત જ બયાન બંધ કરી દેવામાં આવતું, જુઓ (મુસ્તદરકે હાકિમ ભાગ-૧, પાનું-૧૦૮ તથા પાનું-૨૮૮) (મુસ્નદે ઇમામ અહમદ ભાગ-૩, પાનું-૪૪૯) (મજ્મુઆતે કબીર મુલ્લાં

અલી કારી. પાનું-૧૪) (અસાબહ ફિતઝકિરતિ સ્સહાબહ ભાગ-૧, પાનું-૧૮૪) (ઇકામતુલ હુજ્જહ પાનું-૫)

તફસીરે મવાહિબુ-ર્રહમાનમાં છે કે "ઇમામકે લિયે સુન્નત તરીકા યે હે કે વો ખુત્બેકે વક્ત બરઆમદ હો. (નિકલે) જૈસે આંહઝરત (સલ.) ઔર આપકે ખુલફાએ રાશિદીન (રદી.) કરતે થે. (ભાગ-૬, પાનું-૪૦૯)

એટલા માટે ફુકહા (રહ.) લખે છે કે 'મિનસ્સુન્નતિ જુલુસુહુ ફી મખ્દઇહી અય યમીનિલ મિમ્બરિ.''

અર્થાત :- ખતીબ માટે મસ્નુન એ છે કે મિમ્બરની જમણી બાજુ હુજરામાં બેસે. (દુર્રે મુખ્તાર) હુજરો ન હોય તો તે તરફ ખૂણામાં બેસે. જમણી તરફ શાંત જગ્યા ન હોય તો જ્યાં શાંત જગ્યા હોય ત્યાં બેસે. ખતીબ માટે ખુત્બા પહેલાંની સુન્નતો મેહરાબમાં પઢવી મકરૂહ છે. 'શામી'માં છે 'વતકરહુ સલાતુહુ ફિલ મિહરાબિ કબ્લલ ખુત્બતિ. (ભાગ-૧, પાનું-૭૬૦)'

આપને ત્યાંના ઇમામ સાહબનો અમલ સુન્નતના મુતાબિક છે, આજે એ સુન્નત મત્રૂકુલ અમલ છે. ખુદાપાક ઇમામોને અને સુન્નત ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બહ વખતે અસા (લાઠી)નું પકડવું

(૧૧૫૭) સવાલ :- ઇદ અને જુમ્અહના ખુત્બહ વખતે અસા હાથમાં રાખવું જાઇઝ છે કે નહીં ? બેહિશ્તી ગૌહરમાં છે કે 'મન્કૂલ' નથી. માટે ખુલાસો કરશો.

જવાબ :- ખુત્બા વખતે અસા વિગેરેનો સહારો લેવો આપ (સલ.)થી સાબિત છે. અબૂદાઉદ શરીફમાં છે :- ફકામ મુતવક્કિઅન અલા અસા અવ કવ્સિન (ભાગ-૧, પાનું-૧૬૩)

મદારિજુ ન્નુબુવ્વત'માં છે :- વ દર ખ્વાન્દને ખુત્બહ તકયા બર કમાન યા અસા કર્દે.

અર્થાત :- આપ (સલ.) ખુત્બો પઢતી વખતે કમાન અથવા અસાનો સહારો લેતા હતા. (ભાગ-૧, પાનું-૩૯૩)

'સિફરૂ સ્સઆદત'માં છે :- મસ્જિદે નબ્વીના મિમ્બર બનતા પહેલાં ખુત્બા વખતે અસા અથવા કમાનનો સહારો લેવો આપ (સલ.)થી સાબિત છે, પરંતુ મિમ્બર બની ગયા પછી પણ આપ (સલ.) અસા વિગેરેનો સહારો લેતા હતા એનો ઉલ્લેખ નથી. કદાચ એના લઇને અમુક ઉલ્મા 'અસા' પકડવાને મકરૂહ લખે છે. વલ્લાહુ અઅલમ, પરંતુ સહીહ એ છે કે મકરૂહ નથી.

'સિફરૂ સ્સઆદત'ના શારેહ શૈખ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે, 'વ સહીહ આંનસ્ત કે મકરૂહ નેસ્ત અઝ જિહતે વુરૂદે સુન્નત'

અર્થાત :- અને સહીહ એ છે કે મકરૂહ નથી કારણ કે હદીસથી સાબિત છે. (શર્હે સિફરૂસ્સઆદત પાનું-૨૦૯) (મદારિજુન્નબુવ્વત ભાગ-૧, પાનું-૩૯૪)

'ઝાદુલ મઆદ'માં છે :- વ કાન ઇઝા કાન યખ્તુબુ અખઝ અસા ફતવક્કઉ અલય્હા વહુવ અલલ મિમ્બરિ.

અર્થાત :- જ્યારે આપ (સલ.) ખુત્બો પઢવા ઉભા થતા ત્યારે હાથમાં અસો પકડી તેનો સહારો લેતા હતા અને તે વખતે આપ મિમ્બર પર બિરાજમાન હોતા. (ભાગ-૧, પાનું-૪૮)

'શામી'માં છે ઇન્ન અખ્ઝલ અસા સુન્નતુન કલ્કિયામિ.

અર્થાત :- બેશક ! અસા પકડવું કિયામ (ઉભા રહેવા)ની જેમ સુન્નત છે. (શામી ભાગ-૧, પાનું-૭૭૨)

(કિતાબુલ મુદખલ ભાગ-૨, પાનું-૭૪)

બેહિશ્તી ગૌહરના મસ્અલા વિષે મૌલાના થાન્વી (રહ.)ને પુછવામાં આવ્યું તો જવાબમાં તેમણે ફરમાવ્યું કે એ રિવાયત 'મજરૂહ' છે. મુહીતની રિવાયત રાજેહ છે જે શામીમાં નકલ થઇ છે કે સુન્નત છે અને લખ્યું છે કે 'ફિ નફસિહી સુન્નત હે. ગૈર મુઅક્કદહ, અગર મુઅક્કદહ સમજા જાએગા તો મકરૂહ હે' (ઇમ્દાદુલ ફતાવા જદીદ ભાગ-૧, પાનું-૪૩૫-૪૩૬)

સારાંશ કે ખુત્બા વખતે અસાનો સહારો લેવો મસ્નુન અને મુસ્તહબ છે. હદીસથી સાબિત છે. એના ઉપર અમલ કરવાનું છોડી દેવામાં આવ્યું નથી. હાં, એના ઉપર 'કાયમ અમલ' કરવો પણ સાબિત નથી. માટે કદી-કદી છોડી પણ દે કે જેથી લોકો જરૂરી ન સમજી બેસે. મુસ્તહબને જરૂરી સમજવું, તેના ઉપર કાયમ અમલ કરવો, અસા નહીં લેનારને મલામત કરવી અને બુરૂ ભલું કહેવું મકરૂહ છે. હાં, જે કમ્ઝોર માણસને અસાના સહારા વિના ચાલતું ન હોય તેના માટે એના પર કાયમ અમલ કરવો, ઉઝરના લઇ મકરૂહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બીજી વાર જુમ્અહની નમાઝ પઢવા બાબત

(૧૧૫૮) સવાલ :- જુમ્અહ મસ્જિદમાં જુમ્અહની નમાઝ એવા ઇમામે પઢાવી કે તેનું પઢવું સહીહ ન હતું. એ કારણસર અમુક નમાઝીઓએ નમાઝમાં શિર્કત કરી નહીં તો એ સૌ બીજી વાર જુમ્અહની જમાઅત કરી શકે કે નહીં ?

જવાબ :- જે મસ્જિદમાં એક વખત જુમ્અહની નમાઝ કાયદેસર થઇ ગઇ હોય ત્યાં તે દિવસે બીજીવાર જુમ્અહની નમાઝ પઢવી દુરૂસ્ત નથી. રહી ગએલા નમાઝી બીજી મસ્જિદમાં નમાઝ મળતી હોય તો શામિલ થઇ જાય, નહીં તો વિના અઝાને અને વિના ઇકામતે અને વિના જમાઅતે છુટા-છુટા ઝુહરની નમાઝ અદા કરી લે. (શામી ભાગ-૧, પાનું-૭૬૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદ-જુમ્અહના બીજા ખુત્બામાં હાથ ઉઠાવી આમીન કહેવું કેવું છે ?

(૧૧૫૯) સવાલ :- જુમ્અહ તથા ઇદના બીજા ખુત્બહમાં ખતીબ દુઆ કરે છે કે તે વખતે હાજરજનો હાથ ઉઠાવી આમીન કહે છે, એનો શું હુકમ છે ?

જવાબ :- એ વખતે હાથ ઉઠાવવા અથવા આમીન કહેવું મના છે. એમાં દેવબંદી કે રઝાખાનીનો મતફેર પણ નથી. રઝાખાની મૌલ્વી અમ્જદ અલી સાહબ લખે છે કે "ખતીબે મુસલમાનો માટે દુઆ કરી તો સાંભળનારાઓ માટે હાથ ઉઠાવવા અથવા આમીન કહેવું મના છે. કરશે તો ગુનેહગાર થશે." (બહારે શરીઅત ભાગ-૪, પાનું-૧૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહ નવી મસ્જિદમાં પઢવી કે જુનીમાં ?

(૧૧૬૦) સવાલ :- હમારે ત્યાં ત્રણ મસ્જિદો છે (૧) કિનારા મસ્જિદ (૨) ટાવર મસ્જિદ (૩) ફત્હે ઇસ્લામ મસ્જિદ, આ ત્રણેવમાં કિનારા મસ્જિદ જૂની છે. એમાં જુમ્અહ થાય છે અને બધા નમાઝીઓનો સમાવેશ થઇ જાય છે. નમાઝીઓ માટે જરૂરી તમામ સગવડો અહીં મૌજુદ છે. બીજી ટાવર મસ્જિદ જે નવી બંધાઇ છે, એ પણ મોટી છે અને બધા નમાઝીઓનો એમાં સમાવેશ થઇ જાય એમ છે. ત્રીજી ફત્હે ઇસ્લામ મસ્જિદ છે, એમાં બધા નમાઝીઓનો સમાવેશ થઇ શકે એમ નથી તો હવે પુછવાનું એ કે અમો ગામ લોકો એક જ જગ્યાએ જુમ્અહની નમાઝ પઢવા માંગીએ છીએ તો કઇ મસ્જિદમાં પઢવું અફઝલ છે?

જવાબ :- જે કદીમ, પુરાણી મોટી સગવડવાળી મસ્જિદમાં જુમ્અહ પઢાય છે તે જામિઅ મસ્જિદ ગણાશે અને તેમાં જુમ્અહ પઢવું અફઝલ છે. શરઇ ઉઝર વિના તેને છોડી નવી મસ્જિદમાં જુમ્અહ કાયમ કરવું મુનાસિબ નથી જો કે નમાઝ થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બા અને નમાઝમાં લાઉડસ્પીકરનો ઉપયોગ

(૧૧૬૧) સવાલ :- હમારા કસ્બામાં નમાઝ અને ખુત્બામાં ઇમામની આવાઝ હાઝિરીનને પહોંચી જાય છે તે છતાં માઇકનો ઉપયોગ થાય છે. તો એ જાઇઝ છે ?

જવાબ :- પુછેલી સુરતમાં ખુત્બા અને જુમ્અહની નમાઝમાં માઇકનો ઉપયોગ જાઇઝ હોઇ શકતો નથી. બિદઅત અને મકરૂહે તહરીમી છે. આપણા ફુકહા (રહ.) લખે છે કે ઇમામની તકબીરે ઇન્તેકાલાતની આવાઝ નમાઝીઓને પહોંચી જવાની સુરતમાં મુકબ્બિરનું તકબીર પુકારવું ચારેવ ઇમામો (રહ.)ના નઝદીક મકરૂહ અને બિદઅત છે, કારણ કે બિન જરૂરી છે. શામીમાં છે. "ઇત્તફકલ અઇમ્મતુલ અર્બઅતુ અલા અન્ન-ત્તબલીગ હિનઇઝિન (બિલા હાજતિન) બિદઅતુન મુન્કરતુન અય મકરૂહતુન" (ભાગ-૧, પાનું-૪૪૪) એવી જ રીતે લખે છે કે ઇમામ જમાઅત અનુસાર આવાઝથી કિર્અત પઢે. હાજત ઉપરાંત જહર કરવું ખોટું છે. 'દુર્રે મુખ્તાર'માં છે 'વયજહરૂલ ઇમામુ વુજૂબન બિહસ્બિલ જમાઅતિ ફઇન ઝાદ અલય્હી અસાઅ' (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૯૭)

તકબીરોની આવાઝ જેના ઉપર જમાઅતની નમાઝની સિહહત મવ્કુફ હોય છે તે બિનજરૂરતે મના અને બિદઅત છે તો ખુત્બો અને કિર્અતની આવાઝ જેના ઉપર નમાઝ અને ખુત્બાની સિહહત મવ્કુફ નથી કઇ રીતે જાઇઝ હોઇ શકે છે ?

નમાઝ અને ખુત્બો ઇબાદત છે. તમાશો નથી કે એમાં ફુઝુલિયાતની ગુંજાઇશ હોઇ શકે ? બલ્કે જ્યાં જમાઅત મોટી હોવાના લીધે કિર્અતની આવાઝ બધાને પહોંચી શકતી ન હોય ત્યાં પણ ઉલમાએ મુહકકિકીન અને મુફતિયાને મોહતાતિન નમાઝમાં માઇકના ઉપયોગની ઇજાઝત આપતા નથી. મકરૂહ બતાવે છે અને તકબીરે ઇન્તિકાલાત માટે મુકબ્બિરીનની ગોઠવણ કરવાની હિદાયત આપે છે. જુઓ.

**(૧) હઝરત મૌલાના મુફતી સૈયદ મેહદી હસન સાહબ (રહ.) મુફતી દારૂલ ઉલૂમ દેવબંદનો ફત્વો:**

"જહાં તક એહતિયાતકા તકાઝા હે પુરાને તરીકે પર નમાઝ પઢી-પઢાઇ જાએ ઔર લાઉડસ્પીકર નમાઝમેં ઇસ્તિઅમાલ ન કિયા જાએ. ઇખ્તિલાફ ભી હે. એક જમાઅત ના દુરૂસ્ત કહેતી હે ઔર એક જાઇઝ કહેતી હે. ઇસ લિયે બેહતર યેહી મઅલુમ હોતા હે કે નમાઝ જૈસી અહમ ઇબાદતકો ઇસ તરીકેસે અદા કિયા જાએ કે હર મકબતે ખ્યાલકે ઉલમાકે નઝદીક નમાઝ સહીહ ઔર દુરૂસ્ત હો જાએ. ઔર વોહ પુરાને તરીકે પર જબ મજમઅ ઝયાદહ હો તો મુકબ્બિરીનકે ઝરીએ તકબીરાતે ઇમામ મુક્તદીયોંકો પહોંચાઇ જાએ." (૨૩ ઝિલ્હજ્જહ ૧૩૭૯ હિજરી)

**(૨) હઝરત મુફતી સઇદ અહમદ સાહબ મુફતીએ મઝાહિરૂલ ઉલુમ સહારનપુરનો ફત્વો :-**

યેહ મસ્અલહ મુખ્તલફ હે. બઅઝ ઉલમા ઇસ (માઇક વાલી) નમાઝકો ફાસિદ કેહતે હૈં. ઔર બઅઝ દુરૂસ્ત કેહતે હૈં. અહવત યહી હે કે ઇસ્કો નમાઝમેં હરગિઝ ઇસ્તિઅમાલ ન કિયા જાએ. (૪ ઝિલ્હજ્જ હિજરી ૧૩૭૯)

**(૩) હઝરત મુફતી મહમૂદુલ હસન ગંગોહી મુફતીએ દારૂલ ઉલૂમ દેવબંદનો ફત્વો :-**

લાઉડસ્પીકરકો નમાઝમે ઇસ્તિઅમાલ ન કિયા જાએ. ઇમામકો ચાહિયે કે ઇસ્કો રોક દે. (નિઝામ, કાનપુર ઝિલ્હજ્જહ ૧૩૭૯ હિજરી)

**(૪) હઝરત મુફતી મુહમ્મદ યહયા સાહબ મુફતી મદ્રેસા મઝાહિરૂલ ઉલુમ સહારનપુરનો ફત્વો :-**

'ઇસ આલેકા ઇસ્તિઅમાલ નમાઝમેં જાઇઝ નહીં ઔર ચૂંકે ઉલમાકી એક જમાઅત કી યે તહકીક હે કે ઇસ આલે પર નમાઝ સહીહ હોતી હે, મગર અભી તક યે મસ્અલહ ઇત્તિફાકી નહીં હે, ઐસી સુરતમેં કત્ઇ તોર પર નમાઝકે ફસાદકા હુકમ તો નહીં દિયા જાએગા, મગર નમાઝ અહમ ઇબાદતમેંસે હે ઔર

ઇસ્મે બળી એહતિયાતકી ઝરૂરત હે. મલિકુલ ઉલમા બદાઇઅમેં લિખતે હૈં. :- "ઇન્ન-સ્સલાત ફઝા તરદ્દદત બયનલ જવાઝિ વલ્ફસાદિ કાનલ હુકમુ બિલ્ફસાદિ અવ્લા વઇન કાન લિલ્જવાઝિ વુજૂહુન વલિલ્ફસાદિ વજહુન વાહિદુન લિઅન્નલ વુજૂબ કાન સાબિતમ બિલ્યકીન ફલા યસ્કુતુ બિશ્શક" ઇસ લિયે હનલ વક્ત ઇસ પર નમાઝ અદા ન કી જાએ. (તારીખ ૫ મુહર્રમ ૧૩૮૮ હિજરી)....

અલ્જવાબુ સહીહુન.....

(૧) મુફ્તી મુઝફ્ફર હુસૈન (સાહબ)

(૨) મુફ્તી અબ્દુલ અઝીઝ (સાહબ) મદ્રસા મઝાહિરે ઉલૂમ સહારનપૂર (૭ મુહર્રમ ૧૩૮૮ હિજરી)

(૫) હઝરત મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબ મુફ્તીએ અ'ઝમ પાકિસ્તાનની આખિરી તહકીક :- નમાઝમેં આલએ મુકબ્બિરૂ-સ્સવતકે ઇસ્તિઅમાલ પર અહકરકી આખિરી રાય (યે હે કે) ઇસકે મફાસિદ ઇસકી મસ્લિહતસે બહુત ઝયાદહ હે. ઇસ લિયે નમાઝમેં ઇસ્સે ઇજતિનાબ કરના ચાહયે ઔર તર્ક-વમનઅ હી કા ફત્વા દેના ચાહિયે (આલએ મુકબ્બિરૂ-સ્સવતકે શરઇ અહકામ પાનું-૨૪)

હિન્દ—પાક.ના આ મહાન અને અજોડ મુફતિયાને કિરામનો આ ફેસ્લો તે સુરતમાં છે કે જ્યારે ઇમામની આવાઝ પહોંચતી ન હોય તો વિચારો કે જ્યારે આવાઝ પહોંચતી હોય તો શું હુકમ હોવો જાઇએ?

'કિયાસ કુન ઝે ગુલિસ્તાને મન બહારે મરા'

ખુશૂઅ અને હુઝુરે કલ્બ (દિલનું હાઝિર રહેવું) નમાઝની જાન છે એમાં ખલલ નાખનારી દરેક હરકતોથી નમાઝને બચાવ્વું ઝરૂરી છે. એટલે સુધી કે કિર્અતમાં અને રૂકુઅ-સજદાની તકબીરોમાં જમાઅતના પ્રમાણથી આવાઝ વધારે બુલંદ કરવું પણ મના અને મકરૂહ છે કે એનાથી ખુશુઅમાં ખલલ આવે છે. જુઓ (દુર્રે મુખ્તાર-તહતાવી ભાગ-૧, પાનું-૩૨૮-૩૬૩, શામી ભાગ-૧, પાનું-૪૪૩-૪૯૭)

માટે ખુદારા નમાઝને લાઉડસ્પીકરના તમાશાથી બચાવો અને નમાઝને ફેશની નહીં બનાવો. સાદા, કરીમ, મસ્નૂન તરીકા અનુસાર (જે આપ (સલ.)ના મુબારક સમયથી આજ સુધી ચાલતો આવે છે) અદા કરો. એમાં જ નૂર અને બરકત છે અને એ જ ખુશુઅ-ખુઝુઅનો બેહતરીન ઝરીઓ છે.

### અઝાન અને ખુત્બામાં લાઉડસ્પીકરનો ઉપયોગ

(૧૧૬૨) સવાલ :- હમારે ત્યાં એક સખી સજ્જને મસ્જિદમાં માઇક આપ્યું છે. પાંચ વખતની અઝાન અને જુમ્અહના ખુત્બા વખતે એનો ઉપયોગ થાય છે. અઝાનમાં તો એની જરૂરત જણાય છે કારણ કે અઝાનનો આવાઝ ગામ માટે કાફી નથી. પરંતુ ખુત્બહનો અવાઝ તો હાઝિરીનને પહોંચી જાય છે. એવી હાલતમાં માઇકના ઉપયોગનો શું હુકમ છે ?

જવાબ :- પૂછેલી સુરતમાં જ્યારે અઝાનનો અવાઝ ગામ લોકોને પહોંચતો નથી તો માઇકનો ઉપયોગ વગર વાંધે જાઇઝ છે. (અફઝલ તો એ જ છે કે બુલંદ આવાઝ મુઅઝ્ઝિન મળતા હોય તો માઇકનો ઉપયોગ નહીં કરે) અને ખુત્બામાં ખતીબનો અવાઝ હાઝિરીનને પહોંચતો ન હોય તો ઉલમાએ 'તવ્અન વકરહન' માઇકના ઉપયોગની ઇજાઝત આપી છે. પણ ખુત્બાનો આવાઝ હાઝેરીનને પહોંચી જવાની સુરતમાં માઇકનો ઉપયોગ એક 'લગ્વ' હરકત છે. ઇબાદતમાં એવી લગ્વ હરકત જાઇઝ હોઇ શકતી નથી. કુતુબે ફિકહમાં તસ્રીહ (ચોખવટ) છે કે ઇમામની તકબીરાતે ઇન્તિકાલાતનો આવાઝ મુક્તદીઓને પહોંચી જવાની સુરતમાં પાછળ મુકબ્બિરીન(તકબીરો પુકારનારા)ની ગોઠવણ ચારેવ ઇમામના નઝદીક મકરૂહ અને બિદઅત છે. (શામી ભાગ-૧, પાનું-૪૪૪)

માટે પુછેલી સુરતમાં જ્યારે ખુત્બાનો આવાઝ પહોંચી જાય છે તો માઇકના ઉપયોગની શર્અન

ઇજાઝત નથી. ખુત્બો પણ ઇબાદત છે. ઇબાદતની અઝમતનો લિહાઝ કરી બધા નમાઝી એક મતે ખુત્બામાં માઇકનો ઉપયોગ બંધ રાખે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બો અને ઇકામત

(૧૧૬૩) સવાલ :- હમારા ઇમામ સાહબ જુમ્અહના ખુત્બહથી ફારિગ થઇ મિમ્બરથી નીચે ઉતરી મુસલ્લા ઉપર આવી બેસી જાય છે. પછી મુઅઝ્ઝિન ઇકામત શરૂ કરે છે અને જ્યારે 'હય્ય અલ-સ્સલાહ' કહે છે ત્યારે ઇમામ સાહબ અને બધા નમાઝીઓ ઉભા થાય છે. હમેશા આવી રીતે થાય છે તો શું એ સુન્નત તરીકો છે? કિતાબોમાં આમ કરવાની હિદાયત છે ? કિતાબોના હવાલા સાથે જણાવવા મહેરબાની કરશો.

જવાબ :- આપના ઇમામ સાહબનો આ તરીકો બિલ્કુલ નિરાલો અને સુન્નત વિરૂદ્ધ છે. આપ (સલ.) અને આપ (સલ.)ના સહાબા (રદી.)નો એ તરીકો ન હતો. આપણા હન્ફી મઝહબની મુઅતબર અને મશહુર કિતાબ 'દુર્રે મુખ્તાર' અને 'શામી'માં છે 'ફઇઝા અતમ્મ ઉકીમત....' 'વયુકરહુલ ફસ્લુ'

અર્થાત :- જ્યારે ઇમામ ખુત્બો ખતમ કરે તો ઇકામત (તકબીર) શરૂ કરી દેવામાં આવે અને ફાસ્લો મકરૂહ છે. શામીમાં એટલે સુધી ચોખવટ છે કે ખુત્બો ખતમ થતાંની સાથે જ ઇકામત શરૂ થવી જોઇએ. 'બિહય્સુ યત્તસિલુ અવ્વલલ ઇકામતિ બિઆખિરિલ ખુત્બતિ વતન્તહિલ ઇકામતુ મકામ-સ્સલાતિ.'

અર્થાત :- ખુત્બો ખતમ થતાંની સાથે જ ઇકામત શરૂ થવી જોઇએ. એવી રીતે કે ખતીબ મુસલ્લા ઉપર પહોંચે તો ઇકામત પણ પુરી થઇ જાય. (શામી ભાગ-૧, પાનું-૭૭૦)

આથી સાબિત થાય છે કે આપના ઇમામ સાહબનો આ તરીકો નવ ઇજાદ (મન ઘડત) અને મકરૂહ છે. એને મુસ્તહબ અને મુસ્તહસન સમજવું ખોટું અને ગુનાહિત છે.

હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) લખે છે કે 'મકરૂહ રા મુસ્તહસન દાનિસ્તન અઝ અઅઝમે જિનાયાત સ્ત.'

અર્થાત :- મકરૂહને મુસ્તહસન સમજવું મોટા ગુનાહોમાંથી છે. (મકતૂબાતે ઇમામે રબ્બાની ભાગ-૧, પાનું-૩૯૪, મકતૂબ નંબર-૨૮૮)

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)નું ફર્માન છે :- અય્યુહ-ન્નાસ ઇન્નકુમ સતુહદિસુન વયુહદસુ લકુમ ફઇઝા રઅય્તુમ મુહદસતન ફઅલય્કુમ બિલઅમ્રિલ અવ્વલિ.

અર્થાત :- અય લોકો તમે નવા તરીકા ઇજાદ કરશો અને તમને નવી-નવી વાતો પેશ આવશે ત્યારે તમો કોઇ નવો તરીકો જુઓ તો પહેલાંના સલ્ફે સાલિહીનના તરીકાને લાઝિમ કરી લેશો. (ઇઝાલતુલ ખિફા-પાનું ૩૦૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહની નમાઝ પછી દુઆ

(૧૧૬૪) સવાલ :- જુમ્અહની ફર્ઝ નમાઝ પછી દુઆએ માસુરહ સાથે બીજી દુઆ કુર્આન-હદીસની શામિલ કરી શકાય ?

જવાબ :- જુમ્અહની નમાઝ બાદ માસુરહ દુઆ સાથે બીજી દુઆ શામિલ કરી શકાય છે. પણ મુખ્તસર હોવી જોઇએ. લંબાણ કરી લોકોને તંગ કરવું અને સુન્નતોમાં તાખીર કરવી યોગ્ય નથી. મોટા મજમામાં દરેક પ્રકારના ઝઇફ, બીમાર, હાજતમંદ લોકો હોય છે. ઇમામે એનો ખ્યાલ રાખવો જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કારખાનામાં જુમ્અહની નમાઝ

(૧૧૬૫) સવાલ :- શહેરમાં જુમ્અહ મસ્જિદ ઘણી દુર છે. કારખાનામાં કામ કરતા મુસલમાન મઝદૂર કારખાનાના કોઇ હોલમાં જુમ્અહ અદા કરી લેશે તો જુમ્અહ સહીહ થશે કે નહીં ? એક સાહબ કહે છે કે જુમ્અહ સહીહ થવા માટે મસ્જિદ હોવું શર્ત છે. માટે હવાલા સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :- જુમ્અહ સહીહ હોવા માટે મસ્જિદ હોવું શર્ત નથી. શહેર અને ફિનાએ શહેરમાં કોઇ પણ જગ્યાએ મકાનમાં યા હોલમાં, ખુલ્લી ફિઝામાં, નમાઝે જુમ્અહ દુરૂસ્ત છે. અલ્બત્ત તે જગ્યાએ દરેકને નમાઝ પઢવાની છૂટ (ઇઝને આમ) હોવી જોઇએ. પણ મસ્જિદનો સવાબ મળશે નહીં. 'વલા યશતરિતુ-સ્સલાતુ ફિલ બલદિ બિલ્મસ્જિદિ ફતસિહહુ બિફઝાઇન ફીહા' (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇબાદતખાનામાં જુમ્અહની નમાઝ

(૧૧૬૬) સવાલ :- અહીંયા (અંકલેશ્વરમાં) એસ.ટી. ડેપોની નઝદીક ઇસ્લામી મુસાફરખાનું છે. જેના ઉપરના ભાગમાં ઇબાદતખાનું છે. પાંચ વખતની નમાઝ જમાઅત સાથે થાય છે. આજુબાજુના વિસ્તારમાં વી.ટી. કોલેજ, આઇ.ટી.એસ.ટી. સ્ટાફ તથા ઓ.એન.જી.સી. મળી બસો માણસો અહીં જુમ્અહની નમાઝ માટે કહી રહ્યા છે. કારણ કે જુમ્અહ મસ્જિદ સ્ટેશન વિસ્તારથી એક માઇલ દૂર છે. અને એ કારણસર ટાઇમ ઘણો ઓછો મળવાથી ઘણા લોકોની જુમ્અહની નમાઝ ઘણી વખત છુટી જાય છે તો અહીં જુમ્અહની નમાઝ થઇ શકે કે નહીં ?

જવાબ :- જુમ્અહની નમાઝ સહીહ હોવા માટે મસ્જિદ હોવું શર્ત નથી. શહેર અને કસ્બો હોવું શર્ત છે. માટે ઉપરોક્ત સંજોગોમાં મઝકુર ઇબાદત ખાનામાં જુમ્અહ પઢી શકાય છે. પણ શરઇ મસ્જિદ ન હોવાથી મસ્જિદનો સવાબ મળશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બહ વખતે નમાઝ

(૧૧૬૭) સવાલ :- જુમ્અહના દિવસે માણસ નમાઝ પઢતો હોય અને ઇમામ સાહબ ખુત્બો પઢવા ઉભા થયા તો નમાઝ તોડી દેવી કે પુરી કરવી ?

જવાબ :- નમાઝ નફિલ હોય તો બે રકઅત ખતમ કરી દે, અગર ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ હોય તો ચાર પુરી કરે. પણ ઇખ્તિસાર કરે. ટુંકમાં ખતમ કરે. લંબાવે નહીં. (તહતાવી અલા મરાકિલ ફલાહ-૧૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાના ગામડામાં જુમ્અહની નમાઝ કેમ સહીહ નથી ?

(૧૧૬૮) સવાલ :- હમારે ત્યાં વર્ષોથી જુમ્અહની નમાઝ થતી હતી અને જુમ્અહની અઝમતના લઇ ઘણા લોકો જુમ્અહની નમાઝ પઢતા હતા. ૮-૧૦ માસથી હમારે ત્યાં નાનું ગામડું હોવાથી બંધ કરવામાં આવી છે. પરંતુ બંધ કરવાથી તે લોકો જે અઠવાડિયામાં એક વખત મસ્જિદમાં આવતા હતા તેઓએ આવવું બંધ કરી દીધું, જેથી હમારો ઇરાદો એ છે કે કમ અઝ કમ એવા માણસો મસ્જિદમાં જુમ્અહના દિવસે આવી જાય, જુમ્અહની નમાઝ શુરૂઅ કરી આપીએ. શું આવી નિય્યતથી જુમ્અહની નમાઝ પઢવું જાઇઝ ગણાશે ?

જવાબ :- દરેક વસ્તુ માટે કંઇક ઉસુલો અને કાનૂન હોય છે. તેના મુવાફિક અમલ કરવામાં આવે તો જ તે અમલ સહીહ ગણાય છે નહીં તો સહીહ અને કાબિલે કુબુલ હોતો નથી. જેમ કે નાબાલિગ છોકરો-છોકરી પોતાના નિકાહ પોતે કરી શકતા નથી, જો કરી લે તો નિકાહ સહીહ ગણાશે નહીં. કેમ કે પોતાના નિકાહ પોતે કરવા માટે બાલિગ હોવું જરૂરી છે. નાબાલિગ છોકરો તલાક આપે તો પડેલી ગણાશે

નહીં કેમકે તલાક વાકિઅ હોવાની સિહહત માટે બાલિગ હોવું જરૂરી છે. નાબાલિગ છોકરો, બાલિગોનો ઇમામ બની શકતો નથી કેમ કે ઇમામત માટે બાલિગ હોવું શર્ત છે. વખત પહેલાં પઢવામાં આવેલી નમાઝ સહીહ ગણાશે નહીં. હજ સહીહ હોવા માટે અશ્હુરે હજ (હજના મહીના હોવું) અને જે મકામાતને મુકર્રર કરવામાં આવ્યા છે તે જ જગ્યાએ જઇને અરકાન અદા કરવું જરૂરી છે. નહીં તો હજનો ફર્ઝ અદા થશે નહીં. એ જ પ્રમાણે નમાઝે જુમ્અહના સહીહ હોવા માટે શહેર અથવા કસ્બો હોવું શર્ત છે. જેથી નાના ગામમાં જુમ્અહ-ઇદ જેવી મોહતમ બિશ્શાન ઇબાદત જે શઆઇરે ઇસ્લામમાંથી છે અદા કરી શકાય નહીં. જુઓ અરફાતનું મેદાન શહેરમાં દાખિલ નથી ત્યાં જુમ્અહની નમાઝ પઢવામાં આવતી નથી. ઝુહર પઢવામાં આવે છે. હાલાંકે લાખો હાજીઓ હોય છે, એવી જ રીતે આપનું ગામ નાનું છે. જેથી જુમ્અહ અને ઇદની નમાઝ અદા કરી શકાય નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહના દિવસે નમાઝે જુમ્અહ માટે ક્યારે દુકાન બંધ કરવું?

(૧૧૬૯) સવાલ :- જુમ્અહના દિવસે હમો બપોરે જુમ્અહની નમાઝ પહેલાં દુકાન બંધ કરી આપીએ છીએ. હમારે ક્યારે દુકાન બંધ કરવી જોઇએ ? આજ કાલ ઝવાલ ૧૨-૪૫ ના છે અને અઝાન એક વાગ્યે થાય છે. ખુત્બાનો વખત ૧-૧૦ નો છે. ખુલાસો કરશો.

જવાબ :- જુમ્અહના દિવસની ઘણી ફઝીલત હદીસોમાં વારિદ છે. ઇદના દિવસથી પણ વધુ ફઝીલત ધરાવે છે. જેથી બેહતર એ છે કે સવારથી જ નમાઝની તૈયારીમાં મશ્ગુલ થઇ જાય, જલ્દીથી જલ્દી ગુસલ કરી લે. સારા કપડાં પેહરે, ખુશ્બુ લગાવે, સુરએ કહફ પઢે, જેટલું જલ્દી થઇ શકે અઝાનથી પહેલાં જ જુમ્અહ મસ્જિદે જઇને નવાફિલ, સલાતુ-તસ્બીહ, તિલાવતે કુર્આન, ઝિક્રો અઝકાર, દુરૂદ શરીફ પઢવામાં મશ્ગુલ રહે. નમાઝે જુમ્અહથી ફારિગ થઇ જાય અને તે પછી દુકાન ખોલે, અગર એના ઉપર અમલ કરવું અને સવારથી દુકાન બંધ રાખવું મુશ્કિલ હોય તો પહેલી અઝાનથી એટલા સમય પહેલાં દુકાન બંધ કરી લેવામાં આવે કે સુન્નતના મુવાફિક ગુસલ કરી કપડાં પહેરી ખૂશ્બુ લગાડી અઝાન વખતે જુમ્અહ મસ્જિદમાં પહોંચી જાય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૭૦)

જુમ્અહના દિવસની જેટલી અઝમત કરશો અને સુન્નતના મુવાફિક નમાઝની તૈયારીમાં મશ્ગુલ રહેશો તે મુજબ બરકતોથી નવાઝવામાં આવશો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાની મસ્જિદમાં જુમ્અહ કાઇમ કરવા વિષે

(૧૧૭૦) સવાલ :- સુરત શહેરના એક મહોલ્લામાં એક મસ્જિદ વેરાન હતી. પાંચ-છ માસ થયા એની મરમ્મત કરી આબાદ કરી છે. મસ્જિદના નઝદીક એક પણ મુસલમાનનું ઘર નથી. બીજા મહોલ્લાવાળા એમાં નમાઝ પઢવા આવે છે. મસ્જિદ ઘણી નાની છે. આશરે પંદર-વીસ માણસ નમાઝ પઢી શકે છે. અમુકનું કહેવું છે કે અહીંયા જુમ્અહ પણ પઢવામાં આવે જેથી મસ્જિદ સંપૂર્ણ આબાદ થઇ જાય તો જુમ્અહ શુરૂઅ કરવું કેવું છે ?

જવાબ :- મઝકુર મસ્જિદ ઘણી જ નાની છે એની આબાદી માટે એટલું જ કાફી છે કે પાંચ ટાઇમની અઝાન અને નમાઝ જમાઅતથી થતી રહે. જુમ્અહ કાઇમ કરવા ઉપર મસ્જિદની આબાદી મૌકુફ નથી. જુમ્અહ કાઇમ કરવું શઆઇરે ઇસ્લામમાંથી છે. એનો મુખ્ય હેતુ એ છે કે શઆઇરે દીનનો અઝીમુશ્શાન મુઝાહિરો હોય. આ વાત ત્યારે જ થઇ શકે છે કે જ્યારે જુમ્અહ અઝીમુશ્શાન જમાઅત સાથે અદા કરવામાં આવે. મહોલ્લે-મહોલ્લે, નાની-નાની મસ્જિદોમાં નાની-નાની જમાઅતથી જુમ્અહ અદા કરવામાં ઇકામતે જુમ્અહનો મકસદ ફોત થઇ જાય છે અને બીજી મસ્જિદોમાં પણ એનો અસર જરૂર પડશે. (મબ્સુત સરખ્સી બાબુલ જુમ્અહ ભાગ-૧, પાનું-૧૨૧) જેથી આ મસ્જિદમાં જુમ્અહ કાઇમ કરવાની ઇજાઝત આપવામાં ન આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## પહેલી અઝાન પછી વેપાર કરવું, ફર્ઝ પછી તુરત જ સુન્નત અદા કરવી

(૧૧૭૧) સવાલ :- હું અતર વેચું છું અને મારી અતરની પેટી ઉઠાવી આમ-તેમ ફરૂં છું. જુમ્અહના દિવસે જુમ્અહની પહેલી અઝાન પછી લોકો મસ્જિદમાં વધુ આવે છે તે વખતે અતર વધુ વેચાય છે, તો શું પહેલી અઝાન પછી હું મારો કારોબાર ચાલુ રાખી શકું છું ? જુમ્અહથી પહેલાંની સુન્નતો પઢી લઉં અને કારોબારમાં મશ્ગુલ થઇ જાઉં છું અને જ્યારે બધા માણસો નિકળી જાય છે તે વખતે પછીની સુન્નતો અદા કરૂં છું તો આ જાઇઝ છે કે નહીં ?

જવાબ :- જુમ્અહની પેહલી અઝાન સાંભળતા જ કારોબાર વિગેરે બંધ કરી નમાઝ અને ખુત્બહ માટે તૈયાર થઇ જવું જોઇએ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૭૦)

જુમ્અહની નમાઝ (બે રકઅત ફર્ઝ) પછી તરત જ સુન્નતો પઢવામાં આવે. દુન્યવી કામમાં મશ્ગુલ થઇને સુન્નતમાં તાખીર કરવી મકરૂહે તન્ઝીહી છે. જેથી મુખ્તસર કિર્અતથી ચાર રકઅત સુન્નત પઢી કારોબાર (ધંધા)માં મશ્ગુલ થઇ શકાય છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૪૯૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિર જુમ્અહની નમાઝ પઢાવી શકે કે નહીં ?

(૧૧૭૨) સવાલ :- શરઇ મુસાફિર ઉપર જુમ્અહની નમાઝ વાજિબ નથી, પરંતુ તે પઢે તો અદા થઇ જાય છે, શું તે જુમ્અહની નમાઝ પઢાવી શકે છે ? અહીં એ વિષે મતભેદ છે જેથી આપ ખુલાસો કરશો.

જવાબ :- મુસાફિર જુમ્અહની નમાઝ પઢાવી શકે છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૭૬૪ તથા ૭૬૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિર અને જુમ્અહની નમાઝ

(૧૧૭૩) સવાલ :- તબ્લીગી જમાઅત જુમ્અહ વખતે એવા શહેર કે કસ્બામાં પહોંચી જ્યાં વસ્તીનો એક માણસ પણ મસ્જિદમાં ન આવ્યો તો અગર આ માણસો જે શરઇ મુસાફિર છે, જુમ્અહ પઢે તો ઝુહર એમના ઝિમ્મેથી સાકિત થશે કે નહીં ?

જવાબ :- એમની જુમ્અહ સહીહ થઇ જશે અને ઝુહરની નમાઝ એમના ઝિમ્મેથી સાકિત થઇ જશે. 'માલા બુદ્દ મિન્હુ'માં છે 'મસ્અલહ'- અગર જમાઅતે મુસાફિરાં દર મિસર નમાઝે જુમ્અહ ગુઝારન્દ વદર આંહા મુકીમ કસે નબાશદ નિઝદે ઇમામ અ'ઝમ (રહ.) જુમ્અહ સહીહ બાશદ.... (પાનું-૫૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બા વખતે ખુત્બો સાંભળનાર માટે પંખો કરવું

(૧૧૭૪) સવાલ :- જુમ્અહના ખુત્બા વખતે ખુત્બો સાંભળનાર માટે પંખો કરવું કેવું છે ?

જવાબ :- કરાહતથી ખાલી નથી. હદીસમાં છે :- 'વમન મસ્સલ હસા ફકદ લગા' (રવાહુ મુસ્લિમ) જ્યારે મસ્સે હસા (કાંકરીઓથી ખેલવું અને હાથમાં લેવું) મના છે કે એમાં મશ્ગુલી છે ગૈર ખુત્બા તરફ તો પંખો કરવામાં એથી વધુ મશ્ગુલી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુમ્અહની પહેલી અઝાન સુન્નત છે, બિદઅત કહેવું ગલત છે

(૧૧૭૫) સવાલ :- જુમ્અહના દિવસની પહેલી અઝાન હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં ન થતી હતી જેથી એને ગૈર મુકલ્લિદ બિદઅતે ઉસ્માની (રદી.) કહે છે અને ના જાઇઝ ઠરવે છે. સહીહ શું છે? જણાવશો.

જવાબ :- હુઝુર (સલ.)નાં ઝ઼માનામાં મુસલમાન થોડા હતા, એક અઝાન જે મિમ્બર પાસે થતી હતી તે કાફી હતી. પછી મુસલમાનો દુર-દુર સુધી ફેલાય ગયા. અઝાને મિમ્બરી કાફી ન હતી જેથી હઝરતે ઉસ્માન (રદી.)ના મુબારક ઝમાનામાં સહાબાના ઇજમાઅથી પહેલી અઝાનનો ઇઝાફો થયો અને ઇજમાઅ શરઈ હુજ્જત છે, તેમજ હઝરત ઉસ્માન (રદી.) ખુલફાએ રાશિદીન મહદિય્યીનમાંથી છે અને રસુલુલ્લાહ (સલ.)એ ખુલ્ફાએ રાશિદીન (રદી.)ના તરીકાને સુન્નત ફર્માવ્યો છે. 'ફઅલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલ્ફાઇ-રાંશિદીન (હદીસ) (મિશ્કાત પાનું-૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.'

**બે ખુત્બા દરમિયાન હાથ ઉઠાવી દુઆ માંગવું કેવું છે.**

(૧૧૭૬) સવાલ :- જુમ્અહ અને ઇદૈનમાં ખતીબ બન્નેવ ખુત્બા વચ્ચે બેસે છે ત્યારે હાજિરીન હાથ ઉઠાવી દુઆ માંગે છે. શું એનો સુબુત અને ઇજાઝત છે ?

જવાબ :- આ બેઠકમાં કોઇ દુઆ આપ (સલ.)થી સાબિત નથી. 'ગાયતુલ અવ્તાર'માં આ મસ્અલહની તહકીક કરતા લખ્યું છે :- તંબીહ :- આજકાલ આ દસ્તુર થઇ રહ્યો છે કે જ્યારે ખતીબ પહેલો ખુત્બો પઢી બેસે છે તો લોકો હાથ ઉઠાવી દુઆ માંગે છે જેથી આ મસ્અલાની તહકીક આ જગ્યાએ મુનાસિબ જણાય છે. અબુ દાવુદમાં હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી મરવી છે કે આપ (સલ.) બે ખુત્બા પઢ્યા કરતા હતા. એ રીતે કે મિમ્બર પર ચઢીને બેસ્તા જ્યાં સુધી કે મુઅઝ્ઝિન ફારિગ થાય. પછી ઉભા થઇ ખુત્બો પઢતા, પછી બેસ્તા અને કલામ ન કરતા, પછી ઉભા થતા અને ખુત્બો પઢતા. તહતાવીએ ફરમાવ્યું કે આ જલ્સા (બેઠક)માં કોઇ દુઆ આપ (સલ.)થી મન્કુલ નથી. 'શમ્સુલ અઇમ્મહ સરખ્સી (રહ.)' એ હિદાયહની શર્હમાં ફર્માવ્યું કે ખતીબે બે ખુત્બા વચ્ચે જુદાઇ માટે એટલી વાર બેસવું જોઇએ કે બધા અવ્યવો પોતાની જગ્યાએ થંભી જાય અને એ જલ્સામાં દુઆ કરવું બિદઅત છે અને 'સઅનાની'એ લખ્યું છે કે હાથ ઉઠાવ્વું દુઆ માટે બન્નેવ ખુત્બા વચ્ચે મશરૂઅ નથી અને 'જામિઉલ ખતીબ'માં છે કે દુઆ માટે હાથ ઉઠાવ્વું બન્નેવ ખુત્બહ વચ્ચે હરામ (મકરૂહે તહરીમી) છે. અને શૈખ અબ્દુલહક મિશ્કાતની શર્હમાં મઝકુર હદીસના તહતમાં લખ્યું છે કે 'કલામ ન કરતા' એનો એ મત્લબ કે દુઆ ન માંગતા, ન દુઆ સિવાય બીજી કોઇ વાત કરતા, અને જે હદીસમાં આવ્યું છે કે જુમ્અહમાં એક ઘડી દુઆના કબુલ હોવાની ઇમામના મિમ્બર પર ચઢતી વખતથી નમાઝના પુરા થવા સુધી છે. તો મુલ્લાં અલી કારી (રહ.)એ એ હદીસની શર્હમાં લખ્યું છે કે એ જ વખત છે કે ગૈર ઇમામને કલામ કરવું તે વખતે હરામ છે અને દુઆથી મુરાદ તે દુઆ છે જે ઇમામ બધા મુસલમાનો માટે કરે છે, ખુત્બા અને નમાઝની અંદર, તો એનાથી એ સાબિત થઇ શકતું નથી કે ઇમામ અથવા સામિઇન જલ્સામાં હાથ ઉઠાવી દુઆ માંગે.... (ગાય્તુલ અવ્તાર ભાગ-૧, પાનું-૩૭૩) (શામી ભાગ-૧, પાનું-૭૭૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બયાન તથા ખુત્બાહ વખતે ચંદો કરવું કેવું?**

(૧૧૭૭) સવાલ :- જુમ્અહના દિવસે પહેલી અઝાન પછી ઇમામ સાહબ કાંઇક બયાન કરે છે તે સમયે મસ્જિદ માટે ચંદાની પેટી કે જોલી ફેરવ્વામાં આવે છે. અમુક માણસો સુન્નત પઢવામાં લાગી જાય છે અને અમુક વખતે તો ખુત્બો પણ શરૂ થઇ જાય છે. પરંતુ ચંદાનું કામ જારી રહે છે એ વિષે શું હુકમ છે?

જવાબ :- બયાન દરમિયાન અને જ્યારે લોકો સુન્નતો પઢી રહ્યા હોય અને જે સમયે ઇમામ ખુત્બહ માટે આવે તે વખતથી સલામ-કલામ મના થઇ જાય છે, જેથી એ વખતમાં ચંદાની જોલી ફેરવ્વું જાઇઝ નથી. હઝરત ઉમરે ફારૂક (રદી.) નમાઝમાં હતા કે એક માણસ આવ્યા અને પોતાનો સામાન સફના આગળ નાખી દીધો અને નમાઝમાં શરીક થઇ ગયા. હઝરત ઉમરે ફારૂક (રદી.) જ્યારે નમાઝથી ફારિગ થયા તો સફના આગળ સામાન નાખનારને સઝા આપી કે તુએ નમાઝીઓને તશ્વીશમાં નાખ્યા. (કિતાબુલ

એઅતિસામ લિલ્ઇમામિ-શ્શાતબી- રહ.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બહ વખતે વાત-ચીત કરવું

(૧૧૭૮) સવાલ :- જુમ્અહના ખુત્બહ વખતે છોકરાઓ શોરબકોર અને શરારત કરે છે તો એમને રોકી શકાય કે નહીં ?

જવાબ :- માથું અને હાથના ઇશારાથી રોકી શકાય છે. ઝુબાનથી કાંઇ ન કહે. ઝુબાનથી બોલ્વું જાઇઝ નથી. હરામ છે. અલ્બત્તહ ખતીબને ઇજાઝત છે. (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૫૫૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહના દિવસે ઝુહર બાજમાઅત અદા કરવું મકરૂહ છે?

(૧૧૭૯) સવાલ :- જમાઅતખાનામાં જગ્યા ન હોવાના લઇ અમુક માણસો જુમ્અહની નમાઝ જમાઅતથી અદા ન કરી શક્યા તો પછી એ લોકોએ વિચાર્યું કે ઝુહરની નમાઝ મસ્જિદમાં જમાઅતથી અદા કરીએ, પરંતુ ઇમામ સાહબે કહ્યું કે મસ્જિદમાં બીજી જમાઅત કરી શકતા નથી અને કહ્યું કે તમે બધા ઝુહરની નમાઝ એકલા-એકલા પઢી લો, તો પુછવાનું એ કે શું ઇમામ સાહબની વાત દુરૂસ્ત છે? મસ્જિદમાં બીજી જમાઅત નથી કરી શકતા ? જો જુમ્અહની નમાઝ અદા કરવી હોય તો એની શું રીત થઇ શકે છે ?

જવાબ :- જેઓ જુમ્અહ પઢવાથી રહી ગયા છે તેઓ બીજી જમાઅત કરી શકતા નથી. મકરૂહે તહરીમી છે, અલ્બત્ત બીજી મસ્જિદ જ્યાં જુમ્અહ ન થઇ હોય ત્યાં જઇ બાકાયદા ખુત્બો અને જુમ્અહની નમાઝ અદા કરી શકાય છે અથવા કોઇ મકાનમાં પઢી શકાય છે. ઝુહર પઢે તો એકલા-એકલા પઢે. શહેર અને કસ્બામાં જુમ્અહ પઢવામાં આવે છે. ઝુહરની નમાઝ મસ્જિદમાં અથવા મકાનમાં જમાઅતથી અદા કરવું મના છે, દીહાતમાં જ્યાં જુમ્અહ અદા કરવું દુરૂસ્ત નથી ત્યાં ઝુહર જમાઅતથી પઢવાનો હુકમ છે. 'માલા બુદ્દ મિન્હુ'માં છે :- મઅજૂર વ મસ્જૂન રા રોઝે જુમ્અહ નમાઝે ઝુહર બાજમાઅત ગુઝારદન મકરૂહ સ્ત (પાનું-૫૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહની પહેલી અઝાન સાથે ખરીદો-ફરોખ્ત બંધ કરવું

(૧૧૮૦) સવાલ :- જુમ્અહની અઝાન પહેલાં હું મસ્જિદે પહોંચી જાઉં છું પણ દુકાન ખુલ્લી રહે છે. ગૈર મુસ્લિમ નોકર દુકાન ચલાવે છે. એમાં કાંઇ વાંધો છે ?

જવાબ :- ગૈર મુસ્લિમ નોકર મુકલ્લફ નથી જેથી તેના ઉપર સઇ વાજિબ નથી. મુસાફિરો તથા ઔરતો અને સઇથી આજિઝ બીમારો માટે અઝાન પછી લેન-દેન મકરૂહ નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૪, પાનું-૧૮૨)

પરંતુ દુકાન તમારી છે. તમારા તરફ મન્સુબ છે. ગાફિલ બેપરવા મુસલમાન દુકાનદારો તમારા નામથી ખોટી રીતે લાભ ઉઠાવશે અને તમારી દુકાનનો દાખલો આપશે. વળી જેમના ઉપર જુમ્અહ વાજિબ છે, પણ નમાઝ પઢતા નથી તેઓ તમારી દુકાનથી ખરીદી કરશે. એ પણ એક પ્રકારનું મદદ કરવું છે માટે જુમ્અહની અઝમતનો લિહાઝ રાખી અઝાનથી નમાઝ ખતમ થવા લગી દુકાન બંધ રાખવામાં જ બેહતરી છે. (ઝાલિકુમ ખય્રૂલ લકુમ ઇન કુન્તુમ તઅલમુન) (સુરએ જુમ્અહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહની બીજી અઝાન ક્યાં આપવી ?

(૧૧૮૧) સવાલ :- ખુત્બહ વખતે અઝાન ઇમામની સામે મિમ્બર પાસે હોવામાં કાંઇ વાંધો છે ? રઝાખાની અને ગૈર મુકલ્લિદીન મકરૂહ માને છે. બાહિર હોવું જરૂરી બતાવે છે તો આપના ખુલાસાની જરૂરત છે.

જવાબ :- પહેલી અઝાન અને બીજી ખુત્બહ વખતની, અને ત્રીજી ઇકામત, દરેકનો મકસદ અલગ-અલગ છે. પહેલી અઝાન આમ અને દુર રહેતા માણસોને બાખબર કરવા માટે હોય છે, જેથી મસ્જિદ બહાર ઉંચી જગ્યા ઉપર બુલંદ અવાઝે કહેવાનો તાકીદી હુકમ છે કે અઝાન સાંભળતાની સાથે બધા કામકાજ છોડી વેપાર, દુકાન બંધ કરી મસ્જિદમાં હાજિર થવાની તૈયારીમાં લાગી જાય અને એટલા પહેલા પહોંચે કે ખુત્બા પહેલાં તહિય્યતુલ વુઝુ, તહિય્યતુલ મસ્જિદ અને ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ પઢી શકે. બીજી અઝાન આમ અને દુરના લોકો માટે નથી, તેમના માટે પહેલી અઝાન કાફી છે. એ બીજી અઝાન ખાસ હાજિરીનને બાઅદબ ખામોશ બેસી ખતીબનો ખુત્બો તવજ્જુહથી સાંભળવા માટે હોય છે. જેથી મસ્જિદમાં હોવી જોઇએ અને ઇકામત પણ હાજિરીન માટે સફો દુરૂસ્ત કરી નમાઝની તૈયારી માટે હોય છે એટલા માટે મસ્જિદમાં હોય છે. અલ્બત્ત પહેલી અઝાન જમાઅત ખાનામાં આપવી મકરૂહ છે કારણ કે અઝાનનો મકસદ ફોત થઇ જાય છે. બાહરના લોકોને અઝાનનો આવાઝ પહોંચશે નહીં હાલાંકે બાહરના લોકોને બાખબર કરવા માટે મશરૂઅ થઇ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇબાદતખાનામાં બીજી વાર જુમ્અહ પઢવા વિષે

(૧૧૮૨) સવાલ :- હમો ટોરોન્ટો કેનેડા ખાતે વસ્તા મુસ્લિમ ભાઇઓ જુમ્આની નમાઝ અંગે કાંઇ ખુલાસો જાણવા માંગીએ છીએ. તે એ છે કે હમારામાંથી કેટલાક ભાઇઓ જુમ્આના દિવસે દિવસ પાલીમાં કામ કરે છે. ઘણી જ કોશિષ કરવા છતાં જુમ્અહની નમાઝ વખત ઉપર પઢી શકતા નથી. મજબુરીના લઇ હમો ચારથી વધુ માણસો ઝોહરના વખતની અંદર-અંદર એક એવી જગ્યાએ જુમ્અહની નમાઝ પઢીએ છીએ કે જ્યાં જુમ્આની નમાઝ એના વખત પર પઢાય ચુકી હોય છે. પુછેલી સુરતમાં હમારી જુમ્અહની નમાઝ અદા થયેલી ગણાશે કે કેમ ? કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપી આભારી થશો.

જવાબ :- જુમ્અહની નમાઝ કોઇ પણ કોશિષે માલી નુકસાન ઉઠાવી તેની અસલ જગ્યાએ મસ્જિદમાં, અગર નહીં બની શકે તો ઇબાદત ખાનામાં મોટી જમાઅત સાથે અદા કરે, કભી કભાર ત્યાં પહોંચી નહીં શકાય તો એક ઇમામ અને કમ અઝ કમ ત્રણ મુક્તદી સાથે બીજી કોઇ જગ્યાએ અથવા કારખાનામાં અદા કરી લે. જ્યાં ઇમામ અને મુઅઝઝિન મુકર્રર હોય અને પાંચો વખત ટાઇમસર નમાઝ બાજમાઅત થતી હોય ત્યાં બીજી જમાઅત કરવું મકરૂહ છે, કારણ કે બીજી જમાઅત કરવામાં પહેલી જમાઅતની અહમિય્યત બાકી રહેતી નથી. ઘટી જાય છે. અસલ પહેલી જ જમાઅત છે. લોકો સમજે છે પહેલી જમાઅત મળે તો ઠીક નહીં તો બીજી કરી લઇશું એ ખોટું છે.

ઇન્સાનોને ખુદાપાકે પોતાની ઇબાદત કરવા માટે જ પૈદા કર્યા છે. નોકરી અને રોઝી માટે પૈદા કર્યા નથી. રોઝીની ઝિમ્મેદારી ખુદાપાકે લીધી છે. અલ્બત્ત તદબીર (નોકરી, વેપાર) કરવાની હિદાયત છે. પરંતુ તદબીર માટે હમેશા જુમ્અહ છોડી દેવું મોટી મહરૂમી અને નિફાકની અલામત છે. એવી નોકરી જાઇઝ નથી જેના લીધે હમેશા જુમ્અહની નમાઝથી મહરૂમ રહેવું પડે. ખુદાપાકનું ફર્માન છે :- વમા ખલક્તુલ જિન્ન વલ્ઇન્સ ઇલ્લા લિયઅબુદૂન. મા ઉરીદુ મિન્હુમ મિન રિઝકિન વમા યુરીદુ અંય યુત્ઇમુન, ઇન્નલ્લાહ હુવ-ર્રઝ્ઝાકુ ઝુલ્કુવ્વતિલ મતીન.

અર્થાત :- અને મેં (ખુદાએ) જિન અને ઇન્સાનને એટલા માટે પૈદા કર્યા છે કે મારી ઇબાદત કરતા રહે. હું તેમનાથી (મખ્લુકની) રોઝી પહોંચાડવાની દરખાસ્ત નથી કરતો અને ન તો એ દરખાસ્ત કરૂં છું કે તેઓ મને ખવડાવા કરે. ખુદા પોતે જ સૌને રોઝી પહોંચાડનારો, કુવ્વતવાળો છે. (પછી રોઝી માટે મારી ઇબાદત છોડી બેસવું ક્યાંની અકલમંદી અને ઇન્સાનિયત છે ? (કુર્આને હકીમ પારો-૨૭ સુરએ ઝારિયાત)

જુમ્અહનો હુકમ શહેર અને કસ્બા તથા મોટા ગામનો છે. દીહાત-ગામડામાં તો ઝુહર જ પઢવાની

હોય છે. નાના ગામડામાં જુમ્અહ કાયમ કરવું આપણા મઝહબમાં દુરૂસ્ત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફેક્ટરીમાં જુમ્અહ પઢવાની ઇજાઝત મળતી ન હોય તો ?

(૧૧૮૩) સવાલ :- હું ફેક્ટરીમાં માસિક પગારે ટ્રેનીંગ ઉપર છું જ્યાં મને અત્યારે સિખવા પુરતા સમય માટે માસિક રૂપિયા ૩૫૦ મળે છે. મારી ડયુટીનો સમય સવારના નવ વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી છે અને બપોરે ૧૨ થી ૧ (એક કલાક)ની રિશેષ મળે છે એ દરમિયાન જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ માટે રજા મળી શકતી નથી. તો મારે જુમ્અહની નમાઝ માટે શું કરવું ? ઝોહર પઢી લેવામાં કાંઇ વાંધો છે ? અથવા ફેક્ટરીમાં જ બે-ત્રણ માણસો એકત્ર થઇ જુમ્અહની નમાઝ અદા કરી શકે ખરા ? કે પછી મારે નોકરી છોડી આપવી ? અને ઝુહર પઢી શકાતી હોય તો કેટલા દિવસો સુધી પઢી શકાય ? ઘણી જ કોશિશ કરવા છતાં જુમ્અહ માટે કોઇ પણ રીતે રજા આપવા કંપની તૈયાર નથી. કપાત પગારે પણ રજા આપવા તૈયાર નથી, તો હવે શું કરવું ? ખુલાસો જણાવશો.

જવાબ :- જ્યારે જુમ્અહ જેવી નમાઝ જે શઆઇરે ઇસ્લામમાંથી છે પઢવાની મળતી નથી. હમેશા ઝુહર પઢવી પડે છે તો એવી નોકરી કાબિલે તર્ક છે. બીજી નોકરીની તલાશમાં રહે. જ્યાં સુધી સારી નોકરી નહીં મળે ત્યાં સુધી ફેક્ટરીમાં જુમ્અહ પઢે, જો કે મસ્જિદનો સવાબ મળશે નહીં. પણ જુમ્અહ અદા થઇ જશે. ઇમામ વગર ત્રણ નમાઝીઓનું હોવું જરૂરી છે, કમ હશે તો જુમ્અહ અદા થશે નહીં. ખુત્બો પઢવું પણ જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રવીદ્રામાં જુમ્અહ અને ઇદની નમાઝ પઢી શકાય ?

(૧૧૮૪) સવાલ :- હમારા ગામની નઝદીક એક ગામ છે. બન્નેવ ગામમાં એક-એક મસ્જિદ છે. એક ગામનું નામ રવીદ્રા અને બીજાનું નામ કરમાલી છે. રવીદ્રાની આબાદી ૧૫૦૦ અને કરમાલીની આબાદી ૪૦૦ છે, રવીદ્રામાં દવાખાનું, દસ-બાર દુકાનો અને ઘંટી તેમજ વોટર વર્કસ પણ છે. જરૂરિયાતની બધી વસ્તુ આસાનીથી મળી જાય છે. અહીંયા જુમ્અહ અને ઇદની નમાઝો પઢવામાં આવે છે. પરંતુ અમુક અહલે ઇલ્મ વિગેરે વાજિબ ન હોવાના અને જાઇઝ ન હોવાના કાઇલ છે અને તેઓ નથી પઢતા, જેથી એ વિષે શરઇ હુકમ શું છે ? જણાવશો.

જવાબ :- સંપુર્ણ તહકીક કર્યા બાદ જણાયું કે બન્નેવ ગામડાઓ નામથી અને ઉર્ફમાં પણ જુદા-જુદા ગણાય છે અને બન્નેવમાંથી કોઇ એકમાં પણ જુમ્અહ સહીહ હોવાની શર્ત મૌજુદ નથી, જેથી જુમ્અહ પઢવું દુરૂસ્ત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :- વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ઉર્દુ ભાગ-૩, પાનું-૮૦-૮૧

# બાબુલ ઇદૈન

**ઇદની નમાઝ પહેલાં અવાઝ મેળવી ઝોર-ઝોરથી તકબીર વિગેરે પઢવા વિષે**

(૧૧૮૫) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન કે નીચે જણાવેલ તકબીર ખાસ રમઝાન ઇદના દિવસે નમાઝ પહેલાં બે માણસો મિમ્બર પાસે ઉભા રહી પઢે છે અને બાકીના માણસો દોહરાવે છે. (પઢે છે)

૧. "અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ" પાંચ યા સાત વખત પઢવામાં આવે છે. ત્યાર બાદ બીજી તકબીર.

૨. "અસ્સલાતુ ઇદુલ ફિત્રિ બારકલ્લાહુ લના વલકુમ, અસ્સલાતુ વસ્સલામ" મઝકુર તકબીર પઢવાનો ખાસ હેતુ એ હોય છે કે ઇદગાહમાં મોડા આવનાર માણસો ઇદની નમાઝ પઢી શકે. તો શું આ પ્રમાણે તકબીર પઢવું ગુનોહ છે ? ઉપર મુજબની તકબીર ન પઢવું જોઇએ, એવું કોઇ કિતાબમાં લખવામાં આવ્યું છે ? શું આ તકબીર પઢવાથી મોમિન કાફિર થઇ જાય છે ? એવું કોઇ હદીસમાં કે કિતાબમાં આવ્યું છે ? શું આ તકબીર પઢવાથી ઇદની નમાઝ કબુલ નથી થતી ? ઉપર મુજબની ગુંચવણ ઉપર રોશની નાંખશો.

જવાબ :- ખુદાપાકનું ફર્માન છે, "લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનતુન"

અર્થાત :- તમારા માટે રસુલે ખુદા (સલ.)ની ઝાતમાં બેહતરીન નમુનો છે. (કુર્આને હકીમ-સૂરએ અહઝાબ)

અને આપ (સલ.)નું ફરમાન વાજિબુલ ઇઝઆન છે :-

"અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઇ-ર્રાશિદીનલ મહદિય્યીન"

અર્થાત :- (મારા પછીના લોકો ઘણો ઇખ્તિલાફ જોશે) ત્યારે તમો મારી સુન્નત અને હિદાયત યાફતહ ખુલફાએ રાશિદીનના તરીકાને સંપૂર્ણ પકડી રાખશો અને નવા-નવા તરીકાઓથી બચીને રહેશો કારણ કે (મારી અને ખુલફાએ રાશિદીનની મુવાફિકત વગર) દરેક નવ ઇજાદ તરીકા બિદઅત છે અને બિદઅત ગુમ્રાહી છે (અબૂ દાવુદ ભાગ-૨, પાનું-૨૮૭)

સવાલમાં જણાવેલી રીતે ઇદગાહમાં અવાઝ મેળવી ઝોર-ઝોરથી ઇજતિમાઇ તકબીરનો ઇલ્તિઝામ આપ (સલ.) અને આપના ખુલફાએ રાશિદીન વિગેરે સહાબએ કિરામ અને તેમની પૈરવી કરનાર તાબેઇન અને એમની ઇત્તિબાઅ કરનારા તબ્એ તાબેઇન અને એમના નકશે કદમ ચાલનારા ઇમામો, મુજતહિદો, મુહદ્દિસો, મશાઇખો, ફુકહાઓ (રહ.)થી સાબિત નથી. શરઇ સુબૂત વગર પોતાની સમજ અનુસાર દીનમાં ઇજાદ કરેલો અમલ રદ બાતિલ છે. બિદઅત ગણાશે.

દીન આપણાં તાબેઅ નથી. આપણે દીનના તાબેઅ છીએ. દીનમાં વધારો-સુધારો કરવાનો અમને હક નથી. જેવી રીતે મન્કુલ અને સાબિત હોય તેવી જ રીતે અમલ કરવું જરૂરી છે. જુઓ જુમ્આના દિવસે મિનારા ઉપર અઝાન થાય છે પણ ઇદના દિવસે થતી નથી, કારણ કે મન્કુલ નથી.

જુમ્અહના ખુત્બા વખતે અઝાન થાય છે પણ ઇદના વખતે અઝાન થતી નથી, કારણ કે સાબિત નથી. જુમ્આની નમાઝ વખતે ઇકામત થતી નથી કારણ કે મન્કુલ નથી. માટે ગુનાહિત છે. અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદી.)ના મુબારક ઝમાનામાં ઇદના દિવસે ઇદગાહમાં ઇદની નમાઝ પહેલાં

એક માણસને નફિલ પઢતાં આપે અટકાવ્યો. તેણે કહ્યું આ કામ (નફિલ નમાઝ) અઝાબનું કામ નથી, (પછી શા માટે અટકાવો છો ?) હઝરત અલી (રદી.)એ જવાબમાં કહ્યું કે જે કામ આપ (સલ.)એ નહીં કર્યું અને કરવાની તરગીબ નહીં આપી તે સવાબનું કામ હોય શકતું નથી. માટે તારી આ નમાઝ અબસ છે અને (દીનમાં) અબસ હરામ છે. ભય છે કે આપ (સલ.)ની સુન્નત (તરીકા) વિરૂદ્ધ કરવાના લીધે ખુદા તને અઝાબ આપે. (મજાલિસુલ અબ્રાર-મજલિસ ૧૮, પાનું-૧૨૯)

એટલા માટે હઝરત પીરાને પીર ગવસે અઅઝમ (રહ.)નું ફર્માન છે કે :- "ઇત્તિબિઉ વલા તબ્તદિઉ વ અતીઉ વલા તમરૂકુ."

અર્થાત :- રસુલે બરહક (સલ.)ની પૈરવી કરો અને દીનના અહકામોમાં બિદઅત (નવી-નવી વાતો) ઇજાદ ન કરો. તાબેદારી કરો અને નાફરમાની નહીં કરો. (ફુતુહૂલ ગૈબ-મકાલા ૨, પાનું-૧૦)

અને એ પણ ફર્માવે છે કે :- શિર્ક ફક્ત બુત પરસ્તી નથી. બલ્કે શિર્ક એ પણ છે કે તુ પોતાના નફસની ખ્વાહિશની પૈરવી કરે. (ફુતુહુલ ગૈબ મકાલા-૭, પાનું-૨૧)

અને એ પણ ફરમાવે છે કે :- આપ (સલ.)ની પૈરવી અને તાબેદારી વગર આપ (સલ.)ના ઉમ્મતી હોવાનો દઅવો તારા માટે મુફીદ હોય શકતો નથી. (ફત્હે રબ્બાની મજલિસ ૨૫, પાનું-૧૭૮)

હઝરત અબૂ સખ્તયાની તાબેઇ (રહ.) ફરમાવે છે કે દીનમાં પોતાની અકલથી નવી બાબત ઇજાદ કરનાર જેટલી જદ્દો-જહદ કરશે તેટલો ખુદાથી દુર થતો જશે. (તલ્બીસ પાનું-૧૪)

માટે આપને ત્યાં જે રસમ જારી છે, એ તદ્દન ખોટી છે. સુન્નત વિરૂદ્ધ છે અને વાજિબુત્તર્ક છે -

તકબીર વિષે મજાલિસુલ અબ્રારમાં ખુલાસો મૌજૂદ છે કે :--

ઇદુલ ફિત્રમાં ઇદગાહના રસ્તામાં (જતાં-આવતાં) તકબીર ધીમે-ધીમે કહેવી જોઇએ. અગર અવામ અભણતાને લીધે કાંઇક અવાઝથી કહે તો ખૈર. પણ સૌ સાથીઓએ મળી (ઇજતિમાઇ) તકબીર અવાઝ મેળવી રાગની સાથે કહેવી હરામ છે. બલ્કે દરેક તન્હા-તન્હા તકબીર કહે અને જ્યારે ઇદગાહ પહોંચે તો તકબીર મૌકુફ કરી દે (પોતે-પોતે ધીમે કહે તો વાંધો નથી)

લાકિન લા અલા હય્અતિલ ઇજમાઇ વલ્ઇત્તિફાકિ ફિસ્સિત્તિ વ મુરાઆતિલ અન્ગામિ ફઇન્ન ઝાલિક કુલ્લુહુ હરામુન.-

અર્થાત :- પરંતુ સૌ મળીને અને અવાઝ મેળવીને રાગણીની રિઆયત કરીને નહીં પઢે, કારણ કે એ સૌ હરામ છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૩૨ પાનું-૨૧૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદોની નમાઝ પહેલાં તકબીરો પઢાવવા વિષે

(૧૧૮૬) સવાલ :- હમારે ત્યાંની મસ્જિદના ઇમામ બન્નેવ ઇદોમાં ઇદની નમાઝ પહેલાં તકબીર પઢાવે અને અગર ઇમામ ન પઢાવે અને મુક્તદી પઢાવે તો આ તકબીરો પઢવાથી કઇ વાંધો આવશે કે નહીં ?

જવાબ :- ઇદગાહ પહોંચવા લગી રસ્તામાં તકબીર કહેવાનો હુકમ છે. ઇદગાહમાં જઇ તકબીર વિગેરે ઝિકરૂલ્લાહમાં મશગુલ રહે. પણ ઝોર-ઝોરથી પઢવું મના છે, ધીમે ધીમે પઢે અથવા ખામોશ રહે. ઇમામ સાહબ અથવા બીજો કોઇ માણસ (મુક્તદી) તકબીર પઢાવે અને હાઝિરીન ઝોર-ઝોરથી તકબીર પુકારે એ ખિલાફે સુન્નત અને મકરૂહ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદની નમાઝ ક્યાં પઢવી ?

(૧૧૮૭) સવાલ :- અહીં ઇંગ્લેન્ડમાં અમુક જગ્યાએ મોટા હોલ ઇદની નમાઝ પઢવા માટે અમુક

કારણસર મળતા ન હોવાથી નાના હોલમાં ઇદની નમાઝ પઢે છે. તેમાં પહેલી નમાઝ મકામી ઇમામ પઢાવે છે. પરંતુ માણસો ઘણાં જ થઇ જવાથી જમાઅતે સાની તે જ હોલમાં થાય છે. બીજી નમાઝમાં પણ તેટલા જ માણસ થઇ જાય છે, વળી ઇદની નમાઝ બાદ એઅલાન કરે છે અને દરેક મુક્તદીઓથી પૈસા ઉઘરાવે છે. એટલે ઇદની ખૂશીના કારણે દરેક મુક્તદી પોતાની ખૂશી પ્રમાણે આપે છે અને તે પૈસા ઉઘરાવીને જેટલા ઇમામે નમાઝ પઢાવી હોય તેમને હદિયા રૂપે આપે છે. હવે અમુક ઇમામ જે ખુસૂસન ઇદની જ નમાઝ પઢાવવા માટે નીમેલા હોય તે ગભરાયા કરે છે. લાઇલ્મીના લીધે અનેક તકવાની હૈસિયતથી હવે આ પ્રમાણેનો હદયો લેવો જાઇઝ હોય શકે ? જરૂરથી જવાબ આપશોજી.

જવાબ :- ઇદગાહ ન હોય તો શહેર બાહિર જંગલમાં નમાઝ પઢવા માટે કોઇ મૈદાન તજવીઝ કરી લેવામાં આવે. જંગલમાં એવું મેદાન મયસ્સર ન આવે તો શહેરના કોઇ મહફૂઝ મેદાનમાં નમાઝ પઢે. નહીં તો મોટા હોલમાં યા મોટા મકાનોમાં પઢે, એક હોલ અને એક મકાન કાફી ન હોય તો એકથી વધુ હોલ અને મકાનમાં પઢી શકાય છે. કોશિષ કરવા છતાં બીજી જગ્યા નહીં મળી શકે તો લાચારીએ પઢી શકાય છે. લાચારી ન હોય તો ઇજાઝત નથી. પણ ઇમામ બીજો હોવો જરૂરી છે. એક ઇમામ બીજી જમાઅતનો ઇમામ બની શકશે નહીં. ઇદના ઇમામ માટે એલાન કરી ચંદો કરવું ખોટું છે. જેને જેટલી તૌફીક હોય પોતાની ખુશીથી ઇમામ સાહબને ઇદના તોહફા તરીકે આપે. એમાં વાંધો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદની નમાઝની જમાઅત બીજી-ત્રીજી વાર કરી શકાય કે નહીં

(૧૧૮૮) સવાલ :- ઇદની નમાઝ ઇદગાહ અને મસ્જિદમાં પઢી લીધા પછી રહી ગએલા માણસો બીજી-ત્રીજી વાર જમાઅત કરી શકે કે નહીં ? અને ખુત્બો દરેક જમાઅત વખતે પઢવો પડશે કે પહેલો પઢેલો કાફી છે, અને જે ઇમામે પહેલાં ઇદની નમાઝ પઢાવી છે તે બીજી-ત્રીજી વાર પઢાવે તો ચાલશે કે નહીં ?

જવાબ :- ઇદની નમાઝ ઇદગાહમાં અને મસ્જિદમાં એક જ વખત પઢી શકાય છે. બીજી-ત્રીજી જમાઅત કરવી મકરૂહ છે. રહી ગએલા માણસો બીજી કોઇ જગ્યાએ જ્યાં ઇદની નમાઝ પઢી ન હોય પઢી શકે છે. વરસાદને લીધે મસ્જિદો ના કાફી હોય તો હોલમાં, મકાનોમાં ઇઝને આમ (આમ ઇજાઝત) સાથે પઢી શકાય છે. જેણે એક વખત ઇમામ અથવા મુક્તદી બની નમાઝ પઢી હોય તો તે ઇમામ બની શકતો નથી. પઢાવશે તો નમાઝ અદા થશે નહીં. (હાં, ખુત્બો પઢી શકે છે) દરેક નમાઝ સાથે ખુત્બો પઢવું મસ્નૂન છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદની નમાઝ ઇદગાહમાં પઢવી કે મસ્જિદમાં ?

(૧૧૮૯) સવાલ :- હમારે ત્યાં ઇદગાહ છે. પણ બધા લોકો સમાય શકતા નથી. તંગ પડે છે. મસ્જિદ છે તેમાં બધા લોકો સમાય શકે છે. આ ઉઝરના લઇ ઇદની નમાઝ મસ્જિદમાં પઢીએ તો કાંઇ વાંધો છે ?

જવાબ :- ઇદની નમાઝ ઇદગાહમાં પઢવી સુન્નતે મુઅક્કદહ છે. શરઇ ઉઝર (વરસાદ વિગેરે)ના લીધે મસ્જિદમાં પઢવાની ઇજાઝત છે. -પુછેલી સુરતમાં ઇદગાહ છોડી મસ્જિદમાં ઇદની નમાઝ પઢવું યોગ્ય નથી. ઇદગાહમાં બધા લોકો સમાય શકતા નથી તો વધારાના લોકો ઇદગાહના કંપાઉન્ડ (ઇદગાહની હદ) બહાર રહી નમાઝ પઢી શકે છે. બહાર જગ્યા ન હોય તો જવાન અને તંદુરસ્ત લોકો સિવાય ઝઇફ અને મઅઝુર લોકો અને છોકરાઓ મસ્જિદમાં પઢે અને ઇદગાહ વસ્તીના પ્રમાણમાં વધારવાની કોશિશ કરતા રહે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદની નમાઝમાં તકબીરો છુટી ગઇ તો?

(૧૧૯૦) સવાલ :- હમારી જુમ્અહ મસ્જિદમાં ઇદની નમાઝમાં બીજી રકઅતમાં કિર્અત પછી ઇમામ સાહબ રૂકુઅમાં ચાલ્યા ગયા. ત્રણ તકબીરો રહી ગઇ. હુકમો આપ્યો તો ઉભા થઇ બે તકબીરો કહી રૂકુઅમાં ગયા અને સજદએ સહવ કર્યા નહીં, તો નમાઝ થઇ કે દુહરાવ્વી જરૂરી છે ?

જવાબ :- મઝકુર સુરતમાં રૂકુઅની હાલતમાં હાથ ઉઠાવ્યા વગર તકબીરો કહી લેત તો બેહતર થાત. રૂકુઅ છોડી તકબીર કહેવા માટે ઉભા થવું ખોટું છે. પણ નમાઝ ફાસિદ થશે નહીં. ઈદની નમાઝની ઝાઈદ વાજિબ તકબીરો છુટી જાય અથવા રૂકૂઅમાં કહે, અથવા રૂકૂઅથી ઉઠી તકબીરો કહે અને ફરી રૂકુઅ કરે તો નમાઝ થઈ જાય છે. મઝકુર ત્રણેવ સુરતોમાં સજદએ સહવ લાગુ પડે છે. પરંતુ ગરબડ અને ખરાબી પૈદા થવાનો કવી સંભવ હોવાથી સજદએ સહવ માફ છે. અને નમાઝ દુહરાવ્વાની ઝરૂરત રહેતી નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું ૭૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગામડામાં કુર્બાની તથા ઈદનો હુકમ**

(૧૧૯૧) સવાલ :- જે દીહાતમાં ઈદની નમાઝ પઢવાનો હુકમ નથી ત્યાં કુર્બાની થઈ શકે છે? થઈ શકતી હોય તો? નમાઝ તો પઢાતી નથી.

જવાબ :- ઈદ અને જુમ્અહ શઆઈરે ઈસ્લામમાંથી છે. શહેર, કસ્બા અને મોટા ગામમાં જે કસ્બા નુમા (જેવું) હોય ત્યાં અદા થઈ શકે છે. ગામડું એના માટે શાયાને શાન નથી. માટે ઈદ અને જુમ્અહ પઢી શકાય નહીં. પણ કુર્બાનીનો એ હુકમ નથી. ગામડાના માલદાર રહીશો ઉપર પણ વાજિબ છે. દીહાતમાં ઈદના દિવસે સુબ્હે સાદિક પછી કુર્બાનીનાં ટાઈમ શરૂ થઈ જાય છે. (દુર્રે મુખ્તાર પાનું-૨૭૭ ભાગ-૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મહોલ્લે-મહોલ્લે ઈદની નમાઝ**

(૧૧૯૨) સવાલ :- અમુક શહેરોમાં ઈદની નમાઝ મહોલ્લે-મહોલ્લે થાય છે. એનો શું હુકમ છે?

જવાબ :- ઈદની નમાઝ શહેર બાહર જંગલ (ઈદગાહ)માં પઢવી સુન્નતે મુઅક્કદહ છે. આપ (સલ.) મહાન ફઝીલતવાળી મસ્જિદે નબવીને બંધ રાખી ઈદગાહ જતા હતા. વરસાદના ઉઝર વિના કદી પણ ઈદની નમાઝ પઢી નથી. ઈદગાહ દૂર હોવાના લીધે કમ્ઝોર અને ઝઈફ લોકો જઈ શકતા ન હોય તો એવા મઅઝુરોને મસ્જિદમાં પઢવાની ઈજાઝત છે. એક મસ્જિદ કાફી ન હોય તો જરૂરત મુતાબિક એકથી વધુ મસ્જિદોમાં પઢી શકાય છે. શરઈ ઉઝર વિના મહોલ્લે-મહોલ્લે ઈદની નમાઝ કાયમ કરવી ખિલાફે સુન્નત છે. અને શરીઅતના મકસદ અને મંશા (ઈજતિમાએ અઝીમ)ને ફોત કરવા અને ઈસ્લામી શાનો શવકત ઘટાડવા સમાન છે, માટે મસ્જિદના મુતવલ્લીઓને લાઝિમ છે કે નમાઝીઓ સાથે મસ્લિહત કરી મહોલ્લાની મસ્જિદો બંધ રાખી ઈસ્લામી શાનો શવ્કતમાં વધારો કરી મોટા અજરના હકદાર બને. આપ (સલ.)નું ફર્માન છે: 'મન સન્ન ફિલ ઈસ્લામિ સુન્નતન હસનતન ફલહુ અજરૂહા વઅજરૂ મન અમિલ બિહા'

અર્થાત :- જેણે ઈસ્લામમાં શરીઅતના મુતાબિક તરીકો જારી કર્યો તેને તેનો અજર મળશે. અને તે પછી જેઓ તેના ઉપર અમલ કરશે તેનો અજર પણ તેને મળશે એવી રીતે કે અમલ કરનારના અજરમાં કાંઈ કમી થશે નહીં. (મિશ્કાત પાનું-૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદગાહની આજુ-બાજુ કબરો છે તો નમાઝનું શું?**

(૧૧૯૩) સવાલ :- હમારે ત્યાં કબ્રસ્તાનની સાથે ઈદગાહ બનેલી છે જેની કિબ્લા તરફની દીવાર ૧૦ થી ૧૨ ફૂટ ઉંચી છે તેની પાછળ કબરો છે, તેમજ આજૂ-બાજૂ લોખંડના સળિયાથી કમ્પાઉન્ડ બનેલ છે. તેના બાહર પણ કબરો છે. ગરઝ ઈદગાહની ત્રણે બાજૂ કબરો છે તો ઈદની નમાઝમાં કાંઈ વાંધો આવશે કે નહીં?

જવાબ :- જ્યારે કબરો ઈદગાહની દીવાર અને ઈદગાહની હદ (કંપાઉન્ડથી) બાહર છે તો નમાઝમાં વાંધો આવશે નહીં. નમાઝ વગર વાંધે અદા થઈ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદની નમાઝ માટે લાઉડસ્પીકર અંગે**

(૧૧૯૪) સવાલ :- ઈદની નમાઝમાં ઈમામની તકબીરો આમ નમાઝીઓને પહોંચાડવા માટે મુકબ્બિરોની વ્યવસ્થા થાય છે. પરંતુ ઈમામની કિર્અત આમ નમાઝી સાંભળી શકતા નથી, માટે નમાઝમાં માઈક રાખવામાં આવે તો કાંઈ વાંધો છે?

જવાબ :- નમાઝ સહીહ હોવા માટે ઈમામની કિર્અત સાંભળવી જરૂરી નથી. ઝુહર તથા અસરની નમાઝોમાં ઈમામની કિર્અત ક્યાં સંભળાય છે? મગ્રિબની ત્રીજી અને ઈશાની ત્રીજી અને ચોથી રકઅતમાં પણ કિર્અત સંભળાતી નથી. છતાં નમાઝ સહીહ થઈ જાય છે. તકબીરે ઈન્તિકાલાતનો આવાઝ પહોંચાડવા માટે મુકબ્બિરોની ગોઠવણ કાફી છે. માટે ઈદ વિગેરેની નમાઝોમાં ઈમામની કિર્અત આમ મુકતદીઓને પહોંચાડવા માટે માઈકનો ઉપયોગ મકરૂહ છે. એ જ મુફતા બિહી કૌલ છે. જુઓ (આલએ મુકબ્બિરૂસ્સવ્ત કર્તા. મુફતી મુહમ્મદ શફીઅ સાહબ, મુફતીએ અઅઝમ પાકિસ્તાન) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદની નમાઝ પહેલાં ખાવા-પીવાથી રોકવું કુર્બાની કરનાર માટે છે કે બીજાઓ માટે પણ ?**

(૧૧૯૫) સવાલ :- બકર ઈદની નમાઝ પહેલાં રોઝો રાખવો એટલે કાંઈ ખાવું-પીવું નહીં. ઈદની નમાઝ પછી ખાવું. એ કોના માટે છે? ફક્ત કુર્બાની કરનાર માટે જ છે કે બધા માટે ? ખુલાસો કરશો.

જવાબ :- એ હુકમ કુર્બાની કરનાર માટે ખાસ નથી, બધા માટે મુસ્તહબ છે કે રોઝદાર જેમ રહે અને ઈદની નમાઝ પછી ખાય, વિના ઉઝરે પહેલાં ખાવું મકરૂહ છે. 'કબીરી'માં છે :- "વલ્મુસ્તહબ્બુ યવ્મલ અઝહા તાખિરૂલ અકલિ ઈલા કવ્લિહી મા બઅદ – સ્સલાતિ વકીલ હાઝા ફિ હક્કિ મંય્યુઝહહી લા ફી હકકિ ગય્રિહી વલ્અવ્વલુ અસહહુ વલ્અસહહુ અન્નહુ યકરહુલ અકલુ કબ્લ-સ્સલાહ (પાનું-૫૨૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદના ખુત્બાની શરૂઆતમાં તકબીરો પઢવી.**

(૧૧૯૬) સવાલ :- ઈદના પહેલા ખુત્બાની શરૂઆતમાં નવ વાર અને બીજા ખુત્બામાં સાત વાર તકબીરો પઢવાનો શું હુકમ છે ?

જવાબ :- બન્ને ઈદોના ખુત્બાને તકબીર (અલ્લાહુ અકબર) થી શરૂ કરવા મસ્નુન છે. પહેલા ખુત્બાની શરૂઆતમાં નવ તકબીરો અને બીજા ખુત્બહની શરૂઆતમાં સાત તકબીરો પઢવી મુસ્તહબ છે. અને સુન્નતથી સાબિત છે.

'મરાકિલ ફલાહ'માં છે :- વયસ્તહિબ્બુ અંય્યસ્તફતિહલ ઉલા બિતિસ્ઈ તકબીરાતિન તત્રા વસ્સાનિયત બિસબ્ઈન, કાલ અબ્દુલ્લાહ ઈબ્નુ મસઉદિન હુવ-સ્સુન્નતુ

અર્થાત :- અને મુસ્તહબ એ છે કે પહેલો ખુત્બો લગાતાર નવ તકબીરો કહી શરૂ કરે અને બીજો ખુત્બો સાત તકબીરો કહ્યા પછી શરૂ કરે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદી.) ફરમાવે છે કે એ રીત સુન્નતના મુતાબિક છે. (પાનું -૧૦૭) (બહરાઈક ભાગ ૨ પાનું-૧૬૨)

અને 'દુર્રે મુખ્તાર' છે :-

મુસ્તહબ એ છે કે ઈદના પહેલા ખુત્બાને લગાતાર નવ વાર તકબીર (અલ્લાહુ અકબર) કહ્યા પછી શરૂ કરે અને બીજા ખુત્બાને લગાતાર સાત વાર તકબીર (અલ્લાહુ અકબર) કહ્યા પછી શરૂ કરે, એ મસ્નુન છે. અને મુસ્તહબ છે કે મિમ્બર ઉપરથી ઉતરવા પહેલાં ૧૪ વાર તકબીર કહે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું -૭૮૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદના દિવસે ફજરની નમાઝ ન પઢનાર ઈદની નમાઝ પઢી શકે?**

(૧૧૯૭) સવાલ :- જેણે ઈદના દિવસે (મઆઝલ્લાહ) ફજરની નમાઝ નથી પઢી તે ઈદની નમાઝ પઢી શકે કે નહી?

જવાબ :- જેણે ફજરની નમાઝ નથી પઢી તે ઈદની નમાઝ પઢી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**આરઝી રીતે કબ્રસ્તાનની ખાલી જગ્યામાં ઈદની નમાઝ પઢવું, તેમજ મસ્લિહતન ખાલી જગ્યાને ઈદગાહ બનાવ્વું કેવું ?**

(૧૧૯૮) સવાલ :- હમારા સેન્ટપીયર (રિયુન્યન)માં ઈદગાહ બાબત ઝઘડો થઈ ગયો છે. આપ
ખુલાસો કરશો. હમારે ત્યાંનુ કબ્રસ્તાન ઘણું મોટું છે. એની ગૈર મુસ્તઅમલ જગ્યામાં ત્રણ-ચાર વરસથી
કમીટીનો ઈદગાહ બનાવ્વા વિચાર છે. પરંતુ આ જગ્યા વકફની છે. શરઇ મસ્અલાથી અંજાણ હોવાથી
કામ કર્યુ નથી ચાલુ વર્ષે બકર ઈદ વખતે અમુક નવજુવાનોએ હિમ્મત કરી શહેરના કબ્રસ્તાનની ખાલી
જગ્યામાં (જે ઘણી મોટી અને ગૈર મુસ્તઅમલ છે) ઈદગાહ બનાવ્વાની નિય્યત વિના ઈદની નમાઝ પઢવાનો
ઈરાદો કર્યો. કમીટી અને મુતવલ્લીઓના મશ્વેરાથી આ નક્કી થયું કે ઈદની નમાઝ ચાલુ વર્ષે કબ્રસ્તાનના
મેદાનમાં થશે મસ્જિદમાં નહીં. એના ઉપર અમુક માણસોએ વાંધો ઉઠાવ્યો કે કબ્રસ્તાનની જગ્યામાં ઈદની
નમાઝ સહીહ નથી. અને ઈદગાહની નિય્યત વિના મેદાનમાં જે નમાઝ અદા કરવામાં આવશે તેના ઉપર
સુન્નતનો સવાબ નહીં મળશે, આ મુજબનો શક-શુબોહ પૈદા કરી ત્યાં ઈદની નમાઝ પઢવાથી ઈન્કાર કરે
છે અને મુતાલબો કરે છે કે મસ્જિદના મુકર્રર ઈમામ હમને તે જ જગ્યાએ ઈદની નમાઝ પઢાવે.
કમીટીવાળાઓએ જવાબ આપ્યો કે એના ઉપર હમો ઈમામને મજબુર કરી શકતા નથી. જો તમો મસ્જિદમાં
જ નમાઝ પઢવા પર ઈસ્રાર કરો છો તો પોતાના ઈમામનો પોતે બંદોબસ્ત કરી લો. જેથી તેઓએ પોતાને
ઈમામ તલાશ કરીને મસ્જિદમાં જ ઈદની નમાઝ પઢી. હવે પુછવાનું એ કે (૧) ઈદની નમાઝ મસ્જિદમાં
પઢવું બેહતર છે કે શહેર બાહિર ઈદગાહમાં ? (૨) ખાલી મેદાનમાં કે મ્યુનિસિપલની ઝમીનમાં ઈદગાહ
બનાવ્વાની નિય્યત વગર ઈદની નમાઝ પઢવામાં આવે તો સુન્નતનો સવાબ મળશે કે કેમ? (૩) કબ્રસ્તાનની
ગૈર મુસ્તઅમલ ઝમીન પર ઈદની નમાઝ પઢવામાં આવે તો અદા થશે કે નહીં? અને ત્યાં પઢવામાં આવે
તો સુન્નતનો સવાબ મળશે કે નહીં? (૪) કબ્રસ્તાનની વકફ ઝમીન એટલી મોટી છે કે એનો એક હિસ્સો
સો-બસો વર્ષ સુધી મુર્દાઓને દફનાવ્વાના કામમાં નહીં આવે તો એવી ખાલી જગ્યાએ ઈદગાહ બનાવ્વાની
ગુંજાઈશ છે કે નહીં? જો ઈદગાહ ન બનાવ્વામાં આવે તો ભય છે કે આ જગ્યા હુકુમતની બુરી નઝરથી
મહફૂઝ નહીં રહી શકે (૫) અહીં ફ્રેંચ સરકારનો કાનુન એ છે કે ઝમીનનો કોઈ માલિક ન હોય અને તે
તીસ વર્ષ સુધી એવી જ પડી રહે અને પડોશી એની નિગ્રાની કરતો રહે. ૩૦ વર્ષ પછી તે પડોશી અગર
હુકુમતથી તે ઝમીન માંગે તો હુકુમત તેને તે ઝમીન આપી દે છે. તે કાનુનના આધારે કબ્રસ્તાનના પડોશની
ઝમીન કબ્રસ્તાનને વકફમાં મળી છે, આ ઝમીન પર ઈદની નમાઝ પઢવામાં આવે તો સહીહ છે કે નહીં?
(૬) કોઈ મેદાનમાં ઈદનો બંદોબસ્ત હોય છતાં પણ કોઈ મસ્જિદમાં ઈદની નમાઝ વિના ઉઝરે અદા કરે
તો શું મકરૂહ છે?

જવાબ :- દરેક શહેરમાં ઇદગાહ હોવું ઝરૂરી છે. ઈદગાહમાં ઈદની નમાઝ અદા કરવું સુન્નતે
મુઅક્કદહ છે. રસુલે કરીમ (સલ.) ઈદના દિવસે મસ્જિદે નબવી છોડી ઈદગાહ તશરીફ લઈ જતા હતા.
આપ (સલ.) અને સહાબા (રદી.)ના અમલથી ઈદગાહની અહમિયત જણાય છે. પાછળના લોકોનો અમલ
હમારા માટે હુજ્જત નથી. (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧)
જ્યાં સુધી ઈદગાહ માટે મુનાસિબ જગ્યા ન મળે ત્યાં સુધી જંગલ વિગેરેમાં ઈદની નમાઝ માટે કોઈ

જગ્યા તેના માલિક અથવા મુન્તઝિમીન કે હુકુમતની ઈજાઝતથી નક્કી કરી શકાય છે. કબ્રસ્તાન મોટું છે ખાલી જગ્યાએ જ્યાં કબરો ન હોય, અને હોય તો દુર હોય અથવા દીવારની આળમાં હોય ત્યાં અગર આરઝી તોર પર નમાઝ પઢવામાં આવે તો કોઈ વાંધો નથી, બલ્કે એ નિય્યતથી પઢવું કે જંગલ અને ઈદગાહમાં ઈદની નમાઝ પઢવાની ખૂબી અને ફઝીલત જાણી ઈદગાહમાં નમાઝ પઢવાનો લોકોને શૌક પૈદા થશે, અને શરઈ ઈદગાહ બનાવવાની ફિકર કરશે તો અજરના હકદાર બનશે. પરંતુ કબ્રસ્તાનની વકફ જગ્યામાં ઈદગાહ બનાવ્વું દુરૂસ્ત નથી. મના છે. અલ્બત્ત કબ્રસ્તાનની વકફ જગ્યા મોટી છે. મુર્દાઓને દફનાવ્વા માટે આ ખાલી જગ્યાની ન તો હાલમાં જરૂરત છે, ન તો ભવિષ્યમાં જરૂરત પડશે, અને ખાલી પડી રહેવાથી સરકારની નઝરે બદથી મહફૂઝ ન રહેશે તો એવી હાલતમાં ખાલી જગ્યા પર શરઈ ઈદગાહ બનાવ્વાની ગુંજાઈશ છે. જે જગ્યા કોઈની માલિકીની ન હોય અને વકફ પણ ન હોય તે સરકારી ઝમીન છે. અને ગર્વમેન્ટને મઝહબી કામોમાં આપવાનો ઈખ્તિયાર છે. જેથી જે જગ્યા સરકાર તરફથી કબ્રસ્તાન માટે મળી છે તે પણ વકફ છે. નમાઝ પઢી શકાય છે. આટલો જવાબ ઇન્શાઅલ્લાહ બન્નેવ પક્ષ માટે કાફી છે. ખુદાવંદ આપ લોકોમાં ઈખ્લાસ અને બાહમી ઇત્તિફાકની ફિઝા પૈદા ફર્માવે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદના ખુત્બામાં હાઝિરીન તકબીર કહી શકે છે?

(૧૧૯૯) સવાલ :- ખતીબ ઈદના ખુત્બામાં તકબીરો કહે છે તો હાઝિરીન તકબીરો કહી શકે કે નહીં?

જવાબ :- હાં, હાઝિરીન ધીમે-ધીમે તકબીરો કહી શકે છે. અને ખતીબ આયતે કરીમા 'ઈન્નલ્લાહ વમલાઈકતહુ યુસલ્લૂન અલ-ન્નબિય્યિ.... પઢે તો હાઝિરીન દિલમાં દુરૂદ શરીફ પઢે. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું -૧૫૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈમામે બીજી રકઅતમાં છુટેલી તકબીર કહી ત્યારે મુકતદીએ રૂકૂઅ કરી લીધો તો ?

(૧૨૦૦) સવાલ :- ઈદની નમાઝમાં ઈમામ પહેલી રકઅતમાં ઝાઈદ તકબીરોમાંથી એક તકબીર ભુલી ગયા. કિંવા ત્રીજી તકબીર પછી હાથ બાંધવાની જગ્યાએ બીજી પછી હાથ બાંધી લીધા. પછી બીજી રકઅતમાં કિર્અત પછી ઝાઈદ તકબીરોમાં એકનો વધારો કરી દીધો કિંવા ચોથીની જગ્યાએ પાંચમી પર રૂકૂઅ કર્યો અને મુકતદીઓએ ચોથી પછી રૂકુઅ કરી લીધો હોય તો નમાઝ થઈ કે દુહરાવ્વી પડશે? તેમ એ સાંભળ્યુ છે કે ઈદ-જુમ્અહમાં સજદએ સહવ નથી-અને જો હોય તો વધુ મજમાને લઈ માફ થઈ જાય છે તો ઓછા માણસો હોય ત્યારે શું ?

જવાબ :- પૂછેલી સૂરતમાં ઈમામ પાંચમી તકબીર કહી રૂકુઅમાં મુકતદીઓ સાથે મળી ગયા તો નમાઝ સહીહ થઈ જશે. જ્યારે કે સજદએ સહવ કરી લે. પરંતુ વધુ મજમાને લઈ સજદએ સહવ કરવાથી ઈન્તિશાર અને ગરબડ થવાનો ભય હોય તો સજદએ સહવ માફ છે. નમાઝ સહીહ થઇ જશે, ઇઆદહની ઝરૂરત નથી. જુમ્અહ તથા ઈદૈનની નમાઝોમાં પણ સજદએ સહવનો કાનુન છે. થોડા માણસો હોય, ગરબડનો ભય હોય તો માફ છે. (શામી ભાગ-૧ પાનું-૭૦૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદગાહ પોતાના શહેરની ફિનામાં હોવી જોઈએ

(૧૨૦૧) સવાલ :- હમારા સેન્ટ ડેનિસ (રિયુનિયન)માં ઈદગાહ માટે એક ઝમીન ખરીદવામાં આવી પણ તે ઝમીન હમારા શહેરની ફિનામાં નથી બલ્કે બીજા શહેર સેન્ટમારીની ફિનામાં છે તો શું બીજા શહેરની ફિનામાં આ શહેરની ઈદગાહ બનાવી શકાય? અને તે શહેર (સેન્ટ ડેનિસ)ની ઈદગાહ ગણાશે

જવાબ :- દરેક શહેરની ઈદગાહ અલગ-અલગ હોવી જોઈએ. બીજા શહેરની ફિનામાં જે ઈદગાહ

બનાવવામાં આવશે તે તે જ શહેરની ઈદગાહ ગણાંશે જો કે નમાઝ થઈ જશે. જેથી તમો પોતાના શહેરની ફિનામાં ઈદગાહ બનાવવાની કોશીશ કરો. જ્યાં સુધી ઈદગાહ ન બને આબાદીથી બાહર કોઈ જગ્યા મુકર્રર કરી લેવામાં આવે. જો મુનાસિબ જગ્યા ન મળી શકે તો શહેરની જામિઅ મસ્જિદમાં ઈદની નમાઝ પઢી શકો છો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદની નમાઝના વખત વિષે.

(૧૨૦૨) સવાલ :- ઈદની નમાઝનો વખત ક્યારથી શરૂ થાય છે. ? સુર્ય નિકળવા પછી ૨૪ મિનિટે ઈદની નમાઝ પઢી તો સહીહ થશે કે કેમ?

જવાબ :- ઈદની નમાઝનો વખત સુર્ય નિકળવા પછી પંદર મિનિટે શરૂ થઈ જાય છે. પરંતુ ઈદના દિવસને લઈ લોકોએ મસ્નુન રીતે ગુસલ કરવાનું, કપડાં અને ખુશ્બુ વિગેરેનો એહતિમામ તેમજ સદકએ ફિત્ર પણ અદા કરવાનો હોવાથી. અને આજુ બાજુના લોકોએ નમાઝ માટે શહેરમાં આવવાનું હોવાથી નમાઝનો ટાઈમ એવો મુકર્રર કરવામાં આવે કે લોકો ઈત્મીનાનથી આવી શકે. એટલુ જલ્દી કરવું કે લોકો નમાઝથી રહી જાય, મુનાસિબ નથી. શરઈ ઉઝર વિના વધુ તાખીર કરવું પણ કરાહતથી ખાલી નથી. હાં, અગર કોઈ ઉઝર હોય તો લોકોમાં એઅલાન કરી ઇબ્તિદાઈ વખતમાં પઢી શકાય છે જ્યારે કે લોકોની નમાઝ છુટી જવાનો ભય ન હોય (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનુ-૩૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરતનું મસ્જિદ અને ઈદગાહમાં જવું કેવું છે?

(૧૨૦૩) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન અને મુફતિયાને શરએ મતીન નીચે જણાવેલ મસ્અલામાં કે ગૈર મુકલ્લિદીન અને અમુક આઝાદ ખ્યાલ માણસો એ વાત પર ઈસ્રાર કરે છે કે ઔરતોને નમાઝ માટે મસ્જિદ અને ઈદગાહમાં જવાથી રોકવું જાઈઝ નથી. એમને ઈદગાહમાં નમાઝ પઢવાની તાકીદ કરવામાં આવે. રોકનાર ગુનેહગાર છે. હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં ઔરતોને મસ્જિદમાં જવાની ઈજાઝત હતી અને મર્દોને એ હુકમ હતો કે ઔરતો મસ્જિદમાં જવા માંગે તો એમને રોકવામાં ન આવે. અને ઈદગાહમાં તો જવાનો સરાહતન અમ્ર અને હુકમ હતો, એટલે સુધી કે અગર કોઈ ઔરત પાસે ચાદર ન હોતી તો એ હુકમ હતો કે એની સહેલી એને પોતાની ચાદરમાં છુપાવી લે અને એક ચાદરમાં બન્નેવ જાય. જ્યારે રસુલુલ્લાહ (સલ.)ના ઝમાનામાં આવી રીતે તાકીદી હુકમ હતો તો હવે કોને હક છે કે ઔરતોને ઈદગાહ અને મસ્જિદની હાજરીથી રોકે અને એને નાજાઈઝ બતાવે. અને તેઓ દલીલમાં આ હદીસો પેશ કરે છે.

(૧) ઔરતોને મસ્જિદોની હાજરીના હકથી ન રોકો જ્યારે તે ઈજાઝત માંગે. (મિશ્કાત-૯૭)

(૨) તમારામાંથી કોઈની ઔરત મસ્જિદમાં જવાની ઈજાઝત માંગે તો એને ન રોકો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ-મિશ્કાત શરીફ પાનું-૯૬)

(૩) હઝરત ઈબ્ને ઉમર (રદી.)એ (એક વખત) ફર્માવ્યું કે હુઝુર (સલ.)નું ફર્માન છે કે કોઈ માણસ પોતાની ઔરતને મસ્જિદમાં આવ્વાથી ન રોકે તો એમના એક સાહબઝાદા (હઝરત બિલાલ (રદી.) એ ફર્માવ્યું હમે તો જરૂર રોકીશું. એ સાંભળી હઝરત ઈબ્ને ઉમર (રદી.) ઘણાં ગુસ્સે થઈ ગયા. અને ફર્માવ્યું કે હું તને હદીસ બયાન કરૂં છું અને તુ આ (જુમ્લો) કહે છે. રાવીનું બયાન છે કે તે પછી વફાત સુધી એનાથી વાત ન કીધી. (મિશ્કાત પાનું-૯૭)

અને ઈદગાહમાં જવા માટે આ દલીલ છે :- ઉમ્મે અતિય્યહ (રદી.)થી રિવાયત છે ફર્માવ્યું કે હમને હુકમ આપવામાં આવ્યો કે હમે હૈઝવાળી અને પરદા નશીન ઔરતોને ઈદૈનના દિવસે ઈદગાહમાં લઈ

જઈએ કે તેઓ મુસલમાનોની જમાઅત અને એમની દુઆમાં હાઝિર થાય, અને હૈઝવાળી ઔરતો નમાઝની જગ્યાથી અલગ રહે. એક ઔરતે પુછયું, યા રસુલુલ્લાહ (સલ.) હમારામાંથી અમુકના પાસે ચાદર નથી. આપે ફર્માવ્યું કે એની સહેલી એને પોતાની ચાદરમાં છુપાવી લે. (મિશ્કાત શરીફ પાનું - ૧૨૫)

હવે આપથી દરખાસ્ત છે કે આ ફિત્નાથી ભરપુર ઝમાનામાં શરીઅતનો શું હુકમ છે? જો ઔરતોની મસ્જિદમાં હાજરી નાજાઈઝ છે તો ઉપરની રિવાયતનો શું જવાબ છે? ખુલાસાથી જણાવશો.

જવાબ :- આ ફિત્નાના ભરપુર ઝમાનામાં ઔરતોને મસ્જિદમાં અને ઈદગાહમાં હાજિર થવાની ઈજાઝત નથી. બેશક ફુકહાએ કિરામ (રહ.) એનો ઈન્કાર નથી કરતા કે રસુલુલ્લાહ (સલ.)ના મુબારક ઝમાનામાં ઔરતો પાંચ વખતની નમાઝો અને ઈદૈનની જમાઅતમાં હાજિર થતી હતી. પરંતુ તે ખૈરૂલ કુરૂનનો ઝમાનો હતો. ફિત્ના ફસાદથી મહફૂઝ હતો. આપ (સલ.) બનફસે નફીસ મૌજુદ હતા. વહી ઉતરતી હતી, અને નવા-નવા અહકામ નાઝિલ થતા હતા, નવા-નવા મુસલમાન હતા. નમાઝ-રોઝા વિગેરેના અહકામ શિખવાની જરૂરત હતી અને તે બધાથી વધીને હુઝુર (સલ.)ની ઈકતિદામાં નમાઝ અદા કરવાનો શર્ફ હાસિલ કરવું હતું. હુઝુર (સલ.) ખ્વાબની તઅબીરો બયાન ફર્માવતા અને અજીબો ગરીબ ઉલૂમ ઝાહિર થતા હતા. એટલા માટે એમને હાજરીની ઈજાઝત હતી. પરંતુ આ કહેવું કે મર્દોની જેમ એમને હાજરી આપવાનો તાકીદી હુકમ હતો, એ સહીહ નથી. ઔરતો માટે મર્દો જેમ જમાઅત જરૂરી ન હતી. જુઓ! હઝરત અબુહુરૈરહ (રદી.)ની રિવાયત છે કે હુઝુર (સલ.) એ ફર્માવ્યું, અગર ઘરોમાં ઔરતો-બચ્ચાઓ ન હોતે તો હું ઈશાની નમાઝ કાઈમ કરતે અને પોતાના જવાનોને હુકમ કરતે કે (જે લોકો જમાઅતમાં હાજરી આપતા નથી) એમના ઘરોમાં આગ લગાવી દો. (મિશ્કાત શરીફ-પાનુ-૯૬) આ સઝા અને વઈદ હુઝુર (સલ.) તે લોકો માટે તજવીઝ ફર્માવવા માંગતા હતા જેમને ઈશાની નમાઝમાં હાજરી આપવી જરૂરી હતી. પરંતુ ઔરતો અને બચ્ચાઓનું ઘરમાં હોવું, ઘરોને સળગાવી દેવાની સઝાને પુર્ણ કરવામાં માનેઅ થયું. ઔરતોનું આ હદીસમાં ઝિક્ર કરવું એની દલીલ છે કે તેઓ બચ્ચાઓની જેમ જમાઅતમાં હાઝિર થવાની મુકલ્લફ ન હતી, અને જમાઅત તેઓના હકમાં મુઅક્કદ ન હતી. નહીં તો તેઓ પણ આ સઝાની હકદાર હોત, અને બચ્ચાઓ સાથે ઔરતોને મઅઝુર ન સમજવામાં આવત. એટલું જ નહીં બલ્કે જમાઅતનો ૨૭ નમાઝનો સવાબ અને મસ્જિદે નબવીમાં ૫૦૦૦૦ નમાઝનો સવાબ અને રસુલે મકબુલ (સલ.)ની ઈકતિદામાં નમાઝ અદા કરવાની લા ઝવાલ સઆદતે ઉઝમા હોવા છતાં પણ ઔરતોને હિદાયત હતી કે વધુ ફઝીલત અને સવાબ અને સઆદતની વાત એમાં જ છે કે નમાઝ ઘરમાં પઢે. એટલું જ નહીં એથી વધુ એ ફર્માવ્વામાં આવ્યું કે ઔરતની બંધ કોઠડીમાં નમાઝ મસ્જિદે નબવી (સલ.)ની નમાઝથી કઈ દરજા અફઝલ અને બેહતર છે. અને એ વિષે ઘણી રિવાયતો છે.

(૧) હઝરત ઉમ્મે સલ્મા (રદી.) રસુલે કરીમ (સલ.)થી રિવાયત કરે છે કે હુઝુર (સલ.) એ ફર્માવ્યું ઔરતોની સૌથી અફઝલ મસ્જિદ એમના ઘરની તારીક કોઠડી છે. (તરગીબો તરહીબ ભાગ-૧ પાનું -૧૮૮) (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૩૧૩)

(૨) હઝરત ઈબ્ને ઉમર (રદી.) હુઝુર (સલ.)થી રિવાયત કરે છે કે ફર્માવ્યું ઔરત છુપાવ્વાની ચીઝ છે તે જયારે ઘરથી બહાર નિકળે છે તો શૈતાન એને તાકે છે કિંવા લોકોના દિલોમાં એના વિષે ગંદા વસ્વસા નાંખે છે, અને ઔરત પોતાના ઘરની બધાથી વધુ બંધ કોઠડીમાં અલ્લાહથી વધુ કરીબ હોય છે. (તરગીબો તરહીબ ભાગ-૧ પાનું ૧૮૮)

(૩) હઝરત ઉમ્મે હુમૈદ (રદી.) એ આપ (સલ.)ની ખિદમતમાં હાજર થઈ અર્ઝ કરી કે આપની સાથે નમાઝ પઢવાનો ઘણો શૌક છે. આપે ફર્માવ્યું કે તમારો શોખ બરાબર છે પણ તમારી નમાઝ બંધ કોઠડીમાં સહેન (ખુલ્લા ચોગાન)ની નમાઝથી બેહતર છે અને સહેનની નમાઝ ઘરના ઈહાતાની નમાઝથી

બેહતર છે. અને ઈહાતાની નમાઝ મહોલ્લાની મસ્જિદની નમાઝથી બેહતર છે. અને મહોલ્લાની મસ્જિદ (મસ્જિદે નબવી)ની નમાઝથી બેહતર છે. આ ઝરીન હિદાયતને માન આપી હઝરત હુમૈદ (રદી.) એ ઘરના તારીક ખૂણામાં નમાઝની જગ્યા બનાવી મરતાં દમ સુધી ત્યાં જ નમાઝ પઢતા રહ્યાં (તરગીબો ભાગ-૧ પાનું-૧૮૭)

મઝકુર રિવાયતોથી અમુક વાતો સરાહતન સાબિત થાય છે.

(૧) હુઝુર (સલ.)ના ઝમાનામાં ઔરતોને જમાઅતમાં હાજિર થવાની તાકીદ ન હતી. ફક્ત ઈજાઝત હતી કે પોતે જ બાઝ આવી જાય. (૨) ઔરતોએ મસ્જિદમાં આવવું ફક્ત મબાહ અને રૂખ્સતના દરજામાં હતું, ન કે તાકીદ અને ફઝીલત અને ઈસ્તિહબાબના દરજામાં. (૩) હઝરત ઉમ્મે હુમૈદ (રદી.) એ હુઝુર (સલ.)ની તઅલીમ અને તરગીબ ઉપર અમલ કરવાની ગરઝથી મસ્જિદ છોડી દીધી અને પુરી ઉમર પોતાની તંગ અને તારીક (અંધારી) કોઠડીમાં નમાઝ પઢતા રહ્યાં. અને આ એન ઈત્તિબાઅ અને હુઝુર (સલ.)ની ખ્વાહિશ અને ફર્માનની તકમીલ હતી.

પસ અફસોસ છે તે લોકો ઉપર જે ઔરતોને મસ્જિદમાં આવ્વાની તરગીબ આપે છે. હુઝુર (સલ.)ની તઅલીમ અને મરઝી તથા મંશા વિરૂદ્ધ હુકમ કરે છે અને ગઝબ તો એ છે કે એને સુન્નત બતાવે છે. અને પોતાના એ કાર્યને અહયાએ સુન્નત (સુન્નતને ઝિંદા કરવું) સમજે છે, જો ઔરતો માટે જમાઅતમાં હાજરી આપવી સુન્નત હોત તો હુઝુર (સલ.) પોતાની મસ્જિદની નમાઝથી મહોલ્લાની મસ્જિદની નમાઝને અને મહોલ્લાની મસ્જિદની નમાઝથી ઘરની નમાઝને અફઝલ ન ફર્માવતે. તો શું સુન્નતને તર્ક કરવામાં વધુ સવાબ હતો? અને સુન્નત પર અમલ કરવામાં કમ, અને શું રસુલુલ્લાહ (સલ.) ઔરતોને ઘરમાં નમાઝ પઢવાની તરગીબ આપી તર્કે સુન્નતની તરગીબ આપતા હતા? મઆઝલ્લાહ, સુમ્મ મઆઝલ્લાહ ! શાયદ એઓ પોતાને રસુલુલ્લાહ (સલ.)થી વધુ મુત્તકી અને પોતાની મસ્જિદોને મસ્જિદે નબવીથી વધુ મુકદ્દસ અને પોતાની ઔરતોને તે મુબારક ઝમાનાની ઔરતોથી વધુ પાકસાઝ સમજે છે. તે મુબારક ઝમાનામાં રૂખ્સત અને ઈબાહત પણ તે શર્તો સાથે હતી કે ઔરત બની-શણગારી, ફાખિરાનહ લિબાસ પહેરી, ખુશ્બુ લગાવી, વાજતું ઝેવર પહેરી ન આવે અને મેલ–કુચેલી આવે. (મુસ્લિમ ભાગ-૧ પાનું ૧૮૩) (મિશ્કાત પાનું-૯૬)

હઝરત આઈશહ (રદી.) થી રિવાયત છે કે એક વખત હુઝુર (સલ.) મસ્જિદમાં બેઠા હતા એટલામાં એક કબીલાની એક ઔરત ઝૈબો-ઝીનતનો લિબાસ પહેરી, મટકતી (ઈતરાતી) મસ્જિદમાં આવી. રસુલુલ્લાહ (સલ.) એ ફર્માવ્યું. અય લોકો ! પોતાની ઔરતોને ઝૈબો-ઝીનતનો લિબાસ પહેરવાથી અને મસ્જિદમાં મટકવાથી રોકી દો, કેમકે બની ઈસ્રાઈલ પર ત્યારે જ લઅનત કરવામાં આવી જ્યારે એમની ઔરતોએ ઝૈબો-ઝીનતનાં લિબાસ પહેર્યા અને મસ્જિદમાં મટકવું શરૂ કરી દીધું (ઈબ્ને માજહ પાનું-૨૯૭)

એનાથી સ્પષ્ટ રીતે સમજાય છે કે ઔરતોને મસ્જિદમાં આવ્વાની જે ઈજાઝત અને રૂખ્સત હતી તે મઝકુર કૈદો અને શર્તો સાથે હતી. અને ફિત્નો ઝાહિર થવા પહેલાં હતી. માટે જ્યારે હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં ઔરતોમાં આઝાદી અને બે એહતિયાતી ઝાહિર થવા લાગી અને ફિત્નાનો અંદેશો લાગ્યો તો અમીરૂલ મુ'મિનીન હઝરત ઉમર (રદી.) અને મહાન સહાબહ (રદી.) એ ઔરતોને મસ્જિદમાં ન આવ્વાનો હુકમ જારી ફર્માવ્યો. અને બધા જ સહાબહ (રદી.) એ એને પસંદ ફર્માવ્યો.

'બદાઈઉ સ્સનાએઅ'માં છે કે જવાન ઔરતોનું જમાઅતમાં જવું મબાહ નથી, એ બધી રિવાયતના પેશે નઝર જે હઝરત ઉમર (રદી.)થી મરવી છે કે એમણે જવાન ઔરતોને નિકળવાથી મના ફર્માવી દીધું હતું. અને એટલા માટે કે ઔરતોનું ઘરોથી નિકળવું ફિત્નાનો સબબ છે અને ફિત્નો હરામ છે. અને જે વસ્તુ ફિત્ના તરફ પહોંચાડે તે પણ હરામ હોય છે (ભાગ-૧ પાનું-૧૫૭)

'હુજ્જતુલહિલ બાલિગહ'માં છે :- અને તે ઉઝરોમાંથી જેના લઈ જમાઅતની નમાઝમાં હાઝિર ન થવું જાઈઝ છે ફિત્નાનો ખૌફ છે. જેમકે કોઈ ઔરત ખુશ્બુ લગાડે. અને હુઝુર (સલ.)ના આ ફર્માન કે 'ઈઝસ્તઅઝનત....' (એટલે જ્યારે તમારામાંથી કોઈની ઔરત મસ્જિદ જવાની ઈજાઝત તલબ કરે તો એને મના ન કરે) અને જમ્હુર સહાબહના ફેસ્લા (એઓએ એ ફેસ્લો કર્યો કે ઔરતોને મસ્જિદમાં આવ્વાની ઈજાઝત ન આપવામાં આવે.)માં તઝાદ નથી. એટલા માટે કે તે ગૈરત જે ફક્ત તકબ્બુર (મોટાઈ)થી પૈદા થાય અને તે ગૈરતના લઈ ઔરતોને મસ્જિદ જવાથી રોકે તે તો નાજાઈઝ છે. રહી, તે ગૈરત જે ફિત્નાના ખૌફથી પૈદા થઈ હોય અને તેના લઈ ઔરતોને રોકવામાં આવે તો તે ગૈરત જાઈઝ બલ્કે મુસ્તહસન છે. (અને સહાબહએ એ જ ફિત્નાના ખૌફથી ઔરતોને રોકવાનો ફેસ્લો કર્યો.) અને નબીએ કરીમ (સલ.)ના આ ફર્માન 'અલ્ગય્રતુ ગય્રતાનિ'નો એ જ મકસદ છે. અને એ જ મિસ્દાક છે હઝરત આઈશહ (રદી.)ની રિવાયત ઈન્નન્નિસાઅ અહદસ્ન'...નો, (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું ૯૦) (અહ્યાઉલ ઉલૂમ ભાગ-૨ પાનું-૪૮) (અસહહુ-સ્સિયર ભાગ-૨ પાનું ૫૮૯)

અય્ની શર્હે બુખારીમાં છે કે હઝરત ઈબ્ને ઉમર (રદી.) જુમ્અહના દિવસે ઉભા થઈ ઔરતોને કાંકરા મારી મસ્જિદથી કાઢી મુકતા અને આ સહાબહ (રદી.)ની મૌજુદગીમાં થતું હતું. એવી જ રીતે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.) જુમ્અહના દિવસે ઔરતોને મસ્જિદથી કાઢી મુકતા અને ફર્માવતા કે પોતાના ઘરે જાવ. તમારૂં ઘર તમારા માટે બેહતર છે. (તરગીબો તરહીબ ભાગ-૧પાનું-૧૯૦) આ પણ સહાબા (રદી.)ની મૌજુદગીમાં થતું હતું. અને એ ફિત્નાના ખૌફને લઈ હતું. ઉમ્મુલ મુ'મિનીન હઝરત આઈશા (રદી.) એ પણ આ ફિત્નાને મહસૂસ કરી ફર્માવ્યું કે 'અગર રસુલે ખુદા (સલ.) આ ઝમાનાની ઔરતોની આ હાલત જોતે તો એમને (ઔરતોને) મસ્જિદમાં આવવાથી રોકી દેતે જેમ કે બની ઇસ્રાઇલની ઔરતોને (ફિત્નાના ભયથી) મસ્જિદમાં આવ્વાથી રોકી દેવામાં આવી હતી. (બુખારી શરીફ ભાગ-૧ પાનું-૧૨૦) (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૧૮૩)

અલ્લામહ અય્ની (રહ.) લખે છે 'વઅમ્મલ યવ્મુ ફનઉઝુબિલ્લાહ' (અને આજે તો ખુદાની પનાહ!) (ઐની બહવાલા કિફાયતુલ મુફ્તી ભાગ-૫ પાનું-૩૯૨)

ઔરતોની આ હાલત જોઈ અલ્લામહ ઐની એ જ શર્હમાં બીજી જગ્યાએ તફસીલથી પોતાના ઝમાનાની ઔરતોની ઈજાદ કરેલ બિદઅતો અને બદ ખસ્લતોનો ઝિક્ર ફર્માવે છે કે 'આ ઝમાનાની તે બિદઅતો અને બુરી આદતો અને સરના બાલો અને લિબાસમાં તે ફેશન જે ઔરતોએ ઈજાદ કીધી છે. ખાસ કરી મિસરની ઔરતોએ, જો હઝરત આઈશા (રદી.) જોતે તો ઘણી સખ્તીથી ઈન્કાર કરત. તેઓની બુરી ટેવોમાંથી અમુક આ છે. તેઓ ફખ્રનો લિબાસ પહેરી, ખુશ્બુ લગાવી લટકો કરતી, મર્દોને પોતાની તરફ માઈલ કરતી, મર્દોના ખભાથી ખભો મેળવી, કદી-કદી ખુલ્લે મોઢે બઝારોમાં ઘુમતી રહે છે. છેવટે લખે છે કે, હઝરત આયેશા (રદી.)નું આ ફર્માન હુઝૂર (સલ.)ની વફાતની ટુંક મુદ્દત પછીનું જ છે. જ્યારે તે ઝમાનાની ઔરતોની આઝાદી આ ઝમાનાની ઔરતોની આઝાદી અને બુરાઈઓના મુકાબલામાં હઝારમો ભાગ પણ ન હતી. વિચારો કે જો હઝરત આઈશા (રદી.)આ ઝમાનાની ઔરતોની આઝાદી અને ફેશન પરસ્તી જોતે તો શું હુકમ લગાવતે ? (ઐની શર્હે બુખારી ભાગ-૩ પાનું-૨૩૦)

અલ્લામહ ઐની (રહ.) નવમી સદી હિજરીની ઔરતોની આ હાલત બયાન ફર્માવી રહ્યા છે. આજ તો પંદરમી સદી છે. આ ઝમાનાની ઔરતોની આઝાદી, બેહયાઈ, બેશર્મી બેહદ વધતી જાય છે બુરખો જ રૂખ્સત થઈ ગયો છે તેની જગ્યા ઝાત-ઝાતના ફેશનેબલ લિબાસે લીધી છે. ઉપરથી ખુલ્લે માથે, ખુલ્લા મોંએ બાઝારમાં ફરે છે. આવા ફિત્નાના દૌરમાં ઔરતોને મસ્જિદ અને ઈદગાહમાં લાવ્વાની કોશિશ કરવામાં આવી રહી છે. અને હુઝુર (સલ.)ના ઝમાનાથી દલીલ કરવામાં આવે છે. ઔરતો એહતિયાત કરશે. નીચી નિગાહ રાખશે. ખુશ્બુ પાવડરથી બચશે. અને ફાસિકો, ફાજિરોની નિગાહો નીચી રહેશે એની

ગેરંટી કોણ આપી શકે છે? હઝરત ઈબ્ને ઉમર (રદી.)નું પોતાના સાહબઝાદા પર ગુસ્સે થવું એ માટે હતું કે હઝરત ઇબ્ને ઉમરે હુઝુર (સલ.)નું ફર્માન નકલ કીધું 'લા યમ્નઅન્ન રજૂલુન અહલહુ અંય યઅતુલ મસાજિદ' પર સાહબઝાદાનું આ કહેવું 'ફઈન્ના નમ્નઅહુન્ન' એમાં નસના સાથે સુરતન મુઆરિઝો લાઝિમ આવ્યો. જેમકે હઝરત ઈમામ અબુ યુસુફ (રહ.) એ હદીસ બયાન ફર્માવી કે હુઝુર (સલ.) દુધી પસંદ ફર્માવતા હતા. એક શાર્ગિદ બોલી પડયા હું તો એને પસંદ કરતો નથી. એના પર ઈમામ અબુ યુસુફ (રહ.) એ તલ્વાર કાઢી અને ફર્માવ્યું કે તજદીદે ઈમાન કર. નહીં તો કતલ કરી નાંખીશ. અહિંયા પણ હદીસ સાથે સુરતન મુઆરિઝો લાઝિમ આવી રહ્યો હતો. નહીં તો દુધી પસંદ ન કરવું એવો જુર્મ નથી કે કતલ કરવામાં આવે. એવી રીતે ઔરતોને રોકવું એવો જુર્મ ન હતો કે કતઅ તઅલ્લુક કરવો વાજિબ આવે. નહીં તો પછી એનો શું અર્થ કે ખુદ હઝરત ઈબ્ને ઉમર (રદી.) જુમ્અહના દિવસે ઔરતોને કાંકરા મારી મસ્જિદથી નિકળવા પર મજબુર કરતા હતા (મિરકાત શર્હે મિશ્કાત ભાગ-૩ પાનું -૬૬)

ઈદગાહ જવા વિષે જે રિવાયતોમાં અમ્રનો સેગો વારિદ છે, જેનાથી તેઓ દલીલ કરે છે, તેનો જવાબ એ છે કે અમ્રનો સેગો ત્રણ મઅનામાં વપરાય છે. કદી વુજૂબ માટે હોય છે. જેમકે 'અકીમુસ્સલાત, અને કદી ઈસ્તિહબાબ માટે જેમકે 'ફકુલ્ મિન્હા વઅત્ઈમુલ બાઈસલ ફકીર' અને કદી ઈબાહત માટે જેમકે 'વઈઝા હલલ્તુમ ફસ્તાદૂ' હવે જોવું જોઈએ કે અહીં શું મુરાદ છે? વુજૂબ (ફર્ઝિયત) તો યકીનન મુરાદ નથી કે એનો કોઈ પણ કાઈલ નથી કે ઈદૈન વિગેરેમાં ઔરતોનું જવું વાજિબ છે અને ઈસ્તિહબાબ પણ મુરાદ નથી કેમકે હુઝુર (સલ.)એ કોઠડીની નમાઝને મસ્જિદે નબવીની નમાઝથી કઈ દરજા અફઝલ બતાવી છે અને એમાં ઈદૈનની ઇસ્તિસ્ના નથી. મસ્જિદો ઘરથી નઝદીક હોવા છતાં પણ ઘરની નમાઝ અફઝલ છે. અને ઈદગાહ તો શહેર બાહર અને દુર હોય છે. બીજું એ કે પાંચ વખતની નમાઝો અને જુમ્અહ ફર્ઝ છે. જ્યારે ફર્ઝ નમાઝો માટે મસ્જિદે નબવીમાં આવ્વું અફઝલ નથી તો ઈદૈનની નમાઝોમાં હાઝિર થવું કઈ રીતે અફઝલ ગણાશે. હવે આ જગ્યાએ અમ્ર ઇબાહત અને રૂખ્સત માટે છે અને વક્તી તોર પર કોઈ મસ્લિહતે હુઝુર (સલ.)એ ઔરતોને ઈદગાહમાં જમા ફર્માવી હતી. એનાથી વુજૂબ અને ઈસ્તિહબાબ સાબિત થઈ શકતો નથી. (કિફાયતુલ મુફતી ભાગ-૫ પાનું-૪૨૧ મુલખ્ખસન)

જો મુસ્તહબ પણ માની લેવામાં આવે તો પણ ફસાદના કારણને લઈ કાબિલે તર્ક ગણાંશે. ફિકહનો કાયદો છે. 'તર્કુલ મકરૂહિ અવ્લા બિઈદરાકિલ ફઝીલતિ, લિઅન્ન તર્કલ મકરૂહિ અહમ્મુ મિન ફેઅલિલ મસ્નૂનિ'

ઈમામ તહાવી (રહ.) ફર્માવે છે કે ઈદગાહમાં ઔરતોનું જવું ઈસ્લામની શરૂઆતમાં હતું જ્યારે કે મુસલમાન થોડા હતા કેમકે મુસલમાનોની કસ્રત જણાય અને દુશ્મનો ખૌફ ઝદહ થાય, આજ એ હાલત ન હોવાથી એ હુકમ પણ લાગુ પડશે નહીં. (શર્હે બુખારી ભાગ-૩ પાનું ૩૯૪,(મઝાહિરે હક ભાગ-૧ પાનું-૪૬૫)

**હવે કુર્આન અને હદીસની રોશનીમાં ફુકહાએ કિરામ (રદી.)ના અકવાલ જૂઓ.**

(૧) ફકીહ મુહદ્દિસ અલ્લામહ બદરૂદ્દીન ઐની (રહ.) ફર્માવે છે કે :- અને આજકાલ ફત્વો એના ઉપર છે કે દરેક નમાઝોમાં ચાહે દિવસની હોય કે રાત્રીની જવું જવાન અને ઝઈફ ઔરતો માટે મના છે. અને મુસન્નિફ (કન્ઝુદ્દકાઈકના મુસન્નિફ)ના કૌલ 'અલ્જમાઆત'માં જુમ્અહ અને ઈદૈનની અને ઈસ્તિસ્કા અને વઅઝની મજલિસો પણ શામિલ છે. ખાસ કરી તે જાહિલ વાઈઝોની મજલિસો જેઓ ઉલ્મા જેવી સુરતો બનાવી લે છે. અને એમનો મકસદ પોતાની નફસાની ખ્વાહિશોને પુરૂં કરવું અને દુન્યા કમાવવું હોય છે. (ઐની શર્હે કન્ઝ ભાગ-૧ પાનું-૪૦)

(૨) 'દુર્રે મુખ્તાર'માં છે કે ઔરતોનું જમાઅતમાં હાજિર થવું ચાહે જમાઅત જુમ્અહની હોય કે

ઈદની કે વઅઝની મજલિસ હોય મકરૂહ છે. ચાહે ઔરત ઝઈફહ હોય. અને રાતનો વખત હોય. મુફતાબિહી મઝહબ પ્રમાણે ફસાદે ઝમાનાના લઈ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૨૯)

(૩) 'ફતાવા આલમગીરી'માં છે કે આ ઝમાનામાં ફત્વો એના ઉપર છે કે ઔરતોએ તમામ નમાઝોમાં જવું મકરૂહ છે ઝમાનાના ફસાદના ઝાહિર હોવાના લઈ. (આલમગીરી ભાગ-૧ પાનું-૫૬)

(૪) 'બહરૂર્રાઈક'માં છે કે અને ઔરતો જમાઅતમાં હાજિર ન થાય એટલા માટે કે ઈર્શાદે ખુદાવંદી છે. 'વકર્ન ફી બુયૂતિકુન્ન' અને હુઝુર (સલ.)નું ફર્માન છે કે :- 'સલાતુહા ફી કઅરિ બય્તિહા અફઝલુ.... વબુયુતુહુન્ન ખય્રૂલ લહુન્ન' અને સાહિબે કન્ઝુ-દ્દકાઈક એ 'કિતાબુલ કાફી'માં ફર્માવ્યું કે આજકાલ ફત્વો એના પર છે કે ઔરતોનું તમામ નમાઝોમાં જવું મકરૂહ છે. ફસાદના ઝાહિર હોવાના લઈ. (ભાગ-૧ પાનું-૩૫૮)

(૫) 'રસાઈલુલ અરકાન'માં છે કે અને ઔરતોને મસ્જિદમાં જવાની ઈજાઝત તે ઝમાનાના એઅતેબારથી હતી. પરંતુ આજે મર્દ અને ઔરતોના ખલત-મલતને લઈ ફિત્નો થવાનો સંભવ છે. ઈલા કવ્લિહી.... આ ઝમાના વિષે તમારો શું ખ્યાલ છે. જે ફિત્ના ફસાદનો ઝમાનો છે જેથી આજ એ જ મુનાસિબ છે કે એમની જમાઅતમાં હાજરી મૌકૂફ કરવામાં આવે અને એમના માટે જમાઅતની હાજરી મના હોય. એટલા માટે કે એમના ઉપર જમાઅત નસની રૂએ લાઝિમ અને જરૂરી નથી. અને કુર્આન અને હદીસના પેશે નઝર ફિત્નાથી બચવું વાજિબ છે. અને એના ઉપર ઈજમાઅ મુન્અકિદ છે કે જે વસ્તુ કોઈ હરામ વસ્તુનો સબબ બને તે પણ હરામ છે. (પાનું-૧૦૦)

**એ વિષે મહાન મુહદ્દિસ શૈખ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.)નો અભિપ્રાય પણ કાબિલે ઝિક્ર છે. જુઓ.**

(૬) ફર્માવે છે :- જમાઅત માટે ઔરતોનું મસ્જિદમાં આવવું આ ઝમાનામાં મકરૂહ છે કેમકે ફિત્ના-ફસાદનો ખત્રો છે. નબી (સલ.)ના ઝમાનામાં નિકળવાની ઈજાઝત શરીઅતની તઅલીમને પ્રાપ્ત કરવાની ગરઝથી હતી અને હવે તે ગર્ઝ બાકી ન રહી. એટલા માટે કે શરીઅતના અહકામો આજ-કાલ આમ તૌર પર શાએઅ છે અને ઔરતોનું પરદામાં રહેવું જ મુનાસિબ અને બેહતર છે. (અશીઅતુલ લમ્આત કલમી પાનું-૨૩૩ બાબુલ જમાઅત) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદની નમાઝ બાદ દુઆ વિષે

(૧૨૦૪) સવાલ :- ઈદની નમાઝ બાદ લાંબી દુઆ મંગાય છે અને ઝોર-ઝોરથી મંગાય છે, કેટલીક જગ્યાએ તો લાઉડસ્પીકરમાં મંગાય છે એનો કોઈ સુબુત છે?

જવાબ :- દુઆ ઈબાદત છે, બલ્કે ઈબાદનું મગ્ઝ છે. પણ એને મસ્નુન તરીકા મુતાબિક અમલમાં લેવું જરૂરી છે. ઈદમાં દુઆની જે અહમિયત છે તેનાથી તે દુઆ મુરાદ છે જે નમાઝ અને ખુત્બાની અંદર થાય છે, એ સિવાય કોઈ મુસ્તકિલ દુઆ મન્કુલ નથી. આપ (સલ.)એ ૯ વર્ષ સુધી ઈદની નમાઝ અદા કરી છે. વર્ષની બેના હિસાબે ૧૮ નમાઝ થાય છે. અગર કોઈ મુસ્તકિલ દુઆ માંગી હોત તો હદીસમાં તેનો ઝિક્ર એહતિમામની સાથે આવત, પણ એના માટે હદીસમાં કોઈ સરાહત અને ખાસ હિદાયત નથી. માટે હઝરત શાહ અલ્લામહ અબુલ હસનાત લખ્નવી (રહ.) વિગેરેની તહકીક એ છે કે ઈદની નમાઝ અને ખુત્બામાં ઈત્તિસાલ (જોડાણ) મત્લૂબ છે. માટે ઈદની નમાઝ અને ખુત્બા વચ્ચે લાંબી દુઆ માંગી ફાસ્લો (અંતર) પૈદા કરવું ખિલાફે મસ્નુન ગણાશે. (અર્ફુશ્શઝી શર્હે તિર્મિઝી ભાગ-૧ પાનું-૨૪૧) (ફૈઝુલ બારી શર્હે બુખારી શરીફ ભાગ-૨ પાનું ૩૬૨) (મજમુઅએ ફતાવા કદીમ ભાગ-૧ પાનું ૧૨૦) (ઈલ્મુલ ફિકહ ભાગ-૨ પાનું-૧૭૧)

માટે જ્યાં એ જારી નથી ત્યાં ચાલુ કરવાની જરૂરત નથી. અને જ્યાં જારી છે ત્યાં બંધ કરાવી ઇખ્તિલાફ પૈદા કરવો મુનાસિબ નથી. સમજાવ્વાથી સમજી જાય તો સમજાવી બંધ કરવું બેહતર છે. જુઓ.

(૧) રઈસુલ મુહકકિકીન અલ્લામહ અબૂલ હસનાત હઝરત મૌલાના અબ્દુલ હય લખ્નવી (રહ.) ફર્માવે છે :- રિવાયતે હદીસસે ઈસ કદર મઅલૂમ હોતા હે કે આંહઝરત (સલ.) નમાઝે ઈદસે ફરાગત કરકે ખુત્બહ પઢ્હતે થે ઔર ઉસ્કે બાદ મુઆવદત ફર્માતે થે ઔર બાદ નમાઝ યા બઅદે ખુત્બહકે દુઆ માંગના આપસે સાબિત નહીં. ઔર ઈસી તરહ સહાબએ કિરામ ઔર તાબિઈને ઈઝામસે ઈસ્કા સુબૂત નઝરસે નહીં ગુઝરા (મજમુઅએ ફતાવા કદીમ જિલ્દ-૧ સફા-૧૨૦)

(૨) અને ઈમામે અહલે સુન્નત હઝરત મૌલાના અબ્દુશ્શકુર સાહબ (રહ.) ફર્માવે છે :- બઅદે નમાઝે ઈદૈનકે દુઆ માંગના નબી (સલ.) ઔર ઉન્કે અસ્હાબ ઔર તાબિઈન ઔર તબએ તાબિઈન (રદી.) સે મન્કુલ નહીં, ઔર અગર ઈન હઝરાતને કભી દુઆ માંગી હોતી તો ઝરૂર નકલ કી જાતી. લિહાઝા બગર્ઝે ઇત્તિબાઅ દુઆ ન માંગના, દુઆ માંગનેસે બેહતર હે. (ઈલ્મુલ ફિકહ જિલ્દ-૨ સફા-૧૭૧)

(૩) રઈસુલ મુહદ્દિસીન હઝરત અલ્લામહ અન્વર શાહ કશ્મીરી (રહ.) ફર્માવે છે :- કૌલ હઝરત ઉમ્મે અતિય્યહ (રહ.)કા કે હમેં હુકમ થા હૈઝવાલી ઔરતેં ભી ઈદગાહકી તરફ નિકલેં તાકે મર્દોકે સાથ તકબીરેં કહેં ઔર ઉન્કી દુઆઓંમેં શરીક હોં.... ઈલા કવ્લિહી.... ઈસ્સે યે ન સમજા જાએ કે ઈદકે બાદ ભી દુઆ હોતી થી જિસ તરહ પાંચ વક્ત નમાઝકે બાદ હોતી હે ઔર ઈસ બારેમેં ઈત્લાકાતસે તમસ્સુક વ ઈસ્તિદલાલ સહીહ નહીં ક્યું કે ઉન્સે ઈસ્તિદલાલકી ગુંજાઈશ ઉસ વક્ત હોતી હે કે વહાં ખાસ મૌકા વમકામમેં કોઈ દુસ્રી બારહ મૌજુદ ન હોં. ઔર યહાં દુસરી સુરત મૌજુદ હે કે ઈદકી નમાઝ નવ સાલ તક હોતી રહી (કુલ અઠ્ઠારહ નમાઝેં હુઈ) કિસીને ભી નમાઝકે બાદ દુઆ નકલ નહીં કી. લિહાઝા આમ ઈત્લાકાતસે કે આમ નમાઝોંકે બાદ દુઆ સાબિત હે. યહાં ખાસ ઈદકી નમાઝકે બાદકી દુઆ સાબિત નહીં કર સકતે. હઝરત શાહ સાહબકી ઈસ તહકીક્કી 'મજાલિસુલ અબ્રાર'કી ઈસ ઈબારતસે ભી તાઈદ હોતી હે ઈસ વાસ્તે કે બિદઅતી જો મસ્લિહત ઔર ફઝીલત બયાન કરતા હે અગર વોહ પય્ગમ્બર (અલ.) કે વક્તમેં સાબિત થી ઔર બાવુજુદ ઉસ્કે આપને ઉસ્કો નહીં કિયા તો ઈસ કામકા છોળના હી સુન્નત હે જો હર ઉમૂમ ઔર કિયાસસે મુકદ્દમ હે. પસ જો શખ્સ ઐસે કામકો અમલમેં લાયે ઔર અગર ઉસકો અમલમેં લાયે ઔર ઈસ બાતકા એઅતિકાદ રખ્ખે કે યે દીનમેં ના જાઇઝ હે તો વો ફાસિક હોગા, મુબ્તદેઅ ન હોગા. ઔર અગર ઉસકો અમલમેં લાયે ઔર ઇસ બાતકા એઅતિકાદ રખ્ખે કે યે દીનમેં જાઈઝ હે તો વો ફાસિક ઔર બિદઅતી હે. (મજાલિસુલ અબ્રાર પાનું-૧૮૨ મજલિસ-૧૮) ઈલા કવ્લિહી....દુસ્રે યે કે યહાં (નમાઝે ઈદમેં) નમાઝ વ ખુત્બહકા ઈત્તિસાલ મત્લુબ હે ઈસ લિયે ઉનકે દરમિયાન દુઆ ન હોની ચાહિયે )કે ઈસ્સે ઈન્કિતાઅ ઔર ફસ્લ લાઝિમ (હોતા હે) ઔર હદીસમેં જો ઝિક્ર દુઆ વ દઅવત ઔર ઉસમેં ઔરતોંકી શિર્કતકા હુવા હે ઇસ્સે મુરાદ વો અઝકાર હેં જો ખુત્બહ ઔર વઅઝ વ નસીહતકે ઝિમનમેં હોતે હેં. ક્યું કે દુઆ વ દઅવત આમ હે.... (ફૈઝુલ બારી જિલ્દ-૨ સફા-૩૬૨) ( અર્ફુશ્શઝી સફા-૧૪૧) (અન્વારૂલ બારી જિલ્દ-૮ સફા-૯૦-૯૧)

(૪) અને હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાન્વી (કુદ્દિસ સિર્રૂહુ) ફર્માવે છે :-'વાકેઈ બઅદે નમાઝે ઈદ યા ખુત્બહ દુઆ માંગના બિલ્ખુસુસ મન્કુલ નહીં દેખા ગયા. ઔર 'દઅવતુહુમ'સે ઈસ્તિદલાલ નાતમામ હે ક્યું કે ઉસ્મે કિસી મહલકી તસ્રીહ નહીં કે યે દુઆ કિસ વક્ત હોતી હે ફિર મહલ્લે ખાસમેં ઈન્કે હોને પર ઈસ્તિદલાલ કરના ઝાહિર હે કે ગૈર તમામ હે. મુમ્કિન હે કે યે દુઆ વો હો જો નમાઝકે અંદર યા ખુત્બેકે અંદર આમ સેગોંસે કી જાતી હે જો સબ મુસલમાનોંકો શામિલ હોતી હે ઔર હાઝિરીન પર ઉસકે બરકાત અવ્વલ ફાઈઝ હોતે હેં. લેકીન બિલ્ખુસુસ મન્કુલ ન હોનેસે હુકમ ઈબ્તિદાઅ કા ભી મુશ્કિલ હે. ક્યું કે ઉમૂમાતે નુસૂસસે ફઝીલતે દુઆ બઅદ-સ્સલાતકી સાબિત હે. પસ ઈસ ઊમૂમમેં ઉસ્કે દાખિલ હોનેકી

ગુંજાઈશ હે ઔર અગર કોઈ શખ્સ બિલ્ખુસુસ મન્કૂલ ન હોનેકે સબબ ઉસ્કો તર્ક કરે ઉસ પર ભી મલામત નહીં. બહર હાલ યે મસ્અલહ ઐસા મોહતમ બિશ્શાન નહીં હે. દોનોં જાનિબમેં તવસ્સુઅ હે. (ઈમ્દાદુલ ફતાવા જિલ્દ-૧ સફા-૩૭૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વેરાન ઈદગાહને આબાદ કરવા તેમજ મેહરાબને વચમાં લાવવા વિષે.**

(૧૨૦૫) સવાલ :- અહીંયા એક પુરાની યાદગાર ઈદગાહ છે. પરંતુ કઈ વર્ષોથી એની આજુ બાજુનો ભાગ ગૈરોના કબ્ઝામાં ચાલ્યો ગયો હતો. અને ઈદગાહ ઈસ્તિઅમાલના લાયક રહી ન હતી. એટલું જ નહીં પણ ઈદગાહમાં શરાબનોશી અને જુગારનો અડ્ડો બની ગયો હતો. અને પેશાબ-પાખાનાથી મુલવ્વસ રહેતી. ઈદગાહની નઝદીકના રહેવાસીઓમાંથી અમુક નવજવાનોએ એને મહસુસ કરી ઘણી કોશીશ પછી ચારેવ બાજુ પાકી દીવાર બનાવી દીધી. અને ગૈરોંના કબ્ઝાથી છોડાવ્વામાં કામ્યાબી હાસિલ કીધી. 'ફલ્હમ્દુ લિલ્લાહિ અલા ઝાલિક' હાલ તેઓ વસીઅ બનાવ્વાથી મેહરાબ અને મિમ્બરને વચમાં લાવવા માંગે છે તો એમાં કાંઈ કબાહત છે?

જવાબ :- મસ્જિદ અને ઈદગાહમાં ઈમામના ઉભા રહેવાની જગ્યા બિલ્કુલ વચમાં હોવું જરૂરી છે. જેથી બન્નેવ તરફ સફો બરાબર રહે. એક બાજુ સફનું વધી જવું બાઈસે કરાહત છે. જેથી મેહરાબ બિલ્કુલ વચમાં બનાવી લેવામાં આવે. અને મિમ્બર પણ મેહરાબના નઝદીક હોવી જોઈએ. એમ કરવામાં કાંઈ વાંધો નથી. ઈદની નમાઝ શહેરની ઈદગાહમાં હોવું સુન્નતે મુઅક્કદહ છે. મોટું શહેર હોવાથી ઈદગાહનો કમા હક્કહુ બંદોબસ્ત ન હોવાથી શહેરની નાની-મોટી મસ્જિદોમાં ઈદની નમાઝ પઢાય છે, તેમજ લોકોને નઝદીકના કસ્બામાં જવું પડે છે જેથી શહેરના મુનાસિબ ઈદગાહનો બંદોબસ્ત જરૂરી છે. આ કદીમ ઈદગાહ મુસલમાનોની બેતવજ્જુહી અને ગફલતના લઈ ન હોવા જેમ થઈ ગઈ હતી અને એનો મોટો ભાગ નાજાઈઝ કબ્ઝાની નઝર થઈ ગયો હતો જ્યાં હઝારો મુસલમાનોએ નમાઝ પઢી છે. લાખો સજદા થયા છે. અફસોસ કે ત્યાં શરાબનૌશી અને કિમાર બાઝી (જુગાર)ના અડ્ડા બની ગયા અને વર્ષો સુધી પેશાબ પાખાનાની ગંદકી થતી રહી, જે શહેરવાસીઓ માટે વબાલનો સબબ છે. અલ્લાહના અમુક નેક બંદાઓએ બુરાઈ મહસુસ કરી એ જગ્યાને નાજાઈઝ કબ્ઝાથી છોડાવી અને ગંદગીથી પાક સાફ કીધી અને ઈદગાહની તવ્સીઅ કીધી. એઓ ખરેખર મુબારક બાદીના મુસ્તહિક છે. મુસલમાનોને જોઈએ કે એમની મદદ કરે અને આ કદીમ ઈદગાહને આબાદ કરવામાં પુરેપુરી જદ્દો-જહદ કરે. જેઓ પણ આ નેક કામમાં દામે-દિરહમે-કદમે-સખુને ભાગ લેશે તે સુન્નતને ઝિંદા કરવાની સઆદત પ્રાપ્ત કરવાને લઈ ઈન્શા અલ્લાહ ૧૦૦ શહીદોના અજરો સવાબના મુસ્તહિક બનશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



**ફતાવા રહીમિય્યહકે મુત્આલ્લિક સય્યિદુલ મિલ્લત હઝરતુલ અલ્લામહ મૌલાના સય્યિદ મુહમ્મદ મિયાં સાહબકે તઆસ્સુરાત**

અહકર ઈન ફતાવાકે મુતાલઆસે મુશર્રફ ઔર મુસ્તફીદ હુવા. અગર અહકરકી તસ્દીક કોઈ વઝન રખતી હૈ તો અહકર ઈન તમામ ફતાવાકી તસ્દીક કરતા હૈ. બઅઝ જવાબાત કુછ તવીલ હૈં. બઅઝને મઝમુન યા રિસાલેકી સુરત ઈખ્તિયાર કર લી હૈ મગર જો કુછ લિખા ગયા હૈ વોહ પુરી તહકીકસે લિખા ગયા હૈ. મઅલુમ હોતા હે મૌલાનાકા ઝહન ફિકહએ અહનાફકે સાંચેમેં ઢલ ગયા હૈ. આપકા કલમ જો જવાબ લિખતા હૈ વો ફિકહકે મુતાબિક નિહાયત સહીહ હોતા હૈ. અલ્લાહ તઆલા ઈન ફતાવાકે નફઅકો આમ ઔર દાઈમ ફરમાયે હઝરત મુફતી સાહબકો ઉસકે અજરે અઝીમસે નવાઝે. આમીન.

નયાઝમંદ, મુહતાજે દુઆ મુહમ્મદ મિયાં ૧૧ જ. અવ્વલ ૧૩૮૮ હિ.

# અનુક્રમણિકા

## ફતાવા રહીમિય્યહ ભાગ-૪